Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
पर्युत्सुकीभवति यत् सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥

જોઈ સુણી જ રમણીય રસાળ શબ્દો
થાયે સુખી જન કદીક ખરે અધીરો
સંસ્કારજન્ય મનના દૃઢ તો અજાણ્યા
મૈત્રી સજાગ હૃદયે બનતી ભવોની ॥




વિદ્યાર્થી સાધુ અક્ષરપ્રિયદાસજી.
ભુજ - કચ્છ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

શાસ્ત્રી સ્વામી
પ્રેમસ્વરૂપદાસજી




સંપૂર્ણ આવૃત્તિ

લેખક: આધરા-નાન્દી

એમ. એ.

—પ્રકાશક—
મહાજન પબ્લિશિંગ હાઉસ
ગાંધીરોડ, સેન્ટ્રલ બેન્કની બાજુમાં, અમદાવાદ. ફોન.નં.૪૦૩૧

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# અર્પણ

મારા પૂજ્ય પિતાશ્રી

શ્રી શંભુચન્દ્ર રામચન્દ્ર નાન્દી

તથા

સ્મૃતિશેષ માતા મધુમતીને

કે જેમની આશિષનું જ આ ફળ છે.



साधु अक्षर प्रिय दासजी
श्री स्वामिनारायण मन्दिर भुज कच्छ
श्री स्वामिनारायण रोड पीन, ३७०००१
०२८३२, फोन २२३३१ २३३३१ फेक्स २४७

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# (પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાંથી)

વિશ્વભરના મહાન વિદ્વાનોએ મહાકવિ કાલિદાસના અભિજ્ઞાન શાકુન્તલ ઉપર ઘણુંએ લખ્યું છે. હાલમાં ગુજરાત યુનિવર્સિટીએ ગુજરાતી ભાષાને શિક્ષણના માધ્યમમાં અપનાવતો ઠરાવ પસાર કર્યો છે. તેથી આ નાટકનું સંપાદન કરવાનો મને પણ આ સાલ લાભ મળ્યો છે.

આ પુસ્તક તૈયાર કરવામાં જે વિદ્વાન લેખકોની કૃતિઓની મેં મદદ લીધી છે તે સર્વેની હું ઋણી છું. પ્રૂફ વિગેરે ઝીણવટથી તપાસી આપવામાં મારા ભાઈ શ્રી. તપસ્વીએ અથાગ મહેનત કરી છે. તેને માટે હું આભારી છું.

મહાકવિ રઘુવંશમાં કહે છે તેમ કાગળની હોડીમાં બેસી મહાસાગર તરવાનો આ પ્રયાસ છે. આગલા વિદ્વાન લેખકોએ મારે માટે પ્રવેશદ્વાર ખુલ્લું કર્યું છે તેમાંથી પણ ઉપયોગી પ્રેરણા મળી રહે છે. એટલે મારો આ પ્રયાસ ભિન્નભિન્ન રુચિવાળા અભ્યાસીઓ અને પ્રોફેસરો તથા સમાજના રસિક વાચકોને પસંદ પડે એજ મારી આશા.

છેવટમાં મારી આ કૃતિ પ્રસિદ્ધ કરવા માટે શ્રી મહાજન પબ્લીશીંગ હાઉસના માલિક શ્રી. ચીમનલાલ માણેકલાલ શાહનો તથા તે કાળજીથી છાપવા માટે શ્રી. નવપ્રભાત પ્રેસના માલિક શ્રી મણિલાલ છગનલાલ શાહનો હું હાર્દિક આભાર માનું છું.

જુન—૧૯૫૫. —સગ્ધરા નાન્દી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિને સારો આવકાર મળી તે પ્રસિદ્ધ થયા પછી ત્રણ-ચાર માસમાં જ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવા અવસર પ્રાપ્ત થયો છે તે બદલ સમગ્ર વાચક વર્ગનો આભાર.

પહેલી આવૃત્તિમાં કરવી પડેલી ઉતાવળમાં તે આવૃત્તિમાં મૂળ સંસ્કૃત નાટકનું પ્રાકૃત, પાઠભેદો વગેરે આપી શકાયું નહોતું. તે આ આવૃત્તિમાં આપી પુસ્તકને વધુ રસિક બનાવવા પ્રયત્ન કર્યો છે.

ગરવી ગુજરાતી ભાષામાં બીજા ઘણા અનુવાદો સાથે મેં પણ સુગમ્ય અનુવાદ, ઊંડી સમલોચના અને વિસ્તૃત ટિપ્પણ આપી સાહિત્યના શોખીનોનો શોખ પૂરો પાડવા યથાશક્તિ પ્રયત્ન કર્યો છે.

મહાકવિ શ્રી કાલિદાસના આ સંસ્કૃત નાટકની બંગાળી, કાશ્મીરી અને દેવનાગરી વાચનાઓ ઉપરના મહાન ટીકાકારોના મંતવ્યો પૈકી તમામ આ આવૃત્તિમાં અપનાવ્યા છે. શ્રી શરદરંજન રાયની આવૃત્તિનો તથા સ્વ. શ્રી. બ. ક. ઠા. નાં અમૂલ્ય મંતવ્યોનો પ્રથમ આવૃત્તિમાં પણ ઉલ્લેખ કર્યો હતો અને પ્રસ્તુત આવૃત્તિમાં પણ તે કર્યો છે જ. તે બધા વિદ્વાનોનો આભાર. પરિશિષ્ટ અને સમાલોચનામાં પણ કેટલોક વધારો કર્યો છે.

પહેલી આવૃત્તિના પ્રકાશક શ્રી. મહાજન પબ્લિશીંગ હાઉસના સંચાલકો તરફથી શ્રી. ચીમનલાલ માણેકલાલ શાહ જ આ બીજી આવૃત્તિ પણ એના એ નવપ્રભાત પ્રેસમાં છપાવવા જે જહેમત ઉઠાવી રહ્યા છે તે માટે તેમનો અને પ્રેસના માલિક શ્રી મણિલાલ છગનલાલ શાહનો હું હાર્દિક આભાર માનું છું.

તા. ૬-૯-૫૫ —સ્રગ્ધરા નાન્દી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# નિવેદન

## ( ત્રીજી આવૃત્તિ )

મહાકવિના અભિજ્ઞાનશાકુન્તલની ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાનો સુઅવસર સાંપડયો એ બદલ ઘણો આનંદ થાય છે. આ પુસ્તકના નિવેદનમાં એટલું જ કહેવાનું કે ત્રીજી આવૃતિ એ કેવળ પ્રથમ બે આવૃત્તિનું જ પુનર્મુદ્રણ નથી. ભાષાન્તરમાં અનેક સુધારા કર્યા છે. પ્રસ્તાવના તદ્દન નવી જ લખાઈ છે. ટિપ્પણમાં પણ યોગ્ય સુધારા-વધારા કર્યા છે. આ ક્ષેત્રના અમારા અભ્યાસ અને અનુભવે મહાકવિના આ નાટકની સંપૂર્ણ આવૃત્તિ પ્રગટ કરતાં હવે અધિક આનંદ થાય છે.

આ પુસ્તકની ત્રીજી આવૃતિના પ્રકાશન પહેલાં મારા ભાઈ શ્રી તપસ્વી નાન્દી સાથેની જ્ઞાનગોષ્ઠીમાં મને અનેક રીતે નવું દર્શન સાંપડયું છે. એ સદ્ભાવ અને હેત ભૂલાય એમ નથી. આ પુસ્તકની પ્રૂફો તપાસવામાં શાંતિ અને ધૈર્યથી એકધારી મહેનત ઉઠાવવા બદલ ભ્રાતૃનિર્વિશેષ ભાઈ શ્રી ચંપકભાઈ વ્યાસનો સ્નેહ અને સદ્ભાવ વીસરાય તેમ નથી. મહાજન બુક ડીપોના સંચાલક મુ. શ્રી. ચીમનભાઈનો આભાર માનું છું એમ કહેવું એમના ભાવ માટે ઓછું પડે કારણ એમની ધગશ અને પ્રોત્સાહનથી જ આ સુઅવસર સાંપડયો છે. ધીરજ અને કાળજીથી આ પુસ્તક છાપવા બદલ રામાનંદ પ્રેસના તથા ત્યાં કામ કરતા ભાઈ શ્રી નટવરલાલભાઈનો મારે ખાસ આભાર માનવો પડશે.

મારા પૂ. પપ્પા, કે જેમના આશીર્વાદ અને પ્રોત્સાહનથી જ આ પુસ્તક લખાયું તેમનું ઋણ તો કેવી રીતે અદા થાય ?

રસિક અને જિજ્ઞાસુ વાચકોના સહકાર બદલ તેમનો આભાર માનવાના તો શબ્દો પણ જડતા નથી. અસ્તુ.

૮-૧-૧૯૬૦

નં-૧, પ્રીતમનગર,
એલિસબ્રીજ,
અમદાવાદ-૬

—સુંદરા શંભુચન્દ્ર નાન્દી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# પ્રસ્તાવના

## [ ૧ ] સંસ્કૃત નાટકનો ઉદય

देवानामिदमामनन्ति मुनयो कान्तं क्रतुं चाक्षुषम्
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा।
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम् ॥१

'The purpose of playing, whose end both at first and now, was and is, to hold as' twere, the mirror up to nature; to show virtue her own feature, scorn her own image, and the very age and body of the time his form and pressure,' and 'they ( the players ) are the abstracts and brief chronicles of the time.'

पुराणमित्येव न साधु सर्वम् ।

જોતાં કમકમાં આવે અને કરતાં થાક લાગે એવા પુરાણા યજ્ઞોનો જાણે દેવો અને ઋષિઓને પણ કંટાળો આવ્યો. મહાકવિ કહે છે તેમ આંખ, કાન અને મનને સરખી પ્રીતિ ઉત્પન્ન કરનાર, તથા દેવો, ઋષિઓ અને મનુષ્યોને એક સરખો ગમે તેવો પવિત્ર યજ્ઞ તો એક જ અને તે 'નાટ્ય' યજ્ઞ. બધા વેદોનો સાર હોવાથી એ દેવોને પણ ગમે.

ભિન્ન ભિન્ન રુચિવાળા લોકો જીવનને જ મૂર્ત થતું જોતાં કેમ ન ખુશ થાય? શૃંગાર, શાંત, કરુણ, ભયાનક અને વીર આદિ રસનો સંગમ સામે જ હોય તો એમાં ડૂબકી કોણ ન મારે? સામે આવેલી શારદી જ્યોત્સ્નાને કપડું ધરી કોણ રોકશે?

પ્રાચીન પરંપરા પ્રમાણે નાટ્યવેદ પાંચમો વેદ છે. ઋગ્વેદ વગેરે વેદો ફક્ત ત્રણ વર્ણો માટે જ હતા. શૂદ્રોને એનો અધિકાર ન હતો. સત્યયુગમાં સર્વત્ર સુખ હતું. લોકોને એ વખતે આવા વિનોદની જરૂર ન હતી. દુઃખનું નામ નહિ તો આ કલાને હર્ષના જેટલા જ જરૂરી એવા શોકનો

---

૧ કાલિદાસ માલવિકાગ્નિમિત્ર

૨ શેક્સપીઅર હેમલેટ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


તો કોઈને ખ્યાલ જ ક્યાંથી આવે ? પણ ત્રેતાયુગમાં આ નવું સાહિત્ય ઉદ્ભવ્યું. દેવો, ઋષિઓ અને બધા જ વર્ણના લોકો માટે એક સામાન્ય મનોરંજનની જરૂર જણાઈ. દેવોએ એ માટે બ્રહ્માને વિનંતી કરી. તેમની વિનંતીને માન આપી બધા વેદોમાંથી સાર લઈને બ્રહ્માએ પાંચમો નાટ્યવેદ સર્જ્યો. ઋગ્વેદમાંથી પાઠ લીધો. સામવેદમાંથી ગીત લીધું. યજુર્વેદમાંથી અભિનય લીધો અને અથર્વવેદમાંથી રસ લીધા.

जग्राह पाठ्यमृग्वेदात् सामभ्यो गीतमेव च ।
यजुर्वेदादभिनयान् रसानथर्वणादपि ॥

બ્રહ્માએ ભરતમુનિને પ્રયોગ રજૂ કરવાની આજ્ઞા કરી. વિશ્વકર્માએ રંગભૂમિ રચી. રુદ્રે ઉગ્ર તાંડવ આપ્યું. પાર્વતીએ લલિત અને મોહક લાસ્ય આપ્યું. વિષ્ણુએ ચાર વૃત્તિ આપી. પૃથ્વી ઉપર આ નવા વેદનો અવતાર થયો. દેવો ઋષિઓ અને આબાલવૃદ્ધ નરનારીઓને આ એક સરખું વિનોદસ્થાન થઈ પડ્યું.

આ સાંપ્રદાયિક કથામાં તથ્ય કેટલું છે એ તો બ્રહ્મા જ જાણે પણ એટલું તો ચોક્કસ કે નાટકનું કોઈક સ્વરૂપ અવિકસિત રીતે ઘણા પ્રાચીન સમયથી અસ્તિત્વમાં હશે જ.

વેદનાં સંવાદસૂક્તો અને વૈદિક કર્મકાંડમાં પણ નાટકનાં તત્ત્વો હોવાની ધારણા થાય છે. ખરેખરું નાટકનું સ્વરૂપ તો તેમાંથી ન મળે પણ નાટકના અંગભૂત સંવાદો, અભિનય અને ગીત–આ વેદ સાહિત્યમાં છૂટે છૂટે સ્વરૂપે મળે છે. 'યમયમી'નો સંવાદ, પુરૂરવા ઉર્વશીનો સંવાદ, વિશ્વામિત્ર અને નદીઓનો સંવાદ, સરમા અને પણિનો સંવાદ, ઇન્દ્ર અને વશુક્રનો સંવાદ વગેરેમાં પ્રેમ, તિરસ્કાર, ઈર્ષા, ક્રોધ વગેરે ભાવો દેખાય છે. યજ્ઞ વખતે વેદના સંવાદોનો મુખપાઠ થતો. આ સંવાદોનો ભાવ રજૂ કરવા આ મુખપાઠ કરનારાઓ કદાચ અભિનયનો આશ્રય લેતા પણ હોય. આમ એ સમયે પણ ગીત, સંવાદ અને અભિનય—એ નાટકના મુખ્ય અંશો આવી રીતે હતા ખરા.

વેદોત્તરકાલીન સાહિત્યમાં વીરકાવ્ય 'મહાભારત'ના પ્રાચીન ભાગમાં એક પણ સ્થળે નાટકનું અસ્તિત્વ સ્ફુટ રીતે સ્વીકારવામાં આવ્યું નથી. 'નટ' શબ્દ છે ખરો પણ તે 'મૂકનર્તકો' ને પણ લાગુ પડે. શાંતિપર્વમાં

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રો. હિલ્લેબ્રાંટને નાટ્યકલાધરોનો ઉલ્લેખ જણાય છે. ત્યાં પણ એ શબ્દ મૂકનર્તકોને પણ સંપૂર્ણ રીતે લાગુ પડે તેમ છે. અનુશાસન પર્વમાં પણ ટીકાકાર નીલકંઠ જ્યાં નટ અને નર્તકોનો ઉલ્લેખ માને છે ત્યાં એ શબ્દોના 'મૂક અભિનય કરનાર' અને 'નાચનાર' એવા અર્થો પણ દરેક રીતે બંધ બેસે છે. મહાભારતના પરિશિષ્ટ હરિવંશમાં પણ નાટક યોજનાર નટોની હકીકત છે. રામાયણમાં પણ કોઈ જાતનો પ્રાચીન પુરાવો મળતો નથી છતાં પણ વીરકાવ્યોની કથા દ્વારા નાટકના વિકાસ ઉપર સબળ અસર થઈ છે. આ કથાઓ કરનાર કથકોની મંડળી હતી. એ કથાઓ કરનાર બે પ્રકારના હતા—એક મૂળ શ્લોક બોલનાર પાઠકો અને બીજા તે ભાવને અભિનયથી બતાવનાર ધારકોનો. આ કથકો સંગીત સાથે કથા કરતા. તેઓ અભિનય દ્વારા પણ તેમના ભાવ દર્શાવતા. આમ આ કથા કરવાનું સ્વરૂપ જ નાટ્યાત્મક છે. એમાં સંવાદ ઉમેરાય એટલે ગર્ભરૂપે નાટક તૈયાર થાય. રામાયણમાં પણ કુશ લવ આવી રીતે કથા કરતા હોવાનો ઉલ્લેખ છે. 'ભારત' શબ્દ પણ 'નાટક'ના અર્થમાં વપરાતો. 'નટ'ના અર્થમાં વપરાતો 'કુશીલવ' શબ્દ પણ રામાયણના કુશ–લવ ઉપરથી વ્યુત્પન્ન થયો છે.

'પાણિનિ'માં 'શિલાલિન' અને 'કૃશાશ્વ' ને નામે પ્રચલિત નટસૂત્રોનો ઉલ્લેખ મળે છે. અહીં પણ મૂક 'નર્તક'નો ઉલ્લેખ હોઈ શકે. પતંજલિના મહાભાષ્યમાં નાટકના અસ્તિત્વને લગતો સબળ પુરાવો પ્રાપ્ત થાય છે. એ વખતમાં ભૂતકાલીન બનાવને એ વકતાની નજર આગળ બન્યો હોય એવા શબ્દોમાં વર્ણવવાનો રિવાજ સામાન્ય હતો. એ વર્ણનકરનારના ત્રણ પ્રકાર હતા. પ્રથમ પ્રકાર શૌભિકો કે શોભનિકોનો છે. કંસનો વધ ને દુષ્ટ બલિનું બંધન તેઓ શબ્દપ્રયોગ વિના ક્રિયા દ્વારા કરી બતાવે છે. બીજો પ્રકાર ચિત્રકારોનો છે. તેઓ ચિત્રો દ્વારા આ બનાવો વર્ણવે છે. ત્રીજો પ્રકાર ગ્રંથિકોનો છે. ગ્રન્થિકો શબ્દ દ્વારા (એટલે ગાઈને) એ બનાવ વર્ણવતા અને આબેહૂબ નજર આગળ ખડા કરતા. મહાભાષ્યમાં એકલો મુખપાઠ કરનાર નહિ પણ ગાનાર 'નટો' વિશે પણ સાંભળીએ છીએ. એ સમયે માર ખાવાની નટને નવાઇ ન હતી. 'યોગ્ય પહેરવેશ' સાથે સ્ત્રી પાઠ ભજવનારને માટે 'ભ્રૂકુંસ' શબ્દ ખાસ વાપરવામાં આવતો. ગાનારી અને નાચનારી સ્ત્રીઓનો પણ તેમાં ઉલ્લેખ છે. આમ પતંજલિના વખતમાં નાટક પૂર્ણ રૂપે વિદ્યમાન હતું એમ સંપૂર્ણતઃ સાબીત કરી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકાતું નથી પણ તેનાં તત્વો અસ્તિત્વમાં હતાં.

પાશુપત સંપ્રદાયની ધાર્મિક ક્રિયાઓમાં ગીત તથા નૃત્યનો સમાવેશ કરવામાં આવે છે. રામલીલા કે દશાર્હ ઉત્સવમાં પણ રામ, સીતા વગેરેના પાઠ મૂક પ્રયોગ દ્વારા ભજવાતા.

બુદ્ધ અને જૈન ધર્મમાં પણ તેના વિકાસ દરમિયાન ધર્મસિદ્ધાંતોનો પ્રચાર કરવા નાટકનો આશ્રય ખુશીથી લેવામાં આવ્યો હતો. બૌધ ગ્રંથો નાટકને અતિ પ્રાચીન ગણે છે. 'લલિતવિસ્તર'માં બુદ્ધે મહાધર્મનું નાટક જોવા પ્રવેશ કર્યાનું પણ કથન છે. રાજા બિંબિસારે બે નાગ રાજાઓના માનમાં એક નાટક ભજવ્યું હતું. 'અવદાનશતક'માં બુદ્ધ અને તેના શિષ્યોનો અભિનય કરનારી નટમંડળીઓના અસ્તિત્વનો પુરાવો છે. કુવલયા નામની નટીના પ્રેમમાં એટલા બધા ભિક્ષુકો પડ્યા હતા કે બુદ્ધે તેને કુબ્જા બનાવી દીધાનો ઉલ્લેખ છે.

નાટકની ધાર્મિક ઉત્પત્તિના મતને મહાભારતના પરિશિષ્ટ હરિવંશમાં આપેલી નાટ્યપ્રયોગોની હકીકતથી ચોક્કસ ટેકો મળે છે.

ભવાઈ અને કઠપૂતળીના ખેલમાં તથા છાયાનાટકમાં પણ કેટલાક નાટકની ઉત્પત્તિ જુએ છે. પણ ઘણા વિદ્વાનો તરફથી આ મતને ટેકો મળતો નથી.

પાશ્ચાત્ય વિદ્વાનોના મત પ્રમાણે સહુથી પ્રાચીન નાટકો અશ્વઘોષનાં છે. પ્રો. લ્યૂડર્સે તુર્ફાનમાંથી અશ્વઘોષનાં ત્રણ નાટકો શોધ્યાં છે. એમાંનું એક નાટક 'શારિપુત્ર પ્રકરણ' નામનું છે. એક નાટક રૂપકાત્મક છે. તેમાં કીર્તિ, ક્રોધ વગેરેને પાત્રો તરીકે મૂર્ત કરવામાં આવ્યા છે. ત્રીજું 'ગણિકા' નાટક છે. તેમાં મગધવતી નામની ગણિકાની વાત છે. પાત્ર, રસ, પ્રસંગપરંપરા અને હાસ્ય નિરૂપણ જોતાં આ નાટક કંઈક અંશે શૂદ્રકના 'મૃચ્છકટિક'ને મળતું છે.

પાશ્ચાત્ય વિદ્વાનો અશ્વઘોષને ભાસનો પુરોગામી ગણે છે. પરંતુ અમે એ મત સ્વીકારતા નથી. અશ્વઘોષના બુદ્ધચરિતમાં ભાસના પ્રતિજ્ઞાયૌગન્ધરાયણના એક શ્લોકને મળતો શ્લોક આવે છે. આ ઉપરાંત નાટ્યશાસ્ત્રના નિયમોને અનુસરવાની ટેવ, નાટકનાં પાત્રો અને પ્રસંગોમાં કાલિદાસ અને શૂદ્રકના વાતાવરણની અસર, રૂઢ પાત્ર વિદૂષકની પસંદગી, પાત્રોની ઉચ્ચાવચ્ચ સ્થિતિને ધ્યાનમાં રાખીને બોલાતી સંસ્કૃત પ્રાકૃત ભાષા તથા ભાસ કરતાં

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઓછો દેખાતો અનુષ્ટુભનો પ્રયોગ અને ઉપજાતિ, રુચિરા, મંદાક્રાન્તા, સ્રગ્ધરા વગેરે અઘરા છંદનો પ્રયોગ, સમાસપ્રચુર શબ્દો વગેરે બતાવે છે કે અશ્વઘોષ ભાસ પછી થઈ ગયો.

ભાસ, કાલિદાસ, હર્ષ, ભવભૂતિ, વિશાખદત્ત, શૂદ્રક, રાજશેખર વગેરે ઘણા કવિઓએ ઘણાં નાટકો લખ્યાં છે.

[ ૨ ] સંસ્કૃત નાટક

સંસ્કૃત કાવ્ય બે વિભાગમાં વહેંચાયું છે— દૃશ્ય અને શ્રાવ્ય. નાટકનો પહેલા વિભાગમાં સમાવેશ થાય છે. સંસ્કૃતમાં બધાં નાટક માટે 'રૂપક' શબ્દ વપરાય છે. સંસ્કૃતમાં રૂપકના દસ પ્રકાર ગણાવ્યા છે—नाटकं सप्रकरणं भाणः प्रहसनं डिमः । व्यायोग समवकारौ वीथ्यङ्केहामृगा इति । उपरूपक 'રૂપક'નો એક નાનો પ્રકાર છે. ઉપરૂપકો અઢાર પ્રકારનાં ગણાવ્યાં છે. એમાં નાટિકા, ત્રોટક, સટ્ટક વગેરે મુખ્ય પ્રકાર છે. પણ એ બધાં નાટક કરતાં સહેજ જ જુદાં પડે છે.

રૂપકમાં ત્રણ બાબતો મુખ્ય ગણાય છે. (૧) वस्तु —નાટકનું વસ્તુ (૨) नेता —નાટકનો નાયક અને (૩) रस —નાટકનો રસ. આ ત્રણે બાબતો હવે સંક્ષેપમાં જોઈએ—

વસ્તુ

સામાન્યતઃ વસ્તુ બે પ્રકારનું હોય છે (૧) आधिकारिक (મુખ્ય) અને (૨) प्रासंगिक ( પ્રાસંગિક ). મુખ્ય વસ્તુમાં મુખ્ય પાત્રો હોય. તે આખા નાટકમાં વ્યાપ્ત હોય અને તેમાં મુખ્ય પ્રસંગ હોય. પ્રાસંગિક વસ્તુ મુખ્ય વસ્તુને સહાયભૂત બની રહે. તેમાં નાયક કે નાયિકા કરતાં બીજાં પાત્રો હોય. પ્રાસંગિક વસ્તુના પણ બે પ્રકાર હોય —पताका અને प्रकरी. 'पताका'માં મુખ્ય વસ્તુના વિકાસનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું હોય અથવા તેને વિકસાવ્યું હોય અથવા તેમાં વિઘ્ન નાખવામાં આવ્યું હોય. આ રીતે મુખ્ય વસ્તુને વધારે રસમય બનાવવામાં આવે છે. તે કેટલીક વખત તો છેક અંત સુધી વિસ્તાર પામ્યું હોય છે. 'પ્રકરી'માં કોઈ ઉપકથા હોય છે. તે અમુક સમય પર્યન્તનું જ હોય છે અને તેમાં મુખ્ય પાત્રો કોઈ ભાગ લેતાં નથી. વસ્તુ વિકાસ માટે બીજી પણ ત્રણ બાબતો જરૂરની છે. તે નીચે મુજબ છે— बीज, बिन्दु અને कार्य. નાટકના અંત તરફ લઈ જતો પ્રસંગ સંક્ષેપમાં કહેવામાં આવે તે बीज કહેવાય. કોઈ બીજો પ્રસંગ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઉપસ્થિત થવાથી વસ્તુમાં જે વિક્ષેપ પડે તે બિન્દુ કહેવાય. अवान्तरार्थ-विच्छेदे बिन्दुरच्छेदकारणम् । વસ્તુનું અંતિમ ધ્યેય તે 'કાર્ય' કહેવાય. એ સધાતાં નાટક સમાપ્ત થાય. આ પાંચ બાબતોને अर्थप्रकृतयः કહેવામાં આવે છે.

આ વસ્તુ ઇતિહાસમાંથી લેવામાં આવ્યું હોય અથવા પ્રાચીન પરંપરા કે દંતકથામાંથી પણ લેવામાં આવ્યું હોય, અથવા મિશ્ર ( અર્ધું ઐતિહાસિક અને અર્ધું કવિનું પોતાનું ) પણ હોય છે. 'નાટક'માં પહેલો પ્રકાર હોય છે.

વસ્તુવિકાસની પાંચ અવસ્થા કહી છે—आरम्भ–( કાર્યનો આરંભ ). (૨) यत्न–પ્રયત્ન, (૩) प्राप्त्याशा–પ્રાપ્તિની આશા (૪) नियताप्ति–વિઘ્નો દૂર થવાથી કાર્યની કંઈક અંશે પ્રાપ્તિ (૫) फलागम–ફળની પ્રાપ્તિ. આ પાંચ અવસ્થાઓ પાંચ અર્થ પ્રકૃતિ સાથે પાંચ સંધિ દ્વારા સંકળાયેલી હોય છે. તે પાંચ સંધિ નીચે મુજબ છે—मुख, प्रतिमुख, गर्भ, अवमर्श અને निर्वहण ( उपसंहृति અથવા उपहार ) બીજ અને आरम्भनुं સંમીશ્રણ તે मुख સંધિ કહેવાય. તેમાં બધા રસ સાથે 'બીજ'નો આરમ્ભ થાય છે. प्रतिमुख સંધિમાં આ બીજ વિકસે છે. गर्भ સંધિમાં કાર્ય સિદ્ધ થાય અને ન પણ થાય. અહીં વિઘ્નો હોય છે પણ 'બીજ'નો વિકાસ થાય છે. અ[illegible] સંધિમાં ગર્ભ સંધિ કરતાં બીજ વધારે વિકસે છે. પણ નવાં વિઘ્નો આવતાં કાર્યસિદ્ધિ જરા દૂર જાય છે. निर्वहण સંધિમાં સંપૂર્ણ રીતે કાર્ય સિદ્ધ થાય છે.

વસ્તુ ગમે તે પ્રકારનું હોય પણ કેટલીક વખત તે સૂચવવા યોગ્ય હોય અથવા કેટલીક વખત તે દૃશ્ય અને શ્રાવ્ય હોય. વસ્તુ પાંચ રીતે સૂચવવામાં આવે છે—विष्कम्भचूलिकाङ्कास्याङ्कावतारप्रवेशकैः । (૧) विष्कम्भक માટે આ પુસ્તકનું ટિપ્પણ અને પરિશિષ્ટ જુઓ (૨) પડદા પાછળથી કોઈ બનાવનું સૂચન થાય તેને चूलिका કહેવાય. (૩–૪) આ બે વચ્ચે ખાસ ફેર નથી. अङ्कास्य માં કોઈ પાત્ર બહાર જતી વખતે બે અંક વચ્ચેનો સંબંધ સૂચવતું જાય. તે સિવાય બે અંક અધૂરા લાગે. 'अङ्कावतार'માં એક અંક પૂરો થતાં પછીના અંકની બાબતનું સૂચન હોય. જેમકે શાકુન્તલનાં પાંચમા અંકને અંતે છઠ્ઠા અંકની બાબતનું આછું સૂચન છે. (૫) प्रवेशक કોઈ પણ બે અંકની વચ્ચે હોય. તેમાં ભૂતકાળના કે ભવિષ્યના બનાવનું સૂચન હોય તેથી બે અંકના બનાવો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વચ્ચે સંબંધ લાગે. આ બાબત નીચ પાત્રોના સંવાદ દ્વારા કહેવામાં આવે. તે પહેલા અંકની શરૂઆતમાં કદી ન આવે.

વસ્તુમાં કેટલીક બાબતો सर्वश्राव्यं અથવા प्रकाशं, अश्राव्यं અથવા स्वगतं અને नियतश्राव्यम् પણ હોય છે. શબ્દોનો અર્થ સમજાય તેવો જ છે. કેટલીક બાબત आकाशभाषित, जनान्तिक અને अपवारित પણ હોય છે. (આ શબ્દો પરિશિષ્ટમાં સમજાવ્યા છે.)

નેતા

'નેતા' વિનયી, મધુર, ત્યાગી, હુંશિયાર, પ્રિય બોલનારો, નમ્ર, ઉચ્ચ કુળનો, શૂરવીર, પવિત્ર, દૃઢ, તેજસ્વી, વિદ્વાન, ઉત્સાહી, કલાપ્રિય, સ્થિર, યુવાન અને ધાર્મિક હોવો જોઈએ. नेता विनीतो मधुरस्त्यागी दक्षः प्रियंवदः। रक्तलोकः शुचिर्वाग्मी रूढवंशः स्थिरः युवा। बुद्ध्युत्साहस्मृतिप्रज्ञाकलामान समन्वितः। शूरो दृढश्च तेजस्वी शास्त्रचक्षुश्च धार्मिकः। भेदैश्चतुर्धा ललितशान्तोदात्तोद्धतैरयम्। ચાર પ્રકારના નાયક ગણાવ્યા છે—धीरोदात्त धीरललित, धीरशान्त અને धीरोद्धत. નાટકમાં धीरोदात्त પ્રકારનો નાયક હોય. એમાં આઠ ગુણ હોય. શોભા, વિલાસ, માધુર્ય, ગાંભીર્ય, ધૈર્ય, તેજ, લાલિત્ય અને ઔદાર્ય. નેતા 'दक्षिण' એટલે એક પ્રત્યે વધારે આસક્ત હોવા છતાં બધી પત્નીઓ પ્રત્યે વિનયી વર્તનવાળો, અથવા 'शठ' એટલે એક સ્ત્રી પ્રત્યે આસક્ત હોવા છતાં તેને ન ગમે તેમ વર્તનારો, 'धृष्ट' એટલે ખુલ્લી રીતે અન્ય સ્ત્રીઓનો સંગ કરનારો. 'अनुकूल' એટલે એક જ નાયિકા પ્રત્યે વફાદાર હોઈ શકે.

'पताका' નો નાયક पीठमर्द કહેવાય. તે 'નેતા'નો મદદનીશ બને છે અને તેનાથી સહેજ ગુણમાં ઉતરતો હોય છે. વિદૂષક પણ તેનો મિત્ર હોય છે. विट નામનું એક પાત્ર પણ 'નેતા'ને સહાય કરે છે. કેટલીક વખત પ્રતિનાયક પણ હોય. બીજા પ્રધાનો, સાધુઓ વગેરે પણ 'નેતા'ને મદદનીશ પાત્રો હોઈ શકે.

નાયિકા પણ ત્રણ પ્રકારની કહી છે—स्वीया નેતાની પોતાની પત્ની, अन्या અથવા परकीया, અને सामान्या કે સાધારણ સ્ત્રી. परकीया એટલે કુમારી ઉંમરલાયક કન્યા હશે. કારણ બીજાની સ્ત્રી નાયિકા થઈ શકે નહિ. સખી, દાસી વગેરે તેના સાથી હોય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**રસ**

નાટકના આઠ રસ કહ્યા છે–શૃંગાર, હાસ્ય, કરુણ રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્દભુત. આ રસ આઠ સ્થાયીભાવ ઉપર આધારિત હોય છે. તે આઠ સ્થાયીભાવ નીચે પ્રમાણે છે–રતિ, હાસ, શોક. ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા અને વિસ્મય. કેટલાક શાન્ત નામનો નવમો રસ પણ ગણાવે છે. તેનો સ્થાયીભાવ 'શમ' છે. એક રસ મુખ્ય હોય (અઙ્ગી) અને બીજા તેને અંગભૂત હોય (અઙ્ગ). વિભાવ, અનુભાવ, સાત્વિક અને વ્યભિચારી ભાવને લીધે આ સ્થાયીભાવ અથવા રસ નિષ્પન્ન થાય છે. 'વિભાવ' મુખ્ય રસને પોષક હોય છે. તે બે પ્રકારનો હોય છે—આલમ્બન અને ઉદ્દીપન. નાયક કે નાયિકા આલંબન વિભાવ કહેવાય પણ ચંદ્ર, વસંત વગેરે શૃંગારના ઉદ્દીપન વિભાવ કહેવાય. આંખ, ચહેરો વગેરે દ્વારા અંદરના ભાવ બહાર બતાવવા તેને અનુભાવ કહેવાય. વ્યભિચારી ભાવ કોઈ એક રસ માટે નિશ્ચિત નથી હોતા. પણ સમુદ્રના તરંગની માફક તે દેખાય કે ન દેખાય. તે મુખ્ય રસને પોષે છે. સ્થાયીભાવ એક જ હોય છે.

કાલિદાસનાં નાટકોમાં શૃંગાર રસ પ્રધાન હોય છે તેથી અહીં તે વિશે જ થોડી વિગતો જોઈશું. શૃંગારના ખાસ કરીને બે પ્રકાર હોય છે—વિપ્રલંભ અને સંભોગ. સંભોગ એટલે સંયોગનો શૃંગાર અને વિપ્રલંભ એટલે વિયોગનો શૃંગાર. માન (ઈર્ષાળુ ક્રોધ), પ્રવાસ, કે બીજા કારણથી વિપ્રલંભ શૃંગાર ઉદ્દભવે છે. વિપ્રલંભ અયોગથી (એટલે લગ્ન જ ન થાય તેથી) કે વિપ્રયોગથી (લગ્ન પછીના વિયોગથી) સંભવે છે. પરાધીન દશાથી, કે પ્રવાસથી કે પ્રતિકૂળ દૈવથી વિયોગ સંભવે છે.

**સંસ્કૃત નાટકનું સામાન્ય સ્વરૂપ અને કેટલાક વિશિષ્ટતા**

નાન્દી સ્તવન અને પ્રસ્તાવનાથી સંસ્કૃત નાટકનો પ્રારંભ થાય છે. પ્રસ્તાવના પછી નાટક શરૂ થાય છે. નાટકમાં ધીરોદાત્ત નાયક હોય. શૃંગાર વીર કે કેટલીક વખત કરુણ રસ મુખ્ય હોય છે. બીજા બધા રસ તેને જ અંગભૂત હોય છે. અંક બહુ લાંબો ન હોવો જોઈએ. અંકને અંતે બધાં પાત્રો બહાર જવાં જોઈએ. નાટકને અંતે ભરતવાક્ય હોવું જોઈએ. ઉચ્ચ પાત્રો સંસ્કૃતમાં બોલે તથા નીચ પાત્રો અને સ્ત્રીઓ પ્રાકૃતમાં બોલે.

'સંસ્કૃત નાટકકારોના ઉદ્દેશ જુદા છે. તે સાધવા માટે તેઓ વાપરે છે તે સંકલના જુદી છે. તેઓ ડગલે ડગલે પ્રયોજે છે તે પદ્ધતિ પણ ડગલે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઢગલે જુદી અને તેમના ઉદ્દેશોને અનુરૂપ છે. શેક્સપીઅર, ઇબ્સન શૉ કે પ્રાચીન ગ્રીક નાટ્યકારોની અથવા તો તેને મળતી પદ્ધતિ અને સંકલના વડે આ સંસ્કૃત નાટ્યકારોના ઉદ્દેશો સાધ્ય નથી જ.*' કાલિદાસનાં નાટકોમાં પણ આ ખાસિયતો છે.

સંસ્કૃત નાટકની પહેલી વિશિષ્ટતા એ છે કે તેમાં ગદ્ય અને પદ્ય ભેગા હોય છે "'કાવ્યેષુ નાટકં રમ્યં' અથવા 'રૂપકં રમ્યં.' એમ નાટ્યકૃતિઓય કાવ્યો એટલું જ નહીં ને કાવ્યકૃતિઓના વર્ગમાં તેમની પદવી ઉચ્ચ છે, એવો અભિપ્રાય આવી કવિતા પદ્ધતિએ રૂપનિરૂપક કૃતિઓને જ પૂરેપૂરો લાગુ પડી શકે. નાટક માત્રને આવશ્યક સંવાદપદ્ધતિ કેટલીક તાજગી સાધી આપે છે જ. તથાપિ ભાષણોમાં ટૂંકે ટૂંકે અન્તરે સુંદર કડીઓ પણ આવ્યા કરે, તેનાં વૃત્ત, ભાષા અલંકાર ધ્વનિ આદિમાં પ્રસંગ પાત્રૌચિત્ય જેમ વધારે સુરેખ તેમ એ કવિતા, વળી સંવાદ અને વસ્તુનો એ સંધિ દીપી ઉઠે, વળી પાત્રો તથા પ્રસંગો તો વિવિધ હોવાનાં જ, એટલે તેનો લાભ પણ કુશલ કલાકારને પદે પદે મળી જાય"* ભાસ, કાલિદાસ અને શૂદ્રક જેવા પણ આ શૈલીથી મુક્ત નથી. છતાં ગદ્ય અને પદ્ય વચ્ચે જે સમધારણ કાલિદાસ ભાસ કે શૂદ્રક સાચવી શક્યા છે તે પછીના નાટ્યકારો સાચવી શક્યા નથી. પાછળ પાછળથી તો સંસ્કૃત નાટકની એટલી અવક્રાન્તિ થઈ ગઈ કે સંસ્કૃત નાટક કેવળ શ્લોકોની જ પરંપરા બની રહ્યું. વચ્ચે વચ્ચે તેમને સાંકળતી ગદ્યકણિકાઓ આવતી એટલું જ.

બીજું એ કે અર્વાચીન યુરોપી નાટકોની માફક આ નાટકોમાં અંકો જુદાં જુદાં દૃશ્યોમાં વહેંચાયા નથી. સંસ્કૃત નાટકોમાં અંકોથી ભિન્ન એવાં પ્રવેશક વિષ્કમ્ભક નામનાં દૃશ્યો આવે છે. પણ તે ગૌણ હોય છે. નાટકનાં મુખ્ય દૃશ્યો અંકો જ છે. દરેક અંક એક સળંગ દૃશ્ય જ રચાય છે. કેટલાંક યુરોપી નાટકોમાં ત્રણ જ અંક હોય છે. જ્યારે સંસ્કૃત નાટકમાં પાંચ, સાત કે એથી પણ વધુ અંક જોવામાં આવે છે. અને મહાનાટકમાં તો દસ કે તેથી વધારે અંકો હોવા જ જોઈએ એવો નિયમ થઈ ગયો છે.

બીજી વિશિષ્ટતા એ કે આ નાટકોમાં સ્થળ, સમય કે કાર્યની એકતા સચવાતી નથી. સમયની એકતા એટલે એમ અર્થ થાય કે નાટકનું કાર્ય એક દિવસ કરતાં કે તખ્તા ઉપરની રજૂઆત માટે તે જેટલો સમય લે

---

* શ્રી બ. ક. ઠાકોર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તે કરતાં વધારે સમય ન લે. સ્થળની એકતા એટલે નાટકમાં વર્ણવેલા પ્રસંગો ફક્ત એક જ જગ્યાએ અથવા તેની આસપાસ બનતા હોવા જોઈએ. અર્થાત કાર્ય એકથી બીજી જગ્યાએ થતું હોવું ન જોઈએ. કાર્યની એકતા એટલે કે નાટકના જુદા જુદા પ્રસંગો વચ્ચે એક જાતનો સંબંધ હોવો જોઈએ. તે એક જ કાર્ય ફલિત કરતા હોવા જોઈએ. કદાચ 'અવસ્થા' અને 'સંધિ' વગેરેને લીધે કાર્યની એકતા તો સચવાતી હશે પણ સ્થળ અને સમયની એકતા સચવાતી નથી. અભિજ્ઞાનશાકુન્તલના કાર્યમાં છ કે સાત વર્ષ જેટલો ગાળો હશે. સ્થળની બાબતમાં પણ શાકુન્તલમાં કણ્વાશ્રમ, દુષ્યન્તની રાજ્યધાની અને સ્વર્ગ તથા હેમકૂટ એમ જુદાં જુદાં સ્થળ છે.

નાટ્યશાસ્ત્રના નિયમોની શૃંખલામાં જકડાયેલાં હોવાથી આ નાટકોમાં યુદ્ધ, મારામારી, મૃત્યુ, નિદ્રા ચોરી વગેરે જનતામાં રસ ઉપજાવે તેવાં દશ્યો સ્ટેઈજ ઉપર બતાવવામાં આવતાં નહોતાં. 'ભાસ'માં આ નિયમો સચવાયા નથી. શૂદ્રકે પણ આ નિયમોને તોડી ફેંકી દીધા છે. કાલિદાસમાં એ નિયમો સચવાયા છે. તેવી જ રીતે અતિપ્રાકૃતિક બળ આ નાટકોમાં ઘણુંખરું જોવામાં આવે છે.

એક ખાસ નોંધવા જેવી બાબત એ કે નાટ્યશાસ્ત્રના નિયમોને લીધે મોટે ભાગે આ નાટકો હંમેશ સુખદ અંતવાળાં જ હોય છે. પરિણામે ગમે તેમ કરીને પણ તેઓ પોતાના નાટકનો સુખદ અંત જ આણતા. કેટલીક વખત આ રુચતું નથી.

છેલ્લે સંસ્કૃત નાટકમાં વસ્તુવિકાસનો વેગ એક નોંધવા જેવી બાબત છે. 'આ વિશે સૌના ધ્યાનમાં ઝટ બેસી જાય એવું રૂપક યોજીને કહીશું કે વીશમી સદીના સિનેમાપટમાં કાર્યપ્રવાહ એરોપ્લેનની ઝડપે પણ વહે છે, તો માર્લો અને શેક્સપીઅરના સોળમા સૈકાથી શરુ થતાં યુરોપી નાટકોમાં કાર્યપ્રવાહ આગગાડીને વેગે વહે છે, અને આ સંસ્કૃત નાટકોમાં તે ઘોડાગાડી કે બેલગાડીના જેટલો જ જોવામાં આવે છે. ભાસનાં નાટકોમાંના વસ્તુવિકાસવેગને ઘોડાગાડીના વેગ સાથે સરખાવિયે તો શકુન્તલા આદિમાં એ બેલગાડીના જેટલો કહેવાય અને ભવભૂતિ તથા તેના પછીના નાટ્યકારોમાં તો કાર્યવેગ વચ્ચે વચ્ચે છેક મંદ પડી જાય છે.*'

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



'ખરી વાત છે કે પછીના નાટ્યકારો વસ્તુવિકાસ અને સુંદર અવસ્થા-ઓનું ક્રમિક નિરૂપણ એ બંને ઉદ્દેશ વચ્ચે સમધારણ જાળવવાની કાલિદાસની કલાવિશિષ્ટતા વધુ વધુ ગુમાવતા જાય છે, અને વર્ણનોની છૈયા-ઝાડીમાં વસ્તુસરિતાનો પ્રવાહ બંધાઈ રુંધાઈ જવાનું પરિણામ આવે છે.'

[૩] શાકુન્તલની કથાસામગ્રી : : કાલિદાસે કરેલો તેનો ઉપયોગ : : કાલિદાસનું મૌલિક સર્જન.

સાહિત્યક્ષેત્ર અને મૌલિકતા

**अपारे काव्यसंसारे कविरेकः प्रजापतिः ।**

કવિને સાહિત્યસૃષ્ટિનો પ્રજાપતિ કહ્યો છે. કશાયે અંકુશ એની પ્રતિભા-કરિણીને નડતા નથી. એની કૃતિ આનંદમયી છે. છતાં આ પ્રજાપતિ આ-લોકનો જ વાસી છે. એ પણ જનજીવનમાં તરતો એક મનુષ્ય છે. એના પ્રાક્તન સંસ્કાર ઉપરાંત આ જીવનમાં કરેલા અભ્યાસની એના હૃદય ઉપર ઊંડી છાપ હોય છે. કેટલાયે લેખકો અને વાચનની એના મન ઉપર ઊંડી છાપ હોય છે. નિયંતાની સૃષ્ટિમાં અને એના પોતાના જ જીવનમાં બનતા કેટલાયે પ્રસંગો એના હૃદય ઉપર કોરાયા હોય છે. કંઈ કેટલાંયે હૃદયંગમ દૃશ્યો એણે નિહાળ્યાં હોય છે. કવિ લખવા બેસે છે ત્યારે આ બધું એના સ્મૃતિપટ ઉપર કોઈ ને કોઈ રીતે આવે છે જ. પૃથ્વીથી ઊંચે વસતા બ્રહ્માની માફક આ સાહિત્યવિધાયક પોતાનું જ મૌલિક સર્જન આપવા બહુ થોડો સમર્થ હોય છે.

'**नास्त्यचौरः कविजनः**' એમ તો રાજશેખર પણ કહે છે. ત્યારે શું સાહિત્યક્ષેત્રમાં બધા જ તફડંચી કરનારા હશે? કોઈ કલાકાર ભલે એકનું એક ચિત્ર દોરે. એની રેખા ભલે એક હોય. છતાં સાચો કલાકાર એમાં અવનવા રંગ પૂરી એ જ ચિત્રને એવી રીતે રજૂ કરે કે જૂનું ચિત્ર તો ક્યાંય ભૂલાઈ જાય. સાહિત્યકાર ભલે પોતાનું વસ્તુ ગમે ત્યાંથી લે. પણ તે કેવી રીતે રજૂ કરે છે ત્યાં જ એની મૌલિકતા છે. એના એ જ પ્રસંગો પહેલાં કેવા હતા? એ જ પ્રસંગો હવે કેવા છે? પહેલાં કેવું વાતાવરણ હતું? હવે કેવું છે? પહેલાં પાત્રો કેવાં હતાં? હવે કેવાં છે? પહેલાં શૈલી કેવી હતી? હવે કેવી છે? સાહિત્યક્ષેત્રે મૌલિકતા તે આ. એ નૈસર્ગિક પ્રતિભા સાહિત્યકારને અંગનાના લાવણ્યની માફક શોભાવે છે.

*—શ્રી. બ. ક. ઠાકોર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શાકુન્તલનું ઉદયશૃંગ શોધતાં એ ઓછું જોવાનું કે એ કથાનક કથા કાલિદાસની કલ્પનામાંથી સીધી આવી છે કે નહિ. પણ પોતે લીધેલું વસ્તુ એણે પોતાની જ રીતે રજૂ કર્યું છે કે નહિ તે જ જોવાનું.

શાકુન્તલની કથાસામગ્રી તપાસવામાં નીચેની બે બાબતો ખાસ જોવાની-

(૧) એમણે લીધેલી આધારભૂત 'ભારતી' કથાની અસર.

(૨) એમના પુરોગામી ભાસની અને ઈતર વાચનની અસર.

પદ્મપુરાણ અને કથ્થહારિ જાતકમાં શાકુન્તલની કથાને મળતા કેટલાક અંશો છે. પરંતુ કાલિદાસે એ ગ્રંથોને આધાર તરીકે લીધા હતા એવો મત પ્રતીતિકર નથી એ આપણે છેલ્લે જોઈશું. કોઈ પણ સંસ્કૃત નાટકનું વસ્તુ ઈતિહાસ પુરાણમાં પ્રસિદ્ધ હોવું જોઈએ. નાટકની કથા પણ લોકોમાં પ્રસિદ્ધ હોવી જોઈએ. नाटकं ख्यातवृत्तं स्यात्। આથી કાલિદાસે પણ પોતાનું વસ્તુ સેંકડો વર્ષોથી પ્રસિદ્ધ એવા મહાભારતના દુષ્યન્તશકુન્તલોપાખ્યાનમાંથી લીધું છે. આથી પહેલાં એ ભારતી કથા જોઈએ અને પછી જોઈએ કે કાલિદાસે એ વસ્તુ કેવી રીતે રજૂ કર્યું છે.

## (૧) શાકુન્તલની આધારભૂત ભારતી કથા

ભરતની ઉત્પત્તિ કેવી રીતે થઈ તથા વીર દુષ્યન્તે શકુન્તલાને કેવી રીતે પ્રાપ્ત કરી તેની કથા મહાભારતમાં નીચે પ્રમાણે છે—

એક વખત દુષ્યન્ત ભારે રસાલા સાથે વનમાં શિકાર ખેલવા ગયો. તેણે કેટલાંયે પશુઓને માર્યાં. એક મૃગની પાછળ પડતાં તે બીજા વનમાં ગયો.

राजा मृगप्रसंगेन वनमन्यद्विवेश ह ।

એ વનમાં મનોરમ આશ્રમ હતો. માલિની નદીને કિનારે ઊભેલો એ જ ભગવાન કાશ્યપનો એ આશ્રમ હતો. મહર્ષિ કણ્વને મળવાની તેને ઈચ્છા થઈ. દ્વાર આગળ સૈનિકોને ઊભા રાખી તેણે કહ્યું કે હું કાશ્યપને મળવા જાઉં છું તેથી તમે અહીં થોભો. રાજાનો વેશ કાઢી નાખી તે પુરોહિત સાથે તે આશ્રમમાં જાય છે.

पुरोहितसहायश्च जगामाश्रममुत्तमम् ।

આશ્રમમાં તેને કણ્વ ઋષિ મળ્યા નહિ. 'અહીં કોણ છે' એમ તેણે મોટેથી બૂમ પાડી. તેનો અવાજ સાંભળી એક લક્ષ્મી જેવી રૂપાળી કન્યા બહાર આવી. તેણે તપસ્વિનીનો વેષ ધાર્યો હતો. કન્યાએ જાતે તેનો સત્કાર

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કરી શું કામ છે તે પૂછ્યું. દુષ્યન્તે કહ્યું કે હું કણ્વઋષિને મળવા આવ્યો છું. તે ક્યાં ગયા છે ?

आगतोऽहं महाभागमृषिं कण्वमुपासितुम् ।
क गतो भगवान् भद्रे तन्ममाचक्ष्व शोभने ॥

શકુન્તલાએ કહ્યું કે મારા પિતા ફળ લેવા વનમાં ગયા છે. એક ક્ષણ થોભશો તો મળાશે.

गतः पिता मे भगवान्फलान्याहर्तुमाश्रमात् ।
मुहूर्तं संप्रतीक्षस्व द्रष्टास्येनमुपागतम् ॥

તે રૂપયૌવનસંપન્નાને જોઈને રાજાએ પૂછ્યું કે તું કોણ છે અને વનમાં કેમ આવી છે ? તારા દર્શનથી જ તેં મારું મન હરી લીધું છે.

का त्वं कस्यासि सुश्रोणि किमर्थं चागता वने ।
दर्शनादेव हि शुभे त्वया मेऽपहृतं मनः ।

શકુન્તલાએ હસીને જવાબ આપ્યો કે હું મહર્ષિ કણ્વની પુત્રી છું. દુષ્યન્ત કહે, 'ધર્મ પોતે ચળે પણ ભગવાન કાશ્યપ પોતાના ચારિત્ર્યમાંથી ચળે નહિ. તું તેમની પુત્રી કેવી રીતે ? મને અહીં શંકા છે તેનું નિવારણ કર.'

कथं त्वं तस्य दुहिता संभूता वरवर्णिनी ।
संशयो मे महानत्र तन्मे छेत्तुमिहार्हसि ॥

શકુન્તલા પોતે જ પોતાની વાત કહે છે કે પહેલાં મારા જન્મ વિશે એક ઋષિને કણ્વે નીચે પ્રમાણે વાત કરી હતી—"વિશ્વામિત્ર ઋષિ ભારે તપ કરતા હતા. તેમના તપથી ઈન્દ્ર ભય પામ્યો. તેણે મેનકાને કહ્યું કે તું એ ઋષિને લોભાવ અને એનું તપ તોડાવ.

तप्यमानः किल पुरा विश्वामित्रो महत्तपः ।
लोभयित्वा वरारोहे तपसस्तं निवर्तय ॥

મેનકાએ તે સ્વીકાર્યું. વિશ્વામિત્ર મેનકા પ્રત્યે આકર્ષાયા. આ રીતે શકુન્તલાનો જન્મ થયો. મેનકા એ બાળકીને છોડીને સ્વર્ગમાં ચાલી ગઈ. એનું 'શકુન્ત' પક્ષિ રક્ષણ કરતાં હતાં. એક વખત મેં એ બાળકીને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જોઈ. મેં તેને લઈ લીધી અને મોટી કરી. નિર્જન વનમાં 'શકુન્તે' તેનું રક્ષણ કર્યું હોવાથી મેં તેનું શકુન્તલા નામ રાખ્યું."

આ રીતે હું કણ્વની દુહિતા છું એમ શકુન્તલાએ કહ્યું.

सुतां कण्वस्य मामेवं विद्धि त्वं मनुजाधिपः ।

દુષ્યન્તે શકુન્તલાને કહ્યું કે તું મારી ભાર્યા થા. અને મારી સાથે ગાંધર્વવિવાહ કર. હું તને મારું સઘળું રાજ્ય આપીશ.

सुव्यक्तं राजपुत्री त्वं यथा कल्याणि भाषसे ।
भार्या मे भव सुश्रोणि, ब्रूहि किं करवाणि ते ॥
सर्वं राज्यं तवाद्यास्तु भार्या मे भव शोभने ।
गांधर्वेण च मां भीरु विवाहेनैहि सुंदरी ।
आत्मनैवात्मनो दानं कर्तुमर्हसि धर्मतः ।
सा त्वं मम सकामस्य भार्या भवितुमर्हसि ॥

શકુન્તલા લગ્ન કરવા તૈયાર થાય છે પણ એક શરતે કે એનો પુત્ર જ રાજ્યનો વારસ થાય.

मयि जायेत यः पुत्रः स भवेत्त्वदनन्तरः ।
यद्येतदेवं दुष्यन्त अस्तु मे सङ्गमस्त्वया ॥

રાજા કબૂલ થયો. તે શકુન્તલાને પરણ્યો અને તેને તેડાવવાનું વચન આપી તાત કાશ્યપ શું કહેશે તેની ચિંતા કરતો પોતાના નગર તરફ પાછો જાય છે.

प्रेषयिष्ये तवार्थाय वाहिनीं चतुरङ्गिणीम् ।
तया त्वानयिष्यामि निवासं स्वं शुचिस्मिते ।

તરત જ કણ્વ આવે છે. શરમથી શકુન્તલા પિતા પાસે ન ગઈ. કણ્વે દિવ્ય જ્ઞાનથી સઘળું જોઈ લીધું અને પ્રસન્ન થઈ ખુશી વ્યક્ત કરી.

प्रसन्न एव तस्याहं त्वत्कृते वरवर्णिनि ।

ત્યાર પછી શકુન્તલાએ પુત્રને જન્મ આપ્યો. ઋષિએ તેના જાતકર્મ વગેરે સંસ્કાર કર્યા. ૭ વર્ષનો તે બાળક વનનાં વાઘ-સિંહ વગેરે પ્રાણી-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઓને દમવા લાગ્યો તેથી ઋષિઓએ એનું સર્વદમન નામ પાડ્યું.

એનું આવું અમાનુષી કામ જોઈને ઋષિને થયું કે હવે તે યુવરાજ પદને લાયક થયો છે. તેથી તેમણે પોતાના શિષ્યોને કહ્યું કે હવે પુત્ર સાથે શકુન્તલાને દુષ્યન્ત પાસે લઇ જાઓ.

तं कुमारमृषिद्दष्ट्वा कर्म चास्यातिमानुषम् ।
समयो यौवराज्यायेत्यब्रवीच्च शकुन्तलाम् ॥
भर्तुः प्रापयतागारं सर्वलक्षणपूजिताम् ।

રાજા પાસે જઈને શકુન્તલાએ કહ્યું કે હે રાજા, તમારા આ પુત્રને યુવરાજપદ ઉપર નિયુક્ત કરો. તમે પહેલાં મારી સાથે એ શરત કરી હતી.

अभिसृत्य स राजानं विदिता च प्रवेशिता ।
पूजयित्वा यथान्यायमब्रवीच्च शकुन्तला ।
अयं पुत्रस्त्वया राजन्यौवराज्येऽभिषिच्यताम् ।
यथा मत्सङ्गमे पूर्वं यः कृतः समयस्तथा ।

એ સાંભળીને રાજાને યાદ હોવા છતાં તેણે કહ્યું કે હું તને ઓળખતો નથી. તું જા કે રહે. તને ફાવે તેમ કર.

सोऽथ श्रुत्वैव तद्वाक्यं तस्या राजा स्मरन्नपि ।
अब्रवीन्न स्मरामीति कस्य त्वं दुष्टतापसि ।
धर्मकामार्थसंबन्धं न स्मरामि त्वया सह ।
गच्छ वा तिष्ठ वा कामं यद्वापीच्छसि तत्कुरु ।

શકુન્તલા ગુસ્સે થઈ ગઈ. તેણે કહ્યું કે તમે જાણતા હોવા છતાં એક સાધારણ માણસની માફક આ બાબતનો ઈન્કાર કરો છો. દુષ્યન્તે કહ્યું કે સ્ત્રીઓ જુઠ્ઠી હોય છે.

न पुत्रमभिजानामि त्वयि जातं शकुन्तले ।
असत्यवचना नार्यः कस्ते श्रद्धास्यते वचः ।
अश्रद्धेयमिदं वाक्यं कथयन्ती न लज्जसे ।
विशेषतो मत् सकाशं दुष्टतापसि गम्यताम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલાએ ઘણું કહ્યું કે તમે શરત ન તોડો. પછી દિવ્ય વાણી થઈ કે હે દુષ્યન્ત, પુત્રનો સ્વીકાર કર. શકુન્તલાનો તિરસ્કાર કરીશ નહિ.

अथान्तरिक्षाद्दुष्यन्तं वागुवाचाशरीरिणी ।
भरस्व पुत्रं दुष्यन्त मावमंस्था शकुन्तलाम् ।

આ પછી રાજાએ હસીને બધાંને કહ્યું કે જો મેં શકુન્તલાને સ્વીકારી હોત તો તમને શંકા રહેત.

यद्यहं वचनादेव गृह्णीयामि स्वमात्मजम् ।
भवेद्धिशङ्कयो लोकस्य नैव शुद्धो भवेदयम् ॥

રાજાએ પુત્ર અને પત્નીનો સ્વીકાર કર્યો. ત્યાર પછી શકુન્તલાને કહ્યું કે તારી પવિત્રતા પુરવાર કરવા જ મેં આમ કર્યું હતું.

तस्मादेतन्मया देवि त्वच्छुद्धयर्थं विचारितम् ।

આ પછી દુષ્યન્તે પુત્રનું ભરત નામ પાડયું અને તેનો રાજ્યાભિષેક કર્યો.

**આ ભારતી કથાનો કાલિદાસે કરેલો ઉપયોગ : : તેમણે કરેલા ફેરફાર**

| ભારતી કથા | શાકુન્તલની કથા |
|---|---|
| (૧) કણ્વને મળવાની રાજા પોતે ઇચ્છા કરે છે. | (૧) તપસ્વીઓ તેને નિમંત્રે છે. |
| (૨) અમાત્ય અને પુરોહિત સાથે રાજચિહ્નો ઉતારીને રાજા આશ્રમમાં જાય છે પણ એકલી શકુન્તલાને એકલો મળે છે. | (૨) રાજચિહ્નો ઉતારીને રાજા એકલો આશ્રમમાં જાય છે પણ શકુન્તલા અને તેની સખીઓ બધાંને મળે છે. આમ પહેલી જ મુલાકાતમાં કવિ પ્રસંગ ફેર કરે છે. રાજા છાનોમાનો સખીઓની વાત સાંભળે છે અને પછી ભ્રમરનો પ્રસંગ ઉપસ્થિત થતાં |

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રવેશે છે. આમ તે પ્રવેશતાં પહેલાં શકુન્તલા વિશેની કેટલીક માહિતી જાતે જ મેળવી લે છે. આમ દુષ્યન્ત વધારે ઉદાત્ત બને છે.

(૩) શકુન્તલા પોતે એના જન્મની વાત કહે છે. અને તે પોતે જ રાજાનું સ્વાગત કરે છે.

(૩) કાલિદાસની શકુન્તલા જાતે સ્વાગત શબ્દ ઉચ્ચારી જ શકતી નથી તો પછી એના જન્મનો વૃત્તાન્ત કહેવાની તો વાત જ ક્યાં? અનસૂયા સઘળો વૃત્તાન્ત કહે છે. આમ કાલિદાસની શકુન્તલામાં સ્ત્રીસહજ લજ્જા દેખાય છે. આ રીતે પહેલા જ દૃશ્યથી કવિ પાત્રો ફેરવી નાખે છે. નાટ્યદૃષ્ટિએ આ પ્રસંગ અસરકારક બને છે. શકુન્તલા લજ્જાળુ હોવાથી પ્રસંગ વધુ સુંદર બને છે.

(૪) કણ્વ ફૂલ લેવા ગયા હોય છે.

(૪) કણ્વ દૂર દૂર સોમતીર્થ ગયા હોય છે. ભારતી કથામાં કવિ આ એક અતિમહત્વનો ફેર કરે છે. એની વધુ વિગતો તો હવેના પ્રકરણમાં ચર્ચીશું પણ અહીં તો એટલું જ નોંધીશું કે મૂળ કથાની હકીકત કંઈક વિચિત્ર લાગે છે. કણ્વ ફૂલ લેવા જાય એટલી વારમાં દુષ્યન્ત વિવાહ કરે, શકુન્તલા કથા



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કહે અને તે આપન્નસત્ત્વા પણ થાય વગેરે પ્રસંગો બની જાય એ વિચિત્ર લાગે. ફૂલ લઈને તો તે હમણાં આવશે એમ ત્યાં શકુન્તલા કહે છે. આ પ્રસંગ કુદરતી બનતો લાગે તેથી કાલિદાસ કણ્વને દૂર મોકલે છે કે જેથી ત્યાંથી તે ઘણા સમય સુધી પાછા ન આવે. દરમિયાન દુષ્યન્તની એ ત્રણ મુલાકાતો સંભવી શકે અને બીજા પ્રસંગ પણ બની શકે. જ્યારે મૂળ વાતમાં એટલા પ્રસંગો બની જાય છે છતાં કણ્વ પાછા ફરતા નથી એ વિચિત્ર લાગે છે. આમ કાલિદાસ પ્રસંગને વધારે સહજ બનાવે છે.

| | |
|---|---|
| (૫) પહેલી જ મુલાકાતે દુષ્યન્ત શકુન્તલા સાથે વિવાહની માગણી કરે છે. | (૫) છેક ત્રીજી મુલાકાતે શકુન્તલાનું પોતાનું મન જાણ્યા પછી જ દુષ્યન્ત આ વાત મૂકે છે. આમ કાલિદાસનો દુષ્યન્ત વધારે સંયમી અને ઉદાત્ત છે. આ ફેર કવિ આટલા માટે જ કરે છે. |
| (૬) શકુન્તલા શરત સાથે પરણે છે. | (૬) શકુન્તલા કોઈ શરત કરતી નથી. |
| (૭) કણ્વ શું કહેશે તેની રાજાને બીક લાગે છે. | (૭) રાજાને કણ્વની બીક નથી લાગતી. તે કહે છે વિદિત |

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ધર્મા તત્રમત્રાચાત્ર દોષં પ્રક્ષ્યતિ કુલપતિઃ । આમ કાલિદાસનો દુષ્યન્ત ઉદાત્ત છે.

(૮) કણ્વ અનુમતિ આપે છે પણ છેક સર્વદમન છ વર્ષનો થાય છે ત્યાં સુધી શકુન્તલાને મોકલતા નથી. વળી શકુન્તલા કણ્વાશ્રમમાં જ પુત્રને જન્મ આપે છે.

(૮) કણ્વ તરત જ શકુન્તલાની વિદાયની તૈયારી કરે છે. આવી શકુન્તલાનો પ્રત્યાદેશ કર્યો હોવાથી છઠ્ઠા અંકમાં રાજાની પરિસ્થિતિ વધારે કરુણ બને છે. શકુન્તલા મારીચ આશ્રમમાં પુત્રને જન્મ આપે છે.

(૯) રાજા જાણી જોઈને કહે છે કે એ શકુન્તલાને ઓળખતો નથી. શકુન્તલા ગુસ્સે થાય છે ત્યારે દેવવાણી રાજાને પત્ની અને પુત્રનો સ્વીકાર કરવા આદેશ કરે છે. તે વખતે રાજા કહે છે કે લોકોને શંકા ન રહે અને શકુન્તલા વિશુદ્ધ રહે તે માટે જ મેં ના કહી હતી. વળી શકુન્તલા જાતે જ કહે છે કે આ તમારા પુત્રને યુવરાજ પદ આપો.

(૯) દુર્વાસાના શાપથી રાજા શકુન્તલાને ભૂલી જાય છે. આમ આ દુષ્યન્ત નિર્દોષ અને ઉદાત્ત બને છે. અભિજ્ઞાન જડતાં સ્મૃતિ થાય છે. પણ શકુન્તલા ક્યાં ? શાપના અને વીંટી ખોવાયાના પ્રસંગથી અનેક પ્રસંગપરંપરા સર્જાય છે. દુષ્યન્ત શકુન્તલાની નિર્દોષતા અને વિશુદ્ધિ મારીચ પોતે જ કહે છે. આમ પ્રસંગ વધુ રસમય અને નાટ્યમય બને છે. શાપ અને વીંટીનો પ્રસંગ ન હોત તો પાંચમા છઠ્ઠા અને સાતમા અંકના પ્રસંગો આવી સુંદર રીતે કદી ન બન્યા હોત. અહીં શકુન્તલા જાતે કહેતી નથી કે તમે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



| | |
|---|---|
| | મારો સ્વીકાર કરો. આમ આ શકુન્તલા લજ્જાળુ હોવાથી વધારે સ્ત્રીસહજ લાગે છે. |
| (૧૦) રાજસભામાં જ દુષ્યન્ત અને શકુન્તલાનો મેળાપ થાય છે. | (૧૦) મારીચના આશ્રમમાં દુષ્યન્ત અને શકુન્તલાનો મેળાપ થાય છે. આમ કાલિદાસનો દુષ્યન્ત વધારે ઉદાત્ત બને છે. |

આમ ભારતી કથામાં ઘણા પ્રસંગફેર કરી કાલિદાસ આ કૃતિને નાટ્યમય અને રસમય બનાવે છે. મૂળ પાત્રોને પણ આ રીતે કવિ વધારે ઉચ્ચતર, મહાન અને ઉદાત્ત બતાવે છે તથા તેમનામાં માનવતા અર્પે છે.

ક્યાં ભારતી કથાની લજ્જા વગરની, પાક્કી, સ્વાર્થી અને રણચંડી સમી શકુન્તલા અને ક્યાં લજ્જાળુ, ભોળી, નિસ્વાર્થી, નમ્ર અને પતિના ખ્યાલમાં આત્માને પણ ભૂલી જતી કાલિદાસની શકુન્તલા ? સહેજ પણ શરમ વગર ભારતી કથાની શકુન્તલા પોતાની જન્મકથા સડસડાટ બોલી જાય છે. રાજાનું સ્વાગત પણ તે જ કરે છે. પ્રેમનો વેપાર કરવા નીકળી હોય તેમ તે રાજા સાથે શરત કરે છે અને પતિ પાસે જવાનું તો નામ પણ લેતી નથી. એને પુત્ર ન થયો હોત તો કદાચ તે દુષ્યન્તને યાદ પણ ન કરત. દરબારમાં જઈ ને તે જાતે પુત્રને સ્વીકારવાનું દુષ્યન્તને કહે છે. પ્રત્યાદેશ થતાં આ શકુન્તલા તો ચંડી સમી કોપી ઊઠે છે. એ જ શકુન્તલા કાલિદાસને હાથે કેવી સોહે છે ? લજ્જા તો જાણે એને રોમેરોમે કોતરાઈ છે. તે પોતે રાજાને આવકારી નથી શકતી કે એની કથા પણ નથી કહી શકતી. દરબારમાં પણ ગૌતમી કહે છે ત્યારે જ તે કંઈ બોલે છે. છેવટે પણ કેટલી લજ્જા ! કાલિદાસે ભારતી કથામાંથી કેવળ 'શકુન્તલા' નામ જ લીધું છે, બીજું કંઈ નહિ.

ક્યાં ભારતી કથાનો અસંયમી, કામી દુષ્યન્ત ! ક્યાં શાકુન્તલનો મહાનુભાવ અને વશી દુષ્યન્ત ! રાજાએ જાણી જોઈ ને લોકાપવાદના ભયથી શકુન્તલાને ન સ્વીકારી એવી કહેણી ભારતી કથાના દુષ્યન્ત માટે હંમેશ રહેશે. જ્યારે શાપને લીધે શકુન્તલાને વીસરી ગયેલા નિર્દોષ રાજર્ષિ દુષ્યન્તને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કહેવાની કોઈની તાકાત નથી. ક્યાં ધર્મદારાનો ત્યાગ કરનારો ભારતી કથાનો પાપી દુષ્યન્ત અને ક્યાં 'दारत्यागी भवाम्याहो परस्त्रीस्पर्शपांसुलः' એમ કહી દુઃખથી વિલાઈ જતો મહાનુભાવ દુષ્યન્ત! ક્યાં પુત્રને જાણી જોઈને ત્યજનારો ક્રૂર દુષ્યન્ત અને ક્યાં સર્વદમનને લાડ લડાવતો વત્સલ દુષ્યન્ત! ક્યાં શકુન્તલાને જાણી જોઈને નકારનાર લાગણીહીન દુષ્યન્ત અને ક્યાં सुतनुहृदयात् કહી શકુન્તલાની ક્ષમા માગતો સ્નેહાળ દુષ્યન્ત!

પ્રસંગોમાં પણ કેટલો બધો ફેર! પહેલા જ પ્રસંગથી કાલિદાસની કલાની ઝાંખી થાય છે. મહાભારતનો દુષ્યન્ત લાવલશ્કર સાથે મૃગયા કરે છે. કાલિદાસનો દુષ્યન્ત તો એકલો મૃગની પાછળ ક્યાંય ઘસડાઈ જાય છે અને અકસ્માત જ આશ્રમ આગળ આવી ચડે છે. કણ્વની ગેરહાજરીનો ભારતી કથાનો હાસ્યાસ્પદ પ્રસંગ ક્યાં અને એ જ પ્રસંગની કાલિદાસની સુંદર રજૂઆત ક્યાં? માનવ જીવન જોડે ખેલતો વિધિ જ દુષ્યન્ત અને શકુન્તલાના દુઃખનું કારણ છે એમ કવિ આ પ્રસંગથી જ સૂચવતા રહે છે. એટલા માટે એ પ્રતિકૂળ દૈવ શમાવવા કણ્વને છેક દૂર સોમતીર્થ સુધી કવિ મોકલે છે. આ સાથે જ જાણે શકુન્તલા અને દુષ્યન્ત ઉપર આવનાર આફતોના પડછાયા પડે છે. ભાવિ સુખ પણ જાણે સામે જ દેખાય છે. આ એક જ યોજનાથી દુષ્યન્ત અને શકુન્તલાને પ્રણયમિલન ગોઠવવા માટે કેટલો લાંબો ગાળો મળે છે! ક્યાં મહાભારતની શકુન્તલા સાથેનું દુષ્યન્તનું પ્રથમ મિલન અને ક્યાં શાકુન્તલનું પ્રથમ દૃશ્ય! દુષ્યન્તને માથે અપયશનો ટોપલો ઓઢાડતું ભારતી કથાનું પ્રત્યાદેશ દૃશ્ય ક્યાં અને દુષ્યન્તનો અંતઃક્ષોભ દર્શાવતું કાલિદાસનું ચિરસ્મરણીય પ્રત્યાદેશ દૃશ્ય ક્યાં? ક્યાં પેલું ભારતી કથાનું મિલન અને ક્યાં કાલિદાસે યોજેલું હેમકૂટ ઉપરનું હૃદયસ્પર્શી મિલન? એ જ પાત્રો, પણ કેટલાં જુદાં? એ જ પ્રસંગ પણ કેટલો ફરક?

## કાલિદાસનું નવસર્જન

પરિહાસવિજલ્પિત, શકુન્તલાવિદાય, શાપના પ્રસંગ, હંસપદિકાનું ગીત, શકુન્તલાને દિવ્ય તેજ ઉપાડી જાય છે તે અને છઠ્ઠા તથા સાતમા અંકના બધા પ્રસંગો કાલિદાસના પોતાના નિર્મેલા છે. આમાંનો એક પણ પ્રસંગ ભારતી કથામાં નથી. આ બધા પ્રસંગ પાછળ કેટલી ચતુરાઈ છે એ આપણે હવે પછીના પ્રકરણમાં જોઈશું. ડૉ. રાઈડર કહે છે તેમ અંક ૧, ૫, અને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



૭ નો માત્ર થોડો ભાગ મૂળ કથા ઉપર અવલંબે છે, જ્યારે અંક ૨, ૪, ૬ અને ૭ માનો મોટો ભાગ કવિનું જ નવસર્જન છે.

પાત્રોમાં પણ વિદૂષક, પ્રિયંવદા, અનસૂયા, શાર્ઙ્ગરવ, શારદ્વત, મેનકા, મારીચ, માતલિ, ગૌતમી, પ્રતીહારી, કંચુકી અને સૂત એ બધાં પાત્રો કાલિદાસનું જ મૌલિક સર્જન છે. આખા નાટકમાં એકરૂપ બની ગયેલી પ્રકૃતિનું ચિત્રણ પણ કાલિદાસની જ કલા છે. છેલ્લે સુંદર સંવાદો અને રસમય કાવ્ય એ બધું જ કાલિદાસનું પોતાનું છે. મહાભારતના શુષ્ક શકુન્તલોપાખ્યાન ઉપરથી કવિએ કેટલું ભવ્ય સર્જન કર્યું છે એનો હવે જ સાચો ખ્યાલ આવશે.

**શાકુન્તલ અને પદ્મપુરાણ**

શાકુન્તલ અને પદ્મપુરાણના કેટલાક કથાંશો મળતા હોવાથી ઘણા સમીક્ષકો માને છે કે શાકુન્તલનું કથાવસ્તુ કાલિદાસે પદ્મપુરાણમાંથી લીધું છે. પણ કાલિદાસનો સમય અને પુરાણોની રચના જોતાં એ મત માની શકાય તેવો નથી. પુરાણોની રચના સામાન્ય જનતા માટે કરવામાં આવી છે. પુરાણોમાં આવતાં રાજાઓનાં ચરિત્રો તથા આખ્યાનો સાહિત્યમાંથી જ લેવામાં આવે છે. એ ભાગ્યે જ નવનિર્મિત હોય છે. પુરાણને લોકસાહિત્ય ગણવામાં આવે છે. એમાંનાં ઘણાંખરાં આખ્યાનો મહાભારતમાંથી લેવામાં આવ્યાં છે એ બધા જ સ્વીકારે છે.

પુરાણોનો પ્રારંભ ગુપ્ત સમયમાં થયો એમ મનાય છે. કાલિદાસનો સમય નક્કી નથી થયો પણ તે ગુપ્તવંશ પછી તો નથી જ થયા. તેથી તે કંઈ પણ વસ્તુ પદ્મપુરાણમાંથી લે એ સંભવિત નથી. ઊલટું લોકોના મનોરંજન માટે પુરાણકારે કાલિદાસના નાટકમાંથી કેટલાક પ્રસંગો લીધા પણ હોય એ સંભવિત છે. આથી એ સંભવિત છે કે પદ્મપુરાણે દુષ્યન્ત શકુન્તલાખ્યાનની મુખ્ય વાતો મહાભારતમાંથી લઈને તેમાં કાલિદાસના શાકુન્તલમાંથી ઘણા પ્રસંગો ઉમેર્યા હોય અને આમ પોતાનું શકુન્તલોપાખ્યાન બનાવ્યું હોય.

નીચે આપેલી તુલના દ્વારા સમજાઈ જશે કે પદ્મપુરાણમાં મહાભારતમાંથી અને શાકુન્તલમાંથી કેટલું લેવામાં આવ્યું છે—

મહાભારત અને શાકુન્તલમાં રાજા દર્શન માટે આશ્રમમાં જાય છે. જ્યારે પદ્મપુરાણમાં રાજા તરસ લાગવાથી આશ્રમમાં જાય છે. શાકુન્તલ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અને પદ્મપુરાણમાં 'આશ્રમ મૃગને મારશો નહિ' એવી વિનંતી કણ્વશિષ્યો કરે છે. મહાભારતમાં રાજા એકલી શકુન્તલાને જ મળે છે જ્યારે શાકુ૰ અને પદ્મ૰માં તે સખીઓ સાથે શકુન્તલાને જુએ છે. મ. ભા. માં એકલી શકુન્તલા જ રાજાનું સ્વાગત કરે છે જ્યારે શાકુ૰ અને પદ્મ૰માં સખીઓ સહિત શકુન્તલા રાજાનું સ્વાગત કરે છે. કાલિદાસમાં રાજા પોતાનો રાજ-ભાવ છુપાવે છે જ્યારે પદ્મ૰ માં રાજા પોતે એ હકીકત સખીઓ સમક્ષ કહે છે. મ. ભા.માં રાજા એકલી શકુન્તલાને તે હકીકત કહે છે. મ. ભા.માં શકુન્તલા પોતે પોતાનો વૃત્તાન્ત કહે છે જ્યારે કાલિ. અને પદ્મ૰માં સખી મુખે આ વૃત્તાન્ત જણાવ્યો છે. કાલિદાસમાં શકુન્તલા કોઈ શરત કરતી નથી જ્યારે મ. ભા. અને પદ્મપુરાણમાં શકુન્તલા શરત સાથે પરણે છે. મ. ભા. માં રાજા વીંટી આપ્યા વગર શકુન્તલાને તેડાવવાનું વચન આપે છે, જ્યારે શાકુ૰ અને પદ્મ૰ માં નામમુદ્રા સાથે રાજા વચન આપે છે. મ. ભા. માં રાજા જાણી જોઈને શકુન્તલાનો પ્રત્યાદેશ કરે છે જ્યારે શાકુ૰ અને પદ્મ૰માં દુર્વાસાના શાપને લીધે રાજા શકુન્તલાને ભૂલી જાય છે. શાકુ૰ અને પદ્મ૰ બંનેમાં વીંટીના દર્શનથી શાપનો અંત આવશે એમ શાપનો પ્રતિકાર છે. શાકુ૰માં શકુન્તલાની જ આંગળી ઉપરથી વીંટી પડી જાય છે જ્યારે પદ્મ૰ માં તે પ્રિયંવદાને વીંટી આપે છે અને વીંટી પ્રિયંવદાના હાથમાંથી પડી જાય છે. શાકુ૰ અને પદ્મ૰ માં પ્રસૂતિ પહેલાં જ શકુન્તલા વિદાય થાય છે જ્યારે મ. ભા. માં પ્રસૂતિ પછી એ પ્રસંગ બને છે.

મ. ભા. માં દૈવી વાણીથી રાજા પત્ની અને પુત્રનો સ્વીકાર કરે છે જ્યારે શાકુ૰ અને પદ્મ. માં તેમ નથી. શાકુ૰ અને પદ્મ૰—બંનેમાં પ્રસૂતી સુધી શકુન્તલા રહે એમ સૂચના કરવામાં આવે છે. બંનેમાં શકુન્તલાને આકાશમાં લઈ જવામાં આવે છે. બંને કથાઓમાં વીંટી માછલીના પેટ-માંથી માછીમાર દ્વારા મળે છે. બંને કથાઓમાં માછીમારને સિપાઇઓએ કરેલા ત્રાસનો પ્રસંગ છે. શાકુ૰ અને પદ્મ૰ બંનેમાં વીંટીના દર્શનથી રાજાને શકુન્તલા સાંભરે છે. બંને કથાઓમાં ધનમિત્રનો પ્રસંગ છે. બંને કથાઓમાં દુષ્યન્ત ઇન્દ્રને સહાય કરવા સ્વર્ગમાં ગયો હોય છે અને ત્યાંથી પાછા ફરતાં મારીચઆશ્રમમાં સર્વદમનને જુએ છે. પણ શાકુ૰ માં રાજા પોતે જ પોતાના પુત્રને ઓળખે એવા પ્રસંગો બને છે, જ્યારે પદ્મ૰ માં કાશ્યપ પોતે જ કહે છે કે આ તમારો પુત્ર છે તેથી રાજા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સ્વીકારે છે. શાકુન્તલમાં મારીચના દર્શન પહેલાં મેળાપ થાય છે જ્યારે પદ્મ. પુ. માં તેમ નથી.

આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે પદ્મપુરાણે મુખ્ય કથા મહા. ભા. માંથી લીધી અને લોકોને ખુશ કરવા બીજી વિગતો કાલિદાસમાંથી લીધી. કાલિદાસમાં આવતું ભવ્યોદાર પાત્રાંકન અને ભવ્ય મનહર વર્ણનો પદ્મ-પુરાણમાં નથી જ. આથી કોઈ પણ વસ્તુ કાલિદાસ આવા પુરાણમાંથી લે એ તો મનાય જ નહિ. વળી ધનમિત્રનો સુંદર પ્રસંગ સર્જવો એ પુરાણકારની બુદ્ધિશક્તિની બહારની વસ્તુ છે. આથી કાલિદાસે પદ્મ૦ માંથી કશું જ લીધું નથી એ ચોખ્ખું છે.

### શાકુન્તલ અને કઠ્ઠહરિ જાતક

શાકુન્તલ અને કઠ્ઠહારિ જાતકની કથા કેટલેક અંશે મળતી હોવાથી ઘણા સમીક્ષકો માને છે કે કાલિદાસે પોતાનું વસ્તુ આ જાતકમાંથી લીધું. જાતકની કથા નીચે મુજબ છે—

રાજા બ્રહ્મદત્ત વનમાં કંદમૂળ લેવા ફરતો હતો ત્યાં તેણે એક રૂપાળી યુવતી જોઈ. રાજા મુગ્ધ થયો. અને તેને પરણ્યો. પેલી યુવતી આપન્ન-સત્ત્વા થઈ. પાછા ફરતી વખતે રાજાએ તેને વીંટી આપીને કહ્યું કે જો તને પુત્ર થાય તો વીંટી લઈને પુત્ર સાથે મારી પાસે આવજે. પુત્રજન્મ પછી પેલી સ્ત્રી દુષ્યન્ત પાસે ગઈ. રાજાએ બંનેને તરછોડયાં. પછી રાજાને ખાતરી કરાવવા પેલી તરુણીએ પોતાના પુત્રને અદ્ધર આકાશમાં ઉછાળ્યો અને કહ્યું કે જો એ એનો પુત્ર હશે તો આકાશમાંથી નીચે નહિ પડે. ચમત્કાર એ થયો કે પુત્ર નીચે ન પડયો. બ્રહ્મદત્તને ખાતરી થઈ અને તે પછી તેણે પત્ની અને પુત્રનો સ્વીકાર કર્યો. એ જ પુત્ર બોધિસત્ત્વ થયો.

જાતકકથા અને શાકુ. વચ્ચે એટલો જ સમાન અંશ છે કે રાજા વનમાં જાય છે, રમણીને જોઈ મુગ્ધ થાય છે, તેની સાથે લગ્ન કરે છે, તેને વીંટી આપે છે, અને રાજા તે આપન્નસત્ત્વા રમણીનો તિરસ્કાર કરે છે. કેવળ આટલા જ મળતાપણાથી એમ ફલિત ન થાય કે કાલિદાસે શાકુન્તલની કથા જાતકમાંથી લીધી. જાતકની કથામાં ઐતિહાસિક સત્ય હોતું જ નથી. ગમે તે કથા સાથે બોધિસત્ત્વનો સંબંધ જોડી આ જાતક કથાઓ તૈયાર કરવામાં આવી છે. આથી એ સંભવિત છે કે મ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ભા. ના શાકુન્તલોપાખ્યાન ઉપરથી જ આ જાતકકથાની નકલ કરવામાં આવી છે. કાલિદાસ જેવો વૈદિક ધર્મનો અનુયાયી બુદ્ધ સાહિત્યમાંથી કંઈ લે એ સંભવિત નથી. જાતક કથાઓ મહાભારતની કથા પછી લખાઈ છે એમ બધા વિદ્વાન સંશોધકો માને છે. કેટલાક વિદ્વાનો માને છે કે વીંટીની કથાનો ખ્યાલ તો કાલિદાસને આ જાતકકથા ઉપરની જ આવ્યો હશે. પણ વાલ્મીકિના રામાયણમાં પણ વીંટીનો અભિજ્ઞાન તરીકે સુંદર ઉપયોગ કરવામાં આવ્યો છે. એના ઉપરથી જ એ પ્રસંગ કાલિદાસને કેમ ન સૂઝયો હોય ? અને કઠ્ઠહારિ જાતકમાં આવતી વીંટીની વાતનું મૂળ પણ રામાયણ જ હશે એમ માનવા સંભવ છે જ.

## શાકુન્તલની વીંટીનો પ્રસંગ અને ગ્રીક સાહિત્ય

ગૂમ થયેલી વીંટી મત્સ્યના પેટમાંથી મળી આવ્યાની વાત ગ્રીક સાહિત્યમાંથી ચંદ્રગુપ્ત મૌર્યના સમયમાં ભારતમાં આવી અને કાલિદાસને તેના ઉપરથી વીંટીનો પ્રસંગ સૂઝયો એમ ઘણા માને છે. નદીના પાણીમાં પડેલી વીંટી તો માછલીના પેટમાંથી જ મળે અને માછીમાર જ તે પકડે એ બાબત તો કોઈ સાધારણ બુદ્ધિવાળા માણસને પણ સૂઝે તો કાલિદાસ જેવા બુદ્ધિવાળા મનુષ્યને તે બાબત શોધવા કંઈ આવાં ગ્રીક સાહિત્ય ઉથલાવવાં ન પડે.

## (૨) કાલિદાસ અને ભાસ

ભાસના અવિમારક નાટકમાં શાપનો પ્રસંગ આવે છે. તે ઉપરથી જ કાલિદાસને શાપનો પ્રસંગ સૂઝયો હશે એમ મ. મ. ગણપતિ શાસ્ત્રી કહે છે પણ શાપ અને ઉઃશાપની માન્યતા તે વખતે બહુ પ્રચલિત હતી. સંસ્કૃત સાહિત્યમાં પણ તે વાત પ્રચલિત થયેલી જોવામાં આવે છે. મેઘ-દૂતમાં યક્ષના શાપની વાત આવે છે. તેવી રીતે વિક્રમોર્વશીયમાં પણ શાપની વાત આવે છે કે ઉર્વશીએ કુમાર કાર્તિકેયના વનમાં પ્રવેશ કર્યો હોવાથી તેને શાપ મળ્યો. રાજા દિલીપને પણ કામધેનુનો શાપ મળ્યો હતો અને તેના પ્રતિકાર માટે વસિષ્ઠે નંદિની ગાયની સેવા કરવાનું દિલીપને કહ્યું હતું. આમ શાપ અને તેના પ્રતિકારની વાત એ તત્કાલીન રૂઢિગત માન્યતા જેવી જ થઈ પડી હતી. કાલિદાસને તેનો અવિમારક ઉપરથી જ ખ્યાલ આવ્યો એમ ચોક્કસ ન કહી શકાય.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**ભ્રમરબાધાનો પ્રસંગ**

અહીં કાલિદાસ ઉપરની ભાસની ચોખ્ખી અસર દેખાય છે. ભાસના 'સ્વપ્નવાસવદત્ત' માં એમ પ્રસંગ આવે છે કે દાસીએ ઝાડીમાંથી ભ્રમર ઉરાડી રાજાને અંદર આવતો રોક્યો. એ ભ્રમરથી વિદૂષક ડરી જાય છે. એમાંથી હાસ્ય ઉદ્ભવે છે. શાકુન્તલમાં પણ ભ્રમરબાધાનો પ્રસંગ આવે છે. કાલિદાસને ભલે ભાસના એ પ્રસંગ ઉપરથી ભ્રમરબાધાનો ખ્યાલ આવ્યો હોય પણ કાલિદાસ અને ભાસના તે પ્રસંગોમાં કેટલો ફેર છે એ તો એ બે કૃતિના અભ્યાસ કરનારને જરૂર સમજાશે જ.

**શાકુન્તલ અને ભાસના 'સ્વપ્નવાસવદત્તા' ના પ્રથમ અંકનાં પ્રથમ દશ્ય**

આ પ્રસંગમાં તો કાલિદાસ ઉપર ભાસની ચોખ્ખી અસર જણાય છે જ. બંને નાટકોમાં આશ્રમના પવિત્ર વાતાવરણનું સુંદર વર્ણન છે. બંને નાટકોમાં કંઇક નિષેધ કરવામાં આવે છે. સ્વપ્નવાસવદત્તામાં કહે છે —'ઉત્સારણા ન કરો. આશ્રમવાસીઓ પ્રત્યે તોચ્છું વર્તન ન દાખવો.' જ્યારે શાકુન્તલમાં પણ કહે છે—आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यो । સ્વપ્નવાસવદત્તામાં પદ્માવતી પ્રવેશે છે, જ્યારે શાકુન્તલમાં શકુન્તલા અને તેની સખીઓ પ્રવેશે છે. જો કે બંને નાટકોની કથામાં ફેર છે પણ દશ્યની શરૂઆત અને આશ્રમના વર્ણન વગેરેમાં કાલિદાસ ઉપર ભાસની છાયા સ્પષ્ટ રીતે વરતાય છે. આ બાબત અમારા ટિપ્પણમાં પણ અમે ચર્ચી છે તે જિજ્ઞાસુઓએ જોઈ લેવી.

**[ ૪ ] વસ્તુસંકલન**

> त्वमर्हतां प्राग्रसरः स्मृतोऽसि नः
> शकुन्तला मूर्तिमती च सत्क्रिया ।
> समानयंस्तुल्यगुणं वधूवरं
> चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥

નાટકનું વસ્તુ દુષ્યન્ત અને શકુન્તલાના પ્રણયમિલન પાછળ જ ગૂંથાયું છે. એ દુષ્યન્ત અને એ શકુન્તલા કેવી રીતે મળે છે, તેમની વચ્ચે કેવી રીતે પ્રણય જાગે છે અને એ પ્રણય કેવી રીતે લગ્નમાં પરિણમે છે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તથા તે બંને પ્રતિકૂળ વિધિનો ભોગ થઈ પડી કેવી વ્યથા અનુભવે છે અને અંતે કેવી રીતે મળે છે એ જ કથાનો મુખ્ય તંતુ છે. કલા અને વિષયની દૃષ્ટિએ શાકુન્તલનું વસ્તુ નીચે પ્રમાણે વહેંચી શકાય—

(अ) પ્રથમ મિલન, પ્રણય અને લગ્ન.

(ब) આશા :: ધર્ષણ :: પરિતાપ અને પુનર્મિલનની તૈયારી.

(क) સુખદ મિલન.

અંક ૧, ૨ અને ૩ના પ્રસંગો પહેલા વિભાગ માટે છે. તે પ્રસંગો કયા છે અને કેવી રીતે ઉપરનો ઉદ્દેશ સાધે છે તે હવે જોઈએ. નીચેના પ્રસંગો દુષ્યન્ત અને શકુન્તલાના પ્રથમ મિલનની રચના, પ્રણય અને લગ્ન માટે કવિએ પ્રયોજ્યા છે—

અંક ૧

(૧) પ્રસ્તાવના (૨) મૃગયાનું દૃશ્ય (૩) કણ્વની ગેરહાજરી (૪) સખીઓનું દૃશ્ય (૫) ભ્રમરબાધા પ્રસંગ (૬) સખીઓ સાથેનો વાર્તાલાપ (૭) હાથીનું તોફાન (૮) પ્રથમ મુલાકાતને અંતે પ્રણયના સૂક્ષ્મ અંકુર.

અંક ૨

(૧) રાજા અને વિદૂષકની વાતચીત.

(૨) પુત્રપિણ્ડપાલનવ્રત અને આશ્રમનું તેડું.

(૩) પરિહાસવિજલ્પિત.

અંક ૩

(૧) વિષ્કમ્ભક. (૨) રાજાની કામાતુર અવસ્થા. (૩) સખીઓની ગોષ્ઠી (૪) રાજા અને શકુન્તલાનો પરસ્પર અનુરાગ વ્યક્ત થાય છે તે પ્રસંગ અને ગાંધર્વલગ્ન (૫) ગૌતમીનું આગમન (૬) ત્રીજા અંકને અંતે આકાશભાષિત.

હવે એ દરેક પ્રસંગની નાટ્યદૃષ્ટિએ ચર્ચા કરીએ—

**પ્રસ્તાવના**

ગ્રીષ્મના કેવા ઉપભોગ્ય એ દિવસો !

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



'જળઝીલણું ગમતાં, ને
પાટલસ્પર્શે સુગંધી વનવાયુ,
સુલભ છાંયડે નિદ્રા,
સન્ધ્યા–રમણીય આ દિવસો.
'જરીક જરીક ચુંએલાં
ભ્રમરે, મૃદુ કેસરે શિખાવંતાં,
કરત શિરીષકુસુમના
શણગાર દયાર્દ્ર પ્રમદાઓ.'

દુષ્યન્ત અને શકુન્તલાના પ્રથમ મિલનના પ્રસંગ માટે કેટલું અનુકૂળ વાતાવરણ !

સારંગ પાછળ અનાયાસે જ ખેંચાઈ આવતા પિનાકપાણિ જેવા શોભતા રાજર્ષિ દુષ્યન્તના પ્રવેશનું અહીં સૂચન થાય છે. પરંતુ કવિની ચતુરાઈ અહીં સમાપ્ત નથી થતી. एष राजेव दुष्यन्तः सारङ्गेणातिरंहसा— એ વાક્યમાં તો કવિ ઘણું ઘણું સૂચવી દે છે. દુષ્યન્ત જાણીબૂઝીને આશ્રમની મુલાકાતે કે શકુન્તલાને જોવા મળવા આવ્યો જ નથી. પરંતુ—

भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र । જાણે સારંગરૂપે રહેલું વિધિ જ अर्हतां प्राग्रसरः એવા દુષ્યન્તને મૂર્તિમતી સત્ક્રિયા એવી શકુન્તલા પાસે લઈ આવે છે અર્થાત્ ઘસડી આણે છે. રાજર્ષિ એની અભિનવ મધુલોલુપતાથી શકુન્તલા પાસે આવતો જ નથી. એ ધર્મપરાયણ રાજા તો કેવળ રાણી વસુમતી સાથે શિષ્ટાચારપૂર્વક રહી જીવનના નિરાશામય દિવસો ધર્મપાલનમાં વ્યતીત કરે છે. એના યૌવનના ઉપઃકાલનો અભિનવલોલુપ દુષ્યન્ત આ નથી. ભૂતકાળમાં તે એવો રસિયો હશે પણ આજે એના પ્રથમ પ્રવેશથી જ એ કંઈક જુદો જણાય છે.

સ્વયં વિધાતા આ તુલ્યગુણનાં નરનારીનો લગ્નસંબંધ ઇચ્છે છે અને તેથી જ મૃગયા કરવા નીકળેલો એ ધર્મનિષ્ઠ રાજર્ષિ આજે મૃગની પાછળ પાછળ છેક આ આશ્રમ સુધી ઘસડાઈ આવ્યો. દુષ્યન્તના એ ભવ્યોદાર ચરિતની અહીંથી જ ઝાંખી થાય છે.

આ સઘળું સૂચન કવિ આ પ્રસ્તાવનામાં જ કરી દે છે. તેથી જ આ અપૂર્વ નાટકની પ્રસ્તાવના પણ અપૂર્વ છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ પ્રસ્તાવનાનો રચનારો કવિ કેટલો ચતુર છે! આજે આ કવિ પોતાની પરિણતપ્રજ્ઞાનું ફલ એવી આ અપૂર્વ કૃતિ લઈને એક મોટી સભા સમક્ષ ઊભો છે. એ પરિષદનું મનોરંજન કરવા સિવાય આ નાટ્યપ્રયોગનો બીજો શું ઉદ્દેશ હોઈ શકે? આ નાટ્યપ્રયોગ પાછળનો પોતાનો આ ઉદ્દેશ આ કુશળ કવિ આરંભથી જ જણાવી દે છે. આ કૃતિ વિદ્વાનો માટે પણ છે અને આમજનતા માટે પણ છે. એટલું જ નહિ પણ એમાં દરેકેદરેક પાત્ર ઉપર પોતે કેવી કાળજી લીધી છે એનું પણ સૂચન આ ચતુર કવિ આરંભમાં જ કરી દે છે. तत् प्रतिपात्रमाधीयतां यत्नः।

આમ આ પ્રસ્તાવનાથી કવિ કેવળ પોતાના નાટક માટે અનુકૂળ વાતાવરણ સર્જે છે એટલું જ નહિ પણ ઉપર બતાવી તેવી ખુબીઓથી કવિ બીજાં પણ ઘણાં સૂચન અહીં કરી દે છે.

કેવળ આ પ્રસ્તાવનાના સૂક્ષ્મ અભ્યાસથી કેટલા બધા પ્રશ્નો એની મેળે ઉકેલાઈ જાય છે! નાટકનું નામ અને તેના કર્તાનું નામ પણ કવિ અહીં જ કહી દે છે.

(૨) મૃગયાનું દૃશ્ય

न खलु न खलु बाणः संनिपात्योऽयमस्मिन्
मृदुनि मृगशरीरे तूलराशाविवाग्निः ।
क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाता वज्रसारा शरास्ते ॥

'તો સારી પેર તાકેલું વાળી લે બાણ; છે તમ
આર્તને રક્ષવા શસ્ત્રો, ન નિર્દોષ પ્રહારવા.'

आश्रममृगोऽयं न हन्तव्यो, न हन्तव्यो !

ઓ રાજન્! આ ક્રૂરતા તને ઘટતી નથી. આ નિર્દોષ મૃગનો સંહાર તું રહેવા દે.

વિધિની કેવી ઘટના! મૃગયા માટે નીકળેલો રાજા દુષ્યન્ત એક મૃગની પાછળ પાછળ દૂર દૂર ઘસડાઈ આવ્યો છે. પોતાના સાથીઓથી એ ક્યાંય આગળ નીકળી ગયો છે. 'કૃષ્ણસાર' એ એનું એકમાત્ર લક્ષ્ય છે. ન હોય એ अधिज्यकार्मुक દુષ્યન્ત. પણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



'મૃગ પૂંઠે પડ્યા જાણે જોઉં સાક્ષાત્ પિનાકિને.' રાજા પોતે જ કહે છે—'સૂત, આ મૃગથી આપણે ઘણા દૂર ખેંચાઈ આવ્યા. અને હજી તો ફાળ ભરતું એ મૃગ આપણને વધારે આગળ ખેંચે છે.' ખાડાટેકરાવાળી એ ભૂમિ ઉપર રથને જરા ધીમો પાડવો પડ્યો. એટલામાં પેલું મૃગ દેખાતું બંધ થયું. પણ રાશ ઢીલી મૂકતાં તો—

आत्मोद्धतैरपि रजोभिरलङ्घनीया
धावन्त्यमी मृगजवाक्षमयेव रथ्याः ।

રથનો વેગ પણ કેવો !

'દીસે દૃષ્ટે ઝીણું, બનતું સહસા એહ વિપુલ,
ખરે હા જે છૂટું, થતું જ જયમ સંધાઈ ગયું હો,
સ્વભાવે જે વાંકું, સરખું લહું તેને ય નયને,
ન મારે કૈં દૂર ક્ષણ પણ, ન પાસે રથ જવે.'

આવા વેગથી મૃગરૂપધારી એ વિધિ આ ધર્મપરાયણ રાજાને છેક કણ્વાશ્રમ સુધી ઘસડી લાવે છે. આ મૃગયાના દૃશ્યથી જ આ ચતુર નાટ્યકાર દુષ્યન્તની ધર્મનિષ્ઠતાનું અને એની બદલાયેલી વૃત્તિનું સૂચન કરે છે. જે એક પળમાં હાથવેંતમાં રહેલા મૃગને રહેંસી નાખત એ ધનુષ્ય પેલા તાપસના એક જ શબ્દે પાછું ખેંચાય છે. એ રાજર્ષિની કેવી ધર્મનિષ્ઠા ! પુરુવંશના પ્રદીપને બીજું શું શોભે ! રાજાને આ સત્કૃત્યના પરિણામરૂપી આશીર્વાદ મળે છે કે તને ચક્રવર્તી પુત્ર થાઓ.

કાલિદાસ આરંભથી જ કહી દે છે કે આ ધર્મનિષ્ઠ દુષ્યન્ત ઉપર કોઈ પણ આક્ષેપ કરતાં પહેલાં જરા વિચાર કરજો. એ રાજર્ષિ શાપને યોગ્ય નથી. એ તો આશીર્વાદને યોગ્ય છે. આટલે સુધી આવ્યા છતાં એ રાજવી પોતાની મેળે આશ્રમની તપાસ કરતો નથી કે પોતે ત્યાં જવા ઇચ્છા પણ વ્યક્ત કરતો નથી. પણ તાપસો એને આતિથ્ય માટે નિમંત્રે છે અને રાજા દુષ્યન્ત તપસ્વીઓના તપનું કેવું રક્ષણ કરે છે એ તેઓ દુષ્યન્તને પોતાને જ બતાવવા માગે છે. એ સાંભળે છે કે મહર્ષિ કણ્વ અહીં નથી. છતાં શકુન્તલાને મળી તેની દ્વારા પોતાની કણ્વ તરફની ભક્તિનું કણ્વને નિવેદન કરવા અને આશ્રમના દર્શનથી પોતાની જાતને પુનિત કરવા જ આ રાજર્ષિ આશ્રમમાં જાય છે. બીજી કોઈ ખરાબ વૃત્તિ એના મનમાં પણ નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આમ આ મૃગયાના દૃશ્યથી જ કવિ સૂચવી દે છે કે આજનો દુષ્યન્ત સંત છે અને આશીર્વાદને યોગ્ય છે. વિધિ જ એના અને શકુન્તલાના મિલનનું કારણ છે એ સૂચન પણ અહીં થઈ જાય છે.

( ૩ ) કણ્વની ગેરહાજરી

કેવળ એક લીટીમાં સૂચવેલા આ પ્રસંગ પાછળ કેવું કેવું સૂચન છે એ હવે આપણે જોઈએ. આ પ્રસંગ નીચેની હકીકત બતાવે છે—

( અ ) મહર્ષિ કણ્વ ગેરહાજર છે.

( બ ) તેમને એક શકુન્તલા નામની પુત્રી છે.

( ક ) એને કણ્વઋષિએ આતિથ્ય ધર્મ ઉપર નિયુક્ત કરી છે.

( ડ ) કણ્વ શા માટે ગયા છે? प्रतिकूलं दैवं शमयितुम् પ્રતિકૂળ દૈવની અસર હળવી કરવા.

( ચ ) ક્યાં ગયા છે? સોમતીર્થ.

આ પ્રસંગ શું સૂચવે છે?

(૧) આ પ્રસંગ સૂચવે છે કે કણ્વને શકુન્તલા સિવાય કોઈ સંતાન ન હતું. જો એને પુત્ર હોત તો કણ્વે તેને જ આ ફરજ ઉપર નિયુક્ત કર્યો હોત.

(૨) શકુન્તલાને સઘળો આતિથ્યનો ભાર સોંપીને કણ્વ જાય છે એ શકુન્તલાની લાયકાત બતાવે છે. વળી તે એમ પણ બતાવે છે કે શકુન્તલા નાની નથી. તેથી એનું સ્નેહલગ્ન એના પિતા જરૂર આવકારશે.

(૩) શકુન્તલા ઉપર કંઈક આફત આવશે અને તે દૂર થશે એમ અહીં સૂચન થાય છે.

(૪) કણ્વ ઘણે દૂર છેક સોમતીર્થ સુધી ગયા છે તે બતાવે છે કે કણ્વને પાછા આવતાં બહુ દિવસ લાગશે. મહાભારતના હાસ્યાસ્પદ પ્રસંગને કવિ અહીં એકદમ પલટી નાખે છે. કણ્વ જો આટલા તેટલામાં ઈંધન કે ફૂલ લેવા ગયા હોય તો તો બહુ જલદી પાછા આવે. દરમિયાન દુષ્યન્ત શકુન્તલાનો પ્રસંગ બને એ હાસ્યાસ્પદ લાગે. અહીં કાલિદાસ કણ્વને એટલે દૂર મોકલે છે કે ત્યાંથી તે મહિનાઓ સુધી પાછા ન આવે. દરમિયાન દુષ્યન્ત શકુન્તલાની અનેક મુલાકાતો ગોઠવાય છે અને સઘળા પ્રસંગ બને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે. આ સ્વાભાવિક લાગે છે. આ ગેરહાજરીને લીધે જ આશ્રમમાં આસુરી બળોનો અવારનવાર ઉપદ્રવ થાય છે. તેથી જ દુષ્યન્તને રક્ષણ માટે તેડાવવામાં આવે છે. આમ આ ગેરહાજરીથી જ બીજા અને ત્રીજા અંકની દુષ્યન્ત શકુન્તલાની મુલાકાતો સહજ બને છે.

(૫) એક બાબત અમે ખાસ નોંધીએ છીએ. તે એ કે કણ્વ જાતે જ આ પ્રતિકૂળ દૈવના શમનના કામમાં ખાસ રસ લે છે. કણ્વ પોતે સાક્ષાત દેવ છે. એ શું બતાવે છે? 'દૈવ જેનું બગાડે છે તેનું દૈવ પોતાનું કરીને સુધારવા બેઠા છે' એમ કવિ નાટકના આ પહેલા જ મહત્વના પ્રસંગથી સૂચવતા રહે છે.

(૬) કોઈક કહેશે કે કણ્વ પ્રતિકૂલ દૈવના શમન અર્થે ગયા ને તે જ વસ્તુનું બીજારોપણ દુષ્યન્તની મુલાકાત દ્વારા થયું! આમ કેટલાકને મતે આ નાટયાત્મક વક્રોક્તિ છે પણ—

તેમ નથી. એમ ન હોય કે પ્રતિકૂલ દૈવના શમન માટેના કણ્વના પ્રયાસની સિદ્ધિની શરૂઆત રૂપે યોજનો દૂરથી શકુન્તલાનો ભાગ્યવિધાતા ખેંચાઈ આવ્યો હોય?

(૭) કોઈક કહેશે કે આ પ્રસંગને એટલી અગત્ય આપવા જેવું શું છે? કદાચ એવી કોઈ ક્રિયા કરવી એ તત્કાલીન રિવાજ પણ હોય. પણ તેમ નથી. કાલિદાસ આ બાબત ગંભીરતાપૂર્વક લે છે. નાટકમાં પહેલેથી તે છેક છેલ્લે સુધી કાલિદાસ કણ્વની દૈવી અને યૌગિક સિદ્ધિ બતાવે છે.

કણ્વને સિદ્ધિ હતી અને દર્શન થતું. કણ્વની ગેરહાજરીથી આસુરી સંપતનું પ્રાબલ્ય વરતાય છે એટલે કણ્વ દૈવી સંપતવાળા હતા તે સિદ્ધ થાય છે. (અંક ૨) ચોથા અંકમાં કણ્વને ધ્યાનમાં જ દેવવાણી દ્વારા બધી વાત સમજાય છે એ બતાવે છે કે તે દૈવી શક્તિવાળા હતા. ચોથા અંકમાં કવિ કહે છે કે કણ્વના પ્રભાવથી પ્રકૃતિ પણ અલંકાર આપે છે. સાતમા અંકમાં પણ મારીચને કહેવામાં આવે છે કે કણ્વને સંદેશો મોકલો ત્યારે પણ મારીચ એમ જ કહે છે કે તપના પ્રભાવથી કણ્વને બધું પ્રત્યક્ષ છે.

આમ કણ્વ ખરેખર દર્શનવાળા પુરુષ હતા અને અત્યારે તો શકુન્તલાનું અમંગળ હળવું કરવા જ ગયા છે કારણ્ તે તેમણે જોયું હશે જ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૮) મેં ટિપ્પણમાં બતાવ્યું છે તેમ આ પ્રસંગ બતાવે છે કે દુષ્યન્ત અને શકુન્તલાનો સંયોગ સ્વયં દૈવ જ ઇચ્છે છે. તેથી જ પ્રતિકૂળ વિધિને પણ હળવું કરવા દૈવ પોતે જાય છે. રાજાનો શકુન્તલા પ્રત્યેનો અનુરાગ કોઈ મધુલોલુપવૃત્તિનું પરિણામ નથી જ. સાચે જ ચોથા અંકમાં આ પ્રસંગની ખુબી સમજાય છે. કોપાગ્નિ દુર્વાસા પણ શકુન્તલા તરફ પીગળે છે અને શાપનો પ્રતિકાર આપી શાપ હળવો કરે છે. એ કણ્વની આ સોમતીર્થની ક્રિયાનું ફળ કેમ ન હોય? એ ક્રિયાથી મહર્ષિ કણ્વે શકુન્તલાનું પ્રતિકૂળ દૈવ તદ્દન તો ન શમાવ્યું પણ તેની અસર ઓછી તો કરી જ.

## (૪) સખીઓનું દશ્ય અને આશ્રમનું વર્ણન

મહર્ષિ કણ્વના માલિનીતીરે આવેલા આશ્રમમાં—"હુતહોમના ધૂમાડાથી તપોવનવૃક્ષનાં પાંદડાંનો રંગ બદલાઈ ગયેલો છે; ત્યાં જલાશયનો આખો રસ્તો મુનિઓનાં નીતરતાં વલ્કલોની જલરેખાથી અંકાયેલો છે; અને વિશ્વાસુ હરણાં રથનાં પૈડાંનો અવાજ તેમ જ ધનુષ્યની દોરીનો ટંકાર નિર્ભય કુતૂહલથી સાંભળી રહે છે. પરંતુ ત્યાંથીયે પ્રકૃતિ કાંઈ દૂર પલાયન કરી ગઈ નથી. ત્યાં પણ ક્યારેક ક્યારેક જાડા વલ્કલની નીચેથી શકુન્તલાનું નવયૌવન અલક્ષ્ય રીતે પ્રગટ થઈ સખત બાંધેલા બંધનને ચોમેરથી ઠેલી રહ્યું છે. ત્યાં પણ વાયુએ હલાવેલી પલ્લવાંગુલિ વડે આમ્રવૃક્ષ જે સંકેત કરે છે, તે સંપૂર્ણ રીતે સામમંત્રને અનુરૂપ નથી જ. ત્યાં પણ નવકુસુમયૌવના નવમાલિકા સહકારવૃક્ષને વીંટળાઈ વળીને પ્રિય મિલનની ઉત્સુકતાનો પાઠ આપે છે[1]"

આવા તપોમય શાંત આશ્રમ આગળ આવતાં જ દુષ્યન્તનો જમણો બાહુ ફરકે છે. રાજાને આશ્ચર્ય થાય છે. એ પોતે તો હવે સઘળા મોહ છોડીને કેવળ ધર્મપરાયણ જીવન જીવે છે. આજે કેવળ તે અનાયાસે જ આ આશ્રમમાં આવી ચડ્યો છે અને તે પણ પોતે તપસ્વીઓનું કેટલુંક રક્ષણ કરી શકે છે તે જોવા અને પોતાની કણ્વ તરફની ભક્તિનું તેની પુત્રી દ્વારા નિવેદન કરવા. એવે સમયે એવી જગ્યાએ આ શુભ સૂચનનું શું પ્રયોજન?

આમ કવિ દરેક દશ્યે એ બાબત સૂચવે જ છે કે દુષ્યન્ત અભિનવમધુલોલુપ નથી. આગળ જતાં તેને વૃક્ષવાટિકાની જમણી તરફથી કંઈ અવાજ સંભળાય છે. એ જુએ છે તો ત્રણ તાપસકન્યાઓ વૃક્ષને પાણી

---

૧. પ્રાચીન સાહિત્ય



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પાવા નીકળી છે. કેવું મધુરું એમનું દર્શન! રાજા છુપાઈને સાંભળે છે. સખીઓના આ દૃશ્યમાંથી દુષ્યન્તને કેટલીક વિગતો જાણવા મળે છે. કણ્વ દુહિતા શકુન્તલાને એ પહેલી વખત જુએ છે. કેવી કાંતિ! કેવું લાવણ્ય! આવી સૌંદર્યમૂર્તિને તે ઋષિ તપ માટે શું નિયુક્ત કરી શક્યા હશે!

ध्रुवं स नीलोत्पलपत्रधारया
शमीलतां छेत्तुमृषिर्व्यवस्यति ।

શકુન્તલાનું અવ્યાજ સુંદર રૂપ અહીં વાક્યે વાક્યે દેખાય છે. દુષ્યન્ત પોતે સૌંદર્યનો ઉપાસક અને પ્રશંસક હોવાથી એ સૌંદર્યની મુગ્ધ ભાવે જ પ્રશંસા કરે છે, કોઈ લોલુપવૃત્તિથી નહિ.

આશ્રમનું વાતાવરણ કેવું ઉન્માદક હતું તે ઉપર ટાગોરના શબ્દોમાં જોયું.

શકુન્તલાનો પ્રકૃતિપ્રેમ પણ અહીં વ્યક્ત થાય છે. શકુન્તલાને જોતાં રાજાને કંઈક અભિલાષ જાગે છે ખરો પણ જો શકુન્તલા ક્ષત્રિયને વરવા યોગ્ય ન હોય તો પોતાના એ અભિલાષને પણ રોકવા આ મહાત્મા સમર્થ છે. પણ એને એના ચારિત્ર્યમાં કેટલો બધો વિશ્વાસ છે!

'પ્રમાણ શંકાસ્પદ વસ્તુઓ મહીં,
સન્તોની અન્તઃકરણપ્રવૃત્તિઓ.'

### (૫) ભ્રમર બાધા પ્રસંગ

દુષ્યન્તનો પ્રવેશ કરાવવા કવિ કેવી સુંદર પ્રસંગ પરંપરા યોજે છે? રાજા સખીઓને જોઈને છુપાઈ જાય છે. સખીઓ પાણી પાતી હોય છે. સાધારણ રીતે એથી લતા વચ્ચે રહેલો ભ્રમર પાણી સીંચનારને હેરાન કરે જ! શકુન્તલા ગભરાય અને રક્ષણ માટે બૂમ પાડે, સખીઓ મજાક કરે કે દુષ્યન્તને બોલાવ અને તરત જ દુષ્યન્ત પ્રવેશે. આમ ભ્રમરબાધાના પ્રસંગથી દુષ્યન્તનો પ્રવેશ બહુ નાટ્યમય બને છે. એક નાના ગૂંજન કરતા ભ્રમરનો પણ કવિ કેવી કલામય રીતે ઉપયોગ કરે છે!

કોને ખબર છે કે પહેલા અંકમાં બની ગયેલો આ નાનકડો પ્રસંગ રાજાને એક સંભારણા જેવો બની જશે! છઠ્ઠા અંકમાં શકુન્તલા સાંભરે છે ત્યારે રાજા પોતે દોરેલું ભ્રમરથી હેરાન કરાતી શકુન્તલાનું ચિત્ર મંગાવે છે. તે વખતે ચિત્રના ભ્રમરને જોઈ રાજા તેવી જ રીતે આશ્વાસન મેળવે છે. પોતે પહેલા અંકમાં અનુભવ્યો હતો તે જ સત્ય પ્રસંગ આ છે એમ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તેને લાગે છે. વાસ્તવિક રીતે એ ચિત્ર હતું. આવી રીતે એ જ ભ્રમર પ્રસંગ છઠ્ઠા અંકમાં રાજાનું આશ્વાસનનું સ્થાન બની રહે છે. ઉપરાંત જ્યારે વિદૂષક કહે છે કે એ ચિત્ર છે ત્યારે એ જ પ્રસંગ રાજાનો પરિતાપ વધારે છે અને એની નિર્દોષતા તથા ઉદાત્તતા વ્યક્ત કરે છે.

## (૬) સખીઓ સાથેનો વાર્તાલાપ

આ પ્રસંગમાં પણ કવિએ મૂળ કથામાં મોટો ફેરફાર કર્યો છે. શકુન્તલા પોતે પોતાની હકીકત કહેતી નથી પણ સખીઓને મુખે એ કહેવડાવે છે. સાથે જ શકુન્તલાનું પાત્ર અનેકઘણું ઊંચું સ્થાન પ્રાપ્ત કરે છે. કેટલી લજ્જા! કેટલી શરમ! અને છતાં વલ્કલવસ્રના તાપસ કન્યા આ બાળામાં પ્રણયના પહેલા અંકુર કેટલી સહજ રીતે ફૂટે છે! એને જોતાં જ શકુન્તલાના મનમાં તપોવનને અનુચિત એવા પ્રણય ભાવ સ્ફૂરે છે. એને પૂછવાનું મન થાય છે કે આગંતુક કોણ છે. પણ લજ્જાળુ બાળા બોલી શકતી નથી. અનસૂયા પોતે જ એ પૂછે છે. કેવું કલા વિધાન!

આ વાર્તાલાપ દરમિયાન રાજા પણ શકુન્તલા વિશેની નીચેની હકીકત જાણી લે છે કે—

(૧) શકુન્તલા કણ્વની નહિ પણ વિશ્વામિત્ર અને મેનકાની પુત્રી છે. આમ એના અંતઃકરણના પ્રમાણરૂપ જ જવાબ મળે છે કે શકુન્તલા કુલપતિની પોતાની પુત્રી નથી.

(૨) તે એ પણ જાણી લે છે કે કુલપતિ એને અનુરૂપ વરને પરણાવવા ઈચ્છે છે.

(૩) શકુન્તલાના ભાવ એની ક્રિયા દ્વારા વ્યક્ત થાય છે.

(૪) આમ આ પ્રસંગને લીધે રાજાના મનોરથને કંઈક અવકાશ રહે છે.

(૫) દુષ્યન્ત પોતે પૂરો આકર્ષાયો છે. પણ હજી શકુન્તલાને મુખે એ વાત જાણ્યા સિવાય આ શુદ્ધચરિત રાજા પોતાના મનોગત ભાવ મનમાં જ રાખે છે.

## (૭) તપોવનમાં હાથીનો પ્રવેશ

કાલિદાસ કેટલા ચતુર કવિ છે તેની આ નાટકના પ્રસંગે પ્રસંગે પ્રતીતિ થાય છે. એક પણ પ્રસંગ એ નિરર્થક યોજતા જ નથી. તેમનો યોજેલો દરેક પ્રસંગ અને દરેક ઉક્તિ સાભિપ્રાય જ હોય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



હવે શકુન્તલા વિશેની બધી હકીકત મળી ગઈ છે. તેથી આગળ મુલાકાત લંબાવવાનું કંઈ પ્રયોજન નથી તેથી હવે દુષ્યન્ત ઊઠે એ ઉચિત છે. એમને એમ પણ એ ઊઠી શક્યો હોત પણ આ ચતુર કવિ તો એના દુષ્યન્તની ઉદાત્તતા દરેક પ્રસંગે બતાવવા માગે છે જ. તેથી જ આ પ્રસંગ કાલિદાસે બહુ ચતુરાઈથી પ્રયોજ્યો છે. એનો જ હાથી તોફાને ચડી આશ્રમનો કચ્ચરઘાણ ન વાળે એ માટે આ રાજર્ષિ જાય એ જ ઉચિત છે. અહીં પણ એ ઉદાત્ત અને ધર્મપરાયણ દુષ્યન્ત જ દેખાય છે. એના જ સૈનિકો આ આશ્રમને પીડા ન કરે તે માટે તે ઊઠે છે.

## (૮) પ્રથમ મુલાકાતને અંતે-પ્રણયના સૂક્ષ્મ અંકુર.

આ પ્રસંગે પણ દુષ્યન્ત અને શકુન્તલાને કવિ ઉદાત્ત જ બતાવે છે. દુષ્યન્ત શકુન્તલા પ્રત્યે પૂરો આકર્ષાયો છે.

गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्थितं चेतः ।

પહેલા અંકને અંતે દુષ્યન્તની આવી દશા છે. એને જવું ગમતું નથી. છતાં આ ધર્મવીર રાજા કદી દુષ્ટવાસનાનો ભોગ થતો નથી.

શકુન્તલાની પણ કેટલી નાજુક દશા છે! આ અતિથિ પ્રત્યે એ પૂરી આકર્ષાઈ છે છતાં પોતાના ભાવ એ મુખથી વ્યક્ત કરી શકતી નથી. અને તોયે જતે જતે તે વલ્કલ ભરાયાને બહાને અને કાંટો વાગ્યો છે એ બહાને વાર કરે છે અને રાજા તરફ વિદાય કટાક્ષ નાખ્યા સિવાય રહી શકતી નથી.

પોતાના ઉદાત્ત નાયકનાયિકામાં પ્રથમ પ્રણયના સૂક્ષ્મ અંકુર કેવી રીતે ફૂટે છે તે કવિ બહુ સુંદર રીતે બતાવે છે. શકુન્તલાની મરજી જાણ્યા સિવાય દુષ્યન્ત કેવી રીતે પોતાના ભાવ વ્યક્ત કરે? તેવી જ રીતે આશ્રમના રાજઅતિથિને પણ તેના ભાવ જાણ્યા સિવાય શકુન્તલા પોતાના ગૂઢ ભાવ કેવી રીતે વ્યક્ત કરી શકે?

પરંતુ કવિની ચતુરાઈ આટલેથી જ અટકતી નથી. આ પ્રથમ મુલાકાતમાં જ ચતુર પ્રિયંવદા રાજાની શકુન્તલા પ્રત્યેની સ્નિગ્ધ દૃષ્ટિ નોંધી લે છે. ત્રીજા અંકમાં શકુન્તલાના ભાવ જાણ્યા પછી પ્રિયંવદા પોતે નોંધેલી આ વસ્તુ રજૂ કરે છે અને આમ શકુન્તલાને પણ દુષ્યન્તના સૂક્ષ્મ ભાવની પ્રતીતિ થાય છે. બીજી તરફ રાજા બીજા અંકમાં યાદ કરવા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રયત્ન કરે છે કે શકુન્તલાના એના તરફના ભાવ કેવા છે ત્યારે પ્રથમ અંકને અંતે શકુન્તલાએ નાખેલો ચતુરાઈભર્યો વિદાય કટાક્ષ તેને યાદ આવે છે અને તેને એક રીતે તો શકુન્તલાના વળતા અનુરાગની પ્રતીતિ થાય છે. આ રાજર્ષિ સૂફાતો જાય છે છતાં શકુન્તલાને મુખે સ્પષ્ટીકરણ નથી થતું ત્યાં સુધી તે પોતાના ભાવ વ્યક્ત કરતો નથી. આમ તેને તો પ્રસંગે પ્રસંગે કવિ ઉદાત્તચરિત જ બતાવે છે.

આમ આ મૂક પ્રસંગની અગત્ય બીજા અંકમાં દેખાય છે. રાજા કહે છે—

'નજર વાળી લીધી, મુજ સંમુખે;
હસી પડી કંઈ અન્ય નિમિત્તથી;
વિનયથી ગતિ વેગ રુંધી દઈ;
મદન ના જણવ્યો, ન છુપાવિયો.'

અને જતી વેળાએ—

दर्भाङ्कुरेण चरणः क्षत इत्यकाण्डे
तन्वी स्थिता कतिचिदेव पदानि गत्वा ।
आसीद्विवृत्तवदना च विमोचयन्ती
शाखासु वल्कलमसक्तमपि द्रुमाणाम् ॥

ત્રીજા અંકમાં પ્રિયંવદા પણ કહે છે—

ननु स राजर्षिरस्यां स्निग्धदृष्ट्या सूचिताभिलाष......૬

નાના નાના પ્રસંગો કાલિદાસ એવી ચતુરાઈથી પ્રયોજે છે કે તેની અગત્ય ત્યાં બહુ ન લાગે પણ આગળ ઉપર એમ પ્રતીતિ થાય કે એ નાનો પ્રસંગ કવિએ ન પ્રયોજ્યો હોત તો શું થાત ?

## અંક બીજાના પ્રસંગો

### (૧) રાજા અને વિદૂષકની વાતચીત

વિદૂષકની સ્વઉક્તિ પણ અહીં સાભિપ્રાય પ્રયોજાઈ છે. એ બતાવે છે કે આ રાજાએ દિવસોના દિવસો મૃગયામાં ગાળ્યા. 'અને એ દરમિયાન તાપસકન્યા શકુન્તલાનાં દર્શન થયાં' એ વિદૂષકની ઉક્તિ પણ સાભિપ્રાય પ્રયોજાઈ છે. એ દ્વારા કવિ સૂક્ષ્મ રીતે દુષ્યન્ત શકુન્તલાનો પ્રણય સૂચવી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



દે છે. વળી વિદૂષક પણ જરા આરામ લેવા ઇચ્છે છે. આગળ ઉપર એને શહેરમાં દુષ્યન્ત પાછો મોકલે છે અને એ રીતે એને આરામ મળે છે જ.

ત્યાર પછી રાજા પ્રવેશ કરે છે. આમ જોવા જતાં કાર્યવેગ બહુ નથી. છતાં આગળ બતાવ્યું તેમ પહેલા અંકના અંતનો નાનકડો પ્રસંગ અહીં વિકસે છે. દુષ્યન્તને શકુન્તલાના એના તરફના ભાવની ખાતરી થાય છે.

अकृतार्थेऽपि मनसिजे रतिमुभयप्रार्थना कुरुते ।

રાજાની આવી દશા થઈ છે. રાજાને પણ હવે મૃગયા પ્રત્યે અભિરુચી રહી નથી. કેમકે—

'નહિ પણછ—ચડાવ્યું બાણ—સાંધ્યું
ધનુષ શકું હું મૃગો પરે નમાવી,
લહી પ્રિય—સહવાસ, જેમણે તો
લલિતવિલોકનપાઠ દીધ એને.'

આથી રાજાને અને વિદૂષકને ઘડીક બેસવાનો અને વાતચીત કરવા સમય મળે છે. સેનાપતિ વગેરેને પણ તે વિદાય કરી દે છે કારણ હવે તેને મૃગયા પ્રત્યે અભિરુચિ નથી રહી. અહીં પણ તે મનાઈ કરે છે કે કોઈ સૈનિકોએ તપોવનને કનડગત કરવી નહિ.

આ પ્રસંગે પણ દુષ્યન્તની ઉદાત્તતા પ્રગટ થયા વિના રહેતી નથી. એ વિદૂષકને પણ સમજાવે છે કે ત્યાજ્ય વસ્તુઓમાં પૌરવોનું મન જતું નથી ઉપરાંત શકુન્તલાના અવ્યાજ સુંદર રૂપ વિષે પણ અહીં કહેવા તક સાંપડે છે. વિદૂષકનાં વાક્યોમાં સૂચવવામાં આવે છે કે આ પ્રણય સફળ થશે જ. છેલ્લે આપણે દુષ્યન્તની એટલી ઇચ્છા જાણીએ છીએ કે તે તપોવનમાં જવા માગે છે. છતાં તે કોઈ કારણ વગર જવા માગતો નથી એ એનું વચન એની ઉદાત્તતા બતાવે છે. આમ આ પ્રસંગે પણ કવિ દુષ્યન્તની ઉદાત્તતા બતાવે છે.

**(૨) પુત્રપિણ્ડપાલન વ્રત : : રાજમાતાનો સંદેશો અને આશ્રમનું તેડું.**

કયે મિષે આશ્રમમાં જવું તે રાજા વિચારતો હોય છે ત્યાં આશ્રમવાસીઓ તરફથી તાપસો મળવા આવે છે. બન્ને તાપસો રાજા વિશે પોતાની ઉક્તિમાં જે અભિપ્રાય વ્યક્ત કરે છે તે નોંધવા જેવો છે. દુષ્યન્ત સાધારણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજવી નથી પણ ઈન્દ્રનો સહાયક છે અને તપસ્વી રાજમુનિ છે એ દુષ્યન્તની ઉદાત્તતા અહીં પ્રગટ થાય છે.

આશ્રમવાસીઓ રાજાનું રક્ષણ માગવા આવ્યા છે કારણ કુલપતિ કણ્વ હાજર ન હોવાથી રાક્ષસો તેમના તપમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે. રાજા તરત એ તેડું સ્વીકારી લે છે. પણ—

બીજી તરફથી તેવો જ અગત્યનો રાજમાતાનો સંદેશો આવે છે કે અમુક દિવસે તે પુત્રપિણ્ડપાલનવ્રત કરવાની છે તો તે પ્રસંગે તેણે ત્યાં હાજર રહેવું. રાજાની ત્રિશંકુ જેવી દશા થાય છે. હવે શું કરવું ? આમ વડીલોની આજ્ઞા અને આમ તપસ્વીઓનું કાર્ય. આ ધર્મનિષ્ઠ રાજા પોતાની અંગત ફરજો કરતાં રાજ્યની ફરજોને વધારે મહત્વ આપતો. તેથી તે માતાની આજ્ઞા કરતાં આશ્રમવાસીઓ તરફની ફરજ વધારે મોટી ગણે છે. અહીં પણ દુષ્યન્તનું ઉદાત્ત ચરિત પ્રગટ થાય છે.

## આ પ્રસંગની અગત્ય

**(अ)** અંગત કામ ગમે તેવું અગત્યનું અને મોટું કેમ ન હોય તો પણ જનકાર્યને દુષ્યન્ત પ્રથમ અને મહત્વનું સ્થાન આપતો તે આ પ્રસંગ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. પોતાની માતાની આજ્ઞા કરતાં પણ તે તપસ્વીઓના કાર્યને વધારે અગત્યનું ગણે છે.

**(ब)** ઋષિઓ પ્રત્યેનો રાજાનો આદરભાવ પણ આ પ્રસંગે જણાય છે.

**(क)** પહેલા અંકને અંતે આપણે જોયું કે રાજાના સૈનિકો અને હાથી છેક આશ્રમની પાસે આવી લાગ્યા છે. આશ્રમની શાંતિનો ભંગ ન થાય તેથી આ રસાલાને તે દૂર રાખવા ઇચ્છતો હતો. આ પ્રસંગ ઉપસ્થિત થતાં આ લાવલશ્કરને તે સહેલાઈથી વિદાય કરી દે છે.

**(ड)** દુષ્યન્ત અનપત્ય છે એમ અહીં સ્પષ્ટ સૂચન થાય છે કારણ આ વ્રત તેની અનપત્યતા દૂર કરવા માટે હતું. પહેલા અંકના તાપસોના આશીર્વાદ ફળશે એમ પણ અહીં આડકતરું સૂચન છે.

**(च)** આથી આ પ્રસંગે વિદૂષકને ત્યાં હાજર રહેવા મોકલવામાં આવે છે, આથી તે શકુન્તલાને જોઈ શકતો નથી. રાજાના પ્રણયમાં વિદૂષકની સહેજ પણ સહાય ન રહે એ માટે જ કવિ આ વિધાન કરે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આમ શાકુન્તલનો વિદૂષક રાજાના પ્રણયમાં કદી સહાયભૂત થતો નથી.

**(છ)** આ પ્રસંગ ઉપસ્થિત થતાં વિદૂષક ઘેર પાછો જાય છે. તે પોતાની રાણીઓને આ વાત કરે તો તેમને દુઃખ થાય. રાજા તે ઇચ્છતો નથી કારણ તે 'દક્ષિણ' પ્રેમી છે. આથી જતી વખતે તે વિદૂષકને કહે છે કે એની વાત સાચી માનવી નહિ. એ તો કેવળ ગમ્મત હતી. આમ આ પ્રસંગને લીધે જ '**परिहासविजल्पित**'નો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

**(ज)** કેટલાક માને છે કે બૌદ્ધિક તત્ત્વો સામે બ્રાહ્મણ ધર્મની શક્તિ બતાવવા આ પ્રસંગ-યોજ્યો છે. જો ધર્મપાલન બરાબર રીતે થાય તો અપુત્ર પણ પુત્રવાળો થાય એવી શક્તિ બ્રાહ્મણ ધર્મમાં છે અને આ પ્રસંગ પછી જ શકુન્તલાની આપન્નસત્ત્વા અવસ્થાના સમાચાર આપણે સાંભળીએ છીએ.

## (૩) પરિહાસવિજલ્પિત.

શકુન્તલાની બધી વાત વિદૂષકને કહી છેવટે રાજા તેને કહે છે, 'એ તો કેવળ ગમ્મત હતી.' આ પ્રસંગ બહુ જ નાનો છે છતાં તેની પાછળની કવિની ચતુરાઈ છેક પાંચમા અંકમાં દેખાય છે. જો આ વાત સાચી છે એમ કહ્યું હોત તો પાંચમા અંકમાં એક વિકટ પ્રસંગ ઉભો થાત કે જેમાંથી માર્ગ કાઢવો કવિને ભારે પડત. પાંચમા અંકમાં રાજા શાપને લીધે શકુન્તલા સાથેનો પ્રસંગ ભૂલી જાય છે. તેથી તે શકુન્તલાને ઓળખતો હોવાની 'ના'જ કહયે જાત. વિદૂષકને કંઈ શાપ ન હતો. તેથી તે પણ એની વાત માનત નહિ અને શકુન્તલા સાથેના પ્રસંગની 'હા'જ કહયે જાત. એ પરિસ્થિતિમાંથી છૂટવા કવિ આ પ્રસંગ યોજે છે કે જેથી વિદૂષક એની વાત માને નહિ અને વિકટ પરિસ્થિતિ ઉભી થાય નહિ. તે ના કહે છે તો કહે છે પણ હાથ પકડીને વિદૂષકને એની ખાતરી કરાવે છે. (**विदूषकं हस्ते गृहित्वा**). આ રીતે અહીં માનવભાવ પણ દેખાય છે.

ત્યાર પછી વિદૂષકે રાજાની આગળ કદી શકુન્તલાની વાત કાઢી નથી. છઠ્ઠા અંકમાં રાજા કહે છે કે તેં કદી શકુન્તલાની વાત કેમ કાઢી નથી?

**पूर्वमपि न त्वया कदाचित् संकीर्तितं तत्रभवत्या नाम ।** છઠ્ઠા અંકમાં આ પ્રસંગની અગત્ય સમજાય છે. તે વખતે રાજા કહે છે—'અલ્યા તું પણ મારી માફક શકુન્તલાને ભૂલી ગયો હતો?' ત્યારે વિદૂષક કહે છે—'તમે જે **परिहासविजल्पित** કહ્યું તે મેં મંદમતિએ સાચું માની લીધું અને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એ વાતને કંઈ અગત્ય ન આપી.' न विस्मरामि । किं तु सर्वं कथयित्वा-वसाने पुनस्त्वया परिहासविजल्पितं एष न भूतार्थम् इत्याख्यातम् । मयापि मृत्पिण्डबुद्धिना तथैव गृहीतम् ।

કદાપિ તે પ્રત્યાખ્યાન દૃશ્ય વખતે હાજર હોત તો પણ રાજા આશ્રમ-વાસીઓની વાતને અગત્ય ન આપત. વળી પાંચમા અંકના પ્રસંગ પછી રાજાએ વિદૂષકને કહ્યું તો હશે જ કે આવી કોઈ સ્ત્રી અહીં આવી હતી. તે વખતે પણ વિદૂષકે કેમ આ વાત યાદ ન કરી તો તેનો જવાબ પણ અહીં જ મળી જાય છે કે જ્યારે રાજાએ જ એ વાતને મજાક ગણી ત્યારે વિદૂષકે એ સાચું માની લીધું કે એ ક્ષણિક આકર્ષણ હશે. આ ખાતરી સાથે જ તે વિદાય થાય છે અને આ વાત ઉપર હંમેશ માટે પડદો પાડે છે.

## ત્રીજા અંકના પ્રસંગો

### (૧) વિષ્કમ્ભક

આ વિષ્કમ્ભકમાંથી નીચેની હકીકત સાંપડે છે—

(अ) રાજા દુષ્યન્તનો પ્રભાવ. તે રાજાને બીજા અંકમાં આશ્રમ-વાસીઓનું તેડું આવ્યું હતું. આથી દુષ્યન્ત ત્યાં જવાનો છે એમ આપણે લગભગ બીજા અંકને અંતે જાણ્યું હતું. ત્રીજે અંક શરૂ થતાં જ એટલા ગાળામાં ક્યા પ્રસંગ બન્યા તે આ વિષ્કમ્ભકમાં કહી દેવામાં આવ્યું છે. આશ્રમનો શિષ્ય ખબર લાવે છે તે ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે દુષ્યન્ત આશ્રમમાં પહોંચી ગયો છે એટલું જ નહિ પણ એના ત્યાં પહોંચતાંની સાથે જ આશ્રમનાં આસુરી બળો શાંત થઈ ગયાં છે. આમ આ વિષ્કમ્ભક ખાસ કરીને તો રાજાનો આ પ્રભાવ બતાવવા માટે જ પ્રયોજાયો છે.

(ब) બીજા સમાચાર એ સાંપડે છે કે શકુન્તલા 'લૂ' લાગવાથી અસ્વસ્થ છે અને તેને માટે પ્રિયંવદા ઉશીર અનુલેપન લઈ જાય છે.

(क) ત્રીજી વિગત એ સાંપડે છે કે શકુન્તલા કણ્વનો પ્રાણ છે તેથી તેની બરાબર ચિકિત્સા કરવી જોઈએ. આ બતાવે છે કે કણ્વ હજી આવ્યા નથી અને તેથી જ બધા શકુન્તલા માટે દોડા દોડ કરી રહ્યા છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(ફ) શિષ્ય પણ એને માટે યજ્ઞનું શાંતિજળ ગૌતમી દ્વારા મોકલે છે.

ગૌતમી દ્વારા શાંતિજળ મોકલે છે તે પ્રસંગ અહીં બહુ અગત્યનો નથી લાગતો પણ ત્રીજા અંકને અંતે જ્યારે દુષ્યન્ત શકુન્તલાના આનંદમાં ગૌતમીનું આગમન ઓચિંતુ વિઘ્નરૂપ થઈ પડે છે ત્યારે આ પ્રસંગની અગત્ય સમજાય છે. દુષ્યન્ત અને શકુન્તલા આનંદમગ્ન હોય છે ત્યારે બહાર પ્રિયંવદા અને અનસૂયા ચોકી કરતાં હોય છે. એકદમ ગૌતમી આ શાંતિજળ લઈને આવી પહોંચે છે. જઈને નિવેદન કરવા જેટલો સમય ન હોવાથી સખીઓ બહારથી જ ચક્રવાકવધૂના સંબોધનને મિષે શકુન્તલાને આ વાત સૂચવી દે છે. તેથી એ મિલનમાં ભંગ પડે છે અને રાજાને પછી ચાલ્યા જવું પડે છે કારણ ગૌતમી શકુન્તલાને લઈ જાય છે. ત્રીજા અંકને અંતે ગૌતમીના એ વખતના આગમનથી જ્યારે કવિ નાટકની મર્યાદાનું પાલન કરે છે ત્યારે જ કવિની આ હકીકત આપવા પાછળની ચતુરાઈ સમજાય છે.

## (૨) રાજાની કામાતુર અવસ્થા

રાજાનો સ્નેહ કેટલો આગળ વધ્યો છે તે જ બતાવવાનું આ પ્રસંગનું પ્રયોજન છે.

રાજા પોતે જાણે છે કે તપનો પ્રભાવ કેવો હોય છે. તપસ્વીનો કોપ ધારે તે કરી શકે એમ તે જાણે છે. તે એમ પણ જાણે છે કે શકુન્તલા પરાધીન છે અને તે જેવા તેવાની નહિ પણ એક મોટા તપસ્વીની. આમ છતાં તે હવે એનું મન રોકી શકતો નથી. હવે તેને પ્રિયાના દર્શન વગર ક્યાંય શાંતિ મળી શકે તેમ નથી. તેથી તે સીધો માલિની તીર ઉપરના લતામંડપ તરફ જાય છે.

## (૩) સખીઓની ગોષ્ઠી

પહેલા અંકની માફક અહીં પણ રાજા પ્રવેશે છે ત્યારે લતામંડપમાં સખીઓ વાતચીત કરતી હોય છે. હજી દુષ્યન્ત કે શકુન્તલા ઉભયમાંથી કોઈએ પોતાનો સ્પષ્ટ સ્નેહ અરસપરસ વ્યક્ત કર્યો નથી. રાજાએ તો વિદૂષકને મુખે પણ થોડુંક કહ્યું છે જ્યારે શકુન્તલાએ તો હજી એની સખીઓને મુખે પણ કહ્યું નથી. અંદરને અંદર સોરાઈને જ તેની આવી અસ્વસ્થ દશા થઈ છે. આથી આ દૃશ્ય કવિ ખાસ પ્રયોજે છે. ચતુર સખીઓએ ભલે કંઈ અનુભવ્યું ન હોય પણ વાંચ્યું છે તો ખરું જ. એના ઉપરથી શકુન્તલાની કામાવસ્થા તે સમજી જાય છે. ચતુર પ્રિયંવદા તો સમજી પણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જાય છે કે એ અનુરાગ પેલા આગંતુક રાજર્ષિ પ્રત્યેનો જ છે. દુષ્યન્તઃ ભલે પોતાની જાતને છુપાવે પણ આ ચતુર બાળાઓ એને ઓળખી ગઈ છે. તેથી બંને નિશ્ચય કરે છે કે આ પરિસ્થિતિમાં તાત કાશ્યપ નથી ત્યારે શકુન્તલાનો આ અનુરાગ વધાવવો જ રહ્યો. શકુન્તલાને મુખે આ પ્રણય વ્યક્ત થાય છે. રાજા કાનોકાન સાંભળે છે. એને સંતોષવા શકુન્તલા પાસે સખીઓ પ્રેમપત્ર પણ લખાવે છે. શકુન્તલા પોતે એ ગીત રચે છે અને ગાય છે. હવે રાજાને પ્રવેશવાનો અવસર હોવાથી તે પ્રવેશે છે.

એક બીજી બાબત નોંધવાની કે રાજા ઉપર આ નવા પ્રેમની કેવી અસર થઈ છે તે પણ અહીં જ જાણવા મળે છે. પ્રિયંવદા કહે છે— **ननु स राजर्षिरस्यां स्निग्धदृष्ट्या सूचिताभिलाष एतान् दिवसान् प्रजागरकृशो लक्ष्यते ।** આમ આ પ્રસંગ દ્વારા રાજા અને શકુન્તલાના પ્રણયમિલનની રચના થાય છે.

### (૪) અનુરાગનું સ્પષ્ટીકરણ અને ગાંધર્વલગ્ન

બહુ જ હુંશિયારીથી સખીઓ શકુન્તલાની સોંપણી કરે છે. અહીં પણ રાજાની ઉદાત્તતા સ્પષ્ટ થાય છે. રાજા વચન આપે છે—

परिग्रहबहुत्वेऽपि द्वे प्रतिष्ठे कुलस्य मे ।
समुद्ररसना चोर्वी सखी च युवयोरियम् ॥

આ ધર્મવીર રાજાના ચારિત્ર્યમાં શંકા લાવવા હવે કોઈ કારણ રહેતું નથી. શકુન્તલા સાથે ગાંધર્વલગ્ન કરવામાં હવે તેને કોઈ વાંધો જણાતો નથી. કાલિદાસના દુષ્યન્તને કણ્વની બીક નથી. શકુન્તલાને તે આશ્વાસન આપે છે કે તાત કાશ્યપ ધર્મ જાણનારા છે તેથી તારા આ કૃત્યમાં તે કોઈ દોષ નહિ જુએ.

આમ આખા ત્રીજા અંકમાં દુષ્યન્તનું ઉદાત્તચરિત જ કવિ પ્રગટ કરે છે. આ પ્રસંગે પણ કવિ જણાવે જ છે કે દુષ્યન્ત કે શકુન્તલાના આ લગ્નમાં કંઈ દોષ નથી કારણ સ્વયં કણ્વ પણ તે વધાવશે એમ દુષ્યન્તને ખાતરી છે.

### (૫) ગૌતમીનું આગમન

આ અંકના વિષ્કમ્ભકમાં કવિ હકીકત આપે છે કે શિષ્ય ગૌતમી સાથે યજ્ઞનું પાણી મોકલાવશે. એ પ્રમાણે અહીં યથાસમયે ગૌતમીનો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રવેશ સૂચવાય છે અને આ રીતે નાટ્યકર્તા અહીં નાટકની પરંપરાગત મર્યાદા સાચવે છે. આમ પેલી હકીકતની ખૂબી અહીં સમજાય છે.

રાજાને આથી છુપાઈ જવું પડે છે અને શકુન્તલા લતામંડપને ફરીથી ઉપભોગ માટે નિમંત્રી વિદાય લે છે.

આ કવિ દરેક પ્રસંગ કેવો સાભિપ્રાય પ્રયોજે છે તે અહીં સ્પષ્ટ થાય છે. ત્રીજા અંકનાં દૃશ્યો દરમિયાન રચેલી પેલી શકુન્તલાની લતા-મંડપમાંની કમળની પથારી, વાળાલેપ અને એણે લખેલો પ્રેમપત્ર, અને પેલું બિસાભરણ, હવે આ સમયે વધુ અગત્યનાં બને છે કારણ તે તે બધું રાજાને હવે સંભારણા તરીકે અને આશ્વાસન તરીકે કામ આવે છે.

### (૬) ત્રીજા અંકને અંતે આકાશભાષિત

ત્રીજા અંકની શરૂઆત ધર્મવીર દુષ્યન્તના ચારિત્ર્યના ગુણગાનથી થાય છે. આખા અંકમાં પણ કવિ આ સૂચન કરે છે જ. ત્રીજા અંકને અંતે પણ કવિ દુષ્યન્તની આ ઉદાત્તતા બતાવે છે જ. સાંજ પડયે સાંજનાં નિત્ય કર્મ શરૂ થઈ ગયાં છે. કણ્વ હાજર નથી તેથી યજ્ઞની વેદીની આસ-પાસ રાક્ષસોની છાયા ફરે છે એમ આકાશભાષિત થાય છે. આથી આ અંકને અંતે દુષ્યન્તને આવી દશામાં પણ તેનો ધર્મ બજાવતો જ બતાવ્યો છે.

'દેશકાલપાત્રને એક મુહૂર્તની અંદર આ પ્રમાણે ઉલટાવી નાંખવાની જે મીનકેતુની શક્તિ તે કાલિદાસ અહીં બતાવી આપે છે'[૧]

### (ब) આશા :: ઘર્ષણ :: પરિતાપ અને પુનર્મિલનની તૈયારી

અંક ૪, ૫, ૬ અને શરૂઆતના સાતમા અંકના પ્રસંગો આ વિભાગ માટે યોજાયા છે. તે પ્રસંગો અંકવાર તપાસીએ.

### અંક ચોથાના પ્રસંગો

(૧) વિષ્કમ્ભક (૨) શિષ્યની અને અનસૂયાની સ્વઉક્તિ તથા અન-સૂયા અને પ્રિયંવદાનો વાર્તાલાપ (૩) વિદાયવેળા.

### (૧) વિષ્કમ્ભક

આ વિષ્કમ્ભક ઘણો અગત્યનો છે. અહીં ત્રીજા અંક પછી અને આ અંકની શરૂઆતના ગાળામાં નીચેના પ્રસંગો બની ગયા હોવાનો ઉલ્લેખ છે—

---

૧.—રવીન્દ્રનાથ ટાગોર—પ્રાચીન સાહિત્ય.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૧) રાજા દુષ્યન્તે નિર્વિઘ્ને ઋષિઓનો યજ્ઞ સમાપ્ત કરાવ્યો છે.

(૨) તે આજે જ પોતાના નગરમાં ગયો છે કારણ ઋષિઓએ જાતે તેને રજા આપી.

(૩) દુષ્યન્ત અને શકુન્તલાનાં ગાંધર્વ લગ્ન પતી ગયાં છે.

(૪) ત્યાં ગયા પછી તેણે શકુન્તલાને પત્ર સરખો લખ્યો નથી.

(૫) તાત કાશ્યપ હજી આવ્યા નથી પણ બધાને ખાતરી છે કે તે આ લગ્નમાં વાંધો નહિ ઉઠાવે.

(૬) શકુન્તલાના સૌભાગ્ય દેવતાની પૂજા કરવાની છે.

(૭) સખીઓ બલિ માટે અને શકુન્તલાના સૌભાગ્યદેવતાની પૂજા માટે પુષ્પો ભેગાં કરે છે. તે વખતે શકુન્તલા બહાર પર્ણકુટી આગળ બેઠી હોય છે પણ તે હજુ હમણાં જ વિદાય થયેલા એના પતિના વિચારોમાં તલ્લીન થઈ ગઈ છે. દરમિયાન દુર્વાસા ઋષિ આવી ચડે છે. શકુન્તલાને પોતાના આત્માનો પણ ખ્યાલ નથી ત્યાં એને આ અતિથિનો સાદ ક્યાંથી સંભળાય? દુર્વાસા કોપી ઊઠે છે અને તેને શાપ આપે છે કે શકુન્તલા જેનો વિચાર કરે છે તે જ તેને યાદ કરાવવા છતાં તેને યાદ નહિ કરે. શાપ આપી દુર્વાસા ચાલ્યા જાય છે.

(૮) સખીઓ આ શાપ સાંભળી જાય છે. અગ્નિ સિવાય બીજું કોણ બાળે? સમયસૂચક અનસૂયા ઋષિને પ્રસન્ન કરવા પ્રિયંવદાને મોકલે છે. દરમિયાન અનસુયાના હાથમાંથી ફૂલ વેરાઈ જાય છે તે એ વીણે છે.

(૯) પ્રિયંવદા પાછી આવે છે અને ખુશ ખબર આપે છે કે ઋષિને માંડ માંડ તે પ્રસન્ન કરી શકી છે. તેમણે શાપ પાછો તો નથી ખેંચ્યો પણ એટલું કહ્યું કે અભિજ્ઞાનનું આભૂષણ જોતાં શાપનો અવધિ આવશે.

(૧૦) દુષ્યન્ત જતે જતે શકુન્તલાને વીંટી આપી ગયો હતો તે શકુન્તલા પાસે હતી. આથી અનસૂયાને શાંતિ રહે છે કે એ વીંટી જોતાં દુષ્યન્તને શકુન્તલા યાદ આવશે અને આમ શાપનો અવધિ આવશે. શાપનો પ્રતિકાર પાસે જ હોવાથી આ વાત શકુન્તલાને ન કહેવા તેઓ નિશ્ચય કરે છે. કારણ શકુન્તલા એના હમણાં જ ગયેલા પતિના વિચારમાં એટલી તલ્લીન બની છે કે જાણે તે ચિત્રમાં કોતરાઈ હોય તેમ લાગે. એની આ નાજુક સ્થિતિમાં કોણ આવી વાત કહી એને દુઃખી કરે? વળી ઉષ્ણોદકથી નવમાલિકાને કોણ સીંચે?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



## આ વિષ્કમ્ભકની અગત્ય.

આ વિષ્કમ્ભકની પહેલી અગત્ય તો એ કે કવિ અહીં સ્પષ્ટ રીતે સૂચવે છે કે પોતાના નાયક નાયિકાના વ્યવહારમાં કોઈએ કોઈ જાતના દોષ જોવો નહિ. રાજાના ગયા પછી એનો કોઈ કાગળ કે સંદેશો નથી તેથી અનસૂયા જરા ઊંચીનીચી થાય છે પણ પ્રિયંવદાને રાજાની આકૃતિ અને શુદ્ધ ચરિતમાં વિશ્વાસ છે. न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति । દુષ્યન્ત તરફથી કોઈ સંદેશો આવ્યો નથી તેથી એમ નહિ માનવાનું કે તે પણ મધુકર વૃત્તિનો છે અને હવે ત્યાં જઈને શકુન્તલાને ભૂલી ગયો છે અને આમ તેને છેતરી.

વાચકના હૃદયમાં બીજો પણ પ્રશ્ન ઉદ્ભવે કે તાત કાશ્યપની ગેરહાજરીમાં શકુન્તલાએ આ લગ્ન કર્યું છે. તો હવે તે આવીને શું કરશે ? આ ભોળી બાળાને શાપ આપશે કે તેના પ્રણયને અભિનંદશે ? આ પ્રશ્નનો પણ કવિ અનસૂયા દ્વારા જવાબ આપે છે કે તાત કાશ્યપનો એ સંકલ્પ જ હતો કે શકુન્તલાને અનુરૂપ વર જોડે પરણાવવી. જો દૈવ જ એવા યોગ્ય સ્વામીને મોકલી આપે તો તે વડીલજનને કેમ સ્વીકાર્ય ન હોય ? કારણ એમાં તો વગર મહેનતે એમની ઇચ્છા પરિપૂર્ણ થાય છે. આમ આ બે પ્રશ્નોનું કવિ નિરાકરણ કરે છે.

(૨) શકુન્તલાના સૌભાગ્ય દેવતાના પૂજન માટે ભેગાં કરેલાં પુષ્પો ઠોકર વાગવાથી પડી જાય છે એ અપશુકન થયા. એ કંઈ અનિષ્ટનું સૂચન કરે છે. અને એ અનિષ્ટ તરત જ બને છે. દુર્વાસાનો શાપ દુષ્યન્ત અને શકુન્તલાના દુઃખનું કારણ બને છે.

### (૩) શાપના પ્રસંગની અગત્ય

ડૉ. રાઇડરના શબ્દો ટાંકું તો–"શાપ અને તેનો પ્રતિકાર એ તો હિંદુઓને સામાન્ય વાત છે....આ પ્રસંગ કાલિદાસ એટલી સરસ રીતે પ્રયોજે છે કે હિંદુ કે યુરોપિયન–કોઇને કશું અજુગતું ન લાગે. શાપપ્રસંગ એ તો નાટકને ઘેરી વળતું એક દૈવી વાદળું છે. માનવવૃત્તિઓને તે રૂંધતું નથી. પ્રણ વધુ મહત્વ અને ચિરંજીવ સ્થાન આપે છે."

આ પ્રસંગ એટલો અગત્યનો છે કે તેના ઉપર જ અંક પાંચના પ્રસંગો અવલંબે છે કારણ તેમાં શાપ ફળે છે. અંક છઠ્ઠો પણ આ પ્રસંગ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઉપર જ અવલંબે છે કારણ એમાં શાપનો પ્રતિકાર ફળે છે. અભિજ્ઞાન મળવાથી શાપ જતો રહે છે અને દુષ્યન્તને સ્મૃતિ થવાથી તે પારાવાર પસ્તાવો કરે છે. આમ એણે જાણીબૂઝીને શકુન્તલાનું પ્રત્યાખ્યાન કર્યું નથી એ આ પ્રસંગને લીધે જ પુરવાર થાય છે. એ કોઈ મધુકર વૃત્તિને વશ થઈ શકુન્તલાને છેતરતો નથી. એ દારત્યાગી પણ નથી. એ શાપને યોગ્ય છે જ નહિ. આ ધર્મરત રાજાને વિધિ શકુન્તલા પાસે લઈ આવે છે. અને સ્વયં દૈવ જ આ સંયોગ ઇચ્છે છે. એમાં દુષ્યન્તનો કોઇ વાંક નથી. આ એક જ પ્રસંગ છે કે જે દુષ્યન્તની નિર્દોષતા પુરવાર કરે છે. પોતે આવું વર્તન કેમ કર્યું એમ રાજાને હંમેશ વસવસો રહ્યા કરે છે. એ મારીચને પૂછે છે ત્યારે મારીચ સ્ફોટ કરે છે કે શાપને લીધે જ તે શકુન્તલાને ભૂલી ગયો હતો. જો શાપ ન હોત તો આ દુષ્યન્ત શકુન્તલાને કદી ન ભૂલ્યો હોત. વાંચો—અંક ૭—दुर्वाससः शापादियं तपस्विनो सहधर्मचारिणि त्वया प्रत्यादिष्टा नान्यथेति

ચોથા અંકમાં અનસૂયા પણ તે જ કહે છે—अथवा दुर्वाससः शाप एष विकारयति । દુષ્યન્ત પણ આનંદમાં બોલી ઊઠે છે—अद्य वचनीयान्मुक्तोस्मि ।

આ પ્રસંગની એક બીજી પણ અગત્ય છે. શકુન્તલા પ્રત્યે રાજાએ એવું વર્તન બતાવી પાંચમા અંકમાં જ્યારે તેનું તિરસ્કારપૂર્વક અપમાન કર્યું ત્યારે શકુન્તલાને શું શું નહિ થયું હોય ? એને એટલું અપમાન લાગ્યું છે કે એ રાજાને કદી માફ ન કરે. રાજા એનો સ્વીકાર કરે છે ત્યારે એ એને માફ તો કરે છે જ છતાં એને ઊંડે ઊંડે તો પેલું અપમાન જીવનભર સાલત જ. આથી એટલો પણ વસવસો શકુન્તલાને ન રહે તે માટે જ આ શાપનો પ્રસંગ યોજાયો હોય તેવું લાગે છે. મારીચ પોતે પણ કહે છે—

वत्से विदितार्थासि । तदिदानीं सहधर्मचारिणं प्रति न त्वया मन्युः कार्यः । पश्य

शापादसि प्रतिहता स्मृतिरोधरूक्षे
भर्तर्यपेततमसि प्रभुता तवैव ।
छाया न मूर्छति मलोपहतप्रसादे
शुद्धे तु दर्पणतले सुलभावकाशा ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આમ શાપના આ પ્રસંગની ખરી ખુબી તો અંક પાંચમા, છઠ્ઠા અને સાતમાના પ્રસંગોમાં દેખાય છે. પ્રસંગો પ્રયોજવામાં આ કવિ કેટલો ચતુર છે તે છેક સાતમા અંકમાં જ સ્પષ્ટ થાય છે. આમ આ જ પ્રસંગથી દુષ્યન્તની નિર્દોષતા વ્યક્ત થાય છે.

ત્યારે શું શકુન્તલા શાપને પાત્ર છે? કવિ આ પ્રશ્નનું અહીં જ સ્પષ્ટીકરણ કરે છે કે એ આશ્રમનું નાજુક ફૂલ શાપને યોગ્ય નથી જ. **पुष्पस्य राशौ अग्निः?** કમલિની ઉપર શું હિમનો પ્રહાર? ના ના. આ બાળા યુવતી છે. કોડભરી છે. હજી હમણાં જ થોડો સમય થયો એણે ગાંધર્વ-વિધિથી દુષ્યન્ત જોડે લગ્ન કર્યું છે. આજે જ વહેલી પરોઢે રાજા ગયો છે એના ગયા પછી સખીઓ ફૂલ વીણવા નીકળે છે. આમ રાજાને ગયે માંડ બે ત્રણ કલાકનો સમય થયો હોય છે. પોતાના નામની વીંટી એ શકુન્ત-લાની આંગળીએ પહેરાવતો ગયો છે અને કહી ગયો છે કે એના નામાક્ષર ગણશે ત્યાં સુધીમાં તો એ એને તેડાવી લેશે. એ નવપરિણીતા છે. એ આપન્નસત્ત્વા એ એકલી છે. આવી કોઈ યુવતી પતિના વિચારમાં તલ્લીન હોય એમાં શું દોષ? કવિ પોતે જ કહે છે—**भर्तृगतया चिन्तयात्मानमपि नैषा विभावयति । किं पुनरागन्तुकम् ।** આવી આ અન્યમનસ્ક શકુન્તલા પાસે દુર્વાસા આવે છે. આંખના પલકારામાં તો શું યે બની જાય છે. આ નિર્દોષ બાળા ઉપર શાપ વરસાવી આ ક્રોધી મુનિ ચાલ્યા જાય છે. શકુન્તલા એ શાપને યોગ્ય છે જ નહિ. પતિના ધ્યાનમાં મગ્ન બનેલી શકુન્તલા જાણે ચિત્રમાં ચીતરી હોય તેવી સ્થિર છે. અતિથિનો સત્કાર કરવા એની સખીઓ આવી પહોંચી જ હોત. પણ—

**भवितव्यता खलु बलवती ।**

એ શકુન્તલાના સૌભાગ્ય દેવતા માટે ફૂલ વીણવા રોકાઈ અને એટલામાં તો ઘણું બની ગયું. વિધિની કેવી ઘટના?

આમ શાપ પણ પ્રતિકૂલ વિધિનો જ કારી ઘા છે. આ શાપ પોતે જ બતાવે છે કે શકુન્તલા નિર્દોષ છે. શાપ આપનાર પોતે જ કહે છે—

**विचिन्तयन्ती यमनन्यमानसा....**

આ શાપ આપનારને પણ પાછળથી પોતાની ભૂલ સમજાઈ હશે અને તેથી જ તેણે એનો પ્રતિકાર બતાવ્યો. શાપ દુષ્યન્ત કે શકુન્તલા—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બંનેમાંથી કોઈને યોગ્ય નથી એમ અહીં કવિ સૂચન કરે છે.

શાપ પણ કેટલો સહજ રીતે આણ્યો છે? એ માટે ઋષિ પસંદ કર્યા છે દુર્વાસા– એ પણ સુલભકોપી છે અને અગ્નિ જેવા છે. જે જે સામે આવે એને બાળે જ. એ શાપ વરસાવે એમાં કંઈ નવાઈ નથી એમ કવિ સ્પષ્ટ કહે છે. [ આ બાબત વધુ વિવેચન માટે શાકુન્તલના તત્ત્વ-દર્શનનું પ્રકરણ જોઈ લેવું. ]

### વીંટીની અગત્ય.

આ વિષ્કમ્ભકમાં વીંટીના પ્રસંગની અગત્ય પણ સમજાય છે. અભિજ્ઞાન દર્શનથી શાપનો અવધિ આવવાનો છે. વિધિ કેવું અનુકૂળ કે રાજા દમણાં જ શકુન્તલાને વીંટી આપીને જ ગયો છે. શાપનો પ્રતિકાર શકુન્તલાની આંગળી પર જ છે. જો વીંટી ખોવાઈ ન ગઈ હોત તો શાપ તો ત્યાંને ત્યાં જ નષ્ટ થઈ જાત. પણ વીંટી ખોવાઈ જાય છે અને અભિજ્ઞાનને અભાવે રાજા શકુન્તલાને ભૂલી જાય છે. આમ શાપને લીધે જ વીંટીની અગત્ય વધે છે. એ વીંટી જ્યારે મત્સ્યના પેટમાંથી નીકળે છે અને રાજા પાસે આવે છે ત્યારે એને તરત જ શકુન્તલા સાંભરે છે.

આ વીંટી ખોવાય છે તેના ઉપર અને તે ફરી પ્રાપ્ત થાય છે તેના ઉપર જ શકુન્તલાનું ભાવિ અવલંબે છે. આમ નાટકનું કેન્દ્ર વીંટી છે. તેથી જ તેને શીર્ષકમાં સ્થાન મળ્યું છે. આ પ્રસંગ કેટલો મહત્વનો છે તે અહીં અને હવે પછીના પ્રસંગોમાં સમજાય છે.

### (૨) શિષ્ય અને અનસૂયાની સ્વઉક્તિ તથા સખીઓની વાતચીત.

કણ્વ પ્રવાસેથી પાછા આવી ગયા છે અને તેમની આજ્ઞાથી કોઈ શિષ્ય સમય જોવા પ્રવેશે છે. સૂર્ય ઊગવાની તૈયારીમાં છે અને ચન્દ્ર આથમવાની તૈયારીમાં છે. એ શિષ્ય કેવળ આ સુરમ્ય મધુરા પ્રભાતનું વર્ણન કરે છે. એ બહુ જ સાધારણ ભાવથી વર્ણન કરે છે કે શશિ અસ્ત પામતાં એ જ કુમુદિની આનંદ આપતી નથી. તેના મુખમાંથી અજાણતાં જ શબ્દો નીકળી પડે છે—

“ થાતાં અદૃશ્ય શશિ, જે સ્મરણીય શોભા
આ એ જ ના કુમુદિની મુજ દૃષ્ટિ ઠારે.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જાત પ્રવાસ પર પ્રીતમ, થાય દુઃખો
અત્યંત દુઃસહ ખરે અમલાજનોનાં."

શ્લોકની છેલ્લી બે લીટીમાં જાણે શકુન્તલાના દુઃખનો પડઘો પડે છે. બોલનારને એની ખબર નથી છતાં આ રીતે અહીં નાટચાત્મક વક્રોક્તિ ઉપસ્થિત થાય છે. આવી ખૂબી દ્વારા પણ આ ચતુર કવિ ભાવિ બનાવોનું સૂચન કરે છે.

હોમનો સમય થયો હોવાથી શિષ્ય તેનું નિવેદન કરવા જાય છે.

અનસુયા અપટીક્ષેપથી પ્રવેશ કરે છે અને રાજાના આવા ઠંડા વર્તન ઉપર કડક ટીકા કરે છે. તેને અંદરથી એમ ખાતરી હોય છે કે કદાચ શાપને લીધે દુષ્યન્ત તરફથી કંઈ સંદેશ આવ્યો નથી છતાં શકુન્તલા તરફના સ્નેહથી તે દુષ્યન્ત વિરૂદ્ધ કંઈ બોલે પણ ખરી. તેની સ્વઉક્તિ-માંથી જણાય છે કે હજી પણ દુષ્યન્ત તરફથી કંઈ સંદેશો આવ્યો નથી. 'તમારી સખી અને પૃથ્વી એમ બે જ મારા કુળની પ્રતિષ્ઠા છે' એવું એવું બોલીને ગયેલો તે રાજા સાવ સંદેશો પણ ન પાઠવે એમ કેમ બને? એ વિચારે છે કે વીંટી આગળથી જ મોકલી દઉં પણ, તપસ્વી જનોને એ કામ શા માટે સોંપવું?

તેની આ ઉક્તિમાંથી બીજી પણ એ વિગત સાંપડે છે કે તાત કાશ્યપ આવી ગયા છે અને શકુન્તલા આપન્નસત્ત્વા છે. હજી શકુન્તલાના લગ્નના અને તેના સીમન્તના સમાચાર તાત કાશ્યપને તે કહી શકી નથી.

ત્યાં તો પ્રિયંવદા દોડતી આવીને સમાચાર આપે છે કે શકુન્તલાની વિદાયની તૈયારી કરો. તે શુભ સમાચાર આપે છે કે તાત કાશ્યપને છંદો-મયી વાણી દ્વારા શકુન્તલાના લગ્નની ખબર પડી છે. તેમણે પોતે જ શકુન્તલાને ભેટીને એને અભિનંદન આપ્યાં છે. શકુન્તલાને તેઓ આજે જ વિદાય કરવા માગે છે. ત્યાર પછી બંને સખીઓ શકુન્તલાની વિદાયની તૈયારીમાં પડે છે.

આ દશ્યની ઘણી અગત્ય છે. કવિ અહીં પણ સ્પષ્ટ બતાવે છે કે સ્વયં તાત કાશ્યપે પણ શાપ વરસાવવાને બદલે શકુન્તલા અને દુષ્યન્ત પ્રત્યે આશીર્વાદ જ વર્ષાવ્યા છે. શકુન્તલા આહુતિ સમી પવિત્ર છે. તો દુષ્યન્ત એ આહુતિને સ્વીકારનાર અગ્નિ સમો વિશુદ્ધ છે. શકુન્તલા પવિત્ર વિદ્યા છે તો દુષ્યન્ત તેને મેળવનાર યોગ્ય સુશિષ્ય છે. શકુન્તલા અગ્નિ-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ગર્ભા શમી સમી પવિત્ર છે અને દુષ્યન્તનું તેજ જગતના હિત માટે ધારે છે. સ્વયં દૈવી વાણી પણ એમ જ કહે છે. આમ શકુન્તલામાં એવો કોઈ દોષ નથી કે જેથી તે શાપને યોગ્ય કહેવાય. તાત કાશ્યપ અને દૈવવાણી પણ તેનામાં દોષ જોતાં નથી. આમ કવિ પોતે અહીં શકુન્તલાની નિર્દોપતા બતાવે છે.

આ નાનકડો પ્રસંગ દરેક રીતે આમ અગત્યનો બને છે. તાત કાશ્યપની દૈવી શક્તિ પણ અહીં દેખાય છે.

### (૩) વસમી વિદાય.

રસ, ભાવ વગેરે દૃષ્ટિએ આ પ્રસંગ ઘણો અગત્યનો છે. એનું રસ-દર્શન હવે પછીના પ્રકરણમાં કરીશું. વસ્તુની દૃષ્ટિએ આ પ્રસંગ એટલું જ બતાવે છે કે શકુન્તલા આશાભરી વિદાય થાય છે અને આ પ્રસંગ બરાબર પાંચમા અંકના દૃશ્યની તદ્દન વિરુદ્ધમાં જ પ્રયોજાયો છે.

આવી કોડભરી કન્યાનો રાજાએ પ્રત્યાદેશ કર્યો? શકુન્તલા ઉપરના વ્યક્તિનિષ્ઠાના આક્ષેપને પણ કવિ અહીં દૂર કરે છે. પ્રકૃતિમાતાની વહાલી બેટી શકુન્તની વિદાય વેળાએ હરણાં ખાતાં નથી. મયૂરોએ નર્તન છોડ્યાં છે. પેલી લતાઓ પણ સૂકાં પાન રૂપી આંસુ વહાવે છે. મા પ્રકૃતિ એની અવાજે બેટી શકુન્તને વિદાય વેળાએ આશીર્વાદ આપે છે. આ બધું બતાવે છે કે શકુન્તલાનો પ્રેમ વ્યક્તિનિષ્ઠ નથી.

એક બીજી બાબતનું પણ કવિ અહીં સૂચન કરે છે. શકુન્તલા એની આંબાને લાગેલી વનજ્યોત્સ્નાની વિદાય લે છે. એ પ્રસંગ શકુન્તલાની સમષ્ટિનિષ્ઠા બતાવે છે. ઉપરાંત તાત કાશ્યપ પણ દુષ્યન્ત અને શકુન્તલાનાં લગ્ન યોગ્ય જ ગણે છે. કવિ પોતે પણ જાણે તે જ સૂચવે છે. કાશ્યપ કહે છે તું અને આ વનજ્યોત્સ્ના બંને યોગ્ય સ્વામીને જ પામ્યાં છો. આમ અહીં કવિ બતાવે છે કે આ લગ્નમાં ક્યાંય દોષ નથી.

આ પ્રસંગે પણ કવિ બહુ ચતુરાઈથી આવનાર પ્રસંગનું સૂચન કરે છે. શકુન્તલાની વિદાય વખતે સખીઓ રડી ઊઠે છે. अति स्नेहः पापशङ्की। હાય રે પેલો શાપ! બંને સખીઓ શકુન્તલાને કહે છે—'કદાપિ એ રાજા જો તને ભૂલી જાય તો પેલી વીંટી બતાવજે.' અહીં જાણે શકુન્તલાની આપત્તિના ઓળા દેખાય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



## અંક પાંચમાના પ્રસંગો –
## હંસપદિકાનું ગીત.

ચોથા અંકને અંતે શોક અને હર્ષનું વાતાવરણ હતું. પાંચમા અંકનો આરંભ જ કંઈક વિષાદભર્યો જણાય છે. ધર્માસન ઉપરથી કંટાળીને રાજા જરા દિલ બહેલાવે છે. ત્યાં સંગીતશાળામાંથી કોઈ વિરહગાનનો સુંદર ધ્વનિ સંભળાય છે. ઓળખ્યો એ સ્વર ? રાજાની એક વખતની પ્રિયા રાણી હંસપદિકાનું એ 'ગીત ટૂકડું' દુષ્યન્ત કેમ ન ઓળખે ? આપણે પહેલા અંકથી જોઈએ છીએ કે દુષ્યન્ત હવે ધર્મપરાયણ જીવન જ જીવે છે. એના યૌવનના ઉપઃકાલનો અભિનવમધુલોલુપ દુષ્યન્ત આ નથી. કેવળ શિષ્ટાચાર પૂરતો જ તે હવે રાણી વસુમતિ પાસે રહી ધર્મરત જીવન જીવે છે. આ બાબતમાં હું મારા ભાઈ શ્રી. તપસ્વી નાન્દીના જ શબ્દો ટાંકીશ—'એના યૌવનના ઉપઃકાલમાં એ હતો અભિનવમધુ લોલુપ. અનેક કલિકાઓનો એણે રસભોગ કર્યો હતો. અનેક રાણીઓ એ પરણ્યો હતો. ખૂબ વિલાસ કર્યો હતો. ખૂબ ઉત્સવો માણ્યા હતા. પણ એનું ફળ કંઈ જ ન આવ્યું. અનેક સ્ત્રી રત્નોના સમાગમમાં આવ્યા છતાંય એને દાંપત્યનું પરમ ફલ સંતાન ન જ પ્રાપ્ત થયું. આથી એના જીવનમાં કોઈ ઘેરી નિરાશા પથરાઈ ગઈ. જીવનનું દૃષ્ટિબિંદુ પણ પલટાયું. વિલાસી દુષ્યન્તને એ પરમ સત્ય સમજાયું કે જીવન કેવળ વિલાસ માટે નથી, પણ ધર્માચરણ માટે છે. વિલાસનું સ્થાન ધર્માચરણે લીધું અને આમ આ રાજા રાજર્ષિ બન્યો.*

કહેવાનું તાત્પર્ય એટલું જ કે આ ગીતમાં પણ રાજાની આ બદલાયેલી વૃત્તિનું જ સૂચન થાય છે. આ ગીતનો ખરો અર્થ મારા પૂજ્ય ગુરુવર્ય ડૉ. જી. કે. ભટ્ટ સાહેબે અહીં પ્રાચ્ય વિદ્યાપરિષદમાં પૂર્ણતાથી સમજાવ્યો છે. તેઓએ એમના ભાષણમાં સ્પષ્ટ કર્યું છે કે આ ગીત રાજાના ભ્રમર સ્વભાવનું સૂચન નથી કરતું પણ તેની બદલાયેલી વૃત્તિનું જ સૂચન કરે છે. તેમના મતે દુષ્યન્ત આ નાટકના પહેલા જ અંકથી આ પરિવર્તનમાંથી પસાર થયો છે. એ અપુત્ર છે એ વાત જ એને એટલી પરેશાન કરે છે કે એ સાધારણતઃ જ જીવનનો આનંદ ગુમાવે છે. આથી જ 'તથા પરિચુમ્બ્ય ચૂતમઞ્જરીમ્' હવે તે कमलवसतिमात्र निर्वृतः બન્યો છે.

---

* અભિજ્ઞાન શાકુન્તલનું તત્ત્વદર્શન–શ્રી તપસ્વી નાન્દી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એની ઘોર નિરાશા કે જે એના પ્રણયજીવનની નિષ્ફળતાનું જ પરિણામ છે, એને ક્યાંય શાંતિ આપતી નથી. એને જીવનમાં નરી શુષ્કતાનો જ ભાસ થાય છે. વિષયમાંથી એનું મન પાછું પડે છે. હવે એ विषयव्यावृत्तकौतूहलः થયો છે. ભૂતકાળમાં એણે અનેક રસમંજરીનો આસ્વાદ કર્યો હશે., ત્યારે હતો એ અભિનવમધુલોલુપ. ત્યારે હતો તે આમ્રમંજરીનો રસભોક્તા ભ્રમર. પણ આજે તો એ કેવળ કમળની વસતિ માત્રમાં જ સંતોષ માને છે. કમળનું મધ ચૂસવાનો એને ઉમંગ નથી. અર્થાત્ આજે તે હંસપદિકા એકડી કરનાર દુષ્યન્ત નથી પણ વસુમતિ સાથેના નિવાસમાં જ કેવળ સંતોષ માનનાર રાજર્ષિ દુષ્યન્ત છે. આમ માનસપરિવર્તન પામેલો દુષ્યન્ત જેની ચંચળતાનો પૂર્ણતઃ નાશ થયો છે, તે કણ્વાશ્રમનો અતિથિ બને છે. હવે તેનામાં કશી તૃષ્ણા રહી જ નથી. હંસપદિકાનું ગીત તો રાજાના પ્રથમથી જ બદલાયેલા માનસનું સૂચન કરે છે. સામાન્ય સમીક્ષકોને મતે આ માનસપરિવર્તન પ્રત્યાદેશ પછી થાય છે પણ માનનીય ડૅા. ભટસાહેબને મતે તો આ પરિવર્તન તેની નિઃસંતાનાવસ્થાથી પ્રથમથી જ સધાયું છે. તેમના જ શબ્દો ટાંકું તો—

"If Dushyanta were a selfish pleasure-seeker, running merely after the gratification of his passion, he ought to have spent his leisure in the apartment of हमपदिका, enjoying beauty of bursting youth, the fresh loveliness of the mango-blossom. But Dushyanta has turned his back on the tingling pleasure of a hot 'Kiss', he has on the contrary turned towards the cool and marrow 'lotus.' it is a pleasure of a mere company (वसतिमात्र); but living in वसुमति's apartment gives दुष्यन्त the highest pleasure. This is हंसपदिका's own confession. That दुष्यन्त should turn away from the intoxicating pleasures of youthful enjoyment and prefer the quiet solace of mature company is a mystery to हंसपदिका. She is hurt by this preference of दुष्यन्त. But just as the pride of her youth makes her incapable of bearing this humiliation, it is equally responsible

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



for her failure to understand the motive behind this change of attitude. We do feel sorry for हंसपदिका and sympathise with her. But does that give us any justification for misunderstanding दुष्यन्त's character and behaviour ? Do we want to commit the same youthful error which हंसपदिका did in her blindness and sorrow ?

The song of हंसपदिका is thus one more subtle, and perhaps a very significant suggestion through which the dramatist reveals the psychological transformation of दुष्यन्त. It is the unconscious relation of a sub-conscious frustration, a frustration that has created a tragic void in the life of दुष्यन्त. On this background alone can we properly understand the accountable restlessness that दुष्यन्त experienced by hearing the song. If the final meeting of दुष्यन्त and शकुन्तला is a permanent union of two loving hearts, it necessarily presupposes a complete transformation; and Such a transformation cannot be the result of mere separation and suffering. It is therefore necessary to admit, on the strength of the textual evidence, that Kalidasa conceived his दुष्यन्त as a transformed lover from the very beginning of his story. Thus considered, the song of हंसपदिका is a poetic symbol of दुष्यन्त's psychological transformation—

તેમના શબ્દોનો ટૂંક સાર નીચે મુજબ છે—

હંસપદિકાનું 'ગીતકૂસકું' એ કેવળ દુષ્યન્તનું માનસપરિવર્તન બતાવનારું કવિનું જ નવવિધાન છે. પહેલેથી આવા બદલાયેલા માનસવાળો જ દુષ્યન્ત કાલિદાસ આપે છે. આવું માનસપરિવર્તન હોય તો જ દુષ્યન્ત અને શકુન્તલાનું મિલન શાશ્વત લાગે. હંસપદિકાના આ ગીત દ્વારા જ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કાલિદાસ દુષ્યન્તનું આ સૂક્ષ્મ માનસપરિવર્તન બતાવે છે. દુષ્યન્તના મનમાં ઊંડે ઊંડે કોઈ એવી ચોટ વાગી છે કે જેથી એનું જીવન નિરાશામય થઈ ગયું છે.

હંસપદિકાને પોતાને આ નવાઈ લાગે છે અને તે પોતે આ કબૂલ કરે છે. યૌવનના ઉપભોગ અને વિલાસ છોડી દુષ્યન્તે આ પ્રૌઢ રાણી સાથેનો નિવાસ અને શાંતિ કેમ પસંદ કર્યાં હશે ? એના યૌવનના અભિમાનમાં એ આ અપમાન સહી શકતી નથી. તેમ તે આ પરિવર્તન પાછળનો ઉદ્દેશ પણ સમજી શકતી નથી. કેવળ વિલાસ પાછળ ભમનારો અને અનેક ' કલિકાઓનો રસભોગ ' કરનારો દુષ્યન્ત આ નથી. જો તે હજી એવો જ હોત તો તે હંસપદિકા સાથે જ રહીને એ અભિનવમંજરીના રસાસ્વાદમાં રચ્યોપચ્યો રહેત. પણ હવે તેને એ મધુરું રસપાન ગમતું નથી. હવે તો તે શાંત અને ગંભીર એના કમળના સાથમાં જ (कमलवसतिमात्र) આનંદ મેળવે છે निर्वृत). ટૂંકમાં કણ્વાશ્રમનો અતિથિ પહેલેથી જ ધર્મરત સંત રાજર્ષિ છે. એ અભિનવમધુલોલુપ નથી. હંસપદિકાની આપણને દયા આવે છે પણ એણે એના યૌવનના અભિમાનમાં જે ભૂલ કરી તે આપણે પણ કરીશું કે ? આપણે દુષ્યન્તના વર્તન અને ચારિત્ર્યનો કદિ દોષ નહિ જોઈએ.

આમ આ ગીત દુષ્યન્તની આ પહેલેથી જ બદલાયેલી દશાનું સૂચન કરે છે. એ રાજાની ભ્રમરલોલુપ વૃત્તિનું સૂચન કરતું જ નથી. ચોથા અંકના કરુણ વિદાય દૃશ્ય પછી આ ગીત જરા મનરંજન કરે છે. આ ગીત ખાસ કરીને આપણને પાંચમા અંકના બનાવો જોવા માટે તૈયાર કરે છે. દુર્વાસાનો શાપ રાજાને ઘેરી વળ્યો છે. આ અંકની શરૂઆતમાં જ દેખાય છે કે દુષ્યન્ત એ શાપની સંપૂર્ણ અસર નીચે છે. પોતાને ભૂલી જઈને વસુમતિ સાથે રહેવામાં જ સંતોષ માનનાર દુષ્યન્તને ત્યજેલી રાણી હંસપદિકાનો આ માર્મિક ઠપકો છે.

શાપ રાજાના મનને ઘેરી વળ્યો છે પણ ગીત સાંભળતાં રાજાને મનમાં ઊંડે ઊંડે પોતે કોઈનો વિરહ અનુભવતો હોય એમ લાગે છે. પણ શાપને લીધે કોનો તે એને યાદ આવતું નથી. આ ગીતને લીધે જ રાજાનું આંતરિક ઘર્ષણ રસપ્રદ બને છે.

આ ગીતના વિધાન પાછળ વસ્તુની દૃષ્ટિએ કવિએ ભા ચતુરાઈ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વાપરી છે. આ ગીતનું વિધાન કરીને કાલિદાસ પોતાની જાતને એક કપરી પરિસ્થિતિમાંથી બચાવી લે છે. આ ગીતને નિમિત્તે જ તે વિદૂષકને બહાર મોકલે છે. ગીત ન હોત તો વિદૂષક કદી બહાર લાંબા વખત માટે જાત નહિ. આ ગાયન પછી રાજા વિદૂષકને હંસપદિકા પાસે મોકલે છે. કવિ આમ વિદૂષકને પહેલો વિદાય કરી દે છે. એટલું જ નહિ પણ તેને હંસપદિકા પાસે મોકલે છે કે જ્યાંથી તે વહેલો છૂટે નહિ. અને પ્રત્યાદેશ દૃશ્ય વખતે ડખલ કરે નહિ. વિદૂષક પોતે કહે છે—**भो वयस्य गृहीतस्य तया परकीयैर्हस्तैः शिखण्डके ताड्यमानस्याप्सरसा वीतरागस्येव नास्तीदानीं मे मोक्षः** જો વિદૂષક લાંબા વખત માટે બહાર જાય નહિ તો પ્રત્યાદેશ દૃશ્ય વખતે મોટી મુશ્કેલી ઊભી થાય. શાપને લીધે રાજા એમ જ કહ્યા કરત કે પોતે શકુન્તલાને જાણતો નથી. વિદૂષકને કંઈ શાપ નહોતો. તે ત્યાંને ત્યાં કહેત કે તમે પોતે જ જૂઠું બોલ્યા હતા (**परिहासविजल्पित**) પણ આ તો સત્ય નીકળ્યું ? ટૂંકમાં બધાને પ્રમાણ મળત કે રાજાને શકુન્તલા સાથે સંબંધ હતો. જ્યારે રાજા 'ના' ને 'ના' જ કહ્યા કરત. આમ આ પ્રસંગ દ્વારા કવિ પોતાની જાતને આ વિકટ પરિસ્થિતિમાંથી ઉગારી લે છે.

ગીત સાંભળીને દુષ્યન્ત હંસપદિકાને વિનયી અને મીઠો સ્નેહભર્યો સંદેશો કહાવે છે. તે બતાવે છે કે તે 'દક્ષિણ' પ્રેમી હતો. અથવા કેટલાક સમીક્ષકો કહે છે કે આમાં હંસપદિકા સ્પષ્ટ રીતે શકુન્તલાનો જ નિર્દેશ કરે છે, છતાં શાપને લીધે રાજા તેને એ રીતે ઘટાવવાને બદલે વસુમતિ સાથે ઘટાવે છે. આમ આ ગીત અનેકવિધ અગત્ય ધરાવે છે.

**(૨) પ્રત્યાદેશ દૃશ્ય.**

આ દૃશ્યમાં વસ્તુ અનેક રીતે આગળ વધે છે. કણ્વાશ્રમથી વિદાય થયેલી શકુન્તલા શિષ્યો અને ગૌતમી બધાં દુષ્યન્તના રાજ્યમાં પહોંચી ગયાં છે અને તેમને દરબારમાં રાજાની સન્મુખ પ્રવેશ મળી ચૂક્યો છે. દુર્વાસાનો શાપ હવે રાજાને પૂરેપૂરો ઘેરી વળ્યો છે. આ બાબત આપણને આ અંકની શરૂઆતથી જ દેખાય છે. રાજા શકુન્તલાને સાવ ભૂલી ગયો છે. છતાં તેના આંતર્મન ઉપરના શકુન્તલાના સ્નેહના સંસ્કાર હજી જેવાને તેવા જ છે. આ સંગ્રામ રાજાના બાહ્યમન અને આંતર્મનનો છે. રાજાને ઈષ્ટજનનો વિયોગ નથી છતાં હંસપદિકાનું ગીત સાંભળતાં તેને એવો અનુભવ થાય છે. રાજાની આવી મનોદશામાં તાપસો શકુન્તલાને લઈ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આવે છે અને તેને તેની પત્ની તરીકે રજૂ કરે છે. શાપના બળે રાજાને કશું સાંભરતું નથી. ધર્મનિષ્ઠ સદાચારી રાજા પરસ્ત્રીને સ્વીકારવાની ના પાડે છે. શકુન્તલા અને તાપસો રાજાની સ્મૃતિ જાગૃત કરવા ઘણા પ્રયત્નો કરે છે પણ વ્યર્થ. શકુન્તલા પોતે વીંટી બતાવી નથી શકતી કારણ તે પડી ગઈ હોય છે. શકુન્તલા બંને તરફથી લટકે છે. રાજા પણ તેને સ્વીકારતો નથી. આશ્રમવાસીઓ પણ તેને ત્યાં જ મૂકી ચાલ્યા જાય છે. છેવટે પુરોહિત તોડ કાઢે છે કે પ્રસૂતિ સુધી શકુન્તલાને રાખવી. જો ઋષિના આશીર્વાદ પ્રમાણે તે પુત્ર ચક્રવર્તિનાં લક્ષણવાળો હોય તો રાજાએ તેનો અને શકુન્તલાનો સ્વીકાર કરવો. રાજા કબૂલ થાય છે પણ કોઈ દિવ્ય જ્યોતિ શકુન્તલાને આકાશમાં ઉપાડી જાય છે. વસ્તુદૃષ્ટિએ આ દૃશ્ય આમ અગત્યનું છે. આ દૃશ્યનું રસદર્શન તો આગળ ઉપર કરીશું. આ દૃશ્યમાં પણ રાજાનું ઉદાર ઉદાત્ત ચરિત સ્થળે સ્થળે વ્યક્ત થાય છે.

દુર્વાસાનો શાપ કેવું કામ કરે છે તે અહીં સમજાય છે. વીંટીની કેટલી અગત્ય છે તે પણ અહીં જ સ્પષ્ટ થાય છે. ગરમાગરમ સંવાદ અને વસ્તુવેગને લીધે આ દૃશ્ય નાટ્યોચિત બન્યું છે અને તખ્તા ઉપર તે વધુ અસરકારક બને છે. આ દૃશ્ય ધર્ષણ અને પરિતાપ બતાવે છે.

**(૩) શકુન્તલાને કોઈ દિવ્ય તેજ ઉપાડી જાય છે તે પ્રસંગ.**

આ પ્રસંગે પણ ચતુર કવિનું સંકલન લાઘવ વરતાય છે. આ પ્રસંગ અત્યારે પાંચમા અંકને અંતે તો એક સાધારણ પ્રસંગ લાગે છે કે કોઇ દિવ્ય જ્યોતિ શકુન્તલાને આકાશમાં લઈ ગઈ. પણ કાલિદાસનું આ દૃશ્ય જોનાર કે વાંચનાર કોઈ પણ ચતુર પ્રેક્ષક કે વાચક સહેજે સમજી શકે કે આજે માતા મેનકા જ એની વહાલી પુત્રીની મદદે આવી. એ સિવાય બીજું કોણ શકુન્તલાને સ્પર્શી શકે? દુષ્યન્ત પણ છઠ્ઠા અંકમાં આવું જ અનુમાન કરે છે.

પણ આ દૃશ્યની ખરી અગત્ય તો છઠ્ઠા અંકમાં સમજાય છે. છઠ્ઠા અંકમાં રાજાની વીંટી જડે છે ત્યારે તેને શકુન્તલા સાંભરે છે. એ વખતે પણ જો શકુન્તલા એટલામાં પાસે કે કણ્વાશ્રમમાં હોત તો તો એનો જલદી મેળાપ થાત અને રાજાને એટલું ઝૂરવું ન પડત. પણ શકુન્તલા ક્યાં? એને તો કોઈ દિવ્ય તેજ ઉપાડી ગયું છે. એ ક્યાં ગઈ છે, જીવે છે કે નહિ એની પણ કોઈને ખબર નથી. એને પ્રાપ્ત કરવાની હવે રાજાને આશા જ નથી રહી.

છઠ્ઠા અંકમાં રાજાની વ્યથા કરુણ બને છે તે આ નાનકડા પ્રસંગને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જ આભારી છે. એક નાનો પ્રસંગ પણ આગળ ઉપર કેવો મહત્ત્વનો બને છે એ જ આ કવિની વસ્તુસંકલનની ખૂબી છે.

### છઠ્ઠા અંકના પ્રસંગો

#### પ્રવેશક

આ પ્રવેશકમાંથી નીચેની હકીકત સાંપડે છે—

(૧) રાજાની વીંટી એક માછીમાર પાસેથી મળે છે. એ વીંટી માછીમારને એક મત્સ્યના પેટમાંથી મળે છે. માછીમાર એ વીંટી વેચવા જતો હોય છે ત્યાં રાજાના માણસો તેને પકડે છે. એ વીંટી ઉપર દુષ્યન્તનું નામ હોય છે તેથી એ વીંટી દુષ્યન્તને આપવામાં આવે છે. વીંટી જોતાં દુષ્યન્તને શકુન્તલા યાદ આવે છે. ગૌતમીએ કહેલા શબ્દો પણ તેને યાદ આવે છે કે વીંટી શચીતીર્થમાં પાણીમાં પડી ગઈ હશે અને તે માછલી ગળી ગઈ હશે.

આમ આ પ્રવેશક બતાવે છે કે રાજાની વીંટી જડવાથી એને શકુન્તલા સાંભરી છે. પાંચમા અંકમાં વીંટીની બાબતમાં ગૌતમીએ કરેલી ધારણા સત્ય ઠરે છે. આમ આ પ્રવેશક આગલા બનાવોના અનુસંધાનમાં જ બનતો હોય તેમ લાગે છે.

(૨) વીંટી જડી છે અને તે જોવાથી શાપનો અંત આવ્યો છે. દુષ્યન્તને શકુન્તલા યાદ આવી છે. આમ હવે પછી આવનારા રાજાના પશ્ચાત્તાપ માટે અને પુનર્મિલન માટે ધીમે ધીમે અહીં રચના થાય છે.

(૩) તે વખતે પશુયજ્ઞો પ્રચલિત હતા. વળી સાધારણ ચોરી માટે પણ ચોરને તે વખતે મૃત્યુદંડ આપવામાં આવતો. પોલીસો અપરાધીને ફાવે તેમ બોલી શકતા અને મારી શકતા. તેઓ લાંચ લેતા નહિ, દારૂ પીતા, અને ન્યાયનો કારભાર રાજાના હાથમાં હોવાથી તેઓ છેક રાજા પાસે પણ જઈ શકતા વગેરે અનેક હકીકતો આ પ્રવેશકમાંથી મળે છે.

(૪) વીંટીની અગત્ય અને શાપની અગત્ય આ પ્રસંગે પણ સમજાય છે.

#### (૨) સાનુમતીનો પ્રવેશ

આની નીચે પ્રમાણે અગત્ય છે—

(૧) આ પ્રવેશ અને પાત્ર કવિનું મૌલિક સર્જન છે. આ પાત્ર

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કવિએ બે કારણો માટે પ્રયોજ્યું છે. રાજા શું કરે છે તે જોવા મેનકાએ એને ખાસ મોકલી હોય છે. શકુન્તલા પ્રત્યે પણ એને ખાસ સ્નેહ છે. આથી તે અદૃષ્ટ રીતે જુએ છે કે દુષ્યન્ત શું કરે છે. આજે પાંચમા અંક કરતાં પરિસ્થિતિ તદ્દન જુદી છે. વીંટી જડવાથી આજે રાજાને શકુન્તલા યાદ આવી છે. શકુન્તલાને કોઈ દિવ્ય તેજ ઉપાડી ગયું હોવાથી એને ફરી મળવાની કોઈ આશા નથી. રાજાએ જે અપમાનભર્યું વર્તન પાંચમા અંકમાં તેના પ્રત્યે બતાવ્યું હતું તે માટે તે પારાવાર પસ્તાવો કરે છે. એણે આજ વસંતોત્સવ પણ બંધ કરાવ્યો છે. સાનુમતીના વાક્યેવાક્યમાં રાજાની નિર્દોષતા અને એનો શકુન્તલા પ્રત્યેનો સાચો સ્નેહ વ્યક્ત થાય છે. આમ આ પાત્ર અને આ પ્રસંગ સર્જવામાં દુષ્યન્તની નિર્દોષતા વ્યક્ત કરવાનો જ કવિનો ખાસ ઉદ્દેશ છે.

સાનુમતીને પણ કબૂલ કરવું પડે છે કે દુષ્યન્તને પ્રાપ્ત કર્યો એ શકુન્તલાનું પરમ ભાગ્ય છે.

(૨) સાનુમતી પોતે જોયેલી હકીકત શકુન્તલાને કહેશે અને આમ તેને આશ્વાસન આપવા પણ આ પ્રસંગ પ્રયોજાયો છે. આથી શકુન્તલાને પણ ખાતરી થાય છે કે રાજા નિર્દોષ છે, પોતાને સંભારે છે અને પોતાના કૃત્ય બદલ પારાવાર પસ્તાવો કરે છે. આમ ધીમે ધીમે પુનર્મિલન માટે પણ અહીં રચના થાય છે. વાંચો—यावदनेन वृत्तान्तेन प्रियसखीं समाश्वासयामि ।

(૩) આ પાત્રના પ્રવેશની એક બીજી ખાસ અગત્ય છે. આ પાત્ર દ્વારા જ કવિ સૂચવે છે કે શકુન્તલા અને દુષ્યન્તનું પુનર્મિલન થોડા વખતમાં સ્વયં દેવો જ પ્રયોજશે. આમ અહીં પુનર્મિલનનું સૂચન થાય છે. વાંચો—अथवा श्रुतं मया शकुन्तलां समाश्वासयन्त्या महेन्द्रजनन्या मुखाद्यज्ञभागोत्सुका देवा एव तथानुष्ठास्यन्ति यथाचिरेण धर्मपत्नीं भर्ताभिनन्दिष्यति ।

(૪) સાનુમતીના પ્રવેશ દ્વારા જ આપણને સમાચાર સાંપડે છે કે શકુન્તલાને પુત્ર છે. सन्ति खलु दीपे व्यवधानदोषेणैषोऽन्धकारदोषमनुभवति ।

(૫) આ પ્રવેશ દ્વારા કાલિદાસ તખ્તા ઉપર ડબલ દૃશ્ય પ્રયોજે છે. એક તરફ રાજા વિદૂષક સાથે કે બીજા સાથે વાત કરતો હોય એ મુખ્ય દૃશ્ય હોય જ્યારે બીજી તરફ અદૃષ્ટ રીતે સાનુમતી બધું જુએ અને પોતે સ્વઉક્તિમાં ટીકા કરે. ખૂબીની વાત તો એ છે કે પ્રેક્ષકો તે જોઈ કે સાંભળી શકે જ્યારે સ્ટેઈજ ઉપરનાં અન્ય પાત્રો તે જોઈ કે સાંભળી ન શકે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અત્યારની રંગભૂમિ ઉપર આ દૃશ્ય સફળ નીવડે. વાંચનારને કદાચ કંટાળો આવે પણ જોનારને ન આવે.

### (૩) બે દાસી અને કંચુકીનો વાર્તાલાપ

આ પ્રસંગ નાનકડો છે છતાં વસ્તુની દૃષ્ટિએ અગત્યનો છે. પ્રવેશકમાં કહ્યું હતું કે વીંટી જડવાથી રાજાને કોઈક સાંભર્યું છે અને એની આંખો આંસુભીની થઈ છે. એનું આગળ શું પરિણામ આવ્યું તે અહીં આ પ્રસંગ દ્વારા સુંદર રીતે કવિ બતાવે છે. રાજાએ પોતે કહ્યું કે પોતે એકાન્તમાં શકુન્તલાને પરણ્યો હતો પણ કંઈક મોહને વશ થઈ એણે એનો પ્રત્યાદેશ કર્યો હતો. ત્યારથી રાજા પારાવાર પસ્તાવો કરે છે વાંચો—યદૈવ खलु स्वाङ्गुलीयकदर्शनादनुस्मृतं देवेन सत्यमूढपूर्वा मया तत्रभवती रहसि शकुन्तला मोहात् प्रत्यादिष्टेति तदाप्रभृत्येव पश्चात्तापमुपगतो देवः ।

તેથી જ શોકને લીધે વસંતોત્સવ પણ તેણે બંધ કરાવ્યો છે.

### (૪) રાજાનો પશ્ચાત્તાપ

કાર્યના વેગની દૃષ્ટિએ આ પ્રસંગ ઓછો અગત્યનો છે છતાં અહીં રાજાનો શકુન્તલા પ્રત્યેનો સાચો સ્નેહ વ્યક્ત થાય છે તથા એની નિર્દોષતા પુરવાર થાય છે. એને પોતાને પોતાના વર્તનની નવાઈ લાગે છે. કયા મોહને વશ થઈ એ શકુન્તલાને ભૂલી ગયો અને વીંટી જડવાથી પોતાને શકુન્તલા કેમ યાદ આવી તે એ સમજી શકતો નથી. એક રીતે જોતાં આ પ્રસંગ પુનર્મિલનની પૂર્વ રચના રૂપ છે કારણ શકુન્તલાને સાનુમતી દ્વારા પ્રતીતિ થાય છે કે રાજા તેને સંભારે છે અને પોતાનો પ્રત્યાદેશ કરવા બદલ તે પસ્તાવો કરે છે.

વળી રાજા અને વિદૂષકની વાતચીત દ્વારા કવિ ભાવિ સમાગમ સૂચવી દે છે. વિદૂષક અજાણતાં જ બોલી જાય છે કે માતા–પિતા પુત્રીનું સ્વામી વિયોગનું દુઃખ નથી જોઈ શકતાં. તેથી અવશ્ય મેળાપ થશે. વાંચો—यद्येवमस्ति खलु समागमः कालेन तत्रभवत्या ।...न खलु मातापितरौ भर्तृवियोगदुःखितां दुहितरं द्रष्टुं पारयतः । અવશ્યંભાવિ સમાગમ અણધાર્યો જ થાય છે. અને વીંટી જ એનો દાખલો છે. —नन्वङ्गुलीयकमेव निदर्शनमवश्यंभाव्यचिन्तनीयः समागमो भवतीति ।

(૬) બીજા અંકમાં આવતો નાનો 'પરિહાસ વિજલ્પિત'નો પ્રસંગ કેટલો અગત્યનો છે તે અહીં આ દૃશ્યમાં સમજાય છે. પસ્તાવા દરમિયાન રાજા વિદૂષકને કહે છે કે શકુન્તલાના પ્રત્યાદેશ વખતે તું હાજર ન હતો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એ ખરું પણ તે પછી પણ તેં મને કોઈ દિવસ કેમ કહ્યું નહિ કે તમે શકુન્તલાની વાત પહેલાં કહી હતી. તે વખતે વિદૂષક કહે છે કે બધું કહીને તમે છેવટે મને એમ કહ્યું હતું કે એ તો મજાક હતી તેથી મેં પણ એ વાત સાચી માનેલી. વાંચો—

राजा—पूर्वमपि न त्वया कदाचित् संकीर्तितं तत्रभवत्या नाम ।
कच्चिदहमिव विस्मृतवानसि त्वम् ।

विदूषकः—किन्तु सर्वं कथयित्वावसाने पुनस्त्वया परिहासविजल्प एष न भूतार्थ इत्याख्यातम् । मयापि मृत्पिण्डबुद्धिना तथैव गृहीतम् ।

(૪) ધનમિત્ર સાર્થવાહનો પ્રસંગ

આ નાનકડો પ્રસંગ પણ અનેક રીતે અગત્યનો છે.

ગમે તેવા સંજોગોમાં પણ જો રાજકાર્ય જાતે ન તપાસાય તો પણ છેવટ લેખિત બાબતની તો દુષ્યન્ત જાતે જ તપાસ કરતો અને જોતો કે તેના પ્રધાને આપેલો ન્યાય બરાબર છે કે નહિ. અહીં શોકને લીધે દુષ્યન્ત જાતે રાજ્યદ્વારી બાબત તપાસતો નથી પણ ધનમિત્રનો પ્રધાને લખેલો ખટલો તે બરાબર વાંચી જાય છે અને પ્રધાને આપેલો ન્યાય બરાબર ન લાગવાથી તે એમાં સુધારો કરે છે કે મરનારની કોઈ પણ પત્ની આપન્નસત્ત્વા હોય ત્યાં સુધી એ મિલ્કત એ અપત્યને જાય, રાજ્યને નહિ. તપાસ કરતાં ધનમિત્રને એવી પત્ની હોવાનું જાણવા મળે છે. આથી મિલ્કત રાજ્યને નહિ પણ તે ભાવિ સંતાનને જાય એમ દુષ્યન્ત ન્યાય આપે છે. આમ અહીં દુષ્યન્તની રાજા તરીકેની સારી છાપ પડે છે. ગમે તેવા સંજોગોમાં પણ આ ધર્મનિષ્ઠ રાજા પોતાની પ્રજા પ્રત્યેની ફરજ અદા કર્યા સિવાય રહેતો નહિ. દુષ્યન્ત પોતાની પ્રજાનું પોતાનાં સંતાનોની માફક જ જતન કરતો. પ્રજામાં કોઈને એનાં સગાંની ખોટ દુષ્યન્ત લાગવા દેતો નહિ. તેથી જ તો તે આ પ્રસંગ પછી જ ઘોષણા કરાવે છે—

येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना
स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ।

પણ આ રાજા કોઈ પાપીને મદદ કરવાની ના કહે છે. (पापादृते तासाम्)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ ઉપરાંત આ પ્રસંગથી દુષ્યન્તનું દુઃખ અનેકઘણું વધી પડે છે કારણ એને એની પોતાની અનપત્યતા હવે સાલે છે. એને યાદ આવે છે કે શકુન્તલા સાથે એણે પોતાના અપત્યનો પણ પ્રત્યાદેશ કર્યો છે. તે કહે છે कष्टं खल्वनपत्यता । તે ઊના અને દીર્ઘ નિઃશ્વાસ મૂકે છે. સંતાનવાળો હોવા છતાં પોતે સંતાનહીન કહેવાશે, પોતાના મૃત્યુ પછી પણ પોતાની મિલ્કત રાજ્યને જશે, તેના મૃત્યુ પછી એના પિતૃઓ પણ શ્રદ્ધાંજલિ વગર પીડાશે અને દુઃખી થશે (૬–૨૫) એ બધા વિચાર એકસામટા એના મનમાં ઉદ્ભવે છે. શકુન્તલાનો પ્રત્યાદેશ કર્યાનું દુઃખ તો હજી એવું ને એવું જ છે છતાં આ ધનમિત્રના પ્રસંગથી એને એની અનપત્યતાની ખોટ પણ સાલવા લાગે છે.

આ પ્રસંગની એક ખાસ અગત્ય એ કે હવે કવિ દુષ્યન્ત અને શકુન્તલાનું પુનર્મિલન યોજવાના છે. આથી દુષ્યન્તને ધીમે ધીમે બીજે વાળવા પણ કવિ આ વિધાન કરે છે. આ પ્રસંગ પ્રયોજીને કવિ દુષ્યન્તનું ધ્યાન શકુન્તલા તરફથી એની અનપત્યતા તરફ પણ ખેંચે છે. એ અપત્યના મિલન દ્વારા જ એનું અને શકુન્તલાનું મિલન યોજવાનું હોવાથી હવે એ તરફ દુષ્યન્તનું લક્ષ જાય એ જરૂરી છે. આમ પુનર્મિલનની રચના માટે પણ આ પ્રસંગ અગત્યનો બને છે.

એક ખાસ અગત્ય તો એ કે આ પ્રસંગને નિમિત્તે જ સાનુમતીનો પ્રવેશ સાર્થક થાય છે. રાજાને પુત્ર છે એમ સમાચાર આપવા તે આવી હોય છે. આ પ્રસંગને લીધે રાજા પોતાની અનપત્યતા ઉપર શોક કરે છે. તે અવસર પ્રાપ્ત થતાં જ સાનુમતી એ નિવેદન સ્વગત કહે છે જેથી પ્રેક્ષકોને જાણ થાય કે શકુન્તલા પુત્રવતી છે.

તે વખતે વેપાર સમુદ્ર મારફતે થતો, મોટા શેઠિયાઓમાં પણ બહુપત્નીત્વનો રિવાજ હતો, વિધવાને વારસા હક્ક નહોતો, જો મરનારની કોઈ સ્ત્રી આપન્નસત્ત્વા હોય તો એની મિલ્કત એ સંતાનને જાય; નહિ તો રાજ્યને જાય વગેરે સામાજિક પરિસ્થિતિનો પણ આ પ્રસંગ ઉપરથી જ ખ્યાલ આવી જાય.

## (૫) માતલિનો પ્રસંગ

આ પ્રસંગ પણ બતાવે છે કે ગમે તેવા શોકમાં પણ રાજા પોતાની ફરજ ચૂકતો નથી. વિદૂષક બૂમો પાડે છે ત્યારે તે એને બચાવવા પણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જાય છે અને ઇન્દ્ર પાસે પણ જાય છે જ. આમ આ પ્રસંગ રાજાની મહત્તા બતાવે છે.

આ પ્રસંગ પણ દુષ્યન્ત અને શકુન્તલાના પુનર્મિલનની તૈયારી રૂપે પ્રયોજવામાં આવ્યો છે. એ મિલન બહુ દૂર છેક હેમકૂટ ઉપર થવાનું છે. પણ હેમકૂટ ઉપર દુષ્યન્ત કયા નિમિત્તે જાય? આથી માતલિ ઇન્દ્ર તરફથી સંદેશો લાવે છે કે આગામી દેવદાનવ યુદ્ધમાં ઇન્દ્રને દુષ્યન્તની સહાયની જરૂર છે. આ નિમિત્તે દુષ્યન્ત સ્વર્ગમાં જાય છે અને ત્યાંથી જીતીને વળતે આ મેળાપ થાય છે.

આ પ્રસંગે પણ કવિ બતાવે છે કે દુષ્યન્ત જેવો તેવો રાજા નથી પણ એ ઇન્દ્રનો મિત્ર છે અને તેને મદદ કરવા અને વિજય અપાવવા કેવળ તે જ શક્તિમાન છે.

આપણે આગળ જોયું કે જ્યારથી વીંટી જડી છે ત્યારથી રાજા શોકમાં ડૂબ્યો છે. ધનમિત્રના પ્રસંગ પછી તો રાજા ઘણો જ શોક કરવા લાગ્યો છે. પણ હવે એને ઉપર સ્વર્ગ તરફ લડાઈના પ્રયોજન માટે લઈ જવો છે અને તે દ્વારા પેલું પુનર્મિલન પ્રયોજવું છે તેથી આ શોક દૂર કરી રાજામાં યુદ્ધનો જુસ્સો લાવવો જરૂરી છે. આથી જ માતલિ અદૃષ્ટ રીતે વિદૂષકને માર મારે છે. દુષ્યન્તનું તે તરફ ધ્યાન દોરાતાં તે ધનુષ્ય લઈને સજ્જ થાય છે. આવી રીતે આ પ્રસંગ દ્વારા દુષ્યન્તમાં યુદ્ધનો જુસ્સો પ્રગટાવવામાં આવે છે. વાંચો—

किंचिन्निमित्तादपि मनः संतापादायुष्मान् मया विक्लवो दृष्टः । पश्चात् कोपयितुमायुष्मन्तं तथा कृतवानस्मि कुतः ।

........प्रायः स्वं महिमानं क्षोभात् प्रतिपद्यते हि जनः ॥

**પુનર્મિલનની રચના માટે નિર્માએલા અંક સાતમાના કેટલાક પ્રસંગો**

(૧) માતલિ અને દુષ્યન્તનું પૃથ્વી તરફ અવતરણ

(૨) દુષ્યન્ત અને સર્વદમનનો મેળાપ—

(૩) માદળિયાનો પ્રસંગ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**(૧) દુષ્યન્ત અને માતલિનું સ્વર્ગમાંથી પૃથ્વી તરફ અવતરણ.**

આપ્રસંગમાં નીચેની માહિતી સાંપડે છે (अ) દુષ્યન્તને લીધે જ ઇન્દ્રને કાલનેમિ નામના દાનવગણ ઉપર વિજય મળ્યો છે. (ब) ઈન્દ્રે એનું બહુમાન કર્યું છે (क) માતલિ સાથે તે સ્વર્ગમાંથી પૃથ્વી તરફ ઊતરે છે (ड) માર્ગમાં હેમકૂટ પર્વત ઉપર મારીચનો આશ્રમ જોઈ રાજા ત્યાં ઋષિને પ્રણામ કરીને આગળ જવા વિચારે છે.

આમ આ પ્રસંગ દુષ્યન્ત અને શકુન્તલાના પુનઃમેળાપની રચના રૂપે પ્રયોજાયો છે. કારણ એ પ્રસંગને લીધે દુષ્યન્તને હેમકૂટ તરફ જવા પ્રસંગ સાંપડે છે.

બીજું આ પ્રસંગ દ્વારા પણ કવિ દુષ્યન્તની ઉદાત્તતા અને મહાનુભાવતા બતાવે છે. એ જેવો તેવો રાજા નથી પણ સમરાંગણમાં એ ઇન્દ્રનો મિત્ર છે અને એના ધનુષ્યના પરાક્રમે એ એને વિજય અપાવે છે. ઇન્દ્ર તેનું બહુમાન કરે છે અને છેક પોતાની પાસે બેસાડી એનું સન્માન કરે છે. રાજા પણ વિવેકી છે અને ઈન્દ્રની મહત્તા ગાતાં ધરાતો નથી. દુષ્યન્તની કીર્તિ ઠેઠ સ્વર્ગમાં પહોંચી છે. સ્વર્ગવાસીઓ એનું ચરિત્ર લખે છે.

दिवौकसस्त्वच्चरितं लिखन्ति ।

આવા મહાન રાજાના કોઈ પણ વ્યવહારમાં ભૂલ નથી જ એમ કવિ અહીં પણ સૂચવી દે છે.

આ પ્રસંગને લીધે આધુનિક સ્ટેઇજ ઉપર પણ એક સુંદર દૃશ્ય પ્રયોજી શકાય. દૂરથી પૃથ્વી કેવી લાગે તેનું પણ અહીં કાવ્યમય વર્ણન કરવાની કવિને તક મળે છે.

અહીં પણ પહેલા અંક જેવો જ પ્રસંગ ઉપસ્થિત થાય છે. પહેલા અંકમાં કણ્વાશ્રમનું વર્ણન આવે છે જ્યારે અહીં મારીચ આશ્રમનું વર્ણન છે. પહેલા અંકમાં પણ રાજા કહે છે पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे । અહીં પણ રાજા કહે છે—तेन हि अनतिक्रमणीयानि श्रेयांसि પહેલા અંકમાં પણ રાજાનો બાહુ ફરકે છે. અહીં પણ ફરકે છે પહેલા અંકમાં મૃગને મારવાનો નિષેધ કરવામાંઆવે છે. અહીં પણ કોઈ બાળકને સિંહના બચ્ચાને હેરાન ન કરવાનું કહેવામાં આવે છે. આમ પહેલા જ અંક જેવા પ્રસંગ અહીં કવિ સાતમા અંકમાં પ્રયોજે છે અને આ રીતે પુનર્મિલનની રચના અસરકારક બનાવવામાં આવે છે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૨) પુત્રનો ક્રમશઃ મેળાપ : : મારીચિયાનો પ્રસંગ

મારીચંના આશ્રમમાં દુષ્યન્ત જે બાળક જુએ છે તે અબાલસત્ત્વ છે. આથી તે બાળક કોણ છે તે જાણવાનું તેના જેવા રાજવીને તો કુતુહલ થાય જ. બીજું એ બાળકને જોતાં જ દુષ્યન્તને 'ઔરસ' પુત્ર જેવું હેત થાય છે. છતાં આ સદાચારી રાજા કહે છે—नूनमनपत्यता मां वत्सलयति । આ પ્રસંગ કાલિદાસ ક્રમશઃ એવો પ્રયોજે છે કે દુષ્યન્તનો એક પણ પ્રશ્ન આપણને વધારે પડતો ન લાગે. તથા આ પ્રસંગ સ્વાભાવિક બનતો હોય તેવું જ લાગે. બાળક સર્વદમનને રમકડાથી જ લોભાવાય. એ બાળક રમકડું લેવા હાથ લાંબો કરે છે ત્યારે જ દુષ્યન્તને એમાં ચક્રવર્તિનું લક્ષણ દેખાય છે. આથી એને આશ્ચર્ય થાય છે. રાજાને એના તરફ કુદરતી હેત થાય છે. તાપસીઓ એ બાળકનું તોફાન બંધ કરાવવા દુષ્યન્તને વિનંતી કરે છે. આ પ્રસંગ પડતાં રાજા એ બાળકને 'महर्षिपुत्र' કહી સંબોધે છે. આથી જ તાપસી કહે છે કે એ મહર્ષિનો પુત્ર નથી. આ બાળકને જોતાં રાજાનું અનપત્યતાનું દુઃખ વધે છે. રાજાની અને બાળકની મુખાકૃતિ સરખી હોવાનું તાપસી જ નોંધે છે. આથી જ રાજા એ બાળકનું કુળ પૂછે છે. તાપસી કહે છે એ પુરુવંશનો છે. આથી રાજાનું આશ્ચર્ય વધી પડે છે. છતાં આ સદાચારી રાજા સંતોષ માને છે કે કદાચ એમ હોય કે કોઈ પુરુવંશનો રાજા વાનપ્રસ્થાશ્રમી થઈ અહીં આ આશ્રમમાં આવી વસ્યો હોય. પણ અહીં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે મનુષ્યનો અહીં કેવી રીતે સંચાર થાય? આ પ્રસંગથી ધીમે ધીમે વાત નીકળે છે કે અપ્સરાના સંબંધને લીધે આ બાળકની માતાએ અહીં પુત્રને જન્મ આપ્યો છે. ધીમે ધીમે રાજામાં આશા પ્રગટે છે. हन्त द्वितीयमिदमाशाजननम् એની મેળે જ પ્રસંગ ઉપસ્થિત થવાથી રાજા એ બાળકના પિતાનું નામ પૂછે છે પણ તાપસી એ દારત્યાગીનું નામ લેવા પણ રાજી નથી. આ પણ એને જ ભળતી વાત! इयं खलु कथा मामेव लक्ष्यीकरोति । આમ ધીમે ધીમે કવિ પુનર્મિલનની રચના કરે છે.

સાથે સાથે દુષ્યન્તનું ઉદાત્તચરિત પણ કવિ બતાવે જ છે. આ રાજા પરદારા વિશેની કોઈ પૂછપરછ કરવા પણ રાજી નથી. अथवानार्यः परदारव्यवहारः । પ્રસંગ જ એવો ઉપસ્થિત થાય છે કે 'શકુન્તલા'નું નામ સૂચવાઈ જ જાય છે. છતાં આ ધર્મનિષ્ઠ રાજા કહે છે કદાચ ભળતું નામ હશે. सन्ति पुनर्नामधेयसादृश्यानि ।

પ્ર૦ શા૦—૫

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બાળક રમકડું લેવા સાધારણ રીતે હાથ લંબાવે. એ પ્રસંગને લીધે સ્વાભાવિક રીતે તાપસીની દૃષ્ટિ સર્વદમનના કાંડા ઉપર પડે છે. ત્યાં પેલું રક્ષામાદળિયું હોતું નથી. સ્વાભાવિક છે કે સિંહ સાથે તોફાન કરતાં તે પડી ગયું હોય. રાજાની દૃષ્ટિ પડતાં એ તરત જ ઊંચકી લેવા જાય છે. એ માદળિયું ચમત્કારિક હોય છે. બાળક અને તેનાં માતા પિતા સિવાય કોઈ એને જમીન ઉપરથી લઈ શકે નહિ અને જો લે તો એ સાપ થઈને લેનારને ડંસ દે. આના અનેક ચમત્કાર પ્રત્યક્ષ થયા છે અથી રાજા જેવો પેલું માદળિયું લેવા જાય છે. કે તરત તાપસી તેને રોકે છે પણ રાજા તો એ લઈ લે છે. એને કંઈ થતું નથી તેથી તાપસીઓને આશ્ચર્ય થાય છે. બધાંને આમ ધીમે ધીમે ખાતરી થાય છે કે આ દુષ્યન્ત જ છે. હવે દુષ્યન્ત બાળકને હાથમાં લઈ લે છે અને વહાલ કરે છે. આ રીતે કવિ ક્રમશઃ પિતા પુત્રનો મેળાપ કરાવે છે. આથી એક તો આ પ્રસંગ સ્વાભાવિક બનતો લાગે છે. અને બીજું દુષ્યન્તનું ઉદાત્ત ચારિત્ર્ય આ પ્રસંગે પ્રત્યક્ષ થાય છે.

આ પ્રસંગ ઉપસ્થિત થયે જ તાપસીઓ શકુન્તલાને વધામણી દેવા જાય છે. બાળક સર્વદમન પોતે જ કહે છે—**मम खलु तातो दुष्यन्त न त्वम् ।**

માદળિયાના પ્રસંગથી જ બધાને ખાતરી થાય છે કે આ દુષ્યન્ત જ છે. શકુન્તલાને પણ આ પ્રસંગથી જ ખાતરી થાય છે.

કેટલી સ્વાભાવિક રીતે કવિ એક પછી એક પ્રસંગો પ્રયોજે છે અને પુનર્મિલનની રચના કરે છે તેની અહીં પ્રતીતિ થાય છે.

## (૩) પુનર્મિલન

સાતમા અંકના છેલ્લા પ્રસંગમાં કવિ આ મિલન યોજે છે. ઉભયમાંથી કોઈને આશા નથી કે ફરી મેળાપ થશે. દુષ્યન્તને સ્મૃતિ થઈ પણ તે પસ્તાવાને માટે જ કારણ શકુન્તલાને તો કોઈ દિવ્ય તેજ ઉપાડી ગયું છે. તે ક્યાં ગઈ છે એની એને ખબર નથી. દુષ્યન્ત કદિ પણ શકુન્તલાને અને બાળકને સ્વીકારશે એવી કોઈ આશા હવે શકુન્તલાને પણ રહી નથી. પાંચમા અંકમાં એવી રીતે તિરસ્કારપૂર્વક કાઢી મૂકીને હવે દુષ્યન્ત તેનો સ્વીકાર નહિ જ કરે એમ શકુન્તલાને ખાતરી છે. છતાં આજે આ મેળાપ કુદરતી રીતે થઈ જાય છે. સ્વયં દેવોએ જ એ માટે ગોઠવણ કરી છે. મારીચના આશ્રમમાં એક પછી એક પ્રસંગ ઉપસ્થિત થતાં દુષ્યન્ત અને સર્વદમનનો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



મેળાપ થાય છે એટલું જ નહિ પણ દુષ્યન્ત પોતાના પુત્રનો હર્ષથી સ્વીકાર કરે છે. શકુન્તલાને પણ આ સમાચાર સાંભળી નવાઈ લાગે છે, છતાં તેને સાનુમતીએ કહેલ હકીકત ઉપરથી આશા બંધાય છે કે આ સત્ય હશે. રાજા કેવો પશ્ચાતાપ કરે છે તે સાનુમતીએ શકુન્તલાને કહ્યું હશે. આમ ઉભય પક્ષને કવિ પુનર્મિલન માટે ધીમે ધીમે તૈયાર કરે છે.

રાજા અને શકુન્તલા કેટલાં નિર્દોષ છે તેની આ દ્રશ્યમાં પ્રતીતિ થાય છે. શકુન્તલાને હજી ખાતરી નથી કે દુષ્યન્ત પોતાને સ્વીકારશે. આથી જ તે બાળકને એકદમ કહી શકતી નથી કે આ તારા પિતા છે. એ કહે છે—वत्स ते भागधेयानि पृच्छ । રાજા એટલો બધો નિર્દોષ છે કે એની શકુન્તલાનો એણે કેમ તિરસ્કાર કર્યો, એ એને ભૂલી કેમ ગયો અને વીંટી જોતાં એની સ્મૃતિ કેમ જાગૃત થઈ એ કશું તે સમજી શકતો નથી. શકુન્તલાને મળવાની આશા ન હતી છતાં મેળાપ થયો ! વિધિની કેવી ઘટના ! શકુન્તલાની માફી માગ્યા સિવાય દુષ્યન્ત અત્યારે બીજું શું કરી શકે ?

વીંટીના પ્રસંગની અગત્ય અહીં સમજાય છે. રાજા કહે છે આ વીંટી મળતાં તારી સ્મૃતિ થઈ. શકુન્તલા પણ કહે છે કે આ તે જ વીંટી કે જે પ્રત્યાદેશ દ્રશ્ય વખતે ખોવાઈ ગઈ હતી. આ બાબત પણ કવિ એક પ્રસંગ ઉપસ્થિત કરીને જ બતાવે છે. રાજા શકુન્તલાનાં આંસુ લૂછવા જાય છે એ નિમિત્તે શકુન્તલાની દ્રષ્ટિ રાજાની આંગળી ઉપર રહેલી વીંટી ઉપર પડે છે અને બધો સ્ફોટ થાય છે.

આમાં કોઈનો વાંક નથી. કેવળ વિધિનો જ વાંક છે એમ શકુન્તલા પોતે કહે છે.

આ મિલનમાં દુષ્યન્ત કે શકુન્તલા કોઈના મનમાં કંઈ પણ સંદેહ રહેવો ન જોઈએ. દુષ્યન્તને પણ એમ ન લાગવું જોઈએ કે પોતે શકુન્તલાને ભૂલી કેમ ગયો અને વીંટી જોતાં એને એની સ્મૃતિ કેમ થઈ. એને એમ ન લાગવું જોઈએ કે પોતે જાણી જોઈને દારત્યાગી બન્યો. શકુન્તલાને પણ એમ ન લાગવું જોઈએ કે ગમે તેમ પણ એક વખત દુષ્યન્તે તેનું ભયંકર અપમાન કર્યું હતું. આથી જ કવિ દુષ્યન્તને મારીચના આશ્રમે લઈ આવ્યા છે. બધાં સાથે મારીચના આશીર્વાદ લેવા જાય છે. રાજા પોતાની મૂંઝવણ મારીચને પૂછે છે. મારીચ શાપની અને એના પ્રતિકારની

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વાત કરે છે અને ખાતરી આપે છે કે શાપને લીધે જ તે શકુન્તલાને ભૂલી ગયો હતો. અભિજ્ઞાન જોતાં એ શાપનો અવધિ નિશ્ચિત હતો. તેથી વીંટી જોતાં એને શકુન્તલાની સ્મૃતિ થઈ. મારીચ પોતે સ્પષ્ટ કહે છે કે રાજા નિર્દોષ છે. તે શકુન્તલાને પણ સમજાવે છે અને સ્વામીને ક્ષમા કરવા કહે છે. શકુન્તલાને પણ ખાતરી થાય છે કે રાજાએ કારણ વગર એનો પ્રત્યાદેશ કર્યો નથી. મારીચ શકુન્તલાના શુદ્ધ ચારિત્ર્યની પણ દુષ્યન્તને ખાતરી આપે છે. દુષ્યન્ત પુત્રનો અને પત્નીનો સ્વીકાર કરે છે. મારીચની સ્પષ્ટતા આમ અનેક રીતે ઉપયોગી છે. આમ પુનર્મિલનમાં ક્યાંય ઊણપ રહેતી નથી. શાપના પ્રસંગની અગત્ય પણ અહીં સમજાય છે. આ મિલન સ્વયં વિધાતાએ જ નિર્મ્યું છે. જે કંઈ બન્યું એ વિધિના ખેલ છે. કોઈ સજાને પાત્ર નથી એની કવિ અહીં પ્રતીતિ કરાવે છે.

### વસ્તુવિકાસનો વેગ

આપણે શરૂઆતના પ્રકરણમાં જોયું હતું કે સંસ્કૃત નાટકમાં કાર્યપ્રવાહનો વેગ આધુનિક નાટક કે શેક્સપિયરના નાટક કરતાં કંઈક ઓછો જણાય છે. “ વેગથી પ્રેક્ષક વાચકની ઉપર જે અસર થવા પામે છે તેવી સંસ્કૃત નાટકોમાંના કોઈક જ અંક ઉપજાવી શકે. માત્ર એવી અસર ઉપજાવવાનો આપણા એ પ્રાચીન સર્જકોનો ઉદ્દેશ જ નહોતો એમ કહેવામાં પણ અતિશયોક્તિ નથી. શકુન્તલાનો બીજો અંક તપાસો. રાજા સેનાપતિને હુકમ કરે છે કે ‘ હવે મૃગયા નથી ખેલવી, અટકાવી દ્યો એ સર્વ પ્રવૃત્તિ. ’ ઋષિકુમારો આવી ચડી રાજાને નિમંત્રે છે કે અમારી યજ્ઞપ્રવૃત્તિની રક્ષા માટે આપ જાતે આશ્રમમાં પધારો અને ધર્મનિષ્ઠ તપસ્વી પૂજક રાજા એ નિમંત્રણને આજ્ઞા ગણી લઈ માથે ચડાવે છે. વળી આ જ ક્ષણે રાજધાનિથી બીજા ધર્મકાર્યનું નિમંત્રણ આવે છે, જેને રાજા કોઈ રીતે ઉતરતું ન ગણી શકે, ત્યારે તેનો લાભ લઈને રાજા વિદૂષકને અને સેનાને વિદાય કરી દે છે. આ આખો અંક જે વસ્તુવિકાસ બતાવે છે તે આટલો જ છે, અને શેક્સપિયર કે હાલનાં કોઈ પણ નાટકમાંના એક અંક સાથે સરખાવી જોતાં બહુ જ ઓછો માલુમ પડશે. ” *

“ સર્જકના ઉદ્દેશને એક પાસું નાટ્યાભિમુખ અને બીજું કાવ્યાભિમુખ એમ બે પાંસાવાળો કલ્પિયે, તો નાયકનાયિકાના અન્યોન્ય પ્રેમનો આરંભ અહીં તખ્તા પરનાં પાત્રોના કુદરતી સંવાદ દ્વારા અને ડગલેપગલે રાજાને ઓઠેઓઠે કવિતા ઝરે એવી સુંદર રીતે નિરૂપાયેલો જોઈએ છીએ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



......અવસ્થાત્રિપુટિવાળી સંકલના કાલિદાસને માટે પ્રિય થઈ પડી હોય તેમ લાગે છે. (શકુન્તલા પહેલા અંકમાં જીવ લઈને નાસતા કાળિયારની ત્રણ અવસ્થા બતાવી છે...... ग्रीवाभङ्गाभिरामम्...... ઈ). શકુન્તલા પહેલા અને ત્રીજા અંકમાં પણ નાયિકાના દર્શનમાં નાટ્યકાર આપણને ઉત્તરોત્તર ત્રણ અવસ્થાભેદ દેખાડે છે. ત્રીજા અંકમાંની પહેલી અવસ્થા કામજ્વરના અતિશયની છે, બીજી પ્રીતમ અણધાર્યો આવી ચડતાં અત્યંત મૂંઝવણની અવસ્થા છે, અને ત્રીજી સખીઓ ખસી જતાં નાયકનાયિકાના એકાન્તની અવસ્થા છે.......કાલિદાસની આ એકે સંકલના કાકતાલીય નથી, દરેક સાભિપ્રાય યોજવામાં આવેલી છે......કાલિદાસ તો બંને [વસ્તુ-વિકાસ અને વર્ણન (સુંદર અવસ્થાઓનું ક્રમિક નિરૂપણ)] ઉદ્દેશની સમધારણ ઘણુંખરું તો જાળવે છે, અને આ એની વિશિષ્ટ હથોટી એની નાટ્યકલાના વિજયની એક મોટી ખૂબી છે. વસ્તુના અમંદ અત્વરિત વિકાસનો ઉદ્દેશ અને ડગલે ડગલે બંધ બેસતી કવિતાલીલા દ્વારા વિવિધ સૌન્દર્યોની ઉત્તરોત્તર અવસ્થાઓ ઉપર પ્રેક્ષકોની આંખ ફરતી આવે એવા મનોહર નેત્રસર ચિત્રપટને દર્શાવવાનો ઉદ્દેશ, બંને વચ્ચે એ નાટ્યકાર સમતુલા આબાદ અને અચૂક જાળવે છે. એ સવ્યસાચી કલાકાર એક હાથે ઉદ્દેશનું જમણું અને બીજે હાથે તેનું ડાબું અંગ બેયને સાથે સાથે વીંધતો, પ્રસાદ અને ગૌરવ, કાંતિ અને ઓજસ એ ગુણદ્વંદ્વોને પણ સાથે સાથે છે."*

"અર્વાચીનો, તમે નાટકના વસ્તુપ્રવાહમાં વેગ માગો છો? અહીં તો કવિનો વેગ પ્રપાતનો વેગ છે. અમાપ આકાશની ટોચ પરથી અતગ પાતાળમાં ચંદ્ર ગબડી પડે, તે ગતિનો વેગ કવિએ અહીં સાધ્યો છે.

'મેલ્યાં પાતો ગિરિગુરૂ સુમેરૂતણે શીર્ષ જેણે
અંધારાને જિતિ નિજ શિખે તેજ આકાશ ઘોળ્યું.
તે ઇન્દુ આ ગબડિ પડતો વ્યોમથી તેજ હીણો:
અત્યારોહે નિયત પડતી મોટ, મોટાતણી યે.

દુર્વાસાનો શાપ છૂટે છે અને આખીયે પ્રેમસૃષ્ટિ સ્વપ્નસૃષ્ટિની જેમ અલોપ થઈ જાય છે. દુષ્યન્ત ત્રણ દિવસે રાજધાનિએ પ્હોંચે, ત્યાંથી એના માણસો શકુન્તલાને તેડવા ત્રણ મજલે આશ્રમે પ્હોંચે. આ તો છ દિવસ કે અર્ધપક્ષને બદલે એ આશ્રમઝાંપેથી બ્હાર અરણ્યપંથે ચડ્યો તેને બે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રહર પણ પૂરા થયા નહીં, તેટલામાં જ રાજા એ તપોવન એ શકુન્તલા એ ગાંધર્વવિવાહ એ સ્વર્ગસુખ કિંવા સ્વપ્નસુખના દિવસો, સખીઓને આપેલું એ વચન, એ માણસો, એ દુનિયા ઉપર તથાપિ દુનિયા બ્હારનું જીવન—બધું જ ભૂલી ગયો. એના અનુભવનાં આ છેલ્લાં પાનાં જાણે ભૂસાઈ જ ગયાં! 'જા દેશ યાદ પણ ભૂલી જશે ત્હને એ!' એ એક જ ફૂંકે એ બધાય રંગો અને આકારો ઊડી જ ગયા! બીજી તમામ વાતે વિગતે તો તે હતો તેમનો તેમ જ રહ્યો. એની ધર્મનિષ્ઠા પણ તે ને તે રહી. અને અકાળે અસ્થાને અપાત્રે અનુચિત વર્તતી ધર્મિષ્ઠતા એટલે તો કાળો કેર! શકુન્તલા બાપડીને પૃથ્વી ઉપર પગ મૂકવા જેટલું પણ સ્થાન રહ્યું નહીં." *

## સંકલના લાઘવ

કાલિદાસના આ નાટકના વસ્તુસંકલનમાં દરેક પ્રસંગ કેવો સાભિપ્રાય યોજાયો છે એ આપણે આગળ જોયું. એ કંઈ નવા પ્રસંગ સર્જે છે વા મૂળમાં કંઈ ફેર કરે છે એ હંમેશ સાભિપ્રાય જ હોય છે. એ જ એની સંકલનાની વિશિષ્ટતા અર્થાત્ એ જ એનું સંકલના લાઘવ છે. આનું વિવરણ કરતાં શ્રી બ. ક. ઠા. નીચેની કેટલીક બાબતોમાં કાલિદાસનું સંકલનલાઘવ બતાવે છે—

દુષ્યન્ત શિકાર ખેલતો ખેલતો આશ્રમમાં આવી ચઢયો ત્યારે કણ્વ ત્યાં નહોતા, તે મહાભારતની કથામાં અકસ્માત જ છે. કણ્વ ત્રિકાલજ્ઞ હોવાથી પ્રિય પુત્રી શકુન્તલાના ભાવિમાં કંઈક આપત્તિ જોઈ જોતાં, તે નીવારવા ઘટાડવાને લાંબી યાત્રાએ નીકળે છે અને દુષ્યન્ત આવી ચડે છે, એટલે આશ્રમવાસીઓ એને રક્ષા માટે નિમંત્રે છે. કણ્વની ગેરહાજરી ગાંધર્વવિવાહનું પણ નિમિત્ત બને છે. વળી બાણની ચોટમાં આવી ગયેલો કાળિયાર આશ્રમમૃગ હોવાથી વૈખાનસો તેને ન હણવા શિકારીને પ્રાર્થે છે અને તે ભિક્ષા આ શિકારી આપે છે એટલે સુપ્રસન્ન તપસ્વીઓ એકદમ મોટો વર આપી દે છે, 'ચક્રવર્તી પુત્ર પામો!'—જે એ ગાંધર્વવિવાહનું કારણ બને છે.

નાયક નાયિકાની પ્રથમ મુલાકાતે રાજાના હાથનો ઉભરો જે વીંટી વ્યક્ત કરે છે, તે જ વીંટી રાજા જતી વખતે શકુન્તલાને પહેરાવતો જાય છે. જુદાઈના દિવસોની અવધ એ વીંટીના રત્નજડિત

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અક્ષરોની સંખ્યા વડે બાંધે છે, દુર્વાસા પોતાના શાપની અવધ પણ એ વીંટી વડે બાંધે છે. કુદરતી કારણે જ એ વીંટી પાણીમાં સરી પડી શાપની અવધ લંબાવે છે. મત્સ્ય એને અકસ્માત ગળી ગયો એ અકસ્માત તે અવધને અજ્ઞેય બનાવી દે છે. એક કારણે, તો રાજાની તેમ જ તપસ્વીઓની અસ્થાને ધર્મિષ્ઠતા, ધર્મભિરુતાના વેશમાં પ્રવર્તતી ધર્માંધતા, બીચારી નાયિકાને પાછી અપ્સરા સૃષ્ટિમાં જ સોંપી દઈને નાયકને પોતાની પ્રિયતમા અને પોતાનો ચક્રવર્તી થવા નિર્માયેલો વારસ અત્યંત દુર્લભ બનાવી દે છે.

મત્સ્યના પેટમાંથી વીંટીરત્ન જડી આવે તે અકસ્માત નથી, વિરલ બનાવ છે. નવો સુરાસુર સંગ્રામ એ અકસ્માત નથી, પૌરાણિક સૃષ્ટિમાંનો વિરલ બનાવ છે. પહેલો વિરલ બનાવ જેમ મોડો કલ્પો, પછીનો વિરલ બનાવ જેમ વહેલો કલ્પો તેમ નાયકનો વિરહતાપ અને પશ્ચાત્તાપનો સમય ટૂંકો બને છે. નાટકમાં આ ઉભય તાપનું નિરૂપણ એક જ અંક રોકે છે. એટલે નાટ્યશાસ્ત્રના સંકેતો મુજબ એક દિવસથી પણ ઓછા સમયને લગતું એ આલેખન છે. તે તો માત્ર સંકેત પાલનની પદ્ધતિ છે. દંપતિ છૂટાં પડી ગયાં ત્યારે સર્વદમન ભરત હજી માતાના ગર્ભમાં હતો, પાછાં મળે છે ત્યારે તેને માતા ઉપાડી શકે એટલી જ વયનો તે બાળક છે, જો કે ઉધમાતિયો—આ બે સૂચન વચ્ચેના સમયની વ્યવસ્થા વિશે કવિ એક પણ શબ્દ ઉચ્ચરતો નથી, એ મૌન પણ એનું લાઘવ છે. જેમ વીંટી મોડી જડેલી કલ્પીયે તેમ દુષ્યન્તને એ ઉભય તાપ વેઠવાં પડવાનો સમય ઓછો થાય છે, એટલી દયાળુતા પણ દુર્વાસાના શાપમાં ગર્ભિત છે. અને મહાભારતની કથામાં તો દુષ્યન્તની રાજનીતિને આવશ્યક ગણતાં પણ તેને માથે કુટિલતા દોષ આવે જ છે. એ સાભિપ્રાય જૂઠું બોલે છે અને નામુકરર જાય છે. એટલા માટે કે વારસ લેખે કોઈનો સ્વીકાર તેની ઔરસતા સાબીત થાય ત્યારે જ થઈ શકે,—એ બધુંયે કાલિદાસ આમ શાપની એક જ લકીરે ઉડાવી દે છે.

દુષ્યન્તના દરબારમાં દુષ્યન્ત અને શકુન્તલા સામસામે ખૂબ વાગ્યુદ્ધ કરે છે—મહાભારતના આખ્યાનમાં, અહીં પાંચમા અંકમાં નાટકના મંચ ઉપર ખીલી ઊઠે એવું વાગ્યુદ્ધ પણ છે, પણ મુખ્ય પક્ષવાદીઓ લેખે કણ્વશિષ્ય અને ગૌતમીને રાખીને આ કલાકારે ઔચિત્ય રક્ષ્યું છે અને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વૈવિધ્ય ઉમેર્યું છે. શકુન્તલાને પોતાને તો અહીં બોલવાનું એટલું થોડું, રાખ્યું છે—'આ બોલ તો અગ્નિની જ ઝાળ !'—એવા આરંભથી જ નાયિકાને વિષાદમાં ડુબાડી કરુણ રસની પૂતળી બનાવી લેવામાં પોતાની પીંછી એવી તો વાપરી છે, કે કર્તાનું આ લાઘવ કેટલાક પ્રેક્ષકને અતિલાઘવ જેવું અને ટીકાપાત્ર બનાવે છે. એવાં પ્રેક્ષકવાચક ભૂલી જાય છે કે જો કવિએ તેઓ માગે છે તે પ્રમાણે રાજા સામે લડતી શકુન્તલા આલેખી હોત, અહીં તેણીને વીરરસની પ્રતિમા બનાવી હોત, તો અંકાન્તે તેને ઉપાડી જવા ઇચ્છતી માતા મેનકા સામે પણ એને તો લડતીજ આલેખવી પ્રાપ્ત થાત. તેમને ઇષ્ટ શકુન્તલા રાજા સામે લડીને લડતી લડતી પણ ત્યાં જ રહી પડવાનું પસંદ કરે, ત્યાંથી તેને ખસેડી લેવા આવેલી માતાને પણ એ તો લડીને પાછી હડસેલી મૂકે. તેઓની મોટામાં મોટી ભૂલ એ થાય છે કે કાલિદાસની શકુન્તલા તો સગર્ભા બલ્કે કઠોરગર્ભા છે. મહાભારતમાંનો આખ્યાનકાર પણ કઠોરગર્ભા સ્ત્રીને વઢકણી નિરૂપવાના હાસ્યાસ્પદ અનૌચિત્યથી તો મુક્ત છે. આખ્યાનની શકુન્તલાની સોડે તો એને નક્કર સોટા જેવો નાની વયમાં પણ ખૂબ વધી ગયેલો પુત્ર હાજર છે.

શકુન્તલાની સખી એ રાખી છે. એની સાથે હસ્તિનાપુર કણ્વ બે શિષ્યને મોકલે છે. તેમાં પણ સૂક્ષ્મ વિચારક આ કલાકારનું લાઘવ જોઈ શકે છે. પોતાનાં સંકુલ અવાન્તર લક્ષ્યો સાધવાને અને સંવાદની જમાવટ પૂરતી વિવિધતાને સારુ પણ આવાં જોડકાં નાટ્યસૃષ્ટિમાં બધે જોવામાં આવે છે. (અહીં કવિનું એ લાઘવ દેખાય છે કે જો સખીઓ સાથે ગઈ હોત તો ભારે મુશ્કેલી ઊભી થાત. તે રાજાને ઓળખત. તે શાપથી મુક્ત હતી. તે રાજાને કહેત કે તમે શકુન્તલાને પરણ્યા છો. રાજા ના જ કહેત. તેમને અને વિદૂષકને પ્રત્યાદેશ વખતે દૂર રાખવામાં પણ કવિનું આ લાઘવ દેખાય છે.)

એક રાણી પડદા પાછળ જ ગાય છે. બીજી પટરાણી અંક છઠ્ઠામાં છેક રાજાની પાસે આવેલી રંગ ઉપર પગ દેતાં પહેલાં જ પાછી વળી જાય છે. એની યોજનાઓથી પણ વિધાયકના લાઘવની જ પ્રતીતિ થાય છે. [આ યોજના દ્વારા કવિ રાજાના આ પ્રણયને અંતઃપુરની 'વાઘણો' વડે ઉપસ્થિત કરવામાં આવતી આડખીલીથી દૂર રાખે છે.]

હવે સમજાશે કે વસ્તુ નવું નથી, નાટક નવું છે અર્થાત્ વસ્તુની રજૂઆત કવિની પોતાની સિદ્ધિ છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**પંચસંધિ**

સંસ્કૃત નાટ્યશાસ્ત્ર પ્રમાણે આ નાટકમાં પંચસંધિ નીચે પ્રમાણે સૂચવાઈ છે—

(૧) પહેલા અંકમાં ततः प्रविशति मृगानुसारी सशरचापहस्तो राजा रथेन सूतश्च।...અહીંથી શરૂ કરીને બીજા અંકમાં 'उभौ परिक्रम्योपविष्टौ' ત્યાં સુધી મુખસંધિ છે. વાંચો—अत्र 'ततः प्रविशति' इत्यारभ्य द्वितीयाङ्के 'उभौ परिक्रम्योपविष्टौ' इत्यन्तेन सार्धाङ्केन मुखसन्धिः।

(૨) બીજા અંકમાં 'राजा—माढव्य अनवाप्तचक्षुःफलोऽसि' થી માંડીને ત્રીજા અંકની સમાપ્તિ સુધી પ્રતિમુખસંધિ. વાંચો—'राजा—माढव्य अनवाप्त चक्षुःफलोऽसि' इत्यारभ्य तृतीयाङ्कसमाप्तिपर्यन्तं प्रतिमुखसंधिः।

(૩) ચોથા અંકની શરૂઆતથી પાંચમા અંકની વચ્ચે 'यथोक्तं करोति' ત્યાં સુધી ગર્ભસંધિ વ્યાપ્ત છે. વાંચો—'अथ चतुर्थाङ्कादिपञ्च मध्ये, यथोक्तं करोति' इत्यन्तेन गर्भसंधिरुक्तः।

(૪) પાંચમા અંકમાં અવગુંઠન કાઢી નાખે છે ત્યારથી છઠ્ઠા અંકની સમાપ્તિ સુધી અવમર્શ સંધિ વ્યાપ્ત છે. વાંચો—यथोक्तमत्रगुण्ठनापनयनम्। इत आरभ्य षष्ठाङ्कसमाप्तिपर्यन्तमवमर्शसंधिः।

(૫) સાતમા અંકની શરૂઆતથી છેક સમાપ્તિ સુધી નિર્વહણ સંધિ વ્યાપ્ત છે. વાંચો—इतो निवर्हणसंधिः समाप्तिं यावत्।

**[૫] પાત્ર આલેખન**

'જેમ જેમ નાટકમાં આગળ જઈએ છીએ તેમ તેમ નાટકનું ચરિત્ર અને નાટક વસ્તુની વિગતો, એ બંનેનો યથોચિત મેળ આલેખાયેલો જ જોવામાં આવે છે. શકુન્તલા નાટકને આપણી અર્વાચીન વિવેચના સંસ્કૃત નાટકોમાં ઉત્તમપદે નિઃશંક સ્થાપે છે, તેમાં ચરિત્રનિરૂપણ અને વસ્તુસંકલના વચ્ચે અનવદ્ય સંવાદ હોવાથી.[૧]

વસ્તુસંકલનની માફક એમના પાત્રનિરૂપણમાં પણ કવિની ઉભયલોકની સમન્વયદૃષ્ટિ દેખાય છે. શકુન્તલાનો જન્મ જ ઉભયલોકનો સમન્વય દર્શાવે છે. દુષ્યન્ત છે તો આ લોકનો ભૂપાલ તથાપિ એનો રથ છેક સ્વર્ગ

---

૧. શ્રી. બ. ક. ઠા.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સુધી દોડે છે. મહર્ષિ કણ્વ છે તો આ લોકના ઋષિ છતાં તેમની દૈવી શક્તિ અછાની નથી. સાનુમતી અપ્સરા છે છતાં તેના પ્રત્યેક વાક્યમાં માનવી ભાવ જ દેખાય છે. મારીચ, માતલિ વગેરે પાત્રો પણ દૈવી અને માનુષી એમ બંને ગુણ બતાવે છે.

કાલિદાસની પાત્રાલેખનની કલા આ નાટકમાં સંપૂર્ણ બની છે. જીવનના વિધવિધ ક્ષેત્રોમાંથી પાત્ર વરણી થઈ છે. દરેકની પાછળ રહેલા સામાજિક કે નૈતિક દૃષ્ટિબિંદુથી તે પાત્ર વિકસે છે. કણ્વ અને મારીચ જેવા ઋષિઓ શાર્ઙ્ગરવ અને શારદ્વત જેવા શિષ્યો, શકુન્તલા, પ્રિયંવદા અને અનસૂયા જેવી યુવતીઓ, તોફાની સર્વદમન, દુષ્યન્ત વિદૂષક, સેના-પતિ, પોલીસ, અને માછીમાર—બધા જ પોતાનું વ્યક્તિત્વ ધરાવતાં જીવંત પાત્રો છે. કેટલીક વખત તેમના વિચાર અથવા ભાવ બતાવવા આખાં દૃશ્યો યોજવામાં આવે છે. આ રીતે પાત્રનો વિકાસ થાય છે. પહેલા અંકમાં શકુન્તલાના વિચારો અને ભાવ સુંદર રીતે બતાવવામાં આવ્યા છે. ચોથા અંકમાં કણ્વનો શબ્દેશબ્દ તેમનામાં રહેલું પિતૃત્વ વ્યક્ત કરે છે. પાંચમો અંક જેટલો નાટચોચિત છે એટલો જ પાત્રાલેખનની દૃષ્ટિએ પણ સંપૂર્ણ છે. બંને શિષ્યોનો સ્વભાવ તેમની ઉક્તિમાં જ જણાઈ આવે છે. ઉચ્ચ ચારિત્ર્ય વિનય, રાજવી ગૌરવ, સહિષ્ણુતા, વિવેક, ઉપસ્થિત થયેલા પ્રશ્ન પરત્વે મૂંઝવણ વગેરે દુષ્યન્તના ચારિત્ર્યની વિગતો જેમ જેમ દૃશ્ય આગળ વધે છે તેમ તેમ ખુલ્લી થતી જાય છે. આશા, ભોળ-પણ, રાજા સાથે દલીલ કરવામાં શુદ્ધ ભાવ, નિષ્કપટી હૃદય ઘવાય છે ત્યારનો ગુસ્સો, નિરાધારપણું વગેરે શકુન્તલાના બદલાતા ભાવ પ્રત્યાદેશ દૃશ્યમાં એક પછી એક સુંદર રીતે દેખાય છે. સાતમા અંકમાં દેખાતી બાળકની સૃષ્ટિ અને સંતાનહીન મનુષ્યના ભાવ પણ અજોડ રીતે વર્ણવ-વામાં આવ્યા છે. કાલિદાસ પોતાનાં પુરુષપાત્રોને એવી રીતે વિકસાવે છે કે જે તેનાં સ્ત્રી પાત્રોને અનેક ઘણાં ઉન્નત કરે. દુષ્યન્ત શકુન્તલાને ભૂલી જાય છે. પણ તે દ્વારા કવિ શકુન્તલાના જ ગુણ પ્રગટ કરે છે. બે સખી-ઓનાં તથા બે શિષ્યોનાં જોડકાં મૂકીને કવિ તેમની સ્વભાવની ભિન્નતા દર્શાવે છે. તેવી જ રીતે ઋષિઓની ત્રિપુટી મૂકી કવિ તેમની ભિન્નતા બતાવે છે. હવે એક પછી એક પાત્રો જોઈએ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા

" શું પહેલો નમૂનો બનાવીને કરી બ્રહ્માએ જીવતી શકુન્તલા !
ફરી સૌંદર્યતાનો સુજથ્થો કે ઘડી નીરાંતે તેણે શકુન્તલા.

જ્યાં જ્યાં જોઉં હું સ્ત્રીના નમૂના શતધૃતિના ઘડેલા,
ભાસે છે મુજને જુદા તે સરવે આના પછીના કરેલા રે...ફરી.

સૌંદર્યતા મિત્ર, આની ભાસે મને પુષ્પતણી જેમ ના સૂંઘેલા,
દાણા જેવા બહુ ઊંચી કિંમતના મોતીના અણવીંધેલા...રે...ફરી.

જેવી સૌંદર્યતા બીડેલા ફૂલની નખ થકી નહિ ચૂંટેલા,
એવી છે તેણીની જેવી મધુની જીભથી કદી ના કસેલા...રે...ફરી.

આ अक्लिष्टकान्ति अव्याजमनोहर રૂપ માનુષી સ્ત્રીઓમાં સંભવે જ શી રીતે ?

न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ।

સાચે જ, પ્રિયંવદાને દેખાય છે તેમ એ મૂર્તિમતી લતા જ છે. એના રક્તવર્ણા અધર કિસલય સરખા સોહે છે. એના નાજુક હાથ ડાળીની ગરજ સારે છે. લોભનીય યૌવન ફૂલની જેમ આ લતાને અંગે અંગે વ્યાપ્ત થયું છે.

કેવી દર્શનીય આકૃતિ ! રૂપના ઢગ કરીને શું વિધાતાએ એને ઘડી હશે ? કે ચિત્રમાં ચીતરીને પછી બ્રહ્માએ એમાં પ્રાણ પૂર્યા હશે ? નક્કી, એ स्त्रीरत्नसृष्टिरपरा છે. નહિ તો વનલતા ઉદ્યાન લતાને ગુણમાં ટપી જાય એ કેવું ? તપોધનોની વચ્ચે આ રૂપ ક્યાંથી ? નવમાલિકાનું પુષ્પ છૂટું પડી આકડા ઉપર તો નથી પડ્યું ? પીળા પાનની વચ્ચે ઢંકાયેલા ફૂલની જેમ એનું આ સુંદર વપુ પણ વલ્કલથી ઢંકાયું છે છતાં—

सरसिजमनुविद्धं शैवलेनापि रम्यम्
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति ।
इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी
किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



'શકુન્તલા નથી અપ્સરા, કે નથી માનવયોનિની જ વ્યક્તિ: એ છે અપ્સરાપુત્રી. એને માતાની ઉછેરનો લાભ મળ્યો નથી, દુનિયાનો વા વાગ્યો જ નથી. તપોવનમાં ઋષિઓ, ઋષિપત્નીઓ, બ્રહ્મચારીઓ, વાનપ્રસ્થો, વિદ્યાર્થીઓ, વૃક્ષો, વેલીઓ અને નિર્દોષ પશુઓમાં જ એ ઉછરીને વયમાં આવે છે.' ૧

મહર્ષિ કણ્વ એના સાચા પિતા બન્યા. એમણે શકુન્તલાને ઉછેરી, ભણાવી અને અનેક સંસ્કાર એનામાં સીંચ્યા. શકુન્તલા વિનયી છે. અતિથિસત્કાર માટે પણ કણ્વ તેને જ નિયોજે છે. સ્ત્રીસહજ લજ્જા એ પહેલેથી તે છેક છેલ્લે સુધી સાચવી રાખે છે. પોતાના પુત્ર અને પતિ સાથે મારીચ પાસે જતાં તે શરમાય છે. રૂપ અને ગુણના આ સુયોગથી તે વધારે પ્રકાશે છે.

અહો ! કેવું મધુરું દર્શન ! કેવું મોહક લાવણ્ય ! કેવું પવિત્ર તેજ ! સાચે જ, એક બે નહિ પણ અનેક પુણ્યપરંપરાનું જ એ ફળ છે. જોનારને એ કૃતાર્થ કરી દે છે. આ મૂર્તિમતી સત્ક્રિયાને તો કોઈ **अर्हतां प्राग्रहरः** જ ઇચ્છી શકે.

**न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ।**

એનો ભાગ્યવિધાતા દુષ્યંત ઓચિંતો ત્યાં ઘસડાઇ આવે છે. 'કામદેવ જેવા સર્વકલાધર' ધર્મિષ્ઠ દુષ્યન્તને જોતાં જ એનામાં અનુરાગ જાગે છે. એનામાં શહેરી યુવતીની ચબરાકી નથી. એના હરણા જેવી એ ભોળી છે. એનો પ્રેમ ભલો, ભોળો, સીધો, સાચો અને પવિત્ર છે. એનો પ્રેમપત્ર પણ સાદો અને સીધો છે.

"એનામાં પ્રેમબીજના સહસા વિકાસનું જે ચિત્ર કાલિદાસે આલેખ્યું છે તે એની પ્રતિભાની નિર્મળતા અને સાત્ત્વિકતાનો જ નમૂનો છે. પૂર્વના કે પશ્ચિમના કોઈ પણ વિવેચકે નાટકના આ અંશને પૂરતો ન્યાય આપેલો નથી. (વાંચો)

'દુષ્યન્ત—(પ્રિયંવદાને): ભદ્રે, ભવતી કણ્વદુહિતા ઝાડને પાણી પાઈ પાઈને જ થાકી ગયેલાં જણાય છે. જુવોને—

---

૧ બ. ક. ઠા.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(ઝૂલણા)

રેડી રેડી ઘડા અંસ નીચા પડ્યા,
બની ગઈ લાલ કેવી હથેળી,
શ્વાસ વેગે હજી કુચયુગલ ઊછળે,
સ્વેદજાલે વદનકાન્તિ મેલી;
કર્ણકુંડલ શિરીષો ઝુલાં ગાલને
વળગતાં, ઝૂલવૂં છેક ભૂલ્યા,
કેશપાશે સરી ઊડતા કુન્તલો,
એક હાથે કયમે તેહ ઝાલ્યા.
તો લ્યો હું એમને ઋણમુક્ત કરું છું.

[ અંગુલિએથી નામમુદ્રા કહાડીને આપવા ધરે છે. ]'

કાલિદાસ આપણને દર્શાવે છે તે દૃશ્યનું શિખર આ અંશ છે. આ લાલાશ, શ્વાસવેગ, સ્વેદજાલ આદિ શું શકુન્તલાએ કરેલી અંગકસરતનું પરિણામ છે? નહીં જ. આવા અનુપમ પાત્રમાં અનંગવન્હિ સળગી ઉઠતાં જોતજોતામાં કેટલો તો વધી જાય તેનું જ એ વર્ણન છે. વળી એ અનંગ કોના ઉપર? મારા જ ઉપર. તો બદલામાં આવા એનમૂન યુવતીરત્નને હું મારી આખી જાત સમર્પી દઉં તેય ઓછી પડે,—એ જ અહીં નાટ્યકારનો ધ્વનિ છે. 'આ કામદેવે પોતાની વેદિ બનાવી લીધેલાં શરીર ઉપર હજી એ ઝાડ ક્યારા પીવડાવવાનો જુલમ કરવો છે? ના, ના, એ બે કે ગમે તેટલા ઘડાનું મુલ્ય જે ગણતા હો તે લ્યો આ મુદ્રિકામાંથી વાળી લેજો.'—એ તો થયો માત્ર દુષ્યન્તના શબ્દોનો વાચ્યાર્થ."[1]

છતાં વિશ્વામિત્રનું લોહી અને કણ્વના સંસ્કાર હોવાથી એનામાં અજબ સંયમ, ધૈર્ય અને હિંમત છે. એનામાં આશ્રમની પવિત્રતા અને તેજ છે. એ દુષ્યન્તને વારે છે—पौरव रक्षाविनयम् ।

"પૌરાણિક સમયની શકુન્તલાને ગાંધર્વવિવાહ પણ ધર્મ્ય વિવાહમાંનો એક છે, તો એ તેને સ્વીકારી લે છે, કણ્વ પાછા આવી જાય તેની વાટ જોતી નથી. અને કણ્વ પાછા આવતાં સ્વીકારી પણ લે

૧. બ. ક. ઠાકોર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે કે એણે કરેલો સંબંધ ધર્મ્ય અથવા ઉત્તમોત્તમ છે, અને એના ગર્ભમાં જે સંતાન છે તે ઔરસ અને અગ્નિ જેવું પવિત્ર છે... ...ગાંધર્વ લગ્ન અને તે પછીનાં રાતદિવસ માત્ર સ્વપ્નું હોય તેમ વહી જાય છે. મળસ્કે રાજા પથે પડે છે. તે જ દિવસે શકુન્તલા—એકલમાંથી પહેલી જ વાર એકલી, દિઙ્મૂઢ, શૂન્યહૃદય, રાજાનું સાંનિધ્ય જ અંગાંગમાં અનુભવતી નવોઢા શકુન્તલા—બેઠી છે."[1]

ત્યાં આવી ચઢે છે દુર્વાસા. પતિના ધ્યાનમાં આત્માને પણ ભૂલી ગયેલી આ નવોઢાને આમાંની કશી ખબર પડતી નથી. 'આ વીંટી ઉપરના નામાક્ષર ગણજે એટલા દિવસમાં તો તને તેડાવી લઈશ.' એમ કહી હજી તો એનો દુષ્યન્ત હમણાં જ ગયો છે. પણ ક્યાં એ સ્વપ્ન? દુર્વાસાના શાપની એક ફૂંકે એ બધું ઊડી જાય છે.

આ શકુન્તલા શાપને યોગ્ય છે એમ આપણે કહીશું કે? આની આગળના પ્રકરણમાં શાપના પ્રસંગની ચર્ચા દરમિયાન આપણે જોયું કે શકુન્તલા શાપને યોગ્ય છે જ નહિ. આગળ ઉપર શાકુન્તલના તત્ત્વદર્શનના પ્રકરણમાં પણ તે જોઈશું કે એનું પ્રતિકૂળ ભાગ્ય જ આ શાપ રૂપે એના જીવનમાં ઉત્પાત મચાવી ગયું.

આવા અનન્ય પ્રેમની કસોટી થાય છે. એ કેટલા લાડભરી ઘેરથી વિદાય થઈ છે? પણ અહીં તો એનો અંગાર જેવાં વચનથી તિરસ્કાર થાય છે. રાજા એનો તિરસ્કાર કરે છે એટલું જ નહિ પણ એને કેટલાંય અપમાનભર્યાં વેણ સંભળાવે છે. છતાં દરબારમાં એ બહુ હુશિયારી અને હિંમતથી સામનો કરે છે. રાજાનાં કટુ વેણ એ સહે છે.

•

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारु गन्धम् ।

એ અગ્નિ પરીક્ષામાં એના હૃદયનું સુવર્ણ વધુ ને વધુ પ્રકાશે છે. જન્મતાં જ માતાપિતાએ ત્યજી. જીવનમાં પગ માંડતાં જ પતિએ ત્યજી. એના કમભાગ્યે વીંટી ખોવાઈ ગઈ. એના ઉપર આભ તૂટી પડ્યું. તાત કાશ્યપનાં દ્વાર પણ એને માટે બંધ થઈ ગયાં. છેવટ સુધી એ મૂંગી વ્યથા જ અનુભવે છે. રાજા જ્યારે એના ઉપર તે ખરાબ હોવાનું આળ મૂકે

૧ બ. ક. ઠાકોર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે ત્યારે જ માત્ર એક વખત રાજાને **अनार्य** શબ્દથી સંબોધે છે. એ સિવાય તે કણ્વની શીખ બરાબર પાળે છે.

**भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः।**

પતિ વિરુદ્ધ એ એક પણ શબ્દ ઉચ્ચારતી નથી કે નથી એને શાપ આપતી. વાંક કાઢે છે માત્ર પોતાના ભાગ્યનો. છતાં એ પોતાના પુત્રને હિંમતથી ઉછેરે છે અને ક્ષત્રીય રાજવીને યોગ્ય સંસ્કાર સીંચે છે. એ એનું માતૃપદ દીપાવે છે. એ તપ આચરે છે અને વિરહવ્રત પાળે છે. આ તપમાં પણ એની કાયા વધારે કાંતિમતી બને છે. કણ્વના આશ્રમને શોભાવતું વલ્કલ ધારતું, દુષ્યન્તના દરબારને અજવાળતું અલંકાર ધારતું એ જ રૂપ વગર અલંકારે અને મલિન વસ્ત્રે પણ હેમકૂટ પર્વતને તેજથી ભરી છે.

**जयतु जयतु** કહેતાં એનો કંઠ રૂંધાય છે. પતિને માફી માગતો એ જોઈ શકતી નથી. એ એના ભાગ્યનો જ વાંક કાઢે છે, પૌલોમી જેવી એ પવિત્ર છે.

છતાં એનો આ પ્રેમ કેવળ વ્યક્તિનિષ્ઠ નથી જ. કણ્વની એ લાડકી પુત્રી છે. એની સખીઓ એના વગર ઝૂરે છે. ગૌતમી એની ચિંતા કરે છે. શિષ્યો એની દરકાર રાખે છે. પ્રકૃતિની એ પ્યારી પુત્રી છે. આશ્રમનાં વૃક્ષો એનાં ભાંડુ છે. **अस्ति मे सोदरस्नेह एतेषु।** લતા વનજ્યોત્સ્ના એની બહેન છે. તે કહે છે. 'હું એમને ભૂલીશ ત્યારે મારા આત્માને પણ ભૂલીશ.' **तदात्मानमपि विस्मरिष्यामि।** આવી સ્નેહાળ બહેનને કેસરવૃક્ષ એની પલ્લવાંગુલીથી ભેટવા કેમ ન બોલાવે? વનદેવતાઓ એને શણગાર આપે, મૃગલું એનો છેડો ન છોડે, વૃક્ષો એને કોયલના કુહૂરવે વિદાય આપે, મા પ્રકૃતિ એને આશીર્વાદ આપે, અને પવન એને સાનુકૂળ થાય એમાં શું નવાઈ? વનનાં પશુએ પશુએ, પંખીએ પંખીએ, વૃક્ષની ડાળે ડાળે અને લતાને પાંદડે પાંદડે અને ફૂલે ફૂલે જે શકુન્તલા વ્યાપ્ત થઈ છે એના ઉપર વ્યક્તિનિષ્ઠાનો આરોપ મૂકવાનો વિચાર જ કોને આવે? શકુન્તલાની સમષ્ટિનિષ્ઠા આથી વધુ બીજે ક્યાં જોવા મળશે? ટાગોર કહે છે—શકુન્તલા તપોવનનું એક અંગ છે. તપોવનને દૂર રાખતાં ખુદ શકુન્તલા અસંપૂર્ણ બની જાય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



" વેલીઓને પાણી પાતી, ભમરાથી નાસતી, રાજા સામે શરમાતી; ચોરી છૂપીથી કટાક્ષો ફેંકતી, પ્રેમ પત્ર લખતી, અધીર રાજાને વારતી, પિતાથી સખીઓથી અને જડ અજડ બાંધવોથી છૂટી પડતી, દરબારમાં નિરાધાર ઊભેલી, માતાના હાથમાં લપાઈને સ્વર્ગ તરફ જતી, સ્વર્ગમાં રાજાનું સ્મરણ કરતી, અને પુત્ર દ્વારા રાજાને ફરી મળતી—શકુન્તલાનાં આ ચિત્રો ભૂલ્યાં ભૂલાય એવાં નથી જ."

શકુન્તલાનું નામ લેતાં ગૃહસ્થાશ્રમ પ્રત્યક્ષ થાય છે.

" Wouldst thou the young year's blossoms and
the fruits of its decline,
And all by which the soul is charmed,
enraptured, feasted, fed.
Wouldst thou the earth and heaven
itself in one sole name combine?
I name thee O Sakuntala and all at once
is said."

**દુષ્યન્ત**

કાલિદાસના નાયકોમાં પણ આ શૌર્યવાન રાજર્ષિનો પ્રભાવ અનેરો છે. મહાભારતના રજોગુણી દુષ્યન્તમાંથી કાલિદાસે કેવો સત્ત્વગુણી રાજર્ષિ ઘડ્યો છે તે આપણે આગળ જોયું. નેતા, મનુષ્ય, રાજા અને પ્રણયી તરીકે તેનો કેવો પ્રભાવ છે તે હવે આપણે જોઈએ.

સંસ્કૃતમાં 'નાટક' પ્રકારના નાટકમાં ધીરોદાત્ત નેતા હોવો જોઈએ. રાજા, રાજર્ષિ અથવા તો ઇતિહાસ પુરાણમાં પ્રસિદ્ધ મનુષ્ય તેનો નેતા થઈ શકે. તે વિવેકી, મીઠાબોલો, ચતુર, ઉદાર, તેજસ્વી, પવિત્ર, બહાદુર, મક્કમ, યુવાન ઈ. અનેક ગુણ ધરાવતો હોવો જોઈએ. દુઃખમાં પણ પોતાની ફરજ ન ચૂકનાર, અભિમાન વગરના, ક્ષમાવાન, આત્મશ્લાઘા ન કરનાર, વિનયી, સ્થિર અને વ્રતમાં દૃઢ હોવો જોઈએ.

આપણો કથાનાયક દુષ્યન્ત પુરુવંશનો પ્રખ્યાત રાજા છે. અદ્ભુત શરીરસૌષ્ઠવ, મીઠી વાણી, યુવાન વય, અસાધારણ બળ, હુંશિયારી માનસિક ઉદારતા, સંયમ, ધૈર્ય, વિશુદ્ધ ચારિત્ર્ય, દૃઢ વ્રત (स्वसुखनिरभिलाषः) ઈ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



નેતાના ઉપર કહેલા લગભગ બધા ગુણ તેનામાં છે. તે ધીરોદાત્ત નાયક છે એમાં સંશય નથી એ આપણે નીચે જોઈશું.

**દુષ્યન્ત મનુષ્ય તરીકે**

સાક્ષાત પિનાકપાણિ જેવો ઉદગ્રબાહુ આ રાજા પૃથ્વીનું એકધારું શાસન કરે એમાં શું નવાઈ?

नैतच्चित्रं यदयमुदधिश्यामसीमां धरित्रीम् ।
एकः कृत्स्नां नगरपरिघप्रांशुबाहुर्भुनक्ति ॥

એનો દેહ વનમતંગ જેવો ખડતલ છે. એ ટાઢ અને તાપ વેઠી શકે છે. रविकिरणसहिष्णु क्लेशलेशैरभिन्नम् । .........गिरिचर इव नागः प्राणसारं बिभर्ति । એને જોતાંની સાથે જ અદિતિના મુખમાંથી ઉદ્ગાર નીકળે છે— सम्भावनीयानुभावा अस्य आकृतिः । એની આકૃતિ જ એનો પ્રભાવ બતાવે છે—चतुरगम्भीराकृतिर्मधुरं प्रियमालपन् प्रभाववानिव लक्ष्यते આ પ્રિયદર્શન (प्रियदर्शनो देवः) પ્રકૃતિગંભીર મનુષ્યમાં ઋષિકુમારને વિશ્વાસ બેસી જાય છે—अहो दीप्तिमतोऽपि विश्वसनीयतास्य वपुषः । પ્રિયંવદાને પણ તેના ગુણમાં વિશ્વાસ છે—न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति । સાનુમતી પણ કહે છે—स्थाने खलु—अस्य कृते शकुन्तला क्लाम्यति । આવો રાજવી શકુન્તલાના મનમાં વસી જાય એમાં શું નવાઈ? તાત કાશ્યપ પણ આ अद्वेतां प्राग्रसरः માટે કહે છે—दिष्ट्या--पावक एवाहुतिः पतिता ।

દુષ્યન્તને પ્રકૃતિનો ઠીક અભ્યાસ છે. [प्रागन्तरिक्षगमनात् स्वमपत्यजातं अन्यैर्द्विजैः परभृताः खलुपोषयन्ति । नीवाराः शुकगर्भ०......ઈ; शैलानामवरोहतीव०......ઈ.] નાસતા મૃગનું, દોડતા અશ્વનું અને આશ્રમનું તે સુંદર વર્ણન કરે છે. દુષ્યન્તે ચિત્રકળા પણ સારી હસ્તગત કરી છે. તેનું દોરેલું શકુન્તલાનું ચિત્ર જોતાં સાનુમતી કહે છે दुષा राजर्षेर्निपुणता । जाने सखी मे अग्रतः वर्तते । ચિત્રમાં દુષ્યન્તે ખાડાટેકરા એવા આબેહૂબ દોર્યા છે કે વિદૂષકને તે સાચેસાચ જ ખાડાટેકરા હોય તેવું લાગે છે. स्खलतीव मे दृष्टिः निम्नोन्नतप्रदेशेषु । તે સંગીતનો શોખીન છે અને જાણે છે પણ ખરો. હંસપદિકાનું ગાન સાંભળતાં તે કહે છે—अहो रागपरिवाहिणी गीतिः । માનવસ્વભાવની તેને સારી પ્રીછ છે. (स्त्रीणामशिक्षितपटुत्व०...ઈ.)

મનુષ્ય તરીકે એ રસિયો માણસ છે. સૌંદર્યનો તે પ્રશંસક છે.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આશ્રમબાળાઓને જોતાં જ તે બોલી ઊઠે છે—**अहो मधुरमासां दर्शनम् ।** દરબારમાં પણ તે શકુન્તલાનું અકિલષ્ટ કાન્તિ રૂપ વખાણે છે. તે મિત્રને વફાદાર છે અને મિત્ર સાથે હળવી ગમ્મત પણ કરે છે. તે વત્સલ પિતા છે અને સ્નેહાળ અને વફાદાર પતિ છે.

એનો આત્મા ઉદાત્ત છે એમાં સંશય નથી. તે ધર્મકાર્ય અને રાજકાર્યને માતાની આજ્ઞા કરતાં પણ મહાન લેખે છે. શિકારનો તે શોખીન છે છતાં ઋષિઓનો સાદ સાંભળી તે મૃગલાને મારતો નથી. તપસ્વીઓ માટે તેને પૂજ્યભાવ છે. **पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे ।** તપોવનમાં તે ચાલતો અને વિનીત વેશે જાય છે. **विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम ।** તે મારીચને પણ પ્રણામ કરવાનું કહે છે. **प्रदक्षिणीकृत्य**...ઈ. તપસ્વીઓ પ્રત્યેનો તેનો આદરભાવ નાટકમાં સ્થળે સ્થળે જોવા મળે છે. આવા ધાર્મિક મનુષ્યને એના આત્મામાં વિશ્વાસ હોય જ. **सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।** તેનો સંયમ, શાંતિ અને ધૈર્ય પ્રત્યાદેશ દૃશ્યમાં દેખાય છે. તે શાર્ઙ્ગરવનાં અનેક વાગ્બાણ સાંભળે છે. તે પોતાની જાતની ભૂલો શોધવા તત્પર છે—**अहन्यहन्यात्मन एव तावत् ज्ञातुं प्रमादस्खलितं न शक्यम् ।** આ શુદ્ધચરિત રાજાને પોતાના ચારિત્ર્યમાં કંઈ પણ દોષ હોય તેનું દુઃખ થાય છે.

એ વિવેકી પણ તેવો જ છે. શકુન્તલાની સખીઓ સાથે તે વિવેકથી જ વાત કરે છે. તે અસુરોને જીતે છે પણ તેનો યશ આપે છે ઇન્દ્રને. **सिद्धयन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्याः संभावनागुणमवेहि तमीश्वराणाम् । प्रथितं दुष्यन्तस्य चरितम्**—છતાં પોતે દારત્યાગી બન્યો એ વિચાર એને રાતદિવસ જંપવા દેતો નથી. શુભશુકન અને દૈવમાં એને વિશ્વાસ છે. **अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ।**

એનું હૃદય દયાળુ છે. શકુન્તલાને શ્રમ પડતો તે જોઈ શકતો નથી. સ્ત્રીને છેતરનાર મનુષ્યો તેને ગમતા નથી. મૂંગા પ્રાણીઓ પ્રત્યે પણ તે એવો જ દયાળુ છે. પોતે આશ્રમમાંથી પાછો આવે ત્યાં સુધી તે ઘોડાને છૂટા કરવા કહે છે.

ખરેખર તે ધર્મની મૂર્તિ જ છે.

**दुष्यन्त—રાજા તરીકે**

એના ધનુષ્યના ટંકારથી જ વિઘ્નો જતાં રહે છે તો એના બાણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સાંધવાની તો વાત જ ક્યાં ?

'કામ શું બાણ સાંધીને હુંકારે જ્યાં ઘણું બધાં
વિઘ્ન એ માત્ર ટંકારે દૂરથી જ ધનુષ્યના.'

આ શૌર્યવાન પ્રતાપી રાજર્ષિ પ્રજાને પોતાની જ પ્રજા ગણે છે. **येन येन वियुज्यन्ते प्रजा स्निग्धेन बन्धुना । स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ॥** પ્રજાનું રંજન એ એનો પહેલો ઉદ્દેશ છે. તે અધર્મનો નાશ કરે છે. તે પાપીઓને સજા કરે છે અને કેવળ ધર્મનું જ રક્ષણ કરે છે. **नियमयसि विमाग०**...ઈ. રાજકાર્ય તે જાતે જ તપાસે છે. **वेत्रवति मद्वचनादमात्यमार्यपिशुनं ब्रूहि**......ઈ. એના રાજ્યમાં કોઈ અપરાધ નથી એમ તેને વિશ્વાસ છે છતાં વિદૂષકને કોઈ પીડા કરે છે જાણી તે દુઃખ અનુભવે છે.

આ પુરુ રાજા પોતાના આત્માના અવાજે જ ચાલનારો છે. તે પોતે જ ન્યાય આપે છે એ ધનમિત્રના પ્રસંગમાં દેખાય છે.

રાજા હોવા છતાં રૂપ તેને લોભાવતું નથી. પરિહાર્ય વસ્તુ તરફ એનું મન પ્રવર્તતું નથી. **न परिहार्ये वस्तुनि पौरवाणां मनः प्रवर्तते ।** પરકલત્રનું તે વર્ણન પણ કરતાં ડરે છે. **अनिर्वर्णनीयं परकलत्रम् ।** રાજ્ય શબ્દ તેના અણુએ અણુમાં વ્યાપેલો છે. દુઃખીના દુઃખ નિવારણ માટે જ તે શસ્ત્ર ઊંચકે છે. **आर्तानां भयमपनेतुमात्तधन्वा ।** તે મુનિઓના તપનું રક્ષણ કરે છે. તે હંમેશ કાર્યમગ્ન જ રહે છે.

એકલી શ્યામસીમા ધરિત્રીનો જ તે સ્વામી છે તેવું નથી. એનું પરાક્રમ તો છેક સ્વર્ગ સુધી પ્રસિદ્ધ છે. એના પરાક્રમે એ **बलभित्सखो** (ઈન્દ્રનો મિત્ર) બન્યો છે. ઈન્દ્ર તેને પોતાની પાસે જ બેસાડી સન્માને છે. દેવાસુરસંગ્રામમાં એ અગ્રણી રહે છે. એના ધનુષથી એ અસુરોનો પણ સંહાર કરે છે. એના વગર ઈન્દ્ર લડાઈ લડતો જ નથી. દેવો એનું ચરિત્ર લખે છે. **दिवौकसस्त्वच्चरितं लिखन्ति ।**

### દુષ્યન્ત—પ્રેમી તરીકે

તે યુવાન છે. છતાં તેનો પ્રેમ રજોગુણી નથી. બીજી રાણીઓ પ્રત્યે પણ તે દક્ષિણ છે. શકુન્તલા પ્રત્યે તેને જે આકર્ષણ થાય છે તે સત્ત્વગુણી છે. શકુન્તલાનું કુળ, તેનો જન્મ, તે પરણી છે કે નહિ તે, તેના પિતાની મરજી અને તેની પોતાની મરજી વગેરે બધું જાણ્યા પછી જ તે એનો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સ્નેહ શકુન્તલા સમક્ષ વ્યક્ત કરે છે. તે વિષયવિલાસ ઈચ્છતો નથી. પોતાની પત્ની પ્રત્યે તેને સાચો પ્રેમ છે. તે રૂપ પાછળ ભમતો મધુકર નથી. પ્રતીહારી પણ કહે છે—**अहो धर्मापेक्षिता भर्तुः । ईदृशं रूपं प्रेक्ष्य कोऽन्यो विचारयति ।** તે રૂપનો ઉપાસક નથી. એ તો પૂજે છે જન્મ જન્મની પ્રીતિને, જન્મ જન્માંતરના આત્માના સંબંધને અને ભવોભવની મૈત્રીને.

### દુષ્યન્તના ચારિત્ર્ય ઉપર કેટલાક આક્ષેપ

શકુન્તલાને માટે પોતે લાયક છે એમ ખાતરી થતાં એને શકુન્તલાને મળવાની તાલાવેલી થાય છે. પ્રેમ તાપ, રાત્રીજાગરણ વગેરે કામીજનોની અવસ્થામાંથી તે પણ પસાર થાય છે. કામદેવ કદી પોતાનું લક્ષ્ય ચુકતો નથી. આથી ત્રીજા અંકમાં શકુન્તલા પ્રત્યેનું તેનું આચરણ આટલા સ્નેહ પછી સ્વાભાવિક લાગે છે. એથી અનેક વિદ્વાનો માને છે કે તે અભિનવ મધુલોલુપ છે. હંસપદિકાના પ્રહારને પણ તેવી જ રીતે આજ સુધી ઘટાવવામાં આવ્યો છે, તેમનો મત છે કે દુષ્યન્ત કેવળ હંસપદિકાઓ જ એકઠી કરી જાણે છે અને શકુન્તલા પ્રત્યે પણ તેનો એવો જ છીછરો સ્નેહ છે. તેઓને મતે શકુન્તલા પણ એક હંસપદિકા જ બની જવાની પણ—

તેમ નથી. કણ્વાશ્રમનો અતિથિ દુષ્યન્ત અભિનવમધુલોલુપ નથી. એક ધીરોદાત્ત નાયક તરીકે પણ આ આર્ય રાજા તેવી વૃત્તિનો નથી. આ રાજા શાપને યોગ્ય છે જ નહિ. એનો શકુન્તલા પ્રત્યેનો સ્નેહ પહેલેથી જ વિશુદ્ધ અને સાચો છે. એનામાં કોઈ સ્થૂલ તત્ત્વ છે એ માનવું ભૂલ ભરેલું છે. શાકુન્તલના પહેલા જ પ્રવેશથી આ ધર્મવીર અને ધર્મપ્રવર્તક રાજવીની ઉદાત્તતા દેખાય છે.

"સાક્ષાત પિનાકી જેવો દીપ્તિમંત રાજા દુષ્યન્ત પ્રવેશે છે. અહાહા! શો પ્રભાવ! શી છટા! આ દુષ્યન્ત વિશે કાલિદાસ જે શબ્દો વાપરે છે તે ખૂબ સૂચક છે. પ્રથમ જ દૃશ્યમાં તેને ધર્મવીર, ધર્મપ્રવર્તક બતાવ્યો છે......**आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यो ।** આ અવાજ સાંભળી તે તાકેલું તીર શરાસન ઉપરથી ઉતારી લે છે; અને પોતે રક્ષક છે, ધર્મનો પાલક છે એવું પ્રતિપાદિત કરે છે. પ્રથમ દૃશ્યમાં પ્રવેશ કરતો દુષ્યન્ત કોઈ જુદી જ વ્યક્તિ છે. એના યૌવનના ઉપઃકાલમાં એ હતો અભિનવમધુલોલુપ. અનેક કલિકાઓનો એણે રસભોગ કર્યો હતો. અનેક રાણીઓ એ પરણ્યો હતો. ખૂબ વિલાસ કર્યો હતો. ખૂબ ઉત્સવો માણ્યા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



હતા. પણ એનું ફળ કંઈ જ ન આવ્યું. અનેક સ્ત્રીરત્નોના સમાગમમાં આવ્યા છતાં એને દામ્પત્યનું પરમફલ સંતાન ન જ પ્રાપ્ત થયું. આથી એના જીવનમાં કોઈ ઘેરી નિરાશા પથરાઈ ગઈ. જીવનનું દષ્ટિબિંદુ પણ પલટાયું. વિલાસી દુષ્યન્તને એ પરમ સત્ય સમજાયું કે જીવન કેવળ વિલાસ માટે નથી. પણ ધર્માચરણ માટે છે. વિલાસનું સ્થાન ધર્માચરણે લીધું. અને આમ આ રાજા હવે રાજર્ષિ બન્યો. આથી જ તો મારતે ઘોડે રાજર્ષિ દુષ્યન્તને પોતે હરિણ બનીને, ખૂબ વેગથી, વિધિ કણ્વાશ્રમમાં એંચી લાવ્યું અને યશસ્વી રાજવીને શકુન્તલારૂપી યશસ્તિલક કર્યું ! દેવોના પ્રિય દુષ્યન્તને પ્રથમ અંકમાં જ દેવોના આશીર્વાદ મળે છે.—**पुत्रमेवंगुणो-पेतं चक्रवर्तिनमाप्नुहि ।**......રાજાના ગુણ લોભનીય અને અનુકરણીય હતા એનો સ્પષ્ટ નિર્દેશ કાલિદાસ કરે છે. પ્રથમ પ્રવેશમાં દેવોના આશીર્વાદ પામતો આ બદલાયેલો રાજર્ષિ કોઈ નવી જ ભાત પાડે છે. પ્રથમ અંકમાં જ મહા-કવિ સૂચન કરે છે કે દુષ્યન્ત આશીર્વાદને યોગ્ય છે, શાપને યોગ્ય નહિ જ. "[1]

" ......પ્રથમ અંકમાં દુષ્યન્ત શકુન્તલાને જોઈ મનોમન કહે છે— **सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।** કેવો આત્મવિશ્વાસ ! પોતાના ચારિત્ર્યની શુદ્ધિમાં શ્રદ્ધાવાળો હોઈ અંતઃકરણની પ્રવૃત્તિને રાજા પ્રમાણરૂપ જ ગણે છે. લોકનું રક્ષણ કરવાવાળા ધર્મિષ્ઠ રાજાની આટલી બધી ઉત્કૃષ્ટ સ્થિતિ અત્યંત આવશ્યક છે......વિષયભોગની કલ્પના આવા સંતમાં અસંબદ્ધ છે અને પાંચમા અંકમાં આપણને એની સર્વાંશે પ્રતીતિ થાય છે. અહીંથી ઘણી બારીકાઈથી કરવામાં આવેલી ચોકસી પણ રાજાની આ જ ઉચ્ચ વૃત્તિની સાબિતી આપે છે. "[2]

' આ જ રાજા બીજા અંકમાં શકુન્તલાને પૂરેપૂરી ઓળખે છે ત્યારે તેનો આત્મવિશ્વાસ પણ ડગી જાય છે. કાલિદાસ પોતે શકુન્તલાને ' **अखण्ड पुण्यानां फलमिव च तद्रूपमनघं** ' તરીકે ઓળખાવે છે. ત્યારે મહારાજ દુષ્યન્ત પણ બોલી ઊઠે છે—**न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ।** શકુન્તલાને મેળવનાર તો કોઈ મહાત્મા જ હોવો જોઈએ....... આમ કાલિદાસ અહીં સ્પષ્ટ નિર્દેશ કરે છે કે શકુન્તલા અને તેને મેળવનાર કેવળ ઉત્તમ ગુણયુક્ત જ છે. એમનામાં કે એમના વ્યવહારમાં ક્યાંય દોષ છે જ નહિ.

---

૧. અભિજ્ઞાન શાકુન્તલનું તત્ત્વદર્શન—શ્રી તપસ્વી નાન્દી.

૨.—મ. ચ. પટેલ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સંભવી જ ન શકે. જ્યારે કાલિદાસ પોતે જ આ વસ્તુ વારંવાર સૂચિત કરતા હોય ત્યારે એમનામાં દોષ ખોળવાનો કોઈને હક્ક નથી. કાલિદાસ ભારપૂર્વક જણાવે છે કે મારા દુષ્યન્તને પૂર્વનો અભિનવમધુલોલુપ ન માનશો, પણ,

अध्यापि द्यां स्पृशति वशिनश्चारणद्वन्द्वगीतः ।
पुण्यः शब्दो मुनिरिति मुहुः केवलं राजपूर्वः ।।

રાજમુનિ દુષ્યન્ત, પ્રણામ !"[1]

ત્રીજા અંકની શરૂઆત પણ ધર્મવીર દુષ્યન્તનાં જ યશોગાન સાથે થાય છે. રાજા ભલે અનેક પરિગ્રહવાળો રહ્યો. એ તત્કાલીન રિવાજ હતો. કોઈને તે સામે વાંધો ન જ હોઈ શકે. આ રાજા કંઈ હંસપદિકા-ઓની સંખ્યા વધારવા શકુન્તલાને નથી પરણતો. કદી વચનમાં ન ફરનાર આ ધર્મવીર રાજા કહે છે.

परिग्रहबहुत्वेऽपि द्वे प्रतिष्ठे कुलस्य मे ।
समुद्ररसना चोर्वी सखी च युवयोरियम् ।।

શકુન્તલા તો એની કુલપ્રતિષ્ઠા ! રાજાના આ વચનમાં વિશ્વાસ રાખવા કાલિદાસ સૂચવે છે. દુષ્યન્તમાં અવિશ્વાસ કરવાનું એક પણ કારણ તે આપતો નથી.

કાલિદાસને જ જ્યારે દુષ્યન્ત અને તેના પ્રણયવ્યવહારમાં વિશ્વાસ છે ત્યારે બીજા કોઈને તેની સામે આક્ષેપ કરવાનો કોઈ હક્ક નથી. કવિ પોતે એને ગુણવાન કહે છે. કવિ પોતે જ કહે છે કે એ શકુન્તલાનો દૈવે જ દીધેલો સ્વામી છે. ઈશ્વરની જ એવી ઇચ્છા છે. **तं यदि दैवमेव संपादयति नन्वप्रयासेन कृतार्थो गुरुजनः** પ્રિયંવદાના શબ્દો દ્વારા કવિ પોતે જ કહે છે **न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति।**

પાંચમા અંકમાં દુષ્યન્તની અગ્નિપરીક્ષા થાય છે. "જે દુષ્યન્ત માટે કાલિદાસ ભાર મૂકી કહેતો આવ્યો છે કે આ દુષ્યન્ત અભિનવમધુલોલુપ નથી પણ ધર્મવીર છે, એ દુષ્યન્ત પોતે એ વિધાન પુરવાર કરી આપે છે. યોગીઓ જ્યારે એનમૂન રૂપ, 'રાજા આ તારું છે, સ્વીકાર' કહીને આપે છે ત્યારે એ તેનો અસ્વીકાર કરે છે અને આપણે પણ એવી

૧.—અભિ. શાકુન્તલનું તત્ત્વદર્શન. શ્રી તપસ્વી નાન્દી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઊઠીએ છીએ; **अहो धर्मापेक्षिता भर्तुः। ईदृशं सुखोपनतं रूपं दृष्ट्वा कोऽन्यो विचारयति।** પણ આ રાજા તો દૃઢતાથી કહે છેઃ **भोस्तपोधनाः चिन्तयन्नपि न खलु स्वीकरणमत्रभवत्याः स्मरामि। तत् कथमिमामभिव्यक्तसत्त्वलक्षणां प्रत्यात्मानं क्षेत्रिणमाशङ्कमानः प्रतिपत्स्ये।** આ ધર્મવીરના આચરણમાં ક્યાંય દોષ સંભવે ? નહિ જ. એનામાં દોષ જોવો એ રસિકતાનું અપમાન છે."[१] હંસપદિકાનું ગીત પણ દુષ્યન્તની આ બદલાયેલી વૃત્તિનું જ સૂચન કરે છે. તેના ભ્રમર સ્વભાવનું નહિ એ આગળ આવી ગયું. રાજા શુદ્ધચરિત છે એમાં સંશય નથી—

कुमुदान्येव शशाङ्कः सविता बोधयति पङ्कजान्येव ।
वशिनां हि परपरिग्रहसंश्लेषपराङ्मुखी वृत्तिः ॥

'છઠ્ઠા અંકમાં જ્યારે શ્રીહરિ કૃપાથી વિસ્મૃતિ દૂર થાય છે ત્યારે રાજા ફરી એનું એ જ બોલે છે કે શકુન્તલા તો મારા કુળની પ્રતિષ્ઠા—

संरोपितेऽप्यात्मनि धर्मपत्नी
त्यक्ता मया नाम कुलप्रतिष्ठा ।

આ દુઃખમાં પણ એની ધર્મબુદ્ધિ તો એવી જ રહે છે.' ત્યારે વાંક કોનો ? કેવળ વિધિ જ આ અનર્થનું કારણ છે એ આપણે આગળ જોઈશું.

સાતમા અંકમાં પણ એની આ જ ઉદાત્તતા પળે પળે પ્રગટ થાય છે. એક પછી એક પ્રમાણ મળતાં હોવા છતાં આ શુદ્ધચરિત રાજા પરસ્ત્રીના સંબંધમાં કંઈ જ વધારે પૂછી શકતો નથી. જો માદળિયાનો ચમત્કાર ન બન્યો હોત તો દુષ્યન્ત આવ્યો એવો જ મારીચને પ્રણામ કરીને ચાલ્યો ગયો હોત. **प्रथितं दुष्यन्तस्य चरितम्**—એ પરદારા સંબંધી કંઈ પૂછી ન શકે કારણ તે એને પણ પાપ લેખે છે. અનેક પ્રમાણ હોવા છતાં અને શકુન્તલા નામ પણ સાંભળવા છતાં આ ધર્મિષ્ઠ રાજા તે બાળકની માતા સંબંધી કંઈ જ પૂછી શકતો નથી. મારીચના સ્પષ્ટીકરણથી આ રાજા 'वचनीय' માંથી મુક્ત થાય છે ત્યારે જ તેને શાંતિ મળે છે. કાલિદાસ પોતે જ બધું શાપ અને વિધિ ઉપર ઢોળી આ રાજાને **अभिनवमधुलोलुपत्व**ના આરોપમાંથી મુક્તિ આપે છે.

---

૧. અભિજ્ઞાનશાકુન્તલનું તત્ત્વદર્શન—શ્રી તપસ્વી નાન્દી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આમ રાજાનો શકુન્તલા પ્રત્યેનો સ્નેહ સ્વયંભુ, **अवान्धवंकृत्त** અને વિશુદ્ધ છે એમાં સંશય નથી. જો શાપ ન મળ્યો હોત તો તે શકુન્તલાને કદી ન ભૂલ્યો હોત. 'શકુન્તલાના સ્નેહ પાછળ પણ એની સંતાન ઝંખના હતી' એમ કહેનારા ખરેખર આ સંતને અન્યાય જ કરે છે. આ તપસ્વીમાં તો એ વૃત્તિ પણ પાછળથી જતી રહી હતી. આ રાજાના ચારિત્ર્યમાં કોઈ દોષ નથી.

મારીચ ઠીક જ કહે છે—

'અગ્રે ત્વદીય સુતના રણમોખરે આ,
દુષ્યન્ત નામક, ધરાતલ પાળનાર;
જેના ધનુષ્યથી પત્યે સહુ કાર્ય વજ્ર,
તે ધારદાર બન્યું ભૂષણ ઇન્દ્ર કેરું.'

**વિદૂષક**

સંસ્કૃત નાટકનું આ ખાસ પાત્ર હોય છે. તે હસે છે, હસાવે છે અને રાજાને તેનું પ્રેમપાત્ર મેળવવામાં સહાય કરે છે. તેનો દેખાવ, ભાષા, બોલવાની ઢબ, હાવભાવ, ડંફાસ અને ભોજન પ્રત્યેની પ્રીતિ પ્રેક્ષકોને પેટ પકડીને હસાવે છે.

શાકુન્તલનો વિદૂષક અથવા શ્રી માઢવ્ય પણ દેખાવે કુબ્જ છે એ **वेतसकुब्जलीला** ઉપરથી સૂચિત થાય છે. શ્રીમાન માઢવ્ય બીજા અંકમાં પ્રવેશ કરે છે. તેમના પ્રથમ પ્રવેશમાં જ તે એક લાંબી સ્વઉક્તિ આપે છે અને જોનારને ખુશ કરે છે. ભર બપોરે એક જંગલથી બીજે જંગલ રાજાની પાછળ અથડાવું તેને ગમતું નથી. મહેલમાં સ્વાદિષ્ટ 'ટીશા' ખાધી હોય તેને આ કાચુંપાકું માંસ શે ગળે ઉતરે? ગંધાતું પાણી, આકરી આકરી પથારી તેને તોબાહ પોકરાવે છે. એ પણ થોડા દિવસ હોય તો તો ચલાવી લેવાય. પણ આ તો પેલી આશ્રમની શકુન્તલાને જોઈ છે ત્યારનું ઘરનું તો નામ લેતો નથી. બિચારો વિદૂષક! 'ઢોંગ કરતાંય જો આરામ મળે તો ઠીક' કદી તે છેવટે ઢોંગ કરે છે. રાજા એનાં અંગ ઝલાવાનું કારણ પૂછે છે તો આડા જવાબ આપી મઝા કરાવે છે. રાજા સમજતો નથી ત્યારે તે ચોખ્ખું કહી દે છે—**एवं राजकार्याण्युज्झित्वा** ......ઈ. રાજાનું ધ્યાન બીજે જોઈ તે કહે છે—**अरण्ये मया रुदितमासित।** રાજા કહે છે, 'મારે તને અગત્યનું કામ સોંપવાનું છે' ત્યારે તે કહે છે,

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



—'શું લાડુ, ખાવાના છે ?' ખાવાનું અને ખાસ કરીને મિષ્ટાન્નનું નામ યાદ આવતાં તેના મોંઢામાં પાણી છૂટે છે. તે અનેક વખત ખાવાનો ઉલ્લેખ કરે છે—बुभुक्षया खादितव्योऽस्मि ।

સેનાપતિ રાજાને શિકાર માટે લલચાવે છે ત્યારે તે તેને પણ ચોપડાવે છે.—अपेहि रे...नरनासिकालोलुपस्य जीर्णऋष्यशृंगस्य कस्यापि मुखे पतिष्यसि। આમ તે ક્રોધ કરે છે ત્યારે પણ તે હાસ્યનું જ કારણ બને છે. રાજા કહે છે, 'તેં તો ન જોવાનું જોયું' ત્યારે તે કહે છે, 'કેમ ? તમે મારી સન્મુખ જ છો. તાપસોનો તે હસવું આવે એવી રીત ઉલ્લેખ કરે છે. इङ्गुदितैलचिक्कणशीर्षस्य...लम्बकूर्चानां तापसानां.. ઈ. રાક્ષસની એને ખૂબ બીક લાગે છે. इदानीं राक्षसवृत्तान्तेन बिन्दुरपि नावशेषितः। છતાં કોઈ એને બીકણ કહે તે તેને નાનપ લાગે છે. न खलु मां रक्षोभीरुकं गणयसि। તે ત્રિશંકુની ઉપમા સરસ આપે છે. યુવરાજની જેમ માનથી જવું તેને ઘણું ગમે છે. तेन हि युवराजोऽस्मि संवृत्तः।

પછી તે પાંચમા અંકમાં કેવળ એક જ મિનિટ માટે દેખાય છે. હંસપદિકાનું ગાયન તો એમને પણ ગમે છે. પણ રાજા એને હંસપદિકા પાસે જવાનું કહે છે તે તેને ગમતું નથી. भो वयस्य गृहीतस्य तया...... नास्तीदानीं मे मोक्षः । છતાં का गतिः ? બિચારાને જવું જ પડે છે. એનો ગભરાટ પણ હાસ્ય જ રેલાવે છે. लङ्घित एष भूयोऽपि शकुन्तला व्याधिना। न जाने कथं चिकित्सितव्यो भविष्यतीति ।...एष तावदुन्मत्तः ।...गृहीतोऽनेन पन्था उन्मत्तानाम्...ઈ. ઉક્તિઓ ખડખડાટ હસાવે છે. રાજા કહે છે, 'મને કંદર્પબાણ હેરાન કરે છે.' તો વિદૂષક વાતાવરણ હળવું બનાવે છે, 'લાવો આ ડંગોરાથી કામદેવનું બાણ ભાંગી નાખું.' પોતે मृत्पिण्डबुद्धि હોવાનું તે ખુલ્લે ખુલ્લી રીતે સ્વીકારે છે. રાજાના ચિત્રની વિદૂષક આબાદ પ્રશંસા કરે છે, 'આ નીચા ઊંચા પ્રદેશમાં મારી દૃષ્ટિ ઠેબાં ખાય છે.'

બીજા વિદૂષકની માફક માઢવ્યને પણ રાણીની બીક તો લાગે જ છે. વસુમતીને આવતી જાણીને તે પલાયન થઈ જાય છે. भवानन्तःपुरकालकूटान्मोक्ष्यते तदा...ઈ.

છઠ્ઠા અંકને અંતે તે આવે છે. તે પછી તે આવતો નથી. એ પ્રસંગે પણ એની ચીસાચીસથી તે બધાંને હસાવતો જ જાય છે. માતલિ તેને ટીપે છે ત્યારે તે બૂમો પાડે છે—अविहा अविहा, कथं न मेस्यामि। માતલિ તેને ટીપે છે ત્યારે તે બિચારો કહે છે—एष मां कोऽपि प्रत्यवनत

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**शिरोधरमिक्षुमिव त्रिभङ्गं करोति।** આપણને એની દયા આવવાને બદલે હસવું જ આવે છે. જ્યારે તે બચ્યો છે એમ તેને પક્કી ખાતરી થાય છે ત્યારે તેને એમ હોય છે કે પોતાને મારનારની દુષ્યન્ત જરૂર ખબર લેશે. પણ તેને બદલે રાજાને માતલિનું સ્વાગત કરતો જોઈ તે કહે છે, 'મને જેણે યજ્ઞના બલિની જેમ ટીપ્યો એનું આ સ્વાગત કરે છે !' આમ તેનો ક્રોધ પણ આપણને હસાવે જ છે.

આમ શ્રી માઢવ્યને પ્રતાપે આપણને નાટકમાં થોડું હસવાનું મળે છે જ. આ પાત્ર દ્વારા કવિ આ નાટકમાં મુક્ત હાસ્ય રેલાવે છે. આટલે અંશે તે શાસ્ત્રોક્ત વિદૂષક છે પણ સામાન્ય વિદૂષક કરતાં શાકુન્તલનો વિદૂષક કંઈક વધારે છે. તે સંગીતનો શોખીન છે. ચિત્રકળા પણ તેને આવડે એવી રીતે તે વખાણી જાણે છે. તે સૌંદર્યની પ્રશંસા કરે છે. શકુન્તલાને તે તરત જ ઓળખી આપે છે. વખત આવ્યે એ ડાહ્યાં ડાહ્યાં વચનો પણ ઉચ્ચારી શકે છે. **कदापि सत्पुरुषः शोकपात्रमात्मनो न भवन्ति। ननु प्रवातेऽपि निष्कम्पा गिरयः।**

સંસ્કૃત નાટકોમાં દેખાતા વિદૂષક રાજાને એના પ્રેમમાં મદદ કરે છે. અંતઃપુરની વાઘણોથી છૂપી મુલાકાત તે ગોઠવી આપે છે. તે અનેક યુક્તિઓ કરી રાજાને તેનું પ્રેમ પાત્ર મેળવવામાં મદદ કરે છે. નાટકનું સૂત્ર જ જાણે તેના હાથમાં હોય એમ લાગે છે.

શાકુન્તલમાં તે રાજાનો પરમ મિત્ર છે. રાજા પણ તેને પોતાની છાની વાત કરે છે. વિદૂષક પણ રાજાના સુખદુઃખનો સાથી છે. છઠ્ઠા અંકમાં તે રાજાને અનેક રીતે આશ્વાસન આપે છે. શકુન્તલાનું ચિત્ર રાજા ફરીથી સુધારે છે તે પ્રસંગે પણ તે એની હાજી હા કરે છે. તે એને આશા પણ આપે છે. **नन्वङ्गुलीयकमेव निदर्शनमवश्यंभाव्यचिन्तनीयो समागमो भवतीति ।** પોતાની જડબુદ્ધિ માટે તે પસ્તાય છે.

છતાં તે રાજાને પ્રેમમાં બિલકુલ મદદ કરતો નથી. (૧) રાજા પ્રથમ પ્રેમનો વિચાર કરે છે ત્યારે તે હાજર નથી હોતો (૨) પુત્રપિણ્ડપાલન વ્રત માટે તેને મોકલ્યો હોય છે તેથી લગ્ન વખતે પણ તે હાજર નથી હોતો (૩) શકુન્તલા આવે છે ત્યારે પણ તેને હંસપદિકા પાસે મોકલ્યો હોય છે (૪) છેલ્લે પણ પુનર્મિલન વખતે તે હાજર હોતો નથી.

આમ અહીં મુખ્ય પ્રસંગોએ વિદૂષક હાજર હોતો જ નથી. તેની હાજરી કરતાં તેની ગેરહાજરી જ વસ્તુને આગળ ધપાવે છે એ શાકુન્તલના

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વિદૂષકની ખાસિયત છે. તેથી સામાન્ય વિદૂષક કરતાં શાકુન્તલનો વિદૂષક કંઈક વધારે છે એ જ એના પાત્રની કલામયતા છે.

## પ્રિયંવદા–અનસૂયા

આ સખી–બેલડી કવિનું પોતાનું સર્જન હોઈ તેમને આલેખવામાં કવિએ શું શું કાળજી નહિ લીધી હોય? તે બંને સુંદર છે કારણ ત્રણેયને પહેલી નજરે જોઈને દુષ્યંત બોલી ઊઠે છે—अहो मधुरमासां दर्शनम् । બંને રમતિયાળ છે અને વહાલી લાગે તેવી છે. બંને સખીઓ શકુન્તલાના જેવા જ વિચારોવાળી છે, વિવેકી છે, ડાહી છે અને ભણેલી છે.

છતાં બંનેની જુદી જુદી ખાસિયતો પણ છે. તેમનાં નામ સૂચવે છે તેમ અનસૂયા 'અનસૂયા' જ છે અને પ્રિયંવદા 'પ્રિયંવદા' જ છે. પ્રિયંવદા ટીખળી છે, તોફાની છે અને જરા વધારે ચબરાક છે. એ મીઠા બોલી છોકરી હાજરજવાબી છે આનંદી છે અને બીજાને ગુણ ઉપરથી પારખનારી છે. તેને બધામાં વિશ્વાસ છે. અનસૂયા જરા મોટી, ધીરજવાળી, સમયસૂચક, વધારે કર્તવ્યપરાયણ અને વિચારપૂર્વક કામ કરનારી છે. રાજાને સત્કારવા તે જ વહેલી ઊઠે છે. પ્રિયંવદા વર્તમાનનો વિચાર કરે છે જ્યારે અનસૂયા ભવિષ્યનો વિચાર પણ કરે છે. શકુન્તલાના લગ્નથી પ્રિયંવદા હરખાય છે પણ અનસૂયા તો તેના ભવિષ્યના સુખનું વચન લઈને જ તેને રાજાને સોંપે છે. वयस्य बहुवल्लभाः राजानः श्रूयन्ते । यथा आवयोः सखी बन्धुजनशोचनीया न भवति तथा निर्वाहय । પોતાના નગરમાં જઈને રાજાએ શકુન્તલાને એક ચબરખી સરખી લખી નથી, તથા એ એને સંભારતો હશે કે નહિ તે વિચાર અનસૂયાને પહેલો આવે છે. अद्य स राजर्षिः नगरं प्रविश्य इतोगतं वृत्तान्तं स्मरति वा न वा । જ્યારે પ્રિયંવદા કહે છે—विश्रब्धा भव । न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति । પ્રિયંવદાને તાત કાશ્યપની આછી બીક લાગ્યા કરે છે, तात इदानीं इमं वृत्तान्तं श्रुत्वा न जाने किं प्रतिपत्स्यत इति । જ્યારે જરા મોટી અને વ્યવહારુ અનસૂયા કહે છે—गुणवते कन्या प्रतिपादनीया इति प्रथमः संकल्पः । तं यदि दैवमेव सम्पादयति ननु अप्रयासेन कृतार्थः गुरुजनः ।

દુર્વાસા શાપ આપે છે ત્યારે પ્રિયંવદા નસીબને ભાંડે છે પણ સમય-સૂચક અનસૂયા પળ સાચવી લે છે અને પ્રિયંવદાને ઋષિની ક્ષમા માગવા મોકલે છે. गच्छ पादयोः पत...ઈ. શાપની વાત તેને હંમેશ યાદ જ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રહે છે. 'રાજાનો સંદેશો કેમ ન આવ્યો ? આ શાપનો તો પ્રભાવ નહિ હોય ? પણ વીંટી છે ને ? ઉપાય શકુન્તલાના હાથમાં જ છે' વગેરે અનેક વિચાર તેને પહેલા આવે છે. શાપની વાત કરી શકુન્તલાની આશાનો ભંગ ન કરવા તે જ પ્રિયંવદાને કહે છે. મંગળ સમયે કામ લાગે માટે તે પોતે જ બકુલમાળા તૈયાર કરી નાળિયેરીના દાબડામાં મૂકે છે.

પ્રિયંવદા શકુન્તલાની સાથે દુઃખ અનુભવે છે જ્યારે અનસૂયા તેને શિખામણ, ઉપદેશ વગેરે આપે છે. પ્રિયંવદા જરા મસ્તીખોર અને ટીખળી છે. શકુન્તલા કહે છે, 'પ્રિયંવદાએ વલ્કલ બહુ કઠણ બાંધ્યું છે' ત્યારે પ્રિયંવદા કહે છે. 'એમાં મને શેની વગોવે છે ? તારા યૌવનને કહે ને ?' શકુન્તલાના લગ્ન સંબંધી પ્રશ્નો પૂછવા તે જ રાજાને પ્રેરે છે. દુષ્યન્ત અને શકુન્તલાના ભાવ તે જ પહેલાં કળી જાય છે. તેથી જ તે શકુન્તલાને જતી રોકે છે. તે તરત સમજી જાય છે કે વીંટી આપનાર દુષ્યન્ત પોતે જ છે. કેસર વૃક્ષ પાસે ઘડીક શોભવા તે જ શકુન્તલાને કહે છે. 'ત્યાં જ ઊભી રહે ઘડીક. તું ઊભી છે તે વૃક્ષ લતા સાથે ઊભું હોય તેવું લાગે છે.' વનજ્યોત્સ્ના પાસે શકુન્તલા ખચકાય છે ત્યારે પણ તે મીઠી મજાક કરે છે, 'અરે અનસૂયા ! આ શકુન્તલા કેમ થોભી તે ખબર પડી ? આ લતાને જેમ યોગ્ય વર મળ્યો તેમ મને પણ મળે એ વિચારે.' દુષ્યન્ત પણ પ્રેમ પરિતાપે સૂકાયો છે એ પ્રિયંવદા જ પામી જાય છે. શકુન્તલાને પત્ર લખવાનું પણ તે જ કહે છે. 'મૃગબાળ તેની માતાને શોધે છે' એમ કહી તે જ અનસૂયાને ઊઠવાનું સૂચન કરે છે અને બંનેને એકાંત આપે છે. અનસૂયાને શકુન્તલાના જવાથી દુઃખ થાય છે જ્યારે પ્રિયંવદા કહે છે, 'કંઈ નહિ. આપણે તો મન મનાવીશું. તે ભલે સુખી થતી.' પ્રિયંવદાના ટીખળ પાછળ તેનો શકુન્તલા પ્રત્યેનો સાચો સ્નેહ છુપાયો છે. શકુન્તલા માટે દૂતીનું કામ કરવા પણ તે તૈયાર થાય છે.

જ્યારે અનસૂયા રાજાના બધા પ્રશ્નોના વિનયપૂર્વક જવાબ આપે છે એ એની વિદ્વત્તા બતાવે છે. રાજાને શકુન્તલાની વાત તે જ કરે છે. પોતે વાંચ્યું હશે એના ઉપરથી શકુન્તલાના પ્રેમપરિતાપનું તે જ અનુમાન કરે છે. શકુન્તલાના સૌભાગ્યદેવતાનું પૂજન તેને જ યાદ આવે છે. ननु सख्याः शकुन्तलायाः सौभाग्यदेवतार्चनीयाः । ચક્રવાકી પણ આશાતંતુથી જ રાત્રીનો વિયોગ વીતાવે છે એમ તે જ શકુન્તલાને હિંમત આપે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ બંને સખીઓ તરફ શકુન્તલાને સરખો જ ભાવ હતો કારણ તે કહે છે કે તમે બંને મને સાથે જ ભેટો. છતાં જતે જતે તેના હોઠ ઉપર પ્રિયંવદાનું નામ પહેલું આવે છે. प्रियंवदामिश्राः મીઠાબોલી પ્રિયંવદા તરફ તેને વધુ ભાવ હોય પણ ખરો. જ્યારે કણ્વ અનસૂયાને જ સંબોધીને કહે છે—अनसूये गन्तव्ती त्वं सहधर्मचारिणी । ગમે તે હો. ચિબાવલી પ્રિયંવદા આપણને વધારે ગમે છે તો ખરી જ. આપણને પણ એમ તો થાય છે જ કે પ્રિયંવદા છેલ્લી વખત ડોકાય અને કંઈક ગમ્મત કરાવતી જાય તો કેવું સારું ?

શકુન્તલાના દુઃખની વાત સાંભળી આ સખીઓને શું શું નહિ થયું હોય ! રે ! રે ! એ દુઃખ તો કવિ શબ્દોમાં વ્યક્ત કરી જ શકે નહિ. એ તો એમના સૂચનથી જ એ સૂચવી દે છે. અને આપણે સમજી લેવું રહ્યું. તેવી જ રીતે ગાલવે તેમને શુભ સમાચાર આપ્યા હશે ત્યારે પણ તેમને થયેલો આનંદ શબ્દોમાં બતાવી શકાય તેવો નથી જ.

### શાર્ઙ્ગરવ–શારદ્વત

આ શિષ્ય–યુગલ પણ કવિનું પોતાનું જ સર્જન છે. તે કણ્વના મુખ્ય શિષ્યો લાગે છે. શાર્ઙ્ગરવ ખાસ શિષ્ય લાગે છે કારણ કણ્વ તેના તરફ વધારે પક્ષપાત ધરાવે છે. શકુન્તલાની જવાબદારી કણ્વ તેને જ સોંપે છે અને સંદેશો પણ તેને જ કહે છે. આમ શાર્ઙ્ગરવ ઉપર તેમને વધારે વિશ્વાસ લાગે છે. શાર્ઙ્ગરવ પણ એવા શિષ્યને શોભે તેવી જ રીતે બધા ઉપર એક સરખો રુઆબ રાખે છે. તેને ઋષિજીવન વધારે સારું લાગે છે. બાકી બધાને તે ધિક્કારે છે. આમ રાજકુળમાં તેને ગોઠતું નથી. તેને શહેરનો કોલાહલ પસંદ નથી. जनाकीर्णं मन्ये हुतवहपरिंतगृहमिव । જ્યારે શારદ્વત તેમને ધિક્કારવાને બદલે તેમની દયા ખાય છે. શાર્ઙ્ગરવનો અવાજ પણ તેના નામ પ્રમાણે 'ધનુષ્ય જેવો જ' છે. તે જરા મિજાજનો તેજ છે. કણ્વ ઉપર પણ તેનો ગુસ્સો ઉતરે છે—पात्रीकृतो दस्युरिवासि येन... ઈ. પોતે કણ્વની જગ્યાએ હોત તો પોતે જરૂર પોતાના તપનો પ્રભાવ કણ્વને બતાવ્યો જ હોત એમ તે કહે છે. તે રાજાને કેટલુંયે સંભળાવે છે. તે રાજસભાને પણ છોડતો નથી. રાજા શકુન્તલાનો પ્રત્યાદેશ કરે છે ત્યારે તે ખૂબ ઉશ્કેરાઈ જાય છે. તે ફાવે તેમ બોલે છે અને કલહ વધારે છે.

જ્યારે કણ્વનો બીજો શિષ્ય શારદ્વત ઠંડો, વ્યવહારુ અને સમયસૂચક

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે. તે બોલે છે થોડું પણ જે કંઈ બોલે છે તે મક્કમ છે અને તોળી તોળીને બોલે છે. દરબારમાં વાગ્યુદ્ધ વધી જાય છે ત્યારે તે શાર્ઙ્ગરવને વારે છે—**शार्ङ्गरव, विरम त्वमिदानीं । शकुन्तले दीयतामस्मै प्रत्ययप्रतिवचनम् ।** શાર્ઙ્ગરવ શકુન્તલા સામે ડોળા ઘુરકાવે છે અને તેને સારો એવો ઠપકો આપે છે. શારદ્વત કાંઈ બોલતો નથી માત્ર અંતે રાજાને એટલું જ કહે છે. **तदेषा भवतः पत्नी त्यजैनां वा गृहाण वा । उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी ।**

**કણ્વ-દુર્વાસા-મારીચ**

દુષ્યન્ત પછી બીજું મહત્વનું ધ્યાન ખેંચે તેવું પુરુષપાત્ર આવે છે મહર્ષિ કણ્વનું. હજારો મુનિઓને ભણાવનાર અને ખવડાવનાર તે કુલપતિ છે. દેવો અને માનવો તેમનું બહુ માન કરે છે. દૈવી વાણી તેમને સંદેશા કહે છે. આશ્રમનો તે પ્રાણ છે. તેમના તપનો પ્રભાવ અસાધારણ છે. તે હાજર હોય ત્યારે આસુરી બળો ટકી શકતાં નથી. તેમની ગેરહાજરીમાં જ તે ઉપસ્થિત થાય છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન તેમને પ્રત્યક્ષ છે. તે પોતાના તપોબળથી શકુન્તલાનું ભાવિ સુખ દુ:ખ જુએ છે. છેલ્લે પણ મારીચ તે જ કહે છે—**तपःप्रभावात् प्रत्यक्षं सर्वमेव तत्रभवतः ।** તેમની આજ્ઞા પ્રકૃતિને પણ માન્ય છે. તેમની આજ્ઞાથી વનસ્પતિ આભૂષણ આપે છે. '**सर्वैरनुज्ञायताम्**' કહેતાંમાં તો કોયલના કૂજન રૂપી પ્રતિવચન આવે છે જ.

છતાં આ ઋષિ લૌકિકજ્ઞ છે. તે વત્સલ પિતા છે. શકુન્તલા તેમનો પ્રાણ છે. તેનું જ અમંગળ નિવારવા તે છેક સોમતીર્થ ગયા છે. શરૂઆતથી જ તેમનાં અને તેમના તપનાં વખાણ સંભળાય છે. છેક ચોથા અંકમાં તે દેખાય છે. શકુન્તલાના સ્નેહલગ્નને તે આવકારે છે અને તેને આશીર્વાદ આપી ભાવભીની વિદાય આપે છે. દુષ્યન્તને તે યોગ્ય પાત્ર ગણે છે. તે દુષ્યન્તને શાપ આપવાને બદલે આશિષ જ આપે છે. પુત્રીને થાપણ ગણી તે તેનું લાલન પાલન કરે છે, ભણાવે છે અને સારા સંસ્કાર આપે છે. નવમાલિકાની પણ તાત કાશ્યપ પોતાની 'શકુન્ત' જેટલી જ ચિંતા કરે છે. છતાંયે તે કેટલી નમ્ર રીતે ગૌતમીને પૂછે છે—**कथं वा गौतमी मन्यते?**

'**गतवती वां सहधर्मचारिणी**'માં **गतवती** શબ્દ જ કેટકેટલું કહી નાખે છે? શકુન્તલાને વળાવી પાછા ફરતાં આંગણામાં ઊગી નીકળેલા શકુન્તલાના નાખેલા નિવારબલિ જોઈને તે કેટલી વ્યથા અનુભવે છે?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



મારીચ પણ તેવી જ તેજોમૂર્તિ છે. નાટકનો અંત તેમના પવિત્ર આશ્રમમાં આવે છે. તે પણ લૌકિક છતાં અલિપ્ત એવા ઋષિ છે. તે શકુન્તલાને પાછી કણ્વાશ્રમ જવા દેતા નથી. છેલ્લે પણ દુર્વાસાના શાપની વાત કહી શકુન્તલા અને દુષ્યન્તના મનનો ઊંડા ઊંડા સંશય પણ કાઢી નાખી તેમનું મિલન પરિપૂર્ણ બનાવે છે. તેમના તપનો પણ કણ્વના તપ જેવો જ પ્રભાવ છે. મહર્ષિ કણ્વની મહત્તા તે બતાવે છે અને દુષ્યન્ત. શકુન્તલા તથા ભરતને યોગ્ય આશીર્વાદ આપી નાટકને અંતે મંગળમય વાતાવરણ તે જ સરજે છે.

દુર્વાસાના પાત્રમાં કવિની ખરી કલામયતા દેખાય છે. દુર્વાસા એટલે સુલભકોપી દુર્વાસા. એ સ્વયં અગ્નિ જ છે. એમનું કામ જ બધાંને બાળવાનું—પછી તેમના સપાટામાં આવનાર તેને યોગ્ય હોય કે ન હોય.

## બીજાં પાત્રો

ગૌતમી કણ્વાશ્રમની વ્યવસ્થાપક માતા છે. એને શકુન્તલા પ્રત્યે ખાસ વહાલ છે. બધા આશ્રમવાસીઓ તેનું માન સાચવે છે. પ્રત્યાદેશ વખતે પણ તે જરા મીઠો ઠપકો આપે છે કે તમે અંદર અંદર કર્યું એમાં કોઈ બીજું શું કહે ? શાર્ઙ્ગરવની માફક તે એકદમ શકુન્તલાને નિરાધાર રીતે છોડીને જઈ શકતી નથી. અદિતિ તેના પતિ જેવી જ મંગલમૂર્તિ છે. સાનુમતી અપ્સરા પણ સખી તરફની ફરજ સુંદર રીતે બજાવે છે. માત્ર એક જ વાક્યમાં રાણી વસુમતીનું પાત્ર કવિ ઉપસાવી દે છે. હંસપદિકાના ગાયનમાં જ તેનું પાત્ર મૂર્ત થઈ જાય છે. ચતુર ચતુરિકાની ચતુરાઈ પણ બે ત્રણ વખત દેખાઈ આવે છે. માલિકની મરજી પ્રમાણે વર્તનાર સેનાપતિ પણ તેટલી જ કાળજીથી આલેખાયો છે.

પોલીસો તે યુગના પોલીસના આબાદ નમૂના છે. માછીમારને રાજા તરફથી ભેટ મળતાં તેમનું વર્તન આબાદ બદલાઈ જાય છે અને પ્યાલીથી ઉત્સવ માણવાની ઇચ્છા તેઓ વ્યક્ત કરે છે. પોલીસોનું મન વર્તી તેમને **सुमनोमूल्य** આપનાર માછીમાર પણ આબાદ રીતે આલેખાયો છે. કામની ફરિયાદ કરતો કંચુકી અને રાજાને પ્રેરણા આપતો માતલિ, તથા રાજાનો સૂત વગેરે નાનાં પાત્રો પણ ખાસ કાળજીથી આલેખાયાં છે. વિદ્વાન પુરોહિત પણ યોગ્ય સલાહ આપે છે. તેની બાલસહજ મસ્તીથી તાપસીઓને હોઠ બતાવતો તોફાની સર્વદમન તો ભૂલ્યો શેં ભૂલાય ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



[૬] શાકુન્તલનું રસદર્શન

મહાકવિનું શાકુન્તલ એટલે જીવનના મુખ્ય રસ–શૃંગાર, કરુણ અને શાન્તનો ત્રિવેણીસંગમ. શૃંગાર, કરુણ અને શાંત! ઘણાએ લખ્યું. ઘણુંયે લખ્યું પણ અહીં તો કોઈ અનેરી ઝમક છે. કોઈ અવર્ણનીય નિરૂપણ છે. ગુજરાતના વિદ્વાન કવિની વાણીમાં કહીએ તો—

'ઉરે ઊર્મિમાલા લય મધુર ને મંજુલ રવ,
જતી તોયે હૈયે ચિર મૂકી જતી મોદ મદિરા.'

મહાકવિનું આ અનેરું સર્જન તેમની ભવ્ય પ્રતિભાનો આછેરો પરિચય કરાવે છે. દેવી સરસ્વતી સાક્ષાત અહીં કવિને પ્રેરે છે—

सरस्वती स्वादु तदर्थवस्तु निष्यन्दमाना महतां कवीनाम् ।
अलोकसामान्यमभिव्यनक्ति, चिरस्फुरन्तं प्रतिभाविशेषम् ॥

શાકુન્તલની શરૂઆત કણ્વાશ્રમના દિવ્ય વાતાવરણમાં થાય છે. અહીં શાન્ત રસની સુંદર જમાવટ થાય છે. આ દિવ્ય તપોવનમાં આ ઘડીએ કામદેવ સરખા સોહામણા મહારાજ દુષ્યન્તનો પ્રવેશ થાય છે. પ્રવેશ થતાં જ એમનો જમણો બાહુ ફરકે છે. શૃંગારનું સૂચન થાય છે. અને સામે કોણ દેખાય છે? શકુન્તલા! અપ્સરા મેનકાની પુત્રી! રતિનો અવતાર! શકુન્તલાના પ્રથમ દર્શને દુષ્યન્ત મુગ્ધ થાય છે. પ્રથમ મિલનમાં જ ઉભયનાં હૃદય જીતાય છે. શબ્દોના પ્રાન્તની બહારની પ્રેમની ભાષા બન્ને સમજે છે. અનંગના સામ્રાજ્યમાં આ બન્ને જણ પ્રવેશ કરે છે.

આમ પ્રથમ ત્રણ અંકમાં મહાકવિ દુષ્યન્ત અને શકુન્તલાના પ્રણય અને મિલનનું ચિત્ર આપી રસરાજ શૃંગારનું ભવ્ય નિરૂપણ કરે છે. સંભોગ અને વિપ્રલંભ (અથવા વિરહશૃંગાર)—એ શૃંગારના બંને પ્રકારો સમગ્ર શાકુન્તલમાં નિરૂપાયા છે. वयं तत्त्वान्वेषान्मधुकर हतास्त्वं खलु कृति । असंशयं क्षत्रपरिग्रहक्षमा, यदार्यमस्यामभिलाषि मे मनः । ઈ. દુષ્યન્તનાં તથા किं नु खल्विमं प्रेक्ष्य तपोवनविरोधिनो विकारस्य गमनीयास्मि संवृत्ता ।......ઈ. શકુન્તલાનાં વાક્યો દ્વારા શૃંગારરસનો પરિપોષ થયો છે. ત્રીજા અંકમાં ઉભયનું મિલન સાધી સંભોગ શૃંગારની પરિસીમા બતાવી છે. ચોથા અંકમાં પણ શકુન્તલાની ઉત્કંઠા દ્વારા શૃંગારનો પરિપોષ થયો છે. પાંચમા અંકથી વિરહશૃંગારની શરૂઆત થાય છે. છઠ્ઠા અંકમાં રાજાના વિરહમાં એનો પ્રકર્ષ થયો છે. સાતમા અંકમાં પુનર્મિલનમાં આ શૃંગારની સુષમા છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ શૃંગારના અંગ તરીકે કવિ વાત્સલ્યભાવ નિરૂપે છે એ આપણે એકવાર ચર્ચામાં જોઈશું.

અંક ૧-૨-૩

નાટકના પહેલા જ અંકમાં આ પ્રધાનરસ અને અંગભૂત વાત્સલ્યભાવની જમાવટ શરૂ થાય છે. पुत्रमेवंगुणोपेतं चक्रवर्तिनमाप्नुहि । ... सर्वथा चक्रवर्तिनं पुत्रमाप्नुहि......વગેરે વાક્યોથી પહેલા જ દૃશ્યથી આ વાત્સલ્યભાવની શરૂઆત થાય છે. આશ્રમમાં પ્રવેશતાં જ રાજાનો જમણો બાહુ ફરકે છે. એ શૃંગારનું સૂચન કરે છે. સખીઓના સંવાદમાં મુગ્ધ હાસ્ય રેલાવી કવિ આ શૃંગારનો જ પરિપોષ કરે છે. રાજાને જોઈને શકુન્તલામાં કેવી રીતે અનુરાગ જાગ્યો એનું સૂચન કવિ સુંદર રીતે स्रस्तांसौ अतिमात्र० એ શ્લોકમાં કરે છે. શકુન્તલા વિશેની રાજાની અભિલાષા એ નાટ્ય બીજનો વિકાસ પહેલા અંકના છેવટના ભાગમાં થયેલો દેખાય છે. સખીઓનો સંવાદ, ભ્રમરબાધા પ્રસંગ, શકુન્તલાના જન્મની હકીકત વગેરે પ્રસંગો દ્વારા આ શૃંગારનો પરિપોષ થાય છે. પહેલા અંકને અંતે તો રાજા અને શકુન્તલા અરસપરસ આકર્ષાઈ ચૂકે છે. 'વલ્કલ ભરાયું' 'કાંટો વાગ્યો' કહી શકુન્તલા જવામાં વાર કરે છે અને એ નિમિત્તે રાજા તરફ અનંગકટાક્ષ નાખે છે. રાજાની પણ તેવી જ સ્થિતિ છે—

गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्थितम् चेतः ।
चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य ॥

પહેલા અંકના પ્રસંગો વસ્તુદૃષ્ટિએ કેટલા અગત્યના છે એ આપણે આગળ જોયું. કવિની પાત્રાલેખનની ઉત્કૃષ્ટ કલા અહીં પહેલા જ અંકમાં દેખાય છે. દુષ્યન્તની ઉદાત્તતા અને રસિકતા, શકુન્તલાની મુગ્ધતા અને સખીઓનો ટીખળી સ્વભાવ પહેલા જ અંકમાં આપણને મુગ્ધ કરે છે. આશ્રમનું વર્ણન, દોડતા રથમાં દેખાતું સુંદર દૃશ્ય, બાણની બીકથી નાસતા હરણનું ચિત્ર, દોડતા અશ્વોનું ચિત્ર, વગેરે ચિત્રો કાવ્યદૃષ્ટિએ સુંદર છે. સ્વભાવોક્તિ, ઉત્પ્રેક્ષા અને ઉપમા, રૂપક, નિદર્શના વગેરે સુંદર અલંકારો હોવાથી કાવ્ય દૃષ્ટિએ પણ આ અંક રસમય બને છે. આ અંકથી મુખસંધિની શરૂઆત થાય છે એ આપણે વસ્તુસંકલનના પ્રકરણમાં જોયું. કણ્વના દિવ્ય પ્રભાવનું પહેલા જ અંકમાં સૂચન થાય છે. કણ્વની ગેરહાજરીના પ્રસંગમાં જ કવિ કેટકેટલું સૂચન કરે છે. એનું



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પુનરાવર્તન કરવું ઇષ્ટ નથી. સંવાદની દૃષ્ટિએ પણ આ પણ આ અંકમાં સખીઓનો સંવાદ મુગ્ધ કરે છે. કવિના ભવ્ય પ્રકૃતિદર્શનની અહીં પહેલા જ અંકમાં ઝાંખી થાય છે. શકુન્તલા વૃક્ષો અને વેલીઓને કેવળ જળસિંચન નથી કરતી પણ એ ભગિનિકાસ્નેહનું પણ સીંચન કરે છે જ. શકુન્તલા અને વનજ્યોત્સ્ના જુદાં નથી.

બીજા અંકમાં રાજાનો અનુરાગ અને ઉત્કંઠા પ્રબળ બને છે. એ રીતે શૃંગારનો પરિપોષ થયો છે. વિદૂષકની ઉક્તિમાં મુક્ત હાસ્ય છે. પણ તે મૃચ્છકટિક જેવું નથી. બધા અંકો કરતાં આ અંક નીરસ છે. વસ્તુ-વિકાસ પણ બહુ મંદ છે એ આપણે આગળ જોયું. પાત્રાલેખનની દૃષ્ટિએ આ અંક રાજાનું ઉદાત્ત ચારિત્ર્ય અને તેની મહાનુભાવતા પ્રગટ કરે છે. એ કેટલો ઉચ્ચ ચારિત્ર્યનો શૌર્યવાન રાજર્ષિ હતો એ ટિપ્પણમાં સ્થળે સ્થળે બતાવ્યું છે. રાજાનું મન મૃગયા ઉપરથી ઊઠી ગયું છે કારણ એના દિલમાં પેલી આશ્રમની લલામભૂતા શકુન્તલાએ પ્રવેશ કર્યો છે. પણ આવો મોટો રાજા કારણ વગર કેવળ શકુન્તલાને મળવાને બહાને આશ્રમે શી રીતે જાય? એટલામાં ઋષિઓ તરફથી તેડું આવતાં રાજા આશ્રમે જવા તૈયાર થાય છે. પણ વિદૂષકને દૂર રાખવા કવિ સુંદર પ્રસંગ યોજે છે. રાજમાતા વ્રત પાળતાં હોવાથી દુષ્યન્તને બોલાવે છે. ધર્મનિષ્ઠ રાજા તપસ્વીઓના કાર્યને વધારે અગત્ય આપે છે. અને વિદૂષકને રાજમાતા પાસે મોકલી પોતે આશ્રમમાં જાય છે. અહીં પણ ' પરિહાસવિજલ્પિત ' અને ' પુત્રપિણ્ડ પાલનવ્રત ' એ બે પ્રસંગ દ્વારા કવિ આગળ ઉપર બનવાના પ્રસંગો માટે કેવી ભૂમિકા રચે છે તે પણ આપણે આગળ જોયું. અહીં પણ કણ્વનો દિવ્ય પ્રભાવ દેખાય છે કે તે ન હોય ત્યારે આશ્રમમાં આસુરી બળોનો ઉપદ્રવ થાય છે.

શકુન્તલાના સૌંદર્યવર્ણનના કેટલાક શ્લોકો સિવાય કાવ્યદૃષ્ટિએ આ અંક બહુ ઉત્કૃષ્ટ કોટિનો નથી.

ત્રીજા અંકમાં સંભોગ શૃંગારની પ્રૌઢથી છે. દુષ્યન્ત અને શકુન્તલાની કામતપ્ત અવસ્થા બતાવી કવિ શૃંગારનો પરિપોષ કરે છે. રસરાજ શૃંગારને કાલિદાસ કેવી રીતે સંયમપૂર્વક નિરૂપે છે એની અહીં પ્રતીતિ થાય છે. આ સંભોગ શૃંગાર નાટ્યશાસ્ત્રની વિરુદ્ધ જઈને ઉન્મત્ત થતો બતાવ્યો નથી. બીજા અંકની અધવચથી ત્રીજા અંકની સમાપ્તિ સુધી પ્રતિમુખ સંધિ વ્યાપ્ત થયો છે એ આગળ જોયું. શકુન્તલાને પોતાને જ મુખે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અનુરાગ વ્યક્ત થતો જોવા દુષ્યન્ત કેવો આતુર છે એ એનું ચિત્ર અત્યંત હૃદ્ય છે. શકુન્તલા પણ પોતાનો અનુરાગ સખીઓને વ્યક્ત કરે છે. એ પ્રેમપત્ર લખીને વાંચે છે એ વખતનું એનું ચિત્ર ઓછું સુંદર નથી. રાજા એ સાંભળીને હાજર થાય છે અને સખીઓ બંનેને એકલાં મૂકીને જાય છે તે વખતની શકુન્તલાની મૂંઝવણનું ચિત્ર પણ એવું જ સરસ છે. વસ્તુવિકાસની દૃષ્ટિએ પહેલા અને બીજા અંક જેટલા ચતુરાઈભર્યા પ્રસંગો આ અંકમાં નથી. છતાં ઉભયનું મિલન સાધીને કવિ વસ્તુવિકાસ ઠીક બતાવે છે.

પાત્રાલેખનની દૃષ્ટિએ આ અંક એટલો જ ઉત્કૃષ્ટ છે. કારણ એમાં દુષ્યન્ત, શકુન્તલા અને સખીઓના સ્વભાવનું સુંદર ચિત્રણ છે. આ દુષ્યન્ત હંસપદિકાઓનો રસભોક્તા નથી. એ તો હવે પૃથ્વી અને શકુન્તલા એ એને જ કુળની પ્રતિષ્ઠા ગણે છે. દુષ્યન્તની ઉદાત્તતા, સખીઓનો રમૂજી સ્વભાવ વગેરેનું અહીં સુંદર રીતે નિરૂપણ થયું છે.

**तस्याः पुष्पमयी...पृष्ठाजनेन०...शोच्या च प्रियदर्शना च मरुता स्पृष्टा लता माधवी।** વગેરે શ્લોકો કાવ્ય દૃષ્ટિએ ઉત્કટ કોટિના છે. દુષ્યન્ત અને શકુન્તલાનો આ સંબંધ સર્વથા યોગ્ય છે એમ કાલિદાસ સૂક્ષ્મ રીતે આ અંકમાં જ સૂચન કરી દે છે એ આપણે હવેના પ્રકરણમાં જોઈશું. તાત કાશ્યપ પણ આમાં દોષ નહિ જુએ એમ દુષ્યન્તને મુખે મહાકવિ સૂચવી દે છે. ટાગોર કહે છે તેમ–'દુષ્યન્ત અને શકુન્તલા વચ્ચે જે પ્રેમાલાપ થાય છે તે અત્યંત સંક્ષિપ્ત છે. તેમાં ઘણું તો આભાસ અને ઇંગિતથી જ વ્યક્ત થાય છે. કાલિદાસ કોઈ પણ સ્થળે લગામ ઢીલી મૂકતા નથી.'

## અંક ૪

काव्येषु नाटकं रम्यं तत्रापि च शकुन्तला ।
तत्रापि च चतुर्थोऽङ्कस्तत्र श्लोकचतुष्टयम् ॥

એવું તે શું છે કે આ અંક ઉપર બધા વિદ્વાનો અને રસિકજનો ખુશ થઈ જાય છે? અંકની શરૂઆત જ કેટલી કાવ્યમય રીતે થાય છે!

'આ જાય ઓષધિપતિ અહીં અસ્તશૃંગે,
ને આ કર્યો અરુણ આગળ આંહી સૂર્યે.
એ જ્યોતિના ઉદય અસ્ત થવાથી સાથે,
સંસાર ભાગ્યપલટાતણું જ્ઞાન પામે.'

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ચોથા અંકમાં વાતાવરણ બદલાય છે. દૈવી વાણી દ્વારા કણ્વને શકુન્તલાના લગ્નની ખબર પડે છે તેમાં, દુર્વાસાના શાપમાં અને તેના પ્રતીકારમાં અદ્ભુત રસનું દર્શન થાય છે. દુર્વાસાના શાપથી જ શકુન્તલા ઉપર વિધિનો પ્રથમ ફટકો પડે છે અને અહીંથી જ કરુણની જમાવટ થાય છે.

અંકની શરૂઆત જ કેટલી ગંભીર રીતે થાય છે! સખીઓ વાતો કરતી હોય છે કે રાજાએ ગયા પછી કંઈ કહેણુ મોકલ્યું નથી. કણ્વની ગેરહાજરીમાં લગ્ન થયાં છે એટલે તે શું કહેશે એ ભય તો છે જ દરમિયાન દુર્વાસાના શાપનો પ્રસંગ બની જાય છે. તે વાત શકુન્તલાથી છાની રાખવામાં આવે છે. વળી નવમાલિકાને તે ઉષ્ણોદકથી કોણ સીંચે? ત્યાર પછી કણ્વની અનુમતિ આવે છે અને શકુન્તલા વિદાયની ધામધૂમથી તૈયારીઓ થાય છે.

આ તે જ શાંત, સુંદર, રમ્ય, વેદધ્વનિથી ગૂંજતું વાતાવરણ; પણ આજના ભાવ જુદા છે. આજે તો તાત કાશ્યપની લાડલી શ્વસુરગૃહે સિધાવે છે.

તાપસીઓ આશીર્વાદ આપે છે—

वीरप्रसविनी भव ।

भर्तुर्बहुमता भव ।

આ રીતે અહીં વાત્સલ્યભાવ અને શૃંગારનો પરિપોષ થાય છે. અહીં વાત્સલ્યભાવ છલકાય છે છતાં આડકતરી રીતે તે શૃંગારને પોષે છે જ. સાથે કરુણ રસ પણ એટલો જ સુંદર જામે છે. સખીઓ છોડતી નથી. પિતા પુત્રી ભેટે છે. હૈયું વલોવાઈ જાય છે.

આજે જાય શકુન્તલા પતિગૃહે હૈયું ઠરે ના જરા
રૂંધાયે મુજ કંઠ આંસુ અટકી એ ભાન ચિંતા કરે.
મૂંઝાયે મન આમ તાત મુનિનું સ્નેહે અરણ્યે વસ્યા
શું થાયે ગૃહવાસિને પ્રથમના પુત્રીવિયોગે ખરે!

આ ઘડીએ એકલા તાત કાશ્યપ અને સખીઓ જ અસ્વસ્થ છે તેવું નથી. આજે તો એ જ તરુઓ, એ જ લતાઓ, એ જ ઘટાઓ અને એ જ કોતરો મા પ્રકૃતિની પ્રિય પુત્રીની વિદાય વેળાએ શોકમગ્ન દેખાય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम् ।**

મયૂરો નર્તન ત્યજે છે. મૃગલીઓ અન્ન ત્યજે છે. અરે, લતાઓ પણ અશ્રુ સારે છે! મહાકવિ! મહાકવિ! હદ કરી. તાત કાશ્યપ બેટી શકુન્તને વિદાય વેળાની શીખ આપે છે. શકુન્તલાને ગમે છે—છતાં જવું ગમતું નથી. પુત્રીને ભાગ્યે લખેલી વિદાયવેળા આવે છે જ. તે જાય છે. પાછળ રહે છે શકુન્તલાને દૂર દૂર જતી જોતી સખીઓ અને દુઃખ સાથે પારકી થાપણ સોંપ્યાનો સંતોષ અનુભવતો પિતા! સંયમી પિતાનું ચિરાઈ જતું હૈયું! છાતીફાટ રડતી સખીઓ! પાછું ક્યારે અવાશે એ વિચારે પાછી પડતી શકુન્તલા અને છતાંયે જવાનું. કેટલું રોજિંદુ દૃશ્ય! છતાં કેટલી યથાર્થ રીતે, કેટલી સુંદર રીતે, કેટલી કલામય રીતે, કેટલી કાવ્યમય રીતે, કેટલી અસાધારણ રીતે કવિ તે આલેખી જાય છે!

કવિવર ટાગોર ઠીક કહે છે, " આખુંય દૃશ્ય શોકના ઘાટા ધૂમસથી ભર્યું છે. આંખ ભીની થયા વગર અથવા ગળું રુંધાયા વગર કોણ પથ્થર હૃદયનો માનવી આ દૃશ્ય જોઈ કે વાંચી શકે? વૃક્ષોની, લતાઓની, હરણની મોરની, ભગિની વનજ્યોત્સ્નાની ભારેવાડી મૃગલીની, પુત્રતુલ્ય મૃગલાની, નાનપણની સખીઓની, વત્સલ પિતાની કેટલી લાવભીની વિદાય!"

'Our sweetest songs are those that
tell of saddest thoughts.'

જ્યારે કવિ આવી રીતે રોજના બનાવો રજૂ કરે અને આપણે તે સંજોગોમાં બોલીએ ચાલીએ એ જ એનાં પાત્રો બોલે ચાલે ત્યારે એ શબ્દો આપણા મનમાં કાયમ માટે રહી જાય છે અને ધારી અસર ઉપજાવે છે.

કવિની લેખિની પણ અહીં કેટલી ખીલી ઊઠી છે? સાદા શબ્દો, સાદી વાત છતાં અનંત સત્ય! વસ્તુગ્રથનની દૃષ્ટિએ આ અંકનો વિષ્કુમ્ભક કેટલો અગત્યનો છે એ આગળ ચર્ચાઈ ગયું છે. નાટ્યદૃષ્ટિએ પણ આ અંક એટલો જ સુંદર છે. કવિનો માનવભાવનો અભ્યાસ અહીં દેખાય છે. તે આલેખવાની કવિની અપ્રતીમ શક્તિનો અહીં પરિચય થાય છે. કાલિદાસની સૂચનશૈલી પણ અહીં જોવા મળે છે. **चक्रवाकी आरटति दुष्करं अहं करोमि ।.........यदि नाम स राजा प्रत्यभिज्ञानमंथरो०...... अंतःस्नेहः पापशङ्की......** ઈ. અને—

આ બધાની પાછળ કવિએ આલેખી છે પ્રકૃતિની ચેતનવંતી છાયા! લાડકી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા શું વનશણગાર સજીને સાસરે જાય? વનદેવતાઓ હાથ લંબાવી લંબાવીને બેટી શકુન્તનાં વસ્ત્રાભૂષણ આપે છે. મોરનું નૃત્ય ઉપરથી મન ઊડી ગયું છે. મૃગનું ખાવામાં મન લાગતું નથી. પેલું પુત્રપ્યારું મૃગલું તો શકુન્તલાનો છેડો યે છોડતું નથી. રે! રે! કણ્વ પોકાર કરે છે.—

'તમને પાયા સિવાય જે પાણી પીતી નથી, શણગાર સજવા ઘણાયે ગમે છે છતાં રખે તમને દુઃખ થાય એ ભયે એક પલ્લવ પણ તોડતી નથી, પહેલા પુષ્પફાલે જેનો આનંદ સમાતોયે નથી'—

'તે આ જાય શકુન્તલા પતિગૃહે, આપો અનુજ્ઞા સહુ.'

આ ક્ષણે પણ પ્રકૃતિ શું શાંત બેસી રહે? વનવૃક્ષોમાંથી જાણે વૃક્ષોની અનુજ્ઞા આવે છે—'કુહૂ.'

अनुमतगमना शकुन्तला तरुभिरियं वनवासबन्धुभिः ।
परभृतविरुतं कलं यतः प्रतिवचनीकृतमेभिरीदृशम् ॥

આટલેથી શું મા પ્રકૃતિ ધરાય ખરી કે? પોતાની લાડકી પુત્રીને પ્રકૃતિમાતા એકી અવાજે મનુષ્ય વાચાથી આશીર્વાદ આપે છે—

'વચ્ચે રૂડાં સર ભર્યાં નલિનીથી લીલાં,
છાયાદ્રુમો રવિતણો તડકો નિવારે,
પદ્મો તણી રજ સમો મૃદુ રેણુ એનો
શાન્તાનુકૂલ પવને શિવ પંથ હોજો!'

આમ અહીં માનવભાવનો અને જીવનનો પ્રકૃતિમાં સાક્ષાત્કાર થાય છે.

માનવી ભાવોનો ચિતાર, કવિની કલ્પના, ભાષા અને પ્રકૃતિનું પ્રાણવાન આલેખન—આ બધું સારાયે સંસ્કૃત સાહિત્યમાં આ પ્રસંગને નિર્વિરાણું સ્થાન આપી જાય છે. આજે પણ શકુન્તલા વિદાયના પ્રસંગો આપણે ઘેર ઘેર જોઈએ છીએ એ જ એની સિદ્ધિ બતાવે છે. અને છતાંય આ બધું કવિ કેટલી સંક્ષિપ્ત રીતે બતાવે છે! ટાગોરના જ શબ્દો ટાંકું તો—

'અન્ય કવિ જ્યાં લેખિનીને ઘુમાવવાનો અવસર શોધે ત્યાં જ તે તેને એકદમ રોકી દે છે. દુષ્યન્ત તપોવનમાંથી રાજધાનીમાં પાછા ફર્યા પછી શકુન્તલાની કાંઈ પણ ખબર કાઢતો નથી. આ પ્રસંગને ઉદ્દેશીને વિલાપ–પરિતાપની ઘણીય કથા કહી શકાત. છતાં શકુન્તલાના મુખમાં

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કવિએ એક પણ શબ્દ મૂક્યો નથી. ફક્ત દુર્વાસાના તેણે કરેલા નિરાદરને લક્ષમાં રાખીને તે હતભાગિનીની અવસ્થા આપણે બરાબર કલ્પી શકીએ છીએ. શકુન્તલા પ્રતિ કણ્વનો અપાર સ્નેહ વિદાયકાળે કેવા કરુણામય ગામ્ભીર્ય અને સંયમ સાથે કેટલા અલ્પ શબ્દોમાં વ્યક્ત થયો છે ! અનસૂયા–પ્રિયંવદાની સખીવિરહની વેદનાના એક બે શબ્દો જાણે બંધનને ઓળંગી જવાનું કરે ન કરે તેટલામાં તો અંતરમાં જ પાછા શમી જાય છે.

શ્લોકચતુષ્ટય પણ આ જ અંકમાં છે. पातुं न प्रथमं, यास्यत्यद्य, अस्मान् साधु०, शुश्रूषस्व०, अभिजनवतो०, भूत्वा चिराय०, अर्थो हि० વગેરે બધા શ્લોકો કાવ્યદૃષ્ટિએ ઉત્તમ છે. એકે એક લીટી અહીં કાવ્યમય અને ભાવમય છે. कथमिदानीं तातस्याङ्कात् परिभ्रष्टा मलयतटोन्मूलिता चन्दनलतेव देशान्तरे जीवितं धारयिष्ये— એ શકુન્તલાનું વાક્ય અને એ ભાવ પુષ્ટ કરતી કવિની મલયતટથી ઉખેડી પાડવામાં આવેલી ચંદનલતાની ઉપમા શે ભૂલાય ? છેલ્લે ટાગોરના જ શબ્દો ટાંકીશ—

'શકુન્તલા જ્યારે તપોવન તજીને પતિગૃહે જાય છે ત્યારે પદે પદે તે વિરહ અનુભવે છે, પદે પદે તેને વેદના થાય છે. વન અને મનુષ્યનો વિયોગ આટલો મર્માન્તિક, કરુણ બની શકે છે, તે જગતના સમસ્ત સાહિત્યમાં માત્ર અભિજ્ઞાનશાકુન્તલના ચતુર્થ અંકમાં જ જણાય છે.'

### અંક ૫

"ચોથા અંકમાંથી પાંચમા અંકમાં એકદમ આપણે એક બીજા જ વાતાવરણમાં આવી પડીએ છીએ. અત્યાર સુધી જાણે આપણે એક માનસલોકમાં હતા,—ત્યાંના જે નિયમ હતા તે અહીંના નિયમ નથી. તે તપોવનના સૂરનો અહીંના સૂર સાથે શી રીતે મેળ ખાશે ? ત્યાં સહજ સુંદર ભાવે અતિ અનાયાસે જે બનાવ બન્યો છે તેની અહીં શી દશા થશે તેનો વિચાર કરતાં આશંકા થાય છે. તેથી જ પાંચમા અંકના પ્રારંભમાં જ ત્યાંની નાગરિક વૃત્તિમાં જ્યારે આપણે જોઈએ છીએ કે અહીં હૈયાં ઘણાં કઠણ છે, પ્રણય અતિ કુટિલ છે, અને મિલનના માર્ગ સહેલા નથી, ત્યારે આપણું તે વનનું સૌંદર્ય ઊડી ગયા સરખું થઈ રહે છે. ઋષિશિષ્ય શાર્ઙ્ગરવ રાજભવનમાં પ્રવેશ કરતાં કહે છે: 'જાણે આગથી ઘેરાયેલા ઘરમાં આવી પડ્યા.' શારદ્વત કહે છે 'નાહેલો માણસ તેલથી ખરડાયેલાને જોઈને, પવિત્ર માણસ અપવિત્રને જોઈને, જાગતો માણસ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સૂતેલાને જોઈને અને સ્વતંત્ર માણસ બંધાયેલાને જોઈને જે ભાવ અનુભવે છે તે ભાવ આ સૌ સંસારી લોકને જોઈને મારા મનમાં ઉદ્ભવે છે.' પોતે એક સંપૂર્ણ જુદા જ જગતમાં આવી પડ્યા છે એવો ઋષિકુમારોને સહેજે જ અનુભવ થઈ શક્યો. પાંચમા અંકના આરંભમાં નાના પ્રકારના આભાસથી કવિ આપણને એવી રીતે તૈયાર કરી રાખે છે જેથી શકુન્તલાના પ્રત્યાખ્યાનનો પ્રસંગ આપણને ભારે આઘાત ન કરે. હંસપદિકાનું સરળ કરુણ ગીત આ કાંડની ભૂમિકા થઈ રહે છે." ૧

શ્રી બ. ક. ઠાકોર તેમના પ્રથમ ઓરિએન્ટલ કૉન્ફરન્સના વ્યાખ્યાન-પત્રમાં કહે છે તેમ 'એ અસમાન અસત્ય બળ વચ્ચે, અથવા એ અસમાન સત્યનાં બળ વચ્ચે ઘર્ષણ બતાવવું તે નાટકનો અને નવલકથાનો સાધારણ વિષય છે. પણ અહીં તો એ સરખાં સાચાં બળો વચ્ચે જ અથડામણ છે. સામી વ્યક્તિ સાચી હોઈ શકે એમ શાઙ્ગર્રવ અને દુષ્યન્ત ઊંડે ઊંડે દલીલ ખાતર પણ માનવા તૈયાર હોય એવું લાગે છે."

અને સાચું, આ આખો અંક કરુણ ચિત્રોથી જ ભર્યો છે. આપણે એને કરુણ જ કહીશું કારણ તે તકરાર છે આત્માની આત્મા સાથેની અને તે પણ એ સાચાં હૃદયોની, સત્ય સામે સત્યની અર્થાત્ એ પરસ્પર વિરોધી સત્યની આ તકરાર છે તેથી અહીં દૃશ્યો વધુ કરુણ બને છે. શકુન્તલા અને દુષ્યન્ત બંને પોતપોતાના પક્ષે સાચાં છે.

દુષ્યન્ત પોતે એ પરસ્પર બળ વચ્ચે સંઘર્ષ અનુભવે છે. દુર્વાસાનો શાપ એને ઘેરી વળ્યો છે. એના સ્મૃતિપટ ઉપરથી શકુન્તલા આજે ચાલી ગઈ છે. પણ એ શાપ એના આત્માના સંસ્કારને સ્પર્શી પણ શક્યો નથી. હંસપદિકાનું કરુણ ગાન સાંભળી એના આત્મા ઉપરના પૂર્વના શકુન્તલાના સંસ્કારો એને ક્ષુબ્ધ કરે છે. મનમાં ઊંડે ઊંડે એ કંઈ વ્યથા અનુભવે છે. किन्तु खलु गीतमेवंविधमाकर्ण्य इष्टजनविरहादृतेऽपि बलवदुत्कण्ठितोऽस्मि ।

'જ્યારે સુણી મધુર શબ્દ અને રૂપાળું
જોઈ થતું સુખી તથાપિ સચિંત જંતુ,
નિશ્ચે સ્મરાય ચિતમાં ન જણાય તેમ
ભાવે થયા સ્થિર ભવોભવના સબંધ' ૨

૧–પ્રાચીન સાહિત્ય–ટાગોર
૨–મ. ચ. પટેલ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પણ એ કોણ તે એને યાદ નથી આવતું.

હંસપદિકાના ગાનથી જ આ ધર્મનિષ્ઠ રાજાનું ઉદાર ચરિત પ્રગટ થાય છે. એનો યૌવનનો અભિનવમધુલોલુપ દુષ્યન્ત શાકુન્તલમાં દેખાતો જ નથી. શાકુન્તલના પહેલા જ દૃશ્યથી એની ધર્મવૃત્તિ દેખાઈ આવે છે. હવે જ આ પુરુવંશના રાજાની કપરી કસોટી થવાની છે. પાંચમા અંકમાં કંચુકી જે રાજાની ફરજોની યાદી આપે છે તે આ અગ્નિપરીક્ષાની પાર્શ્વભૂ સર્જે છે કારણ દુષ્યન્તને પણ એવી અગ્નિ કસોટીમાંથી પસાર થવાનું છે.

એના દરબારમાં આજે એની આંખ સામે એનમૂન રૂપ ઊભું છે. મહર્ષિ કણ્વની આજ્ઞા છે કે હે રાજા આ તારું છે અને તું એ સ્વીકાર. દુષ્યન્તનું અંતર પોકારીને કહે છે—'જરૂર તું કોઈને ઝંખે છે.' પણ રે! રે! એને એવી કોઈ તાપસ કન્યા યાદ નથી આવતી કે જેને તે પરણ્યો હોય. તોય આ શું? એનું હૃદય એને એ બાબતની ખાતરી આપે છે.

बलवत्तु दुयमान प्रत्याययतीव मे हृदयम् ।

રાજા ખરેખર ઉદાત્ત ચરિત છે. નહિ તો આવું રૂપ જોઈને તે કોણ વિચારવા રહે? તપસ્વીઓની વચ્ચે આ રૂપ! સૌંદર્યપ્રશંસક દુષ્યન્ત આ રૂપની પણ એ જ તટસ્થતાથી પ્રશંસા કરે છે કે જે તટસ્થતાથી એ પહેલા અંકમાં મુનિકન્યાઓને જોતાં બોલી ઉઠ્યો હતો—अहो मधुरमासां दर्शनम् પરંતુ આ શું! ગૌતમી કહે છે. એ તારી પત્ની છે. રાજાને સાંભરતું નથી किमिदमुपन्यस्तम् શાર્ઙ્ગરવના કડવા પ્રહારોથી પણ તે ડગતો નથી કારણ જે વસ્તુ સાંભરે નહિ તે સ્વીકારાય કેમ? ધર્મરત દુષ્યન્ત ઉપર દારત્યાગનો આક્ષેપ! कुतोऽयमसत्-कल्पना प्रश्नः । શકુન્તલાનું મુખ જોતાં પણ એને કંઈ સાંભરતું નથી. શાર્ઙ્ગરવ એને દસ્યુ કહે છે. શકુન્તલા જ્યારે પોતાની સાથે છેતરપિંડી કરવાનો આક્ષેપ કરે છે ત્યારે અવધિ આવે છે. शान्तं पापम् । આ કચવાટથી એ શકુન્તલા ઉપર સામા અનેક આક્ષેપ કરે છે.

પરંતુ તો કણ્વની આજ્ઞા ખોટી? શકુન્તલાનો અકૃત્રિમ કોપ જોઈ રાજા વિચારમાં પડી જાય છે. શું સાચું? શી એની કપરી દશા! અરે બાઈ! દુષ્યન્તનું ચારિત્ર્ય પ્રસિદ્ધ છે. કોઈને આવો દગો દીધાનું તો એમાં ખોળ્યુંયે જડતું નથી. પ્રથિતચરિત દુષ્યન્ત શું દારત્યાગી છે કે?

એને શકુન્તલાની દયા આવે છે. એ કકળી ઊઠે છે; 'અરે ભાઈ? તમે આ સ્ત્રીને શું કામ છેતરો છો? કોઈને છેતરીને શું મળે? વિનિપાત! તો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શું પોરવો વિનિપાત પ્રાર્થે કે ? સંયમી પુરુષો પરસ્ત્રીને સ્વીકારતા નથી. દુષ્યન્ત ઉપર આક્ષેપો ઉપર આક્ષેપો આવે છે. આ ધર્મનિષ્ઠ રાજા કહી ઉઠે છે 'અરે ભાઈ ! ત્યારે સારું શું અને નરસું શું તે તમે જ કહોને ! કાં તો હું મૂઢ લેખાઉં. કાં તો આ બાઈ અસત્ય બોલે છે. કાં તો હું દારાને ત્યજનાર મહાપાપી લેખાઉં કાં તો હું પરસ્ત્રીના સ્પર્શથી દૂષિત થાઉં.

दारत्यागी भवाम्याहो परस्त्रीस्पर्शपांसुल:

જે પરસ્ત્રીનું વર્ણન કરવામાં પણ પાપ માને એ ધર્મનિષ્ઠ રાજા પરસ્ત્રી પ્રત્યે પોતાને ક્ષેત્રી કેવી રીતે માને ? ભાવોનો કેવો સંઘર્ષ !

भ्रमर इव विभाते कुन्दमन्तस्तुषारं
न च खलु परिभोक्तुम् नैव शक्नोमि हातुम् ।

રાજાના મનની આવી સ્થિતિ આખા નાટકમાં બીજે ક્યાંય જોવા નથી મળતી. પાંચમા અંકથી દુષ્યન્તના માનસિક સંઘર્ષનું કોઈ નવું જ ચિત્ર કવિ શરૂ કરે છે. દુષ્યન્તની ઉદાત્તતાની અહીં પ્રતીતિ થાય છે. હંસપદિકાના ગાનથી કાળજું કંપી ઉઠે એવા દુર્દૈવનું સૂચન થાય છે.

બીજી બાજુ ઊભી છે કારુણ્યમૂર્તિ શકુન્તલા. 'બેટી ! વીરપ્રસવિની થજે.' 'સ્વામીનું મહાદેવીપદ મેળવ' 'સ્વામીનું બહુમાન મેળવ' એવા કંઈ કેટલાયે આશીર્વાદ સાથે કોટલેરી તે નીકળી છે. પણ એનું જમણું અંગ ફરકે છે કેમ ? એ દુષ્યન્ત સામે ઊભી છે. પણ હાયરે દૈવ ! દુષ્યન્ત તો જાણે સાવ અજાણ્યો !

"ત્યાર પછી પ્રત્યાખ્યાનનાં વેણુ જ્યારે અકસ્માત વજ્રશાં શકુન્તલાના માથા ઉપર પડ્યાં ત્યારે એ તપોવન-દુહિતા વિશ્વાસુજનના જ બાણથી ઘવાયેલી મૃગીશી, વિસ્મયથી, ત્રાસથી, વેદનાથી વિહ્વલ થઈ, વ્યાકુલ નયને ટગર ટગર જોઈ રહી. તપોવનના પુષ્પરાશિમાં અગ્નિ પડ્યો. શકુન્તલાની આસપાસ, અંતરમાં અને બહાર તેની છાયામાં અને તેના સૌંદર્યમાં તેને ઢાંકી દેતો તપોવનનો ભાવ લક્ષ્ય કે અલક્ષ્ય રૂપે વિરાજી રહ્યો હતો, તે આ વજ્રઘાતથી શકુન્તલાની આસપાસથી હંમેશને માટે નષ્ટ થઈ ગયો. શકુન્તલા એકદમ અનાવૃત થઈ પડી. ક્યાં તાત કણ્વ, ક્યાં માતા ગૌતમી, ક્યાં અનસૂયા પ્રિયંવદા, ક્યાં તે સકળ તરુ-લતા, પશુ, પક્ષી સાથેનો સ્નેહસંબંધ, માધુર્યનો યોગ, તે સુંદર શાન્તિ, તે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



નિર્મળ જીવન! આ એક મુહૂર્તના પ્રલયાભિઘાતથી શકુન્તલાનું કેટકેટલું વિલુપ્ત થઈ ગયું તે જોઈ આપણે સ્તબ્ધ થઈ જઈએ છીએ. નાટકના પ્રથમ ચાર અંકમાં સંગીતધ્વનિ ઊઠ્યો હતો તે એક મુહૂર્તમાં જ શાંત થઈ ગયો!

"ત્યાર પછી શકુન્તલાની ચારે બાજુ કેવી ગંભીર નિઃશબ્દતા, કેવી એકલતા પથરાઈ રહી છે! જે શકુન્તલા કોમળ હૃદયના પ્રભાવે પોતાની આસપાસ સકળ વિશ્વનું હૈયું હારી તેને પોતાનું કરી નાખતી તે આજ કેવી એકાકિની! પોતાની તે મહાશૂન્યતાને શકુન્તલા તેના એકમાત્ર મહા-દુઃખ દ્વારા પૂર્ણ કરી વિરાજે છે. કાલિદાસ તેને કણ્વના તપોવનમાં પાછી નથી લઈ જતા તેમાં આપણને તેમના અસામાન્ય કવિત્વનો પરિચય થાય છે. તે પૂર્વ પરિચિત વનભૂમિની સાથે હવે તેનું પ્રથમના જેવું મિલન સંભવતું નથી. કણ્વાશ્રમમાંથી નીકળતી વખતે તપોવનની સાથે શકુન્તલાના વિચ્છેદનો માત્ર આરંભ જ થયો હતો. દુષ્યન્ત ભવનમાંથી અનાદર પામ્યાથી તે વિચ્છેદ સંપૂર્ણ થયો. હવે પહેલાંની શકુન્તલા રહી નથી. હવે જગતની સાથેનો તેનો સંબંધ પલટાઈ ગયો છે. તેના જૂના સંબંધીઓ સાથે ફરી તેને રાખવાથી નરી અસંગતતા ઉત્કટ નિષ્ઠુર ભાવે પ્રગટ થાત. હવે એ દુખિયારી માટે તેના ભારે દુઃખને અનુરૂપ એકાન્તની આવશ્યકતા છે. સખિવિહીન નૂતન તપોવનમાં કાલિદાસ શકુન્તલાના વિરહનું પ્રત્યક્ષ દર્શન કરાવતા નથી. કવિએ પોતે નિઃશબ્દ રહીને શકુન્તલાની ચોદિશ પ્રસરેલી નિઃશબ્દતા અને શૂન્યતા આપણા ચિત્તમાં દૃઢીભૂત કરી દીધી છે. કવિ જો શકુન્તલાને કણ્વાશ્રમમાં પાછી લાવીને આમ ચૂપ રહેત, તો તે આશ્રમ બધી કથા કહેત. ત્યાંના તરુલતાનું આક્રંદ, સખીજનોનો વિલાપ પોતાની મેળે જ આપણા અંતરમાં ધ્વનિત થાત. પરંતુ અપરિચિત મારીચના આશ્રમમાં સઘળું જ આપણી આગળ નિઃશબ્દ, શાંત છે. કેવળ વિશ્વવિર-હિત શકુન્તલાનું નિયમસંયત, ધીરગંભીર, અપરિમેય દુઃખ આપણા માનસચક્ષુ સમક્ષ ધ્યાનાસન ઉપર વિરાજમાન છે. તે ધ્યાનમગ્ન દુઃખની સંમુખ એકલા ઊભા રહી કવિએ પોતાના ઓષ્ઠાધર ઉપર તર્જની મૂકી રાખી છે, અને તે નિષેધસંકેતથી સમસ્ત પ્રશ્નને નિરવ અને સમસ્ત જગ-તને દૂર રાખ્યાં છે." ૧

---

૧ પ્રાચીન સાહિત્ય—ટાગોર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વસ્તુસંકલનની દૃષ્ટિએ આ અંકના પ્રસંગો કેટલા અગત્યના છે તે વસ્તુસંકલનના પ્રકરણમાં આગળ જોયું. ચારિત્ર્યનિરૂપણની દૃષ્ટિએ આ અંક કેટલો ઉત્કૃષ્ટ છે તે પણ આપણે ઉપર જોયું. કાવ્યદૃષ્ટિએ આ અંક ચોથા અંક જેટલો સુંદર નથી છતાં મધુર તો છે જ. भ्रमर इव विभाते...ઈ. જેવી મનોહર ઉપમા પણ છે. ખાસ કરીને તો એમાં સાહિત્યમાં અમર થઈ ગયેલાં સુભાષિતો પુષ્કળ છે. ( આ પુસ્તકના પરિશિષ્ટમાંથી તે જોઈ લેવાં ) એકમેકની સામે બોલાતાં અંગારા સમાં વેણથી આ અંકના સંવાદ હૃદયસ્પર્શી બને છે અને નાટ્યકલાની દૃષ્ટિએ એ પ્રેક્ષકો ઉપર સારી અસર કરે છે. માનસિક સંઘર્ષણ અને સંવાદની દૃષ્ટિએ આ અંક આધુનિક વિવેચકોને ગમી જાય છે.

"પ્રત્યાખ્યાનના દૃશ્યમાં ભય, લજ્જા અભિમાન, યાચના, ઉપાલંભ, વિલાપ સઘળું જ છે. પણ તે કેટલા અલ્પ શબ્દોમાં! જે શકુન્તલા સુખને સમયે સરળ વિશ્વાસમાં પોતાની જાતને પણ ભૂલી ગઈ હતી, તે જ શકુન્તલા દુઃખને સમયે દારૂણ અપમાનકાળે પોતાની હૃદયવૃત્તિની અપ્રગલ્ભ મર્યાદા આવા અદ્ભુત સંયમથી સાચવી રાખશે એવું કોણે મનમાં આણ્યું હતું! આ પ્રત્યાખ્યાન પછીની નીરવતા કેટલી વ્યાપક, કેટલી ગંભીર છે!

" કણ્વ નીરવ છે, અનસૂયા–પ્રિયંવદા નીરવ છે, માલિની તીરનું તપોવન નીરવ છે, અને સર્વથી વિશેષ નીરવ છે શકુન્તલા. હૃદયવૃત્તિને હલમલાવી નાંખે એવા આના જેવા પ્રસંગને બીજા ક્યા નાટકમાં આમ નિઃશબ્દ રાખી ઉડાવી દેવામાં આવ્યો છે?" ૧

## અંક ૬

અંક છઠ્ઠો પણ કદાચ બીજા અંક જેવો જ કંટાળાજનક લાગે. તે લાંબામાં લાંબો છે. તેમાં પણ વિરહશૃંગારનો પરિપોષ થયો છે. પ્રવેશકમાં લોક જીવનનું ચિત્ર હોવાથી તે કંઈક રસમય લાગે છે. વીંટીની અને 'પરિહાસવિજલ્પિત'ના પ્રસંગની અગત્ય આ અંકમાં સમજાય છે. વસ્તુદૃષ્ટિએ આ અંક આટલો અગત્યનો છે. ધનમિત્ર પ્રસંગ, સાનુમતીના પાત્રની અગત્ય અને માતલિના પ્રસંગની અગત્ય આગળ સમજાવી દીધી છે. તે તે પ્રસંગો રચી કવિ કેવી રીતે પુનર્મિલનની રચના કરે છે તે સઘળું આપણે જોયું.

---

૧—પ્રાચીન સાહિત્ય.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજાની મનોવેદનાની દૃષ્ટિએ પણ આ અંક અગત્યનો છે. સાનુમતીના વાક્યે વાક્યે દુષ્યન્તના ચારિત્ર્યની ઉદાત્તતાનાં દર્શન થાય છે. પાંચમા અંક પછી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે કરુણ દશા કોની? પ્રત્યાદિષ્ટા શકુન્તલાની કે હૃદયવિદારક દ્વિધા અનુભવતા દુષ્યન્તની? શકુન્તલાને તો દૈવી સહાય પણ મળે છે. જ્યારે દુષ્યન્ત તો એ અમૂંઝણમાં રાતે પણ ઊંઘી શકતો નથી. પાંચમા અંકમાં તો તેની કરુણ દશા છે જ પણ છઠ્ઠા અંકમાં જ્યારે તેને શકુન્તલાની સ્મૃતિ થાય છે ત્યારે પાંચમા અંકના પ્રસંગો એક પછી એક એના સ્મૃતિપટ ઉપર આવે છે. ત્યારે તો એની પીડાનો અવધિ આવે છે. રે! રે! પોતે આ શું કર્યું? શકુન્તલા સાથેના સંબંધનો જ ઇન્કાર કર્યો! બિચારીને મધુ વચનોથી લોભાવનારી ચતુર સ્ત્રી કહી! એને સ્ત્રી ચરિત્ર કહ્યું એને બંને કુળને કલંકિની કરનારી કલંકિત કહી! એના સ્નેહને બનાવટી કહી ધિક્કાર્યો! પોતે એને ન સંભળાવવાનું સંભળાવ્યું! બિચારી વીંટી ન બતાવી શકી ત્યારે એણે એને જે કુવચનો કહ્યાં તે હવે તેને કોરી કોરીને ખાઈ જાય છે. વીંટી ન બતાવી શકવાથી જડવત્ બની ગયેલી શકુન્તલાની કારુણ્યમૂર્તિ હવે એની આંખ સામેથી ખસતી નથી. દુઃખિની શકુન્તલાને ક્યાંય સ્થાન રહેતું નથી. તે વખતનું એનું છાતીફાટ રુદન! આજે એ સઘળું એને એ આકારે એના સ્મૃતિપટ ઉપર આવે છે. અને વીંટીના નામાક્ષર ગણે તેટલા દિવસમાં પોતે એને તેડાવવાનું આપેલું એ વચન ક્યાં? આજે શકુન્તલા એને યાદ આવી છે એટલું જ. હવે એને મેળવવી એ એના હાથની વાત નથી. ક્યાં હશે એ?

હવે જ છઠ્ઠો અંક વધારે કરુણ અને સુંદર બને છે. એને પાંચમા અંકનું એનું ક્રૂર વર્તન આજે શલ્યની માફક સાલે છે. સાનુમતી ઠીક કહે છે—'એ ભૂલી શેં ગયો એ જ નવાઈ ઉપજાવે છે.' સાક્ષાત પ્રિયા જ્યારે સામી હતી ત્યારે તેણે તેને તરછોડી. આજે એ ચિત્રગતા કાન્તાનું બહુમાન કરે છે. પહેલાં જગાડ્યું તોયે એનું હતભાગી હૃદય ન જાગ્યું. હવે જાગ્યું ત્યારે કેવળ પારાવાર શોક સહેવા માટે જ. પોતે એકલી શકુન્તલાનો નહિ પણ પોતાના અપત્યનો પણ ત્યાગ કર્યો! કેવું મહાપાપ! કેવું ઘોર કર્મ! આ રીતે જોતાં આ અંક રસમય બને છે.

કાવ્યદૃષ્ટિએ કેટલાક પ્રસંગો અને શ્લોકો રસમય બને છે. વસંતોત્સવના પ્રતિષેધના રાજાના ફરમાનાથી પ્રકૃતિ ઉપર શું અસર થઈ તે, इतः प्रत्यादेशात्

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



માં કારુણ્યમૂર્તિ શકુન્તલાનું ચિત્ર, साक्षात् प्रियामुपगतां માં આપેલી ઉપમા અત્યંત મનોહર છે. રાજા શકુન્તલાનું ચિત્ર સરખું કરે છે તે પ્રસંગ પણ સુંદર છે. રાજાએ ભમરાને ફરમાવેલી કાવ્યમય સજા, રાજા અને વિદૂષકની વાતચીત, અને માતલિના પ્રસંગો રમૂજી છે. સાનુમતીના પાત્રમાં અદ્ભુત રસની આછેરી છાંટ દેખાય છે. માતલિના દૃશ્યમાં 'વીર' રસની રેખા છે. વિદૂષકની ઉક્તિમાં હાસ્ય છે. પંચસંધિ વિશે તો આગળ ઉપર કહી દીધું છે. છતાં આ અંક ચોથા અને પાંચમા અંક જેવો રસમય નથી બનતો.

અંક ૭

સાતમા અંકનું વાતાવરણ જુદું છે. રાજા ભૂલોક ઉપરથી સ્વર્લોક અને ત્યાંથી હેમકૂટ ઉપરના મારીચ આશ્રમમાં આવે છે. સ્વર્ગમાંથી રાજા વિમાનમાં નીચે ઊતરે છે એ વખતનું પૃથ્વીનું દૃશ્ય ઉદગ્ર રમણીય છે. આહા ! પૃથ્વી કેવી રળિયામણી લાગે છે ! હેમકૂટ ઉપરના તપસ્વીઓનું પણ તેટલું જ સુંદર વર્ણન છે. સ્વર્ગ કરતાં પણ અહીં અધિક શાંતિ છે. જાણે એ અમૃતસાગરમાં ડૂબ્યો ! આ વર્ણનની પ્રેક્ષકો ઉપર સરસ છાપ પડે છે.

કાવ્ય દૃષ્ટિએ અહીં ભાગ્યે જ સુંદર શ્લોકો છે. वल्मीकार्ध०, प्राणानामनिलेन० प्राहुर्द्वादशधा०......ઈ. જેવા રુક્ષ શ્લોકો આ અંકમાં છે. પણ કવિની ખરી ખુબી અહીં નથી. બાળક સર્વદમનનો પ્રસંગ સંસ્કૃત સાહિત્યમાં વિરલ છે. ધીમે ધીમે ક્રમશઃ આ બાળક દ્વારા જ કેવી રીતે પુનર્મિલન થાય છે એ બતાવવામાં જ ખરી કલા છે.

માણસ કેવો વાતાવરણ અને સંજોગોને આધીન હોય છે તે કવિ શાકુન્તલના પહેલા અને સાતમા અંકમાં સુંદર રીતે બતાવે છે. સાતમા અંકમાં દુષ્યન્ત સ્વર્ગના મારીચ આશ્રમમાં પ્રવેશ કરે છે. એનો જમણો હાથ ફરકે છે. कुतः फलमिहास्य ? વાતાવરણ અને સંજોગો એને કંઈક જુદી જ રીતે પ્રેરે છે. એ જ આશ્રમનું પવિત્ર વાતાવરણ. પહેલા અંકમાં કણ્વના આશ્રમમાં પ્રવેશતાં પણ હાથ આમ જ ફરક્યો હતો. આ શું થઈ ગયું ? એનું પરિણામ શું આવ્યું ? આજે શકુન્તલાને મળવાની આશા નથી તો હાથ ફરકવાનું શું પ્રયોજન ? આવેલા શ્રેયને તો અવગણ્યું. હવે તો કેવળ દુઃખ જ દુઃખ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मनोरथाय नाशंसे किं बाहो स्पन्दसे वृथा ।
पूर्वावधीरितं श्रेयो दुःखं हि परिवर्तते ॥

આ ઉદાત્તચરિત રાજા હવે આ બાહુ ફરક્યાથી શું ફળની આશા રાખી શકે? તે ઠંડો રહે છે. પણ તેને કાને શબ્દો સંભળાય છે—

मा खलु मा खलु चापलं कुरु ।

પહેલા અંકમાં પણ તેણે આ જ શબ્દો સાંભળ્યા હતા. એ મીઠી યાદ! તે વખતે તપસ્વીઓ એના ઉપર કેવા ખુશ હતા! આશીર્વાદ મળ્યા હતા—

पुत्रमेवंगुणोपेतं चक्रवर्तिनमाप्नुहि ।

રે! રે! ક્યાં ગયું એ બધું? એનો તો વિચાર જ કરવો ન ઘટે. પહેલા અંકમાં આ જ રાજા વિશ્વાસથી કહી શક્યો હતો—

सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।

આજે સંજોગો એવા છે કે વાત સાચી હોવા છતાં એ એને વિશે કંઈ પૂછી શકતો નથી. એને યાદ આવે છે કે પોતે બધું ખોયું. પત્ની અને અપત્ય બન્નેને ધિક્કાર્યાં. એ આશીર્વાદ ફળે ખરા! હવે શું આશા! શકુન્તલાને તો દિવ્ય તેજ ઉપાડી ગયું છે. પણ આ કોણ?

આ અબાલસત્ત્વ બાળક કોણ છે? એને જોઈ દુષ્યન્તને પોતાના પુત્ર જેવું હેત કેમ ઉભરાય છે? नूनमनपत्यता मां वत्सलयति । એને કોઈ આશા નથી. એ આગળ કંઈ કરી શકતો નથી. પણ આજે વિધિ જ એ મેળાપ ઇચ્છે છે. બાળક રમકડું લેવા હાથ લંબાવે છે. આ શું? ચક્રવર્તી લક્ષણો પણ જણાય છે ને? એને પણ એવા જ આશીર્વાદ મળ્યા હતા. ભૂતકાળ જેમ જેમ યાદ આવે છે તેમ તેમ એ ઠંડો રહે છે. પણ હવે તો સ્વયં દૈવો જ એનું મિલન ઇચ્છે છે. તાપસીઓ આ બાળકની અને દુષ્યન્તની મુખાકૃતિનું સામ્ય નોંધે છે. જે ઉદાત્તચરિત રાજા પહેલા અંકમાં વિશ્વાસથી કહી શક્યો હતો કે असंशयं क्षत्रपरिग्रहक्षमा । આજે એને કોઈ આશા નથી. સાબિતી હોવા છતાં કંઈ પણ પૂછતાં એ ધ્રૂજે છે. બાળકની માતાનું નામ પણ શકુન્તલા છે. પણ એવાં તો ઘણાનાં નામ સરખાં હોય. એવી પરસ્ત્રીની પૂછપરછ આ સચ્ચારિત્ર્યવાળો રાજા ન કરે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પણ અહો આશ્ચર્ય ! દુષ્યન્ત માદળિયાને સ્પર્શ્યો અને કંઈ ન થયું ! એના તો અનેક પરચા પ્રત્યક્ષ કર્યા છે. નક્કી આ આગંતુક આ બાળકનો પિતા જ છે. દુષ્યન્તને પણ ખાતરી થાય છે. કેવો આનંદ ! તે બાળકને વહાલથી ભેટી પડે છે. અને સામે કોણ ઊભું છે ?

એ જ શકુન્તલા ! આજે પહેલા અંકના આશીર્વાદ ફળ્યા. દુષ્યન્ત અને શકુન્તલાનો અણધાર્યો મેળાપ થયો. શકુન્તલા વિરહવ્રત ધારે છે. આ સચ્ચારિત્ર્યવાન રાજા તો દુઃખમાં એવો બદલાઈ ગયો છે કે શકુન્તલા પણ એને ઘણી વારે ઓળખે છે. પોતે શું દારત્યાગી ! આ એને મોટામાં મોટો ડંખ રહી ગયો. પુનર્મિલન થયું. આશીર્વાદ મળ્યા. પણ પેલી કહેણી રહી ગઈ કે આ ચારિત્ર્યવાન રાજાએ દારત્યાગ કર્યો. મારીચ સ્પષ્ટ કરે છે. અહીં શાપના પ્રસંગની અગત્ય સમજાય છે. દુષ્યન્તને ખાતરી થાય છે કે પોતે કારણ વગર શકુન્તલાનો પ્રત્યાદેશ કર્યો નહોતો. શકુન્તલાને પણ પ્રતીતિ થાય છે કે દુષ્યન્તે વિના કારણ તેનો તિરસ્કાર નહોતો કર્યો.

કવિ ધીમે ધીમે ક્રમશઃ પુનર્મિલન સાધે છે એમાં જ આ દૃશ્યની ખરી ખૂબી છે. દુષ્યન્તના ઉદાત્ત અને વિશુદ્ધ ચરિતની અહીં એવી જ ઝાંખી થાય છે. પ્રમાણ એક પછી એક મળવા છતાં આ રાજા પરસ્ત્રીના સંબંધમાં કંઈ જ પૂછતો નથી. જો માદળિયાનો પ્રસંગ ન બન્યો હોત તો દુષ્યન્ત એમને એમ આવ્યો એવો ચાલ્યો ગયો હોત. પહેલા અને સાતમા અંકના કેટલાક પ્રસંગો સરખા પ્રયોજીને કવિ આ અંકને વધારે રસમય બનાવે છે. શકુન્તલા અને દુષ્યન્તના પુનર્મિલન વખતના ભાવ હૃદયસ્પર્શી છે. સાતમા અંકમાં શૃંગાર રસની પરમ સીમા આવે છે. વાત્સલ્ય ભાવ પણ કવિ અહીં વિકસિત સ્વરૂપે નિરૂપે છે.

धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ।

જે શાંત આશ્રમના વાતાવરણમાં નાટક શરૂ થયું હતું તે જ શાંત વાતાવરણમાં નાટક સમાપ્ત થાય છે. શાંત રસનું ભવ્ય સર્જન થાય છે. આમ શાકુન્તલમાં શૃંગાર કરુણ અને શાન્તની સુરીલી જમાવટ છે અને સઘળાને અદ્ભુતનો ઓપ છે.

પાત્રાલેખન, વસ્તુ સંકલન, શૈલી, સંવાદ, કાવ્ય તત્ત્વ, રસ, અને પ્રકૃતિ નિરૂપણ, પ્રણયભાવ, કલા, વગેરે જોતાં નિઃસંશય કહી શકાય કે આ નાટક કાલિદાસની છેલ્લી ઉત્તમોત્તમ કૃતિ છે અને તેમની પરિણતપ્રજ્ઞાનું ફળ છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



## [૭] શાકુન્તલનું તત્ત્વદર્શન

વસ્તુસંકલન, પાત્રનિરૂપણ, રસનિરૂપણ વગેરેમાં કવિનો સાચો દૃષ્ટિકોણ જોતાં અહીં પણ આ પ્રશ્ન એની મેળે ઉકેલાઈ જાય છે. કાલિદાસ આજે પોતાની પરિણત પ્રજ્ઞાનું ફળ—શાકુન્તલ લઈને એક સભા સમક્ષ ઊભા છે. એમનો આશય છે એ સભાનું મનોરંજન કરવાનો. સભામાં ભિન્ન ભિન્ન રુચિવાળા લોકો છે. પ્રાકૃત જનો છે. સ્ત્રીઓ છે. બાળકો છે. ધર્મધુરંધરો છે. તાપસો છે અને રાજાઓ અધિકારીઓ વગેરે ઘણાયે છે. એ ભેગા થયેલા આર્યમિશ્રોને પોતાની નાનાવિધ કલામુદ્રાથી મુગ્ધ કરવા એ જ આ રસસિદ્ધ કવીશ્વરનો આશય છે. પ્રસ્તાવનામાં સૂત્રધારના શબ્દોમાં જ કવિ આ સૂચવી દે છે—**किमन्यदस्याः परिषदः श्रुतिप्रसादनतः।**

એ બધા વિધિમાં માનતા. શાપ જેવા લોકોત્તર તત્ત્વમાં માનતા. એ લોકો કોઈ અપૂર્વ એવા ચમત્કારિક બનાવોમાં માનતા. કોઈ ન જોયેલાં, ન સાંભળેલાં પરાક્રમો સાંભળવાં તેમને ગમતાં. છતાં તેમનું સાચું મનોરંજન તો ભાતભાતના લોકોમાં ભિન્ન ભિન્ન રૂપે વ્યાપી રહેલા પ્રેમરસમાં જ હતું.

માતપ્રેમ તાતપ્રેમ પુત્રપ્રેમ પુત્રીપ્રેમ
દંપતિના દેવ પ્રેમ.........
.........પ્રેમ એ જ પારાવાર.

સૃષ્ટિમાં વ્યાપી રહેલો આ પ્રેમરસ એક એવો રસ છે કે જે સૌને મુગ્ધ કરે.

આજે આ મહાકવિ પોતાનું શાકુન્તલ લઈને આવી સભા સમક્ષ ઊભા છે. એમાં અષ્ટમૂર્તિ શંકરની સ્તુતિ છે. ધાર્મિકજનોના સંતોષ માટે કથા પણ તેમણે મહાભારતના શકુન્તલોપાખ્યાનમાંથી લીધી છે. સંગીતપ્રેમીઓની તૃપ્તિ માટે એમાં ત્રણ ત્રણ ગીત છે. 'આરંભના નટીના ગીતમાં જ લોકો એવા મગ્ન થઈ ગયા છે કે જાણે બધા ચિત્રમાં ચીતર્યા હોય તેવા સ્થિર થઈ ગયા છે. બીજું છે પોતાના હૃદ્ગત ભાવ બતાવતું શકુન્તલાનું ગીત અને ત્રીજું છે હંસપદિકાનું ગીત. આ બધા જનોની પ્રીતિ અર્થે એમાં સાહસ છે, ચમત્કાર છે અને વિધિ પણ છે.

કોઈ નાટક કે સીનેમા જોઈ આવનાર એમ નહિ કહે કે આહા! કેવું તત્ત્વદર્શન! પણ કહેશે વાહ! વાહ! કેવી રસજમાવટ! કેવો



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અભિનય ! કેવાં ગીતો ! કેવી રજૂઆત ! કેવું સંગીત ! કેવું દર્દ ! આ બધાંના સંતોષ માટે કવિએ પ્રતિપાત્ર પૂરતી કાળજી લીધી છે. બધા જ જાણે આ ગીત, સંગીત, અભિનયભરી કથામાં એકાગ્ર થયા છે. એ સહુના મનોરંજનની સઘળી સામગ્રી તો કવિ લઈને જ ઊભા છે. પણ આ સભામાં ભારે ભીડ જામી છે પેલા વિદ્વજ્જનોની. એમની પ્રીતિ અને સંતોષ સિવાય કવિકુલગુરુની સિદ્ધિ સંપૂર્ણ કેવી રીતે થાય ?

'ભારે શિક્ષિતનુંયે મન
ધરે અવિશ્વાસ પોતામાં.'

એ જનોની પ્રીતિ અર્થે આ કલાકૃતિમાં શૃંગાર રસ અને વાત્સલ્યભાવનું સુંદર નિરૂપણ થયું છે. એ જનોના સંતોષ અર્થે એમાં કાવ્ય છે, અલંકાર છે અને એમની જ પ્રીતિ અર્થે એમાં નાટ્યશાસ્ત્રના નિયમોનું પાલન થયું છે.

એક સાદી પ્રણયકથા જાણે વાસ્તવિક જીવનમાં જ બનતી હોય તેમ કવિ આ નાટકમાં રજૂ કરે છે. આ રસમાં લોકો એવા તરબોળ બની જાય છે કે તેમને બીજા કશાનું ભાન રહેતું નથી. બસ, બરાબર એ જ કાવ્યાનંદથી જનમનરંજન કરવાનો આ રસસિદ્ધ કવીશ્વરનો આશય છે. એ સિવાય બીજો કોઈ ઉદ્દેશ જોવો એ આ કવિઓના કવિને અન્યાય કરવા જેવું છે.

**भिन्नरुचिर्हि लोकः ।** કવિની આ ઉત્તમોત્તમ કૃતિ ઘણાયે વાંચી. ઘણાયે જોઈ અને ઘણાયે એને વિશે લખ્યું. ગેટેએ કંઈ જોયું. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે વળી જુદું જ જોયું. ડૉ. દાસગુપ્તા આદિ મોટા વિદ્વાનો વળી ત્રીજું જ જુએ છે. ઉમાશંકરભાઈ વળી કંઈક નવું જ જોશે.

આપણે જર્મન મહાકવિ ગેટેથી જ શરૂઆત કરીએ. અભિજ્ઞાનશાકુન્તલમાં પોતે શું જોયું તે તેઓ એક શ્લોકમાં કહે છે. શ્રી ઉમાશંકરભાઈએ તેનું ગુજરાતી સમશ્લોકી ભાષાન્તર આપ્યું છે તે નીચે પ્રમાણે છે—

"વર્ષારંભતણાં પ્રસૂન, વળી જે વર્ષાન્ત કેરાં ફળ;
આનંદે રસસાન્દ્ર આત્મ કરી, જે સંતર્પી પોતે વળી;
પૃથ્વી ને વળી સ્વર્ગ એય મળી જ્યાં ગૂંથાય એક સ્થલે,
ઓલાઈ જતું એહ સૌ, તવ લઉં જ્યાં નામ શાકુન્તલ !"

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઉપરના જ મતને જરાક બદલીને કવિવર રવીન્દ્રનાથ ટાગોર અભિજ્ઞાનશાકુન્તલનું રહસ્ય નીચેના શબ્દોમાં સમજાવે છે—

"કુમારસંભવ અને અભિજ્ઞાનશાકુન્તલની સાથે સમાલોચના ન કરીએ એ બની શકે તેવું નથી. ઉભયનો કાવ્યવિષય ગૂઢભાવે એક જ છે. બંને કાવ્યમાં મદને જે મિલન સાધવાનો પ્રયત્ન કર્યો છે તેને દૈવશાપ લાગ્યો છે. તે મિલન અધૂરું, અપૂર્ણ હોઈ વિવિધ કલાવિધાયકોએ સુશોભિત બનાવેલી પરમસુંદર એવી પોતાની વાસરશય્યામાં જ દૈવના આઘાતે કરીને મરણ પામ્યું છે. ત્યારપછી કઠણ દુઃખ અને દુઃસહ વિરહવ્રત દ્વારા જે મિલન સધાય છે, તેનું સ્વરૂપ જ અન્ય પ્રકારનું છે—સૌંદર્યના સકલ આચ્છાવરણનો ત્યાગ કરી વિરલ, નિર્મલ, વેશમાં કલ્યાણના શુભ્ર પ્રકાશથી તે ઝગી શક્યું છે"......"જે પ્રેમને કાંઈ બંધન નથી, કાંઈ નિયમ નથી, જે એકદમ નરનારી પર આક્રમણ કરી સંયમદુર્ગના તૂટેલા બુરજ ઉપર પોતાની જયધ્વજા ફરકાવે છે, તેની શક્તિનો કાલિદાસે સ્વીકાર કર્યો છે, પરંતુ તેની આગળ તેઓ આત્મસમર્પણ કરતા નથી. તેમણે બતાવી આપ્યું છે કે જે અંધપ્રેમસંભોગ આપણને આપણા અધિકારને વિશે પ્રમત્ત બનાવે છે, તે ભર્તાના શાપથી ખંડિત થાય છે, ઋષિના શાપથી વિઘ્ન પામે છે અને દૈવરોષથી ભસ્મસાત્ થઈ જાય છે. શકુન્તલાને જ્યારે આતિથ્યધર્મ કાંઈ જ નહિ, સઘળું દુષ્યન્ત જ એમ થયું ત્યારે તેના તે પ્રેમમાં કાંઈ કલ્યાણ રહ્યું નહિ. જે ઉન્મત્ત પ્રેમ પ્રિયજન સિવાય બીજા સહુને ભૂલી જાય છે, તે સમસ્ત વિશ્વનીતિને પોતાથી પ્રતિકૂળ કરી નાખે છે. તેથી જ તે પ્રેમ થોડા દિવસમાં જ અસહનીય થઈ પડે છે. સઘળાંની સાથે સ્વપર્યાપ્ત થઈ પછી પોતાનો ભાર તે ઉપાડી શકતો નથી. જે આત્મસંવૃત્ત પ્રેમ સમસ્ત સંસારને અનુકૂળ છે, જે પોતાની આસપાસનાં નાનાં તેમ જ મોટાં, પોતાનાં તેમ જ પારકાં કોઈ ને વીસરતો નથી, જે પ્રિયજનને કેન્દ્રમાં રાખી વિશ્વપરિધિમાં પોતાનું મંગલમાધુર્ય ફેલાવે છે, તેના અચલપણા પર દેવ કે માનવ કોઈ આઘાત કરતું નથી. આઘાત કરે તો પણ તે ચલિત થતો નથી. પરંતુ જે યતિના તપોવનમાં તપોભંગરૂપે, ગૃહસ્થને બારણે સંસાર ધર્મના અકસ્માત પરાભવરૂપે આવિર્ભૂત થાય છે, તે ખાલી ઘોંઘાટની માફક અન્યનો તો નાશ કરે છે જ, પરંતુ સાથે પોતાના વિનાશને પણ તેડતો આવે છે......"

......"ગેટેનો આ શ્લોક આનંદનો અત્યુક્તિભર્યો ઊભરો માત્ર

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



નથી, એ તો એક રસજ્ઞનો પરિપક્વ અભિપ્રાય છે. એ અભિપ્રાયમાં વિશેષત્વ છે. કવિએ સ્પષ્ટ કહ્યું છે કે શકુન્તલામાં એક ગંભીર પરિણતિ સમાયેલી છે. તે પરિણતિ ફૂલમાંથી ફળમાં, મર્ત્યમાંથી સ્વર્ગમાં, અને નિસર્ગાચરણમાંથી ધર્માચરણમાં છે...શકુન્તલામાં પણ પૂર્વમિલન અને ઉત્તર-મિલન છે. પ્રથમ અંકમાંના મર્ત્યલોકીય ચંચળ સૌન્દર્યમય વિચિત્ર પૂર્વમિલન-માંથી, સ્વર્ગતપોવનમાંના શાશ્વત આનન્દમય ઉત્તરમિલનમાં સંક્રાન્તિ એ જ અભિજ્ઞાનશાકુન્તલ નાટક. નાટકનું લક્ષ્ય કેવળ કોઈ વિશેષ ભાવનું નિરૂપણ નથી, કે કોઈ વિશેષ પાત્રનું વિકસન નથી, પરંતુ સમસ્ત કાવ્યને એક લોકમાંથી અન્ય લોકમાં લઈ જવાનું, પ્રેમને નિસર્ગસૌંદર્યના પ્રદેશમાંથી મંગલસૌન્દર્યના અક્ષય સ્વર્ગધામમાં સ્થાપવાનું છે......સ્વર્ગ અને મર્ત્યનું આ મિલન કાલિદાસે ઘણું જ સહજ રીતે સાધ્યું છે. ફૂલનો તેમણે એવો સ્વાભાવિક રીતે ફળમાં પરિપાક કર્યો છે, મર્ત્યલોકની સીમાને તેમણે એવી તો સુંદર રીતે સ્વર્ગની સાથે મેળવી દીધી છે કે એની વચ્ચેનો સાંધો કોઈની પણ નજરે પડતો નથી."

"પ્રથમ અંક ચાંચલ્ય અને ઔજ્જવલ્યથી ભરેલો છે. તેમાં જોબનથી છલકાતી ઋષિકન્યા, આનંદથી ઊભરાતી બે સખીઓ, નવાં ફૂલના ફાલવાળી જ્યોત્સ્ના, સુગન્ધથી બહેકેલો મસ્ત ભમરો, અને ઝાડની ઓથે ઊભેલો મૂઢ રાજા, એ બધાં તપોવનના એક એકાન્ત ભાગમાં સૌંદર્યમદથી ભરેલું એક અદ્ભુત દૃશ્ય ખડું કરે છે. આ પ્રમોદ સ્વર્ગમાંથી દુષ્યન્ત અને તેની પ્રેયસીનો અપમાન સાથે બહિષ્કાર થાય છે. પરંતુ કલ્યાણરૂપિણી ભરત-જનનીએ જે દિવ્યતર તપોભૂમિમાં આશ્રય લીધો છે ત્યાંનું દૃશ્ય જુદા જ પ્રકારનું છે. ત્યાં કિશોર તાપસકન્યાઓ ઝાડના ક્યારામાં પાણી પાતી નથી, લતાભગિનીને સ્નેહદૃષ્ટિથી સીંચતી નથી, કૃતકપુત્ર મૃગશિશુને નીવારની મૂઠી ભરી ખવડાવતી નથી. ત્યાં તરુ, લતા, પુષ્પ અને પલ્લવ સઘળાંનું ચાંચલ્ય એક માત્ર બાળક ધારણ કરીને બેઠેલો છે. આખી વનભૂમિનો ખોળો તેણે ભરેલો છે. ત્યાં આંબાની ડાળોને મોર આવ્યા છે કે નહિ, નવમલ્લિકાને પુષ્પમંજરી ફૂટી છે કે નહિ, તે કોઈની દૃષ્ટિએ પણ પડતું નથી. હેતથી ઊભરાતી વૃદ્ધ તાપસીઓને મસ્તીખોર બાળક પજવી રહ્યો છે. પ્રથમ અંકમાં શકુન્તલાની સાથે પરિચય થયા પૂર્વે દૂરથી તેના નવ યૌવનની લાવણ્ય લીલાએ દુષ્યન્તને મુગ્ધ કર્યો હતો અને આકર્ષ્યો હતો. છેલ્લા અંકમાં શકુન્તલાના બાળકે શકુન્તલાનું સકળ લાવણ્ય પ્રાપ્ત કરી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજાના અંતરતમ હૃદયને આર્દ્ર કર્યું છે."

આ છે કવિવર ટાગોરે કરેલું શાકુન્તલનું તત્ત્વદર્શન. ભાવના તરીકે તે ઘણી ઉચ્ચ અને પ્રશંસનીય છે પણ આ કૃતિ પાછળ કાલિદાસને આ જ ભાવના અભિપ્રેત હશે એમ કેમ માની શકાય? કવિ એ ભાવના બતાવવા જ આ કૃતિ આપણી સમક્ષ મૂકે છે એમ માની શકાય નહિ.

ડૉ. સુરેન્દ્રનાથ દાસગુપ્તને મતે અભિજ્ઞાનશાકુન્તલ પાછળ માત્ર કવિનો જ નહિ પણ તત્કાલીન સમાજનો પણ ગાંધર્વવિવાહ પ્રત્યેનો અણગમો સૂચવાય છે. શાકુન્તલમાં જે ઉભયલોકનો સમન્વય કવિએ સાધ્યો છે એનું કારણ જ એ કે ગાંધર્વવિવાહ રૂઢ મટી ગયો હતો. આવા લગ્નના ફળરૂપ ભરતને ચક્રવર્તી બતાવવો એ કાલિદાસના સમાજની અભિરુચિથી વિરુદ્ધનું હશે.

રવીન્દ્રનાથ ટાગોરના મતની વિરુદ્ધ તેઓ કહે છે કે શાકુન્તલ અને કુમારસંભવના વિષય જુદા છે. વળી સ્થૂલ પ્રેમ સાથે નિત્યનો શાપ રહેલો હોય છે અને તે તપસ્યા દ્વારા જ ઊર્ધ્વીકરણ પામી શુભ ફળ આપનાર બને છે, એવું કોઈ સૂચન એના કોઈ પણ નાટકમાં નથી વર્તાતું. શકુન્તલા તો કેવળ વિરહવ્રત જ પાળે છે. એ કંઈ એની પોતાની ઇચ્છાથી તપસ્યા કરતી નથી. દુષ્યન્તના વિયોગથી જ તે દુઃખી હતી. ખરું જોતાં સૂક્ષ્મ પ્રેમ માટે કોઈ તપસ્યા જેવું અહીં છે જ નહિ. કારણ અહીં તો વિરહ પહેલાં જ શકુન્તલા સીમન્તિની હોય છે. વિરહ દુઃખથી પ્રણયનું ઊર્ધ્વીકરણ થાય છે એવું કાલિદાસનું માનવું છે એમ પણ કેમ માની શકાય? કારણ વિક્રમોર્વશીય અથવા મેઘદૂતમાં એવું જણાતું નથી. તેથી ગાંધર્વવિવાહ સામેની જ આ જેહાદ હોય તેમ લાગે છે.

अतः परीक्ष्य कर्तव्यं विशेषात् संगतं रहः ।
अज्ञातहृदयेष्वेवं वैरीभवति सौहृदम् ।

ગૌતમીના આ શબ્દો દ્વારા આવાં સ્નેહ લગ્ન કરનાર પ્રણયીજનોને શિખામણ છે એમ પણ ઘણા વિદ્વાનોનો મત છે.

એસ. રામચંદ્ર રાવ બતાવે છે કે 'પાર્થિવ પ્રેમ સૂક્ષ્મ પ્રેમમાં પરિણમે છે' એ ઉક્તિનો યથાર્થ અર્થબોધ આ છે:—કણ્વાશ્રમની શકુન્તલા પ્રત્યે દુષ્યન્તનો પ્રેમ પાર્થિવ હોય છે; જ્યારે સર્વદમનની માતા અને આદર્શ ગૃહિણી શકુન્તલા પ્રત્યે તેનો પ્રેમ દૈવી હોય છે. દુષ્યન્ત

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ગૃહિણી શકુન્તલાને ચરણે નમે છે તે બતાવે છે કે પતિનો પત્ની પ્રત્યેનો પ્રેમ ધીરે ધીરે આદર્શ પત્ની તરફના માનમાં પરિણમે છે.

એક મત એવો પણ છે કે શાકુન્તલમાં કવિ એ સત્ય બતાવે છે કે વય વધતાં અને સંતાનોત્પત્તિ થતાં યૌવનનો ઉન્મત્ત પ્રેમ હરે છે. કેવળ એક જ ભાવના માટે આ કવિઓનો કવિ પ્રવર્તે એ કેમ માની શકાય?

શ્રી રાયના મત પ્રમાણે અભિજ્ઞાનશાકુન્તલ દ્વારા કવિ બ્રાહ્મણધર્મનો બૌદ્ધધર્મના પ્રચાર સામે વિરોધ સૂચવે છે.

શ્રી ઉમાશંકરભાઈ શાકુન્તલનું રહસ્ય નીચેના શબ્દોમાં બતાવે છે– "આપણે જોયું કે—સ્ત્રી પુરુષ સંબંધ પૂર્ણ સંવાદવાળા દામ્પત્યરૂપે કેમ ખીલી ઊઠે એની શકયતાઓ તપાસવી એ કાલિદાસનો પોતાની કાવ્ય કૃતિઓમાં એક હંમેશનો રસનો વિષય છે. કાલિદાસને મન જે એકી સાથે વ્યક્તિનિષ્ઠ અને સમષ્ટિનિષ્ઠ હોય અને જેમાંથી સમાજની પરમ સેવા કરનાર નેતા પ્રાપ્ત થાય તે દામ્પત્ય, સ્ત્રીપુરુષ સંબંધની આદર્શ ભૂમિકા છે. દુષ્યન્ત શકુન્તલાનો સંબંધ આવા આદર્શ દામ્પત્યરૂપે ખીલતો શાકુન્તલ નાટકમાં જોવા મળે છે......વિશ્વક્રમના એક અનિવાર્ય અને ઉપકારક અંશરૂપે સ્ફૂરતું સ્થિર સંવાદમય દામ્પત્યમંગલ એ શાકુન્તલનું આંતર રહસ્ય છે. એમ જોઈ શકાય." (પ્રસ્તાવના–પૃ. ૪૧)

અહીં વિદ્વાનો ભલે પોતપોતાની દૃષ્ટિથી આ રહસ્ય જોવા પ્રયાસ કરે. એ તો આનંદકારદાયક છે પરંતુ એમ કરતાં કાલિદાસના આ અપૂર્વ નાટકનાં પાત્રો ઉપર કોઈ આક્ષેપ કરે તે સ્વીકારતાં પહેલાં અમારે જરા વિચાર કરવો પડશે. કોઈ પણ મત સ્વીકારતાં પહેલાં આપણે નીચેની ત્રણ બાબતનો વિચાર કરવો જોઈએ—(૧) કાલિદાસ પોતે દુષ્યન્ત વિશે શું કહે છે? (૨) કાલિદાસ પોતે શકુન્તલા માટે શું કહે છે? અને (૩) કાલિદાસ પોતે દુષ્યન્ત અને શકુન્તલાના મિલન માટે શું કહે છે?

અભિજ્ઞાનશાકુન્તલના નાન્દી શ્લોકમાં જ કવિ કહે છે—या विधिहुतं हविः वहति।—'જે વિધિહુત હવિનું વહન કરે છે.' દુષ્યન્ત અને શકુન્તલાના મિલન માટે કવિ અહીં સ્પષ્ટ સૂચન કરે છે એમ અમે માનીએ છીએ. કાલિદાસને મન એ મિલન વિધિસરનું જ છે. એ મદનજન્ય અને દોષવાળું છે એવું કયાંય તેઓ કહેતા પણ નથી કે ઈશારો પણ કરતા નથી. ત્રીજા અંકમાં એ સખીઓના શબ્દો દ્વારા કવિ આ મિલન માટેનો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પોતાનો અભિપ્રાય સૂચવી દે છે એમાં સંશય નથી. કાલિદાસ કહે છે—सखि::दिष्टया अनुरूपस्ते अभिनिवेशः। सागरमुज्झित्वा कुत्र वा महानद्यवतरति। क इदानीं सहकारमन्तरेण अतिमुक्तलतां पल्लवितां सहते। મહાકવિ પોતે આ મિલનમાં કોઈ દોષ જોતા નથી. દુષ્યન્ત સાગર જેવો ઉદાર ઉદાત્ત છે તો શકુન્તલા પણ મોટી નદી જેવી પવિત્ર છે. સ્વયં તાતકાશ્યપ પણ આમાં દોષ નહિ જુએ એમ દુષ્યન્ત દ્વારા મહાકવિ પોતે જ કહે છે. દુષ્યન્તને વિનય સાચવવા જ્યારે શકુન્તલા કહે છે ત્યારે દુષ્યન્ત કહે છે—भीरु अलं गुरुजनभयेन। दृष्ट्वा ते विदितधर्मा तत्रभवान् न अत्र दोषं ग्रहीष्यति कुलपतिः મારા ભાઈ શ્રી તપસ્વી નાન્દીના શબ્દો જ ટાંકું તો "ભગવાન કાશ્યપ પણ न अत्र दोषं ग्रहिष्यति તો પછી ટાગોર કે ઉમાશંકરને 'દોષ' જોવાનો હક્ક કોણે આપ્યો ?"..."ચોથા અંકમાં પ્રવેશકની શરુઆતમાં આ મિલનથી પોતાને સંતોષ થયો છે એમ કાલિદાસ જાહેર કરે છે—निवृत्तं मे हृदयम्। પછી વાચકના હૃદયની ઊંડી ઊંડી કોઈ આશંકા હોય તો તે માટે તેઓ તપાસ કરે છે અને એ શંકાઓ ઉઠાવી તેનું સમાધાન કરે છે. મુખ્ય એ શંકાઓમાંની પહેલી શંકા એ છે કે—अद्य स राजर्षिरिष्टिं परिसमाप्य ऋषिभिः विसर्जितः आत्मनो नगरं प्रविश्यान्तःपुरसमागत इतोगतं वृत्तान्तं स्मरति वा नवेति। પછી પોતે જ ખૂબ ભારપૂર્વક જવાબ આપે છે કે—न तादृशा आकृतिविशेषा गुणविरोधिनः भवन्ति। કાલિદાસને દુષ્યન્ત અને તેના ઉદાત્ત પ્રેમમાં જો પૂર્ણ વિશ્વાસ હોય તો આપણને એને વિશે કે એના પ્રણય વ્યવહાર વિશે શંકા કરવાનો કોઈ જ હક્ક નથી. આગળ એક બીજી શંકાનો કાલિદાસ જવાબ આપે છે. શંકા એ છે કે કાશ્યપ આ વાત જાણી શું કરશે ? અભિનંદશે કે અભિશાપ વરસાવશે ? કાલિદાસ કહે છે—गुणवते कन्या प्रतिपादनीया इति अयं तावत् प्रथमः संकल्पः। तं यदि दैवमेव संपादयति नन्वप्रयासेन कृतार्थो गुरुजनः। અહીં કવિ દુષ્યન્તના ગુણ ઉપર ફરી ભાર મૂકે છે. દૈવની ગતિ, ઈશ્વરની ઇચ્છા જ એવી છે કે આ રમણીય મિલન થાય. પછી મહર્ષિ કણ્વ તેને અભિનંદશે જ એ માટે શંકા જ નથી. એ મિલન પૂર્ણ છે અને શાપને યોગ્ય તો કોઈ કાળે નથી."

કણ્વ પોતે પણ આ મિલનને આવકારે છે. તે કહે છે—दिष्टया धूमाकुलितदृष्टेरपि यजमानस्य पावक एवाहुतिः पतिता। वत्से, सुशिष्यपरिदत्तेव विद्या अशोचनीयासि संवृत्ता। દેવવાણી પોતે એ સમાચાર કાશ્યપને આપે છે—दधानां भूतये भुवः। શકુન્તલા અગ્નિગર્ભા શમી જેવી પવિત્ર છે. એ પાવનં

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પુત્ર ને જન્મ આપશે. તો પછી આ મિલનમાં દોષ ક્યાં રહ્યો ? કણ્વના જ શબ્દો દ્વારા કાલિદાસ પોતે આ મિલન માટે શું કહે છે તે જુઓ—

त्वमर्हतां प्राग्रसरः स्मृतोऽसि नः
शकुन्तला मूर्तिमती च सत्क्रिया ।
समानयंस्तुल्यगुणं वधूवरं
चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥

ચોથા અંકમાં પણ કવિ પોતે જ કહે છે કે દુષ્યન્ત શકુન્તલાને સર્વથા યોગ્ય છે—

संकल्पितं प्रथममेव मया तवार्थे
भर्तारमात्मसदृशं सुकृतर्गता त्वम् ।

દુષ્યન્ત જો अर्हतां प्राग्रसरः છે તો શકુન્તલા પણ मूर्तिमती सत्क्रिया છે. શકુન્તલા જો પુણ્યોનું અખંડ ફળ હોય તો રાજર્ષિ દુષ્યન્ત પણ સુકૃતથી પ્રાપ્ત થાય એમાં શંકા નથી.

આમ કાલિદાસને કે સ્વયં તાત કાશ્યપને મતે જ જ્યારે આ મિલન દોષ વગરનું છે ત્યારે કોઈ તેમાં દોષ કઈ રીતે જોઈ શકે ?

શકુન્તલા ઉપર શ્રી ઉમાશંકરભાઈ વ્યક્તિનિષ્ઠાનો આરોપ મૂકે છે. તેમનું ધ્યાન અમે ચોથા અંકના ૫, ૯, ૧૦ અને ૧૧મા શ્લોકો તરફ દોરીએ છીએ. શકુન્તલાની સમષ્ટિ નિષ્ઠા આથી વધુ બીજે ક્યાં દેખાશે ? ટાગોર કહે છે: શકુન્તલા તપોવનનું એક અંગ છે. તપોવનને દૂર રાખતાં ખુદ શકુન્તલા અસંપૂર્ણ બની જાય છે. એક બીજા વિદ્વાન કહે છે, "વનસ્પતિને સજીવ તથા મનુષ્યના વ્યવહારમાં ભાગ લેતી બતાવી છે. આ જ આત્મભાવ આપણા વેદાન્ત ધર્મનું સૂત્ર છે. સર્વત્ર પ્રસરતો પ્રેમ એ આ ભાવનો સ્વાભાવિક વ્યવહાર છે. શૃંગારનું આ જ પરમ જીવન છે. આવા પુનિતભાવનું દર્શન થતાં જ કેટલો આનંદ પ્રસરે છે ! સૃષ્ટિ કેવી રમણીય અને વસવા યોગ્ય લાગે છે !"

"આ શકુન્તલાનો પ્રેમ કેટલો વિશાળ છે કે પ્રકૃતિને પણ એ ભૂલતી નથી. કાલિદાસ કહે છે: पातुं न प्रथमं व्यवस्यति जलं એવી શકુન્તલા ! અરે ફૂલ ખીલે ને શકુન્તલા ખીલે—आद्ये व कुसुम प्रसूति समये यस्याः भवत्यु-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



स्तवः વનવલ્લરીને ભૂલે તો તો—तदात्मानमपि विस्मरिष्यामि।" ટાગોર કહે છે તેમ–લતા સાથે ફૂલને જેવો સંબંધ, બસ એ જ સંબંધ તપોવન અને શકુન્તલાનો "सेयं शकुन्तला, આવી શકુન્તલા કે જે જાય ને જડ પ્રકૃતિમાં પણ ચૈતન્ય પ્રસરે ને પોતાની લાડકીને આત્મસર્વસ્વ આપી શણગારે, શકુન્તલા કે જેનો પ્રેમ પશુ, પંખી, પ્રકૃતિ, યોગી કે રાજર્ષિને એક જ પાશે બાંધે, એ શકુન્તલાનો પ્રેમ કેવળ વ્યક્તિનિષ્ઠ છે એમ શી રીતે કહી શકાય?" ૧

દુષ્યન્ત કે શકુન્તલા બંનેમાંથી કોઈ શાપને યોગ્ય છે જ નહિ. कोऽन्य हुतवहाद्दग्धुं प्रभवति અગ્નિ હંમેશ બાળે જ "જેમ અગ્નિ જેને જેને બાળે એ બધું જ બળવા યોગ્ય છે એવી માન્યતા બુદ્ધિ સ્વીકારતી નથી. તેમ દુર્વાસા જેને જેને શાપ આપે તે પણ તે શાપને યોગ્ય જ છે એવો સ્વીકાર થઈ શકે તેમ નથી. તેમ માનવું તે બેહૂદું છે, અન્યાયી છે... એવો प्रकृतिवक्र अग्नि પણ જ્યારે ઘોર કૃત્ય કરી બેસે છે ને પાછળથી પોતાના કૃત્ય વિશે જાણે છે ત્યારે કકળી ઊઠે છે. કોમલાંગી નિર્દોષ શકુન્તલા પર આઘાત કરતાં પ્રતિકૂળ દૈવનું હૈયું પણ પીગળે છે અને દુર્વાસા પોતે જ શાપનું નિવારણ સૂચવે છે. દુઃખ એ છે કે શ્રી ટાગોર વગેરે જ એની અગત્યતા નથી સમજતા...नैसर्गिकी सुरभिणः कुसुमस्य सिद्धा मूर्ध्नि स्थितिर्न चरणैरवताडनानि॥ આ ઉદાત્ત પ્રણયીઓ સર્વથા નિર્દોષ છે. અરે કાલિદાસનીય હિંમત ક્યાં ચાલે છે કે સમાધિસ્થ શકુન્તલાને જાણ કરવી? को नामोष्णोदकेन नवमालिकां सिञ्चति? અતિઘોર! સર્વથા અનનુરૂપ. આ ક્રુરતા તે શેં કહી જાય? રે! શેં એ વાત ઉચ્ચારાય, શેં વિચારાય?" ૨

ત્યારે આ ન બનવાનું બન્યું તેમાં વાંક કોનો? કાલિદાસ પોતે જ જવાબ આપે છે કે એ સઘળું વિધિનું જ કામ છે. વિધિની જ ઈચ્છાથી દુષ્યન્ત કણ્વાશ્રમમાં હરણ પાછળ ઘસડાઈ આવે છે. શાકુન્તલના પહેલા જ અંકમાં કવિ આ બાબત સૂચવી દે છે—दैवमस्याः प्रतिकूलं शमयितुम्। —મહર્ષિ કણ્વ સોમતીર્થ ગયા છે તે શકુન્તલાના પ્રતિકૂળ દૈવનું શમન કરવા—દુષ્યન્ત કે શકુન્તલાનો દોષ દૂર કરવા નહિ.

" प्रतिकूल दैवं शमयितुम्—આ શબ્દો પર ખાસ મનન કરવું જોઈએ.

૧–અભિજ્ઞાન શાકુન્તલનું તત્ત્વદર્શન–શ્રી તપસ્વી–નાન્દી
૨–અભિજ્ઞાન શાકુન્તલનું તત્ત્વદર્શન–શ્રી તપસ્વી–નાન્દી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કાલિદાસ એ દ્વારા એવું સૂચન કરે છે કે શકુન્તલા ઉપર જે શાપ આવે છે તે પ્રતિકૂલ દૈવના જ પરિણામે છે. જો દુર્વાસા કશાનું પણ પ્રતીક બની શકે તો તે પ્રતિકૂલ દૈવનું જ. એને કાલિદાસે સાચા પ્રણયરંગથી રંગાયેલાં મસ્ત પ્રણયીઓને શિક્ષા કરવા, ધર્મસ્થાપન કરવા, પ્રણયને ઉચ્ચ ભૂમિકા ઉપર લાવવા ઈચ્છતા દેવદૂત તરીકે નથી મોકલ્યો. એના શાપને આશીર્વાદ તરીકે ઘટાવવાની જરૂર પણ નથી. શાપ એ શાપ જ છે, પ્રતિકૂળ દૈવ જ છે; શકુન્તલાગત દોષ કે દુષ્યન્તગત દોષ કે એમના મિલનમાં રહેલા કોઈ સ્થૂલ તત્ત્વને લીધે છે એમ માનવું એ ભૂલ છે.૧ ”

શકુન્તલા અને દુષ્યન્તને મેળવનાર વિધિ જ છે. **तं यदि दैवमेव संपादयति**...ઈ. સઘળા અનર્થનું મૂળ પણ વિધિ જ છે એમ મહાકવિ અનેક વખત કહે છે–**रमणीय खलु अवधिः विधिना विसंवादितः। ...ननु अङ्गुलीयकमेव निदर्शनमत्रश्यंभाव्यं चिन्तनीयः समागमो भवतीति।** રાજા શકુન્તલાને ભૂલી જાય છે એ પણ વિધિની જ વામતા છે. સભામંડપમાં શકુન્તલા જ્યારે વીંટી દેખાડી શકતી નથી ત્યારે ગૌતમી કહે છે–**अत्र तावद् विधिना दर्शितं प्रभुत्वम्।** કાલિદાસ જ જો સઘળો ભાર વિધિ ઉપર નાખતા હોય તો આપણે શા માટે કોઈનો દોષ જોવો? છેલ્લા અંકમાં શકુન્તલા પણ તે જ કહે છે–**उत्तिष्ठतु उत्तिष्ठतु आर्यपुत्रः। नूनं मे सुचरितप्रतिबन्धं पुराकृतं तेषु दिवसेषु परिणामसुखमासीद्येन सानुक्रोशः अपि आर्यपुत्रः मयि विरसः संवृत्तः।** તેના પુત્રને પણ તે દુષ્યન્તની ઓળખાણ આપવાને બદલે કહે છે–**वत्स ते भागधेयानि पृच्छ।** પોતે જાતે પણ તેમ જ કહે છે–**हृदय, आश्वसिहि आश्वसिहि। परित्यक्तमत्सरेणानुकम्पिनादैवेन।**

અમે અહીં દાખલા ટાંકી વિધિનું પ્રભુત્વ બતાવીએ છીએ તેથી રખે એમ માનતા કે અમે એને શાકુન્તલના તત્ત્વદર્શન તરીકે રજૂ કરીએ છીએ. કાલિદાસનું અભિપ્રેત તત્ત્વદર્શન એ જ હતું એમ અમે કહેતા જ નથી. પણ અમારો નમ્ર મત એટલો જ છે કે આ નાટકમાં કોઈ પાત્ર કે પાત્રના વ્યવહારમાં દોષ નથી. વાંક કેવળ વિધિનો છે એ વાત મહાકવિ પોતે જ શાકુન્તલમાં કહે છે. અને કાલિદાસના જ શબ્દોને પ્રમાણભૂત ગણવા એ જ ઈષ્ટ છે.

અમારે મતે તો દામ્પત્યપ્રેમની આ અપૂર્વ યશોગાથા દ્વારા કોઈ

---

૧ અભિજ્ઞાન શાકુન્તલનું તત્ત્વદર્શન–શ્રી તપસ્વી નાન્દી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અવર્ણનીય, નિર્બાધ ' આનંદ ' પ્રસરાવી સઘળાનું મનોરંજન કરવું એ જ આ કવિઓના કવિનો ઉદ્દેશ હોઈ શકે છતાં અભિજ્ઞાનશાકુન્તલમાં જો કંઈ પણ રહસ્ય જેવું જ હોય તો મારા ભાઈ શ્રી તપસ્વી નાન્દી કહે છે તેમ " એ જ કે પૂર્ણ પ્રેમ એ સ્વયંભૂ છે, જે પ્રીતિ कथमपि अवान्ध बक्ता છે, જે પવિત્ર છે, તે ગમે તેવા પ્રતિકૂલ દૈવને પણ પરાજય આપે છે. અભિજ્ઞાનશાકુન્તલ એ પ્રતિકૂલ દૈવ પર વિજયી બનેલ પવિત્ર દામ્પત્યની અપૂર્વ યશોગાથા જ છે. એવો પ્રેમ કલ્યાણ અર્થે છે, એ મિલનનું પરિણામ પણ લોકસંગ્રહાર્થે જ કામ કરે છે. અસ્તુ. "

## [૮] કાલિદાસની કલા

### પ્રકૃતિ નિરૂપણ

" પૃથ્વી ઉપર ભાગ્યે જ કોઈ મનુષ્ય હશે કે જેણે કાલિદાસ જેવું સૂક્ષ્મ અને ચોકસાઈભર્યું પ્રકૃતિનિરીક્ષણ કર્યું હોય; જો કે તે ચોકસાઈ વૈજ્ઞાનિકની નહિ પણ કવિની હતી .....કાલિદાસની કવિતા પૂરેપૂરી માણવા માટે કંઈ નહિ તો માત્ર થોડાંક અઠવાડિયાં તો તે મનુષ્યે માનવ મહેરામણથી દૂરનાં જંગલોમાં અને પર્વતોમાં વિતાવવાં જ જોઈએ. વૃક્ષો અને પુષ્પો જીવંત છે એવી ત્યાં પ્રતીતિ થાય છે....કાલિદાસનું પ્રકૃતિજ્ઞાન માત્ર સહાનુભૂતિયુક્ત છે એટલું જ નહિ, તેમાં ખાસ ચોકસાઈ પણ છે. હિમાલયના પવન, બરફ અને ગંગાનો પ્રવાહ જ તેની વસ્તુ નથી. પણ નાનાં ઝરણાં, વૃક્ષો અને નાનામાં નાનું પુષ્પ પણ જાણે તેની જ વસ્તુઓ છે."

રાઈડરનાં ઉપરનાં વાક્યો કાલિદાસના પ્રકૃતિજ્ઞાનનો બરાબર ખ્યાલ આપે છે.

એક કોર કુરબક, પાટલ અને રમ્ય શિરીષ પુષ્પો ખીલ્યાં છે. પણે અંદર તુષારવાળું કુન્દ ચિત્ત હરી લે છે. કણ્વાશ્રમના તપોવનમાં પેલું કેસર વૃક્ષ પવનથી હાલતી પલ્લવાંગુલિથી શકુન્તલાને બોલાવી રહ્યું છે. પેલી નવમાલિકા બરાબર સહકાર ઉપર લાગી છે. પણે પેલી બાજુ માધવી લતા ખીલી છે. શેવાળથી છવાયેલું કમળ અને નલિની પણ મનને ખુશ કરે છે. ઈંગુદાનું તેલ અને ઉશિર અનુલેપન કેવું અદ્ભૂત ઔષધ બની રહે છે !

પેલી બાજુ મૃગલાં અને હરણો નિર્ભય રીતે ચરે છે અને ઝાડની છાયામાં આરામથી વાગોળે છે. પેલા અશ્વો સૂર્યના અને ઈન્દ્રના અશ્વોને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પણ ટપી જાય એવા વેગથી દોડે છે. વૃક્ષોના પોલાણમાં વસતા પોપટના મુખમાંથી નીવારના દાણા નીચે પડયા છે. પેલી શકુન્તલા મૃગબાળને મૂઠીએ મૂઠીએ શ્યામાક ખવડાવે છે. વરાહનાં જૂથ ખાબોચિયાંમાંથી મુસ્તા ઘાસ તોડે છે. પેલા મહિષો ભરબપોરે પાણીના ખાબોચિયામાં આળોટતા પડયા છે. પેલી ચક્રવાકી રોજ રાતે વિરહ આક્રન્દ કરે છે. પેલી કોયલ કુહૂરવે કાન ફોડી નાખે છે. પેલી મૃગલી ડાબા નયનથી કૃષ્ણસાર મૃગના શિંગડાને ખંજવાળતી બેઠી છે. પેલી રેતીના કિનારે હંસમિથુન શાંતિથી બેઠું છે. પેલું મધુકર યુગલ પણ અનેરું દૃશ્ય સર્જે છે ।૬–૧૯) પેલો હાથી તોફાન મચાવતો તપોવન તરફ આવી રહ્યો છે.

માલિની નદી અને સોમતીર્થ જેવાં રમણીય સ્થળોનો અહીં આરંભમાં જ ઉલ્લેખ છે. પ્રકૃતિનાં વિવિધ તત્ત્વોનો ઉલ્લેખ કરતાં કાલિદાસ કેટલાંક સુંદર વર્ણનો પણ આપે છે. ગ્રીષ્મના આહલાદક વર્ણનથી નાટકનો પ્રારંભ થાય છે. અંક ૪–૧ નું સવારનું વર્ણન ચિરસ્મરણીય છે. કણ્વાશ્રમ અને મારીચ આશ્રમનું વર્ણન પણ તેટલું જ સરસ છે. આ વર્ણનમાં કવિનું બારીક પ્રકૃતિનિરીક્ષણ પણ દેખાય છે જ. બાણના ભયથી બીનેલું મૃગ શું કરે તેનું બારીક અવલોકન '૧–૭'માં છે. લગામ છૂટતાં અશ્વો કેવા દોડે તે, પવનથી ઉડેલી ધૂળ આશ્રમનાં વૃક્ષો ઉપર સૂકવેલાં વલ્કલ પર પડતાં કેવી લાગે છે તે, ઉનાળામાં મહિષો પાણીમાં ડૂબ્યા રહે તે, મૃગોનાં જૂથ વાગોળે તે, ડુક્કરો ઘાસ ઉખેડે તે વગેરે કવિનું બારીક પ્રકૃતિનિરીક્ષણ બતાવે છે. માલિનીના કણ વહેતો અને કમળથી સુગંધી વાયુ, સવારનું ઝાકળબિન્દુવાળું કુન્દ, કોયલની પારકાના માળામાં ઈંડાં મૂકવાની ટેવ प्रागन्तरिक्षगमनात् स्वमपत्यजातं अन्यैर्द्विजैः परभृताः खलुपोषयन्ति । વગેરે પણ તેમનું પ્રકૃતિનું સૂક્ષ્મ અવલોકન બતાવે છે. ગ્રીષ્મને અંતે વાદળિયો દિવસ તાપનું કારણ પણ બને અને શાંતિનું પણ કારણ બને તે કવિએ ખાસ નોંધ્યું છે.

કાલિદાસ પ્રકૃતિનાં કેટલાંક દૃગહર ચિત્રો આપે છે. આ નાટકમાં આવતાં ઘણાં ચિત્રો ગતિમય જ છે, જેમકે—નાસતા બીનેલા મૃગનું ચિત્ર (૧–૭), ભમતા મધુકરનું ચિત્ર, તોફાની હાથીનું ચિત્ર (૧–૩૨), દોડતા અશ્વોનું ચિત્ર, વગેરે. **कार्या सैकतलीन**—ઈ. માં પણ મનોરમ ચિત્ર છે.

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना
माविष्कृतारुणपुरःसर एकतोऽर्कः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રાતઃકાળનું આ મનહર ચિત્ર દોરતાં દોરતાં કલાકાર સ્વામીની પીંછી થંભી જાય છે અને તે દ્વારા તો કવિ અનંત સત્ય પલકમાં સમજાવી દે છે—

तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्याम्
लोको नियम्यत इवात्मदशान्तरेषु ।

પ્રકૃતિ અને માનવ વચ્ચે કાલિદાસ કોઈ સૂક્ષ્મ પ્રેમબંધન બતાવે છે. માનવભાવ અને પ્રકૃતિનો કાલિદાસે સંપૂર્ણ સમન્વય સાધ્યો છે અને તે રસાયણિક રીતે થાય છે એમ ડૉ. રાઈડર બતાવે છે. એનાં પ્રકૃતિચિત્રો પ્રસંગોમાંથી ઉદ્ભવે છે અને એનાં માનવભાવનાં ચિત્રો પ્રકૃતિની પાર્શ્વભૂમાં રચાય છે.

"લતા સાથે ફૂલનો જે પ્રકારનો સંબંધ છે તેવા જ પ્રકારનો તપોવન સાથે શકુન્તલાનો પણ સ્વાભાવિક સંબંધ છે...શકુન્તલા તપોવનનું એક અંગ છે. તપોવનને દૂર રાખતાં માત્ર નાટકના આખ્યાનભાગમાં તૂટ પડે એટલું જ નથી, ખુદ શકુન્તલા અસંપૂર્ણ થઈ જાય છે. ..શાકુન્તલમાં લતા, વૃક્ષ પશુ, પક્ષી પોતાના સ્વરૂપમાં જ રહ્યા છતાં મનુષ્યની સાથે મધુરા આત્મભાવથી મળી ગયાં છે." [૧]

૧—ટાગોર—પ્રાચીન સાહિત્ય.

વનજ્યોત્સ્નાને ભૂલતાં પહેલાં તો શકુન્તલા પોતાના આત્માને ભૂલે. तदात्मानमपि विस्मारिष्यामि । પ્રકૃતિ અને માનવનું એટલે સુધી તાદાત્મ્ય સધાયું છે કે શકુન્તલાને સાક્ષાત લતા જ માનવામાં આવે છે. लतासनाथ इवायं केसरवृक्षकः । શકુન્તલાએ પ્રકૃતિને કંઈક આપ્યું તે કરતાં પ્રકૃતિએ શકુન્તલાને આપ્યું એ વિચાર પ્રધાન બને છે. सहवसतिमुपेत्य यैः प्रियायाः कृत इव मुग्धविलोकितोपदेशः । વનનાં પશુપંખીઓને આશ્રમવાસીઓ સહોદર અને બન્ધુની માફક જ સંબોધે છે. लतावलय संतापहारक; चक्रवाकवधुके, आमन्त्रयस्व सहचरीम् । उपस्थिता रजनी । કણ્વ વનસ્પતિ પાસેથી ઘરેણાં લઈ આવવાની આજ્ઞા કરે છે. વનનાં વૃક્ષોને સંબોધીને કાશ્યપ કહે છે—भोः भोः संनिहितास्तपोवनतरवः । શકુન્તલાને लताभगिनी વનજ્યોત્સ્ના તરફ બહેન જેવું હેત છે. अवैमि ते तस्यां सोदर्यास्नेहम् । તેને સંબોધીને તે કહે છે—वनज्योत्स्ने चूतसंगतापि मां प्रत्यालिङ्गेतोगताभिः शाखाबाहाभिः । તાતકાશ્યપ જેટલી શકુન્તલાની ચિંતા કરે છે એટલી જ નવ-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



માલિકાની પણ ચિંતા કરે છે. चूतेन संश्रितवती नवमालिकेयमस्यामहं त्वयि च संप्रति वीतचिन्तः। ભારેવાળી મૃગલીની પણ શકુન્તલા તેટલી જ ચિંતા કરે છે. तात एषोटजपर्यन्तचारिणी गर्भमन्थरा मृगवधू— ઈ. મૃગબાળના કુશથી વીંધાયેલા મુખમાં તે ઇંગુદી તેલ મૂકે છે. એને છોડીને જતાં શકુન્તલાનું હૈયું ચીરાઈ જાય છે. वत्स किं सहवासपरित्यागिनीं मां ઈ. निवर्तस्व तावत् (रुदती प्रस्थिता।)

કાલિદાસનું પ્રકૃતિદર્શન આટલેથી અટકી જતું નથી. તે પ્રકૃતિને જીવંત બતાવે છે. હવે વૃક્ષ વૃક્ષ નથી પણ તાત કાશ્યપ જેટલું જ એક આશ્રમનું અંગ છે. હવે પશુપંખી મૂંગાં પ્રાણી નથી પણ પ્રિયંવદા શકુન્તલાના સાથીદાર છે. લતા લતા નથી પણ लताभगिनी છે. સમસ્ત પ્રકૃતિ એટી શકુન્તને મનુષ્યવાચાથી વિદાય આપે છે. (रम्यान्तरः...ઈ)

કેવું ભવ્ય પ્રકૃતિદર્શન!

આ નવલી દૃષ્ટિને લીધે હવે કાલિદાસને પ્રકૃતિ તત્ત્વોમાં માનવી લક્ષણો દેખાય છે. શકુન્તલા કહે છે.—रमणीये खलु काले लतापादपमिथुनस्य व्यतिकरः संवृत्तः। नवकुसुमयौवना वनज्योत्स्ना, स्निग्धपल्लवतयोपभोगक्षमः सहकारः। વનજ્યોત્સ્ના 'સહકાર'ની સ્વયંવરવધૂ છે. કેસરવૃક્ષ શકુન્તલાને પલ્લવાંગુલિથી બોલાવતું હોય તેમ લાગે છે. 'एषा कुसुमनिषण्णा तृषितापि सती...ઈ.' માં માનવી લક્ષણો સુંદર રીતે વ્યક્ત થયાં છે. જે હર્ષ, જે શોક અને પ્રેમની લાગણી તથા ભાવ આપણે માનવ જીવનમાં અનુભવીએ છીએ એ જ ભાવ અનેક પ્રકૃતિ તત્ત્વો માનવોની માફક જ અનુભવે છે. એમ બતાવી મહાકવિ અહીં માનવી ભાવોનો પ્રકૃતિમાં સાક્ષાત્કાર કરાવે છે.

શકુન્તલાની વિદાય વેળાએ—

उद्गलितदर्भकवला मृगाः, परित्यक्तनर्तना मयूराः।
अपसृतपाण्डुपत्रा मुञ्चन्त्यश्रूणीव लताः॥

શકુન્તલાને એકલીને તપોવન છોડતાં દુઃખ થાય છે એમ નથી. તપોવનની પણ એવી જ દુઃખી અવસ્થા દેખાય છે. न केवलं तपोवनविरहकातरा सख्येव। त्वयोपस्थितवियोगस्य तपोवनस्यापि तावत् समवस्था दृश्यते। મૃગલું શકુન્તલાનો છેડો છોડતું નથી. सोऽयं न पुत्रकृतकः पदवीं मृगस्ते। ચક્રવાક પક્ષિ પણ રાતે મનુષ્યના જેટલી જ વિરહવ્યથા અનુભવે છે. नलिनीपत्र

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मात्रान्तरितमपि सहचरमपश्यन्ध्यातुरा चक्रवाक्यारटति दुष्करं खल्वहं करोमि। ઉપવનનાં વૃક્ષો જાણે દુષ્યન્તની આજ્ઞા માને છે. અને વસંતના ફેરફાર વ્યક્ત કરતે કરતે રહી જાય છે. चूतानाम् चिरनिर्गतापि०...ઈ. પશ્ચાત્તાપથી બળતા દુષ્યન્તને પણ પ્રકૃતિને ખોળે જ શાંતિ મળે છે. સાતમા અંકમાં પણ પ્રકૃતિનાં સૌમ્ય તત્ત્વો નિહાળીને દુષ્યન્તને પરમ આનંદ અને શાંતિ મળે છે.

આ કવિનું પ્રકૃતિદર્શન અહીં જ અટકી જતું નથી. ડૉ. રાઈડર કહે છે તેમ પુનર્જન્મમાં માનતા હિંદુ માટે એક છોડથી માંડીને પરમાત્મા સુધીનું જીવન એક છે એમ માનવું સહેલું છે છતાં હિંદુઓમાં પણ કાલિદાસ જેટલી સુંદરતાથી આ ભાવ કોઈ વ્યક્ત કરી શક્યું નથી. કુમારસંભવમાં હિમાલયને દેવતાત્મા કહ્યો છે. એટલું જ નહિ પણ એ દેવતાઈ ભાવનો મહાકવિએ તેમાં સાક્ષાત્કાર કરાવ્યો છે. શાકુન્તલમાં પણ વન દેવતાઓનું અસ્તિત્વ બતાવી તેનો સાક્ષાત્કાર કરાવ્યો છે. ચોથા અંકમાં વનદેવતાઓ આગળના હાથ લંબાવી લંબાવીને શકુન્તલાના શણગાર આપે છે.

"લતા સાથે ફૂલનો જે પ્રકારનો સંબંધ છે તેવા જ પ્રકારનો તપોવન સાથે શકુન્તલાનો પણ સ્વાભાવિક સંબંધ છે.

અભિજ્ઞાનશાકુન્તલ નાટકમાં અનસૂયા, પ્રિયંવદા, કણ્વ, દુષ્યન્ત જેવાં પાત્રો છે તેવું જ એક વિશેષ પાત્ર તપોવન પ્રકૃતિ પણ છે. મૂક પ્રકૃતિને કોઇ નાટકમાં આવું પ્રધાન આવું અત્યાવશ્યક સ્થાન આપી શકાય છે તે અમારા જાણવા પ્રમાણે તો સંસ્કૃત સાહિત્ય સિવાય બીજે ક્યાંય જણાતું નથી. પ્રકૃતિને મનુષ્યરૂપ આપી તેના મુખમાં વાચા મૂકી રૂપકનાટ્ય રચી શકાય:, પરંતુ પ્રકૃતિને પ્રકૃતિ જ રાખી તેને આવી સજીવ, આવી પ્રત્યક્ષ, આવી વ્યાપક, આવી અંતરંગ બનાવી દઈ તે દ્વારા નાટકનું આટલું બધું કાર્ય સાધી લેવું તે તો બીજે ક્યાંય અમે જોતા નથી."[1]

## કાલિદાસ—માનવભાવના કવિ

કાલિદાસ જેટલા પ્રકૃતિના કવિ છે એટલા જ માનવી ભાવના કવિ છે. પિતાનો પુત્રી પ્રત્યેનો ભાવ, સખીઓનો પરસ્પર સ્નેહ વગેરે માનવભાવ કવિએ સરસ રીતે આલેખ્યા છે. શકુન્તલા પણ સમાન વયની સખીઓ સાથે ગમ્મત અને મસ્તી કરે છે. પ્રણયી હૈયાંની લાગણી કવિ સરસ રીતે

૧.—ટાગોર પ્રાચીન સાહિત્ય.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બતાવે છે. શકુન્તલા અને દુષ્યન્ત સાધારણ મનુષ્યની માફક જ પ્રેમતાપ અનુભવે છે. દુષ્યન્તને પણ એક રસિક જન તરીકે, સૌંદર્યના પ્રશંસક તરીકે ફરજ જાણતા અને અદા કરતા મનુષ્ય તરીકે અને વત્સલ પિતા તરીકે આલેખ્યો છે. માનવહૃદયના સુખદુઃખના બધા જ ભાવ કવિ સરસ રીતે આલેખે છે. પ્રત્યાદેશ વખતનું દુષ્યન્તનું મનોમંથન બહુ જ અસરકારક રીતે બતાવવામાં આવ્યું છે. દુષ્યન્ત અને શકુન્તલા પોતપોતાની ફરજ બજાવતાં સાચાં માનવો જ છે. સર્વદમનના પ્રસંગ દ્વારા કવિ બાળમાનસનો અત્યંત સફળ રીતે પરિચય કરાવે છે. સર મોનિયર વિલિયમ્સ બતાવે છે તેમ તેમનો માનવહૃદયનો અભ્યાસ, હૃદયની કુમળી લાગણીઓનો તેમનો ઊંચો ખ્યાલ અને પરસ્પર વિરુદ્ધ લાગણીઓનું સંઘર્ષણ વગેરે બતાવવામાં કાલિદાસ અત્યંત સફળ થયા છે. ચોથા અંકમાં કવિ કૌટુમ્બિક ભાવ સફળ રીતે બતાવે છે. શકુન્તલાવિદાયનું દૃશ્ય આજે પણ ઘેર ઘેર જોવા મળે છે એ કાલિદાસની આ ક્ષેત્રની સિદ્ધિ બતાવવા બસ છે.

પુનર્મિલન વખતે પણ કવિ આ ભાવ કેટલી સુંદર રીતે આલેખે છે! શકુન્તલા અને દુષ્યન્ત દુઃખથી એટલાં હબકી ગયાં છે કે ઘડીભર તો તે કંઈ પણ વાત કરી શકતાં નથી. 'जयतु जयतु' શબ્દો તો શકુન્તલા માંડ બોલી શકે છે. પોતે કેવી રીતે યાદ આવી, એ પણ શકુન્તલા બહુ વારે પૂછી શકે છે. દુષ્યન્ત પણ તે વખતે કહે છે કે પહેલાં મને તારાં આંસુ લૂછવા દે પછી જ તને કહું છું. રાજા વીંટી ફરીથી આપવા જાય છે. ત્યારે પણ શકુન્તલા બીકની મારી ના પાડે છે. સ્ત્રીના મનોભાવ આથી વધુ સરસ રીતે બીજે ક્યાં આલેખાયા હશે? બાળક સર્વદમન કહે છે, 'મારો બાપ તો દુષ્યન્ત, તું નહિ.' શકુન્તલા વિશે રાજાને ઘણું પૂછવું છે છતાં એ ધર્મિષ્ઠ રાજા કશું પૂછી શકતો નથી. એના આ મનોભાવ પણ અસરકારક રીતે વ્યક્ત થયા છે. મારીચ પાસે પુત્ર અને પતિ સાથે જતાં શકુન્તલા શરમાય છે. છતાં દુષ્યન્ત તેને લઈ જાય છે એ સરસ રીતે વ્યક્ત થાય છે. મારીચ દૈવી પાત્ર છે છતાં સાધારણ માનવના ભાવથી જ વર્તે છે. માતલિ પણ ઇન્દ્રનો સારથિ છે છતાં માનવની જેમ જ વર્તે છે. સાનુમતી અપ્સરા છે પણ એનો બોલે બોલ માનવભાવ જ વ્યક્ત કરે છે. કણ્વમાં સાક્ષાત્ પિતા જ મૂર્ત થાય છે. **पातुं न प्रथमं व्यवस्यति**...ઈ. **शममेष्यति मम शोकः**...ઈ. અને **उत्पक्ष्मणो**...ઈ. વગેરે શબ્દોમાં પુત્રીવિદાય વખતનું પિતાના હૃદયનું મનોમંથન કેટલું તાદૃશ રીતે વ્યક્ત કર્યું છે!

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



कथमिदानीं तातस्याङ्कात् परिभ्रष्टा मलयतटोन्मूलिता चन्दनलतेव देशान्तरे जीवितं धारयिष्ये—એ શકુન્તલાના શબ્દો શેં ભૂલાશે?

સખીઓના સાથમાં હસતી અને કલ્લોલતી શકુન્તલા, કામતપ્તા શકુન્તલા, શકુન્તલા પત્ની તરીકે, માતા તરીકે અને દુષ્યન્તના સુખદુઃખની સહભાગિની ભાર્યા તરીકે—આમ શકુન્તલાનાં અનેક ચિત્રો આપીને કાલિદાસ નાટકને જીવનની વધુ નજીક લાવ્યા છે. 'રે! રે! તમે બંને મને સાથે જ લેજો.' એ શકુન્તલાના હૃદ્‌ગત ભાવો તો કાલિદાસ જ આપી શકે. 'અમને કોના હાથમાં સોંપી જાય છે?' એ સખીઓના ભાવ શેં ભૂલાય?

## કાવ્યતત્ત્વ

કાવ્યતત્ત્વ પણ કાલિદાસના શાકુન્તલનું એક અગત્યનું અંગ છે. 'નાટકમાં એક પછી એક શ્લોકો સ્વાભાવિક રીતે જ આવતા જાય છે. આ શ્લોકો ભાવ અને પ્રસંગને અનુરૂપ હોય છે. કેટલાક તો ચિરસ્મરણીય છે. કાલિદાસ વર્ણનમાં કુશળ છે અને પોતાની શક્તિ બતાવી શકે તેમ છે છતાં કાર્યને અવરોધતા, કવિત્વ પ્રદર્શિત કરતા અલંકૃત શ્લોકોની પરંપરા આપતાં કાલિદાસ ખચકાય છે.'[1] છતાં કેટલીક વાર શકુન્તલાના અથવા રાજાના વર્ણનમાં ઉપરાઉપરી શ્લોકો શાકુન્તલમાં પણ જોવામાં આવે છે. આ તેમના સમયની મર્યાદા છે. ભવભૂતિમાં આ તત્ત્વ કાલિદાસ કરતાં વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે.

શાકુન્તલના કેટલાક શ્લોકો તો કાવ્યક્ષેત્રમાં સારામાં સારા લેખાય છે. એ આપણે રસદર્શનના પ્રકરણમાં જોયું. કેટલીક વખત રુક્ષ કાવ્યતત્ત્વ પણ જોવામાં આવે છે એ પણ નોંધ્યું છે. પણ—

एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः ।

## અતિપ્રાકૃતિક બળ

કાલિદાસના આ નાટકમાં અતિમાનવ બળો ઠીક ઠીક પ્રમાણમાં જોવા મળે છે. રાજા સ્વર્ગમાં જાય છે અને આવે છે તે, દૈવી વાણીથી સંદેશા આપવામાં આવે છે તે, મેનકા શકુન્તલાને લઈ જાય છે તે, મેનકા અદૃશ્ય રહી બધું જુએ છે અને સાંભળે છે તે, રક્ષા માદળિયું, શાપ અને તેનો પ્રતિકાર માતલિ અદૃષ્ટ રીતે વિદૂષકને ટીપે છે તે વગેરે આ નાટકનાં

---

૧. ડૉ. કીથ.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આવતાં અતિપ્રાકૃતિક બળો છે. અદિતિ, સાનુમતી, માતલિ અને મારીચ એ અમાનવ પાત્રો છે.

તત્કાલીન સમાજમાં લોકો આવાં બળોમાં માનતા. શાપ અને તેના પ્રતિકારમાં ઘણા હિંદુઓ માને છે. કવિની ચતુરાઈ એ પ્રસંગો રજૂ કરવામાં છે. અમાનવ પાત્રો પણ શાકુન્તલમાં માનવી ભાવે જ રજૂ થયાં છે. તે અદૃશ્ય રહી શકે, વર્તમાન, ભૂત અને ભવિષ્ય–ત્રણેય કાળના બનાવો જોઈ શકે, શાપ આપી શકે અને તેનો પ્રતિકાર પણ બતાવી શકે એટલાં એ પાત્રો અમાનવ, બાકી બધી રીતે માનવ. શાપનો પ્રસંગ, માતલિ અને સાનુમતીના પ્રસંગો વગેરે કવિ કેટલી સ્વાભાવિક રીતે રજૂ કરે છે એમાં જ એમની કલા છે.

## વિધિ

અનાદિ કાળથી માનવજીવન વિધિ પર અવલંબતું જ આવ્યું છે.

**एषक्रीडति कूपयन्त्रघटिकान्यायप्रसक्तो विधिः ।** આ વિશે તત્ત્વદર્શનમાં સારી ચર્ચા કરી છે તેથી અહીં તે નહિ કરીએ. આ તત્ત્વ આપવામાં કવિની કલા નથી. પણ જે સ્વાભાવિક રીતે વિધિ માનવજીવનમાં ભાગ ભજવે છે તે જ સાધારણ રીતે દુષ્યન્ત અને શકુન્તલા પણ વિધિનો ભોગ થઈ પડે છે એ બનાવવામાં જ કાલિદાસની સાચી કલા છે. બાળક રમતે રમતે જ પકડાય છે. માદળિયું તોફાનમાં જ પડે છે. વીંટી નહાતાં નહાતાં જ પડી જાય છે. માછીમાર જેવો પુરુષ પકડાય જ. વીંટી પણ માછલી કાપતાં જ મળે છે.

## ઉભયલોકનો સમન્વય

'શકુન્તલા અને વિક્રમોર્વશીય, રઘુવંશ અને કુમારસંભવની માફક મેઘદૂતમાં પણ કાલિદાસની કલ્પના ઉભય લોકમાં ઊડનારી છે, ભૂલોક, અને તે ઉપરનો શંકર ઇન્દ્ર કુબેર, મારીચ આદિનો લોક, એ બન્નેનો કલ્પનાસમન્વય સાધનારી છે. કાલિદાસની વસ્તુસંકલનામાં આ તંતુ એટલો તો મહત્વનો છે કે જે વાચકની બુદ્ધિ એની કલ્પનાનો ઉભયલોકવાસ ગ્રહણ ન કરી શકે, તે એની કવિતાની અધિકારી પણ નથી.'[૧]

કાલિદાસનું શાકુન્તલ વાંચતાં પહેલાં આપણે એ સ્વીકારવું પડે કે

૧. બ૦ક૦ઠાકોર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એના નાયક દુષ્યન્ત 'वज्रमित्रसखा' છે. ઈન્દ્ર એનું બહુમાન કરે છે અને એક આસને બેસાડે છે તથા પોતાનો રથ એને લેવા મોકલે છે. દેવાસુર સંગ્રામમાં ઈન્દ્રને એના વગર ચાલતું નથી. એ દેવોના સૈન્યને મોખરે જ હોય છે. દેવોને વિજય મળે છે તે એને જ લીધે. એ છૂટથી સ્વર્ગમાં જઈ આવી શકે છે. શકુન્તલા પોતે જ ઉભયલોકના સમન્વયનું પ્રતીક છે. આ તંતુ સ્વીકાર્યા સિવાય કાલિદાસનું આ નાટક વાંચવાનો કોઈને પણ હક્ક નથી.

**રૂઢિગ્રસ્ત પ્રેમને અને રૂઢિગ્રસ્ત વિદૂષકના પાત્રને તિલાંજલિ**

આ નાટકની એ વિશિષ્ટતા છે કે આજ સુધી સંસ્કૃત નાટકોમાં બતાવાતા રૂઢિગ્રસ્ત પ્રેમની શૃંખલાને કવિ દૂર ફેંકી દે છે. રાજાને ઘણી રાણીઓ હોય. તે કોઈ બીજીને પ્રેમ કરે ત્યારે અંતઃપુરની વાઘણો તેમાં અંતરાય નાખે, વિદૂષક યુક્તિઓ કરી રાજાના પ્રેમને આગળ ધપાવે અને અનેક ઘર્ષણને અંતે પ્રેમીઓનો મેળાપ થાય—આ પુરાણી પ્રેમકથાને કાલિદાસ શાકુન્તલમાં તિલાંજલિ આપે છે. શાકુન્તલના વિદૂષકનાં હાથમાં નાટકનો દોરીસંચાર નથી. તેની હાજરીને બદલે તેની ગેરહાજરી શાકુન્તલના વસ્તુને વધુ અનુકૂળ થઈ પડે છે. (૧) રાજાની પ્રથમ આશ્રમ મુલાકાત વખતે તે નથી હોતો. (૨) બીજી વખત અને લગ્ન વખતે પણ તે હાજર નથી હોતો. (૩) પ્રત્યાદેશ દૃશ્ય વખતે પણ તે નથી હોતો. (૪) છેવટે હેમકૂટ ઉપરના મેળાપ વખતે પણ તે નથી હોતો.

આમ વિદૂષકના રૂઢિગ્રસ્ત પાત્રને પણ કાલિદાસ આ નાટકમાં તિલાંજલિ આપે છે.

[૯] કાલિદાસની શૈલી

> वैदर्भी कविता स्वयं वृतवती श्रीकालिदासं वरम् ।
> श्लेषः प्रसादः समता माधुर्यं सुकुमारता ।।
> अर्थव्यक्तिरुदारत्वमोजः कान्तिः समाधयः ।
> माधुर्यव्यञ्जकैर्वर्णैरचना ललितात्मिका ।
> अवृत्तिरल्पवृत्तिर्वा वैदर्भीरीतिरिष्यते ।

સરળતા, મીઠાશ, સુસ્પષ્ટ શબ્દો, શબ્દોની સુકુમારતા, ભાવની ઋજુતા, વર્ણનની ભવ્યતા, સુબોધ વિચાર અને તેજોમયતા—કાલિદાસની

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શૈલીનાં આ પ્રધાન લક્ષણો છે. મીઠાશ, ચોટ અને સરળતા કાલિદાસની શૈલીમાં કુદરતી રીતે આવી જાય છે. સમાસ નાના અને સાંભળતાં જ એગી જાય તેવા હોય છે. એના 'ખંડકો' રમતા મધુર લયના હોય છે. કાલિદાસના શબ્દો કોમળ, કાવ્યમાં માધુર્ય અને શબ્દરચના સુંદર હોય છે. આખું કાવ્ય જાણે દ્રાક્ષાપાક! કવિકુલગુરુનું કાવ્ય એટલે **बहिरन्तस्फुरद्रसः**—બહાર અને અંદર બધે જ રસરેલ.

## ગદ્ય

કાલિદાસનાં નાટકોનું ગદ્ય પણ સરળ, મીઠું અને ક્યારેક કાવ્યમય, ભાવમય પણ બને છે. તેનાં વાક્યો ટૂંકાં પણ અસરકારક હોય છે. એના શબ્દો સહેલા અને ઘરગથ્થુ રોજના સામાન્ય વપરાશના હોવાથી એ ગદ્ય નાટ્યોચિત બને છે. નાટકના કાર્યમાં અંતરાય રૂપ બને તેવું સમાસપ્રાચૂર્યવાળું ગદ્ય કાલિદાસ આપતા નથી. **चक्रवाकवधुके आमन्त्रयस्व सहचरम्। उपस्थित्ता रजनी।**—આ વાક્યમાં સુંદર અન્યોક્તિ છે. **लतावलय संतापहारक** .........એ વાક્યમાં પણ અન્યોક્તિ છે. **कथमिदानीं तातस्याङ्कात् परिभ्रष्टा मलयतटोन्मूलिता चन्दनलतेव देशान्तरे जीवितं धारयिष्ये**- આ વાક્યમાં પણ ચિરસ્મરણીય ઉપમા છે. **कार्यज्ञा कार्योपरोधं मे परिहरति**—એ એક વાક્યમાં તો કાલિદાસ વસુમતીનું આખું પાત્ર નિરૂપી દે છે.

## સૂચનકલા

શબ્દોની કરકસર એ કાલિદાસની ગદ્ય અને પદ્ય બંને શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે. થોડા શબ્દોમાં તો તે કેટલુંયે સૂચવી દે છે. એનાં વાક્યો ધ્વન્યાત્મક હોય છે. કાલિદાસ કહે તે કરતાં સૂચવી ઘણું દે છે. શબ્દ અને વિચારનો સમન્વય કાલિદાસ સાધે છે. શબ્દોની યોગ્ય વરણી સાથે સૂક્ષ્મ સૂચન કરવાની કલા કાલિદાસને વરી છે અને એ એના પ્રસાદગુણને આભારી છે. કેવળ એક લીંટી કે શબ્દ કે સમાસની જાદુઈ શક્તિમાં ઉઘડતી અપાર વિચારધારા કાલિદાસને વરી છે. એની કૃતિમાં એવા કેટલાયે શબ્દો, રચના, વાક્યો અને પ્રસંગો છે કે જે યાદ રહી જાય તેવા છે. છતાં આ વ્યંગ્ય માટે કવિ વાચ્યનો ભોગ આપતા નથી. વાચ્ય પછી જ વ્યંગ્ય આવે છે અને વાચ્યની શોભા વધારે છે. શ્રી શાસ્ત્રીના રૂપકમાં કહીએ તો ધ્વનિ એ મેઘધનુષ્ય જેવો છે કે જે વાચ્યાર્થ રૂપી મેઘધનુની સાથે સાથે રહે છે અને એની ભવ્યતા વધારે છે. વાગ્વર્ષાના કાળા વાદળ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઉપર સુરધનુની સ્ફુરિતરુચિથી ધ્વનિ પ્રકાશે છે અને શ્યામરંગી શ્રી કૃષ્ણના વપુ ઉપર સોહતા મોરપિચ્છની માફક તે સોહે છે. મહાકવિના જ શબ્દો લઈએ તો—

येन श्यामं वपुरतितरां कान्तिमापत्स्यते ते ।

बर्हेणेव स्फुरितरुचिनागोपवेषस्य विष्णोः ।

અભિજ્ઞાનશાકુન્તલમાં કાલિદાસની આ કલાની સુષમા છે. એક લેખે જોઈએ તો એનું વાક્યેવાક્ય સૂચક છે. એના નાન્દીના विधिहुतं हविः वहति- એ શબ્દો જ કેટલા સૂચક છે! તાપસોના આશીર્વાદમાં પણ દુષ્યન્તના ઉદાત્ત ચારિત્ર્યનું સૂચન થાય છે. इदानीमेवदुहितरं शकुन्तलामतिथिसत्काराय नियुज्य दैवमस्याः प्रतिकूलं शमयितुं सोमतीर्थं गतः ।—એ વાક્ય પણ કેટલું સૂચક છે તે ટિપ્પણ અને પ્રસ્તાવનામાં સ્પષ્ટ કર્યું છે. હંસપદિકાના શબ્દો પણ તેટલા જ સૂચક છે. કાશ્યપ शान्ते करिष्यसि पदं ઈ. શબ્દો બોલે છે એમાં शान्ते શબ્દ પાછળ કેટલો ધ્વનિ છે એ ટિપ્પણમાં બતાવ્યું છે. भवति यः पौरवेण राज्ञा...ઈ. અને अनुकम्पिना आर्येण अथवा महाराजेन तथा आपन्नस्य विषयनिवासिनः અને बहुवल्लभाः राजानः...ઈ. વાક્યો સૂચવે છે કે આવનાર વ્યક્તિ દુષ્યન્ત પોતે જ છે.

## નાટ્યાત્મક વક્રોક્તિ

આ પ્રસંગ ઘણી રીતે ઉપસ્થિત થાય છે. કોઈ પાત્ર અજાણપણે જ કંઈ બોલે અને તેમાં ભાવિ બનાવનું સૂચન થાય તો પણ તે નાટ્યાત્મક વક્રોક્તિ કહેવાય. જેમકે ચોથા અંકમાં ચક્રવાકીને જોઈને શકુન્તલા અજાણપણે જ બોલી જાય છે.—नलिनीपत्रमात्रेणान्तरितं सहचरमपश्यन्त्यातुरा चक्रवाक्यारटति दुष्करं खल्वहं करोमि । તેમાં અને તેની સખી તેનો જવાબ વાળે છે તેમાં શકુન્તલાના ભાવિ દુઃખ અને સુખનું સૂચન થઈ જાય છે.

ચોથા અંકમાં પ્રભાતનું વર્ણન કરતાં શિષ્યના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડે છે.—

इष्ट प्रवासजनितान्यबलाजनस्य

दुःखानि नूनमतिमात्र सुदुःसहानि ।

પહેલા અંકમાં પ્રિયંવદા અજાણતાં જ મશ્કરીમાં કહે છે–यदि अत्राद्य तातः संनिहितो भवेत्...इमं जीवितसर्वस्वेनापि अतिथिविशेषं कृतार्थं करिष्यति। છટ્ઠા અંકમાં વિદૂષક અચાનક જ બોલી જાય છે—यद्येवमस्ति खलु समागमः

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



कालेन तत्रभवत्यां ।...नन्वङ्गुलीयकमेव निदर्शनमवश्यंभाव्यचिन्तनीयः समागमः भवति। આ વાક્યો પણ ભાવિ મેળાપનું સૂચન કરે છે. ચોથા અંકમાં સખીઓ બોલી જાય છે—यदि स राजा प्रत्यभिज्ञानमंथरो भवेत्......પ. પણ ભાવિ દુઃખનું સૂચન કરે છે.

કોઈ પાત્ર કોઈ બીજા વિષે કંઈ બોલતું હોય પણ તે પાત્ર પોતાના જ વિશેના શબ્દો સાંભળતું હોય, અને એની પ્રેક્ષકોને ખબર હોય છતાં બોલનારને ન ખબર હોય ત્યારે પણ આ વક્રોક્તિ ઉપસ્થિત થાય છે. પહેલા અંકમાં પ્રિયંવદા મજાકમાં જ કહે છે—केआवां परित्रातुम्। दुष्यन्तमाक्रन्द। राजरक्षितव्यानि तपोवनानि नाम। પ્રિયંવદાને ખબર નથી કે દુષ્યન્ત સાંભળે છે, છતાં દુષ્યન્ત તે સાંભળતો હોય છે. પ્રેક્ષકો પણ આ જાણે છે, આમ વક્રોક્તિ ઉપસ્થિત થાય છે.

કેટલીક વખત શુકન અપશુકન દ્વારા પણ ભાવિ બનાવની આગાહી થાય છે. પહેલા અને સાતમા અંકમાં દુષ્યન્તનો જમણો હાથ ફરકે છે તે ભાવિ શુભનું સૂચન કરે છે. દરબારમાં પ્રવેશતાં જ શકુન્તલાનું જમણું નયન ફરકે છે તે ભાવિ દુઃખનું સૂચન કરે છે. 'शकुन्तलात्राण' વાળો પ્રસંગ પણ ભાવિ બનાવનું સૂચન કરે છે. માતલિ અને રાજા રસ્તામાં જે આનંદ અનુભવે છે તે પણ ભાવિ મેળાપનું સૂચન કરે છે. બાળકને જોઈને દુષ્યન્તને જે ભાવ સ્ફુરે છે તે પણ ભાવિ શુભ બતાવે છે. આમ અનેક નાના નાના પ્રસંગો પણ કાલિદાસને હાથે સૂચક બને છે.

**પ્રાકૃત**

કાલિદાસની પ્રાકૃત ભાષા પણ સરળ અને નાટ્યોચિત જ હોય છે. ગદ્યમાં ઘણુંખરું તે શૌરસેની વાપરે છે. પ્રાકૃત પદ્યમાં તે મહારાષ્ટ્રી વાપરે છે. શાકુન્તલમાં માછીમાર માગધીમાં બોલે છે. પણ શ્યાલ શૌરસેની બોલે છે.

**સંવાદ**

કાલિદાસના સંવાદ સરળ, નાટ્યોચિત અને જોરદાર હોય છે. પાત્રોને ઉચિત, જોઈએ તેટલું જ, અને જોઈએ તેવી ભાષામાં કાલિદાસનાં પાત્રો બોલે છે. આ ઉપરાંત આ સંવાદ ટૂંકા અને સરળ હોય છે. આપણે રોજ બોલીએ તેમ આ પાત્રો પણ રોજની વપરાશની ભાષામાં બોલે તેથી આ સંવાદ નાટ્યોચિત બને છે અને ધારી અસર ઉપજાવે છે. પહેલા અંકનો સખીઓનો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સંવાદ, ચોથા અંકનો શકુન્તલા વિદાય વખતનો સંવાદ, પાંચમા અંકનો રાજા અને શાર્ઙ્ગરવનો સંવાદ, અને છેલ્લા અંકનો બાળક સર્વદમનના પ્રસંગનો સંવાદ—એ આ નાટકના નોંધવા જેવા સંવાદ છે.

## રસ અને ભાવ

શૃંગાર, શાંત, કરુણ અને વીર—આ રસ ખાસ કરીને કાલિદાસને પ્રિય છે. તેમાં પણ શૃંગાર અને શાંત રસ કવિને વધારે ગમે છે. કરુણ રસ માત્ર ગળગળા કરે એટલો જ ઘેરો બને છે પણ ભવભૂતિની માફક તે રડાવતો નથી. અદ્ભુત રસનાં ચિત્રો કાલિદાસ આપે છે. આ બધું આપણે રસદર્શનના પ્રકરણમાં જોયું છે. કાલિદાસ બિભત્સ રસ આપતા નથી. કારણ તે હંમેશ જીવનના સૌમ્ય તત્ત્વનું જ દર્શન કરાવે છે.

## હાસ્ય

હાસ્ય બે પ્રકારનું હોય —મુગ્ધ અને મુક્ત. મુક્ત હાસ્ય વાચકોને અને પ્રેક્ષકોને ખડખડાટ હસાવે છે. જ્યારે મુગ્ધ હાસ્ય શાંત હોય છે. તે અંતરાત્માને આનંદ આપે છે. હસતા નથી છતાં આપણે પ્રફુલ્લ તો થઈએ જ છીએ.

શાકુન્તલમાં આ બને પ્રકારો જોવા મળે છે. વિદૂષકના પાત્ર-દ્વારા મુક્ત હાસ્ય રેલાય છે. (તે માટે વિદૂષકના પાત્રાલેખનમાં જોઈ લેવું.) પહેલા અંકના સખીઓના સંવાદમાં અને તેમની મજાકમાં મુગ્ધ હાસ્ય છે. આ સંવાદથી આપણા મનનો ખૂણેખૂણો પ્રફુલ્લિત થાય છે.

અહીં હાસ્યરસ મૃચ્છકટિક જેટલા પ્રમાણમાં નથી મળતો. છતાં અહીં હાસ્ય પાછળ કોઈ કટાક્ષ કે હલકટ ભાવના નથી.

ક્રોધ, વાત્સલ્ય, હતાશા, એકાએક આનંદથી ઉદ્ભવતી સ્તબ્ધતા, તટસ્થ દર્શનની વિશદતા, કટાક્ષ વગેરે માનવહૃદયના ભાવ કવિ સુંદર રીતે નિરૂપે છે. અનાર્ય, આત્મનो हृदयानुमानेन पश्यसि—એમાં નિરસ્કૃત હૃદયનો ક્રોધ દેખાય છે. 'अन्यथावश्यं मे सिञ्चत तिलोदकम्। માં હતાશા છે. यदिच्छामि ते तदस्तु માં આશીર્વાદ છે. पूर्वापरविरोधी अपूर्व एष विरहमार्ग માં તટસ્થ દર્શનની વિશદતા છે. वत्स ते भागधेयानि पृच्छ માં એકાએક થયેલા આનંદથી ઉદ્ભવતી સ્તબ્ધતા છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



### ગતિમય દૃશ્યો

શ્રી બ. ક. ઠાકોર બતાવે છે તે પ્રમાણે શાકુન્તલમાં ઘણે ભાગે હાલતાં દશ્યો જ છે. ઘણે ભાગે પાત્રો ઊભાં ઊભાં વાત કરે છે અથવા તો પાત્રો ઘડીએ ઘડીએ આવે છે અને જાય છે. પહેલા અંકમાં સખીઓ અને રાજા બેસે છે ત્યારે શકુન્તલા ગુસ્સામાં ચાલવા માંડે છે અને પ્રિયંવદા તેને રોકે છે. અંક બીજામાં રાજા અને વિદૂષક ઊભા હોય છે ત્યારે સેનાપતિ, ઋષિકુમાર અને કરભક આવે છે અને જાય છે, ત્રીજા અંકમાં પણ રાજા ફરતો હોય છે, શકુન્તલા જતાં ઊઠે છે, ગૌતમી આવે છે. અને બધા જાય છે. ચોથા અંકની શરૂઆતમાં પણ અનસૂયા, શિષ્ય અને પ્રિયંવદા આવે છે અને જાય છે. ત્યાર પછી પણ શકુન્તલા વગેરે જાય છે. અંક પાંચમામાં વિદૂષક જાય છે, કંચુકી આવે છે. અને રાજા અગ્નિશરણમાં જાય છે. પ્રત્યાદેશ દશ્યમાં પણ બધા ઊભા જ હોય છે. અંક છઠ્ઠામાં પણ દાસીઓ ફૂલ વીણતી હોય છે ત્યાં કંચુકી આવે છે ત્યાર પછી રાજા અને વિદૂષક આવે છે. એક દાસીને પ્રધાનને સંદેશો કહેવા મોકલવામાં આવે છે. બીજી દાસી ચિત્ર લઈને આવે છે. તે પાછી રંગ લેવા જાય છે. રાણી વસુમતી લગભગ આવી પહોંચે છે. વિદૂષક ચિત્ર સાથે જાય છે. તે પછી દાસી રાજ્યદ્વારી કાગળિયાં લઈને આવે છે તેને પાછી મોકલવામાં આવે છે. છેલ્લે રાજા મેઘપ્રતિછન્દ મહેલ તરફ જાય છે, માતલિ આવે છે અને બધા જાય છે. સાતમા અંકમાં માત્ર છેલ્લા દશ્ય સિવાય બધાં જ દશ્યો હાલતાં ચિત્રો જ છે.

નાટ્યશાસ્ત્રના નિયમોનું એકધારું પાલન એ કાલિદાસના નાટકનું મુખ્ય લક્ષણ છે. ભાસની માફક કાલિદાસ પણ નિષ્ક્રમ્ય પ્રવિશ્યનો છૂટથી ઉપયોગ કરે છે.

### વર્ણનશૈલી–શબ્દ ચિત્રો

વિશ્વવ્યાપી અસર અને ચિરસ્થાયી તત્ત્વ એ એમની વર્ણન શૈલીનાં પ્રધાન લક્ષણો છે. હરપળે તે વસ્તુઓને નવી રીતે જુએ છે અને રજૂ કરે છે. કાલિદાસે હંમેશાં ઉદ્દમરમણીય દશ્યો જ આપ્યાં છે. તેમની કલ્પનાનો વિલાસ અને વેગ તેમની સામે ચિરકાલ રહે તેવાં પ્રકૃતિનાં અને જીવનનાં નવલાં ચિત્રો રજૂ કરે છે. તે પ્રકૃતિનાં અનેક રમ્ય ચિત્રો આપે છે એ આપણે પ્રકૃતિનિરૂપણના પ્રકરણમાં જોયું.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વાસ્તવિક અને કાલ્પનિકનો, આખા ભાગનો અને છૂટા ભાગનો, વાચ્યનો અને સૂચિતનો સંયોગ એ કાલિદાસની વર્ણનશૈલીનું બીજું પ્રધાન લક્ષણ છે. કોઈ વસ્તુ અથવા પ્રસંગના સુંદરતમ અને પ્રધાન તત્ત્વો તેની આંખ ઝડપી લેતી અને તેની કલ્પના તેમાં રંગો પૂરી અવનવાં ચિત્રમય શબ્દચિત્રો સર્જતી. માનવભાવનાં કેટલાંક સુંદર ચિત્રો કાલિદાસ આપે છે. પુનર્મિલનના દૃશ્યમાં દુષ્યન્ત અને શકુન્તલાના મનોભાવનું સુંદર ચિત્ર છે.

## સૌંદર્યચિત્રો

કાલિદાસ પોતે સૌંદર્યના ઉપાસક છે તેથી પોતાની કૃતિમાં તે સુંદર સૌંદર્યચિત્રો પણ આપે છે. યક્ષાંગના હો, ગામડાની ભ્રૂવિલાસથી અજ્ઞ ગોરી હો કે વારાંગના હો, કે માનવેતર દેવ દેવી હો, પ્રકૃતિ હો, વા સ્ત્રી, પુરૂષ, બાળક, વૃદ્ધ કે યુવાન હો—પણ દરેકમાં કાલિદાસે સૌંદર્ય જ જોયું છે અને ભાતભાતનાં ચિત્રો ઉદગ્રરમણીય રીતે સર્જ્યાં છે.

હરણીની પૂંઠે પડેલા દુષ્યન્તનું ચિત્ર, રથમાંથી દેખાતી પૃથ્વીનું ચિત્ર, ઉપરથી ઉતરતા વખતે દૂરથી પાસે આવતાં દેખાતું પૃથ્વીનું ચિત્ર વગેરે ચિત્રો કાલિદાસની આ શક્તિનો આછો ખ્યાલ આપે છે. શકુન્તલા અને ભ્રમરનું ચિત્ર, શકુન્તલા વૃક્ષોને પાણી પાય છે તે, શકુન્તલા પ્રેમપત્ર લખે છે તે, નાહીને બેઠી હોય છે તે, શકુન્તલા દરબારમાં ઉભી હોય છે તે, હેમકૂટ ઉપરની શકુન્તલા, તથા તોફાન કરતો બાળક સર્વદમન વગેરે શાકુન્તલનાં ચિત્રો- ભૂલ્યા ભૂલાય તેવાં નથી જ. શાકુન્તલમાં આ કલાની પ્રૌઢશ્રી છે.

## ભાવને અનુરૂપ ભાષા

કાલિદાસની શૈલી હંમેશ ભાવને અનુરૂપ હોય છે. ચોથા અંકમાં કાલિદાસની શૈલી ભાવમય, કાવ્યમય અને કરુણામય બને છે જ્યારે પાંચમા અંકમાં તેમાં વેગ જુસ્સો અને પરસ્પર સામસામી દલીલો પ્રધાન બને છે. સખીઓના ટીખળમાં તે જ શૈલી હળવી, રમૂજી બને છે. આશીર્વાદનાં વાક્યોમાં એના શબ્દોમાંથી જ વાત્સલ્યભાવ નીતરે છે—वैतानास्त्वां वह्नयः पावयन्तु ।

## કાલિદાસની સંવિધાનકલા

નાટકની અમુક ખુબીનું કાલિદાસનું જ્ઞાન નોંધવા જેવું છે. પોતાનો અંત ધ્યાનમાં રાખીને જ કવિ પ્રસંગો સરજે છે. તે નાટકની શરૂઆત કરે છે તે પહેલાં જ તેને તેના અંતનો ખ્યાલ હોય છે. હવે પછી શું થશે, શું

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બનશે એ બધું આખા નાટકમાં જુદી જુદી રીતે કવિ પહેલેથી જ સૂચવતા આવે છે. કણ્વની ગેરહાજરી, હંસપદિકાનું ગાન, દુર્વાસાનો શાપ વગેરે પ્રસંગે આની પ્રતીતિ થાય છે. એક નાનો પ્રસંગ આગળ જતાં કેવો અગત્યનો અને રસમય બને છે એ આપણે આગળ વસ્તુસંકલનના પ્રકરણમાં જોયું. (જેમકે પારહાસવિજલ્પિત, સાનુમતીનું આગમન, માતલિનું આગમન, ધનમિત્રનો પ્રસંગ. વીંટીનો પ્રસંગ વગેરે).

## કાલિદાસની કવિતા

કાલિદાસની શૈલી વિશે લખતાં શ્રી. બ. ક. ઠાકોર લખે છે કે સુસ્પષ્ટ, કલ્પનોત્થ, મધુર, સુષ્ઠું, તેજોમય, હૃદયવેધી, ભવ્ય, ગંભીર હોય તે ઉત્તમ કવિતા. તે જ કવિતાનું ગૌરવ દીપાવની કવિતા. કાલિદાસમાં આ છયે લક્ષણોનો અસાધારણ સમન્વય હોવાથી જ એ કવિ કુલગુરૂ વા ઝમાને ઝમાને, ભાષાએ ભાષાએ નવા લેખકોને પણ કવિઓ બનાવનારો, કવિજનક કવિ, કવિઓનો કવિ ગણાય છે. તેમની કવિતા સુસ્પષ્ટ એટલે જોતામાં ઊડીને આંખે વળગે એવી અને સરલ હોય છે. તે કલ્પનામય, ચિત્રમય, રંગીન અને વાસ્તવિક છે. એનો શબ્દપ્રવાહ મધુર હોય છે અને તેમની આખી સંકલનામાં એક પ્રકારનો માપસૌષ્ઠવનો સંવાદ હોય છે. તે તેજોમય અને પ્રસાદસંપન્ન છે. તેમનો એકેએક શ્લોક સ્વતઃસંપૂર્ણ છે. શ્રી. બ. ક. ઠાકોર કહે છે તેમ 'દરેક શ્લોક સુવૃત્ત, અણીશુદ્ધ, ચળકતો મોતીનો દાણો, દરેક શ્લોક એક મુક્તક.'

## છંદ

છંદના તાલ અને લય ઉપર કાલિદાસને સારી ફાવટ છે. એના છંદના લયમાંથી કોઈ સિતારના સૂર અને બીનના ઝંકાર સંભળાય છે. એની કડીએ કડીએ કોઈ દિવ્યનાદ સંભળાય છે. મેઘદૂતમાં યક્ષના વિરહગાનને અનુરૂપ એવો મંદાક્રાન્તા છંદ છે. શાકુન્તલમાં કાલિદાસ લગભગ બાવીસ જેટલા છંદ વાપરે છે. આર્યા અને અનુષ્ટુભ કાલિદાસ વધારે પ્રમાણમાં વાપરે છે. શાંત રસનું નિરૂપણ કરવામાં તે ઘણુંખરું સ્રગ્ધરા છંદ વાપરે છે. (છંદની યાદી માટે આ પુસ્તકનું પરિશિષ્ટ જોઈ લેવું). એના છંદનો લય એના વિચાર, ભાવ કે કલ્પનાની આડે આવવાને બદલે એને સરળ બનાવે છે. છંદમાં પણ કાલિદાસે અજબ સમતુલા જાળવી છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અલંકાર

કાલિદાસને અલંકારનો શોખ છે. અલંકાર વાપરવામાં પણ કાલિદાસ ખાસ ઔચિત્ય બુદ્ધિથી જ પ્રવર્તે છે. શ્રી. બ. ક. ઠાકોરના જ શબ્દો ટાંકું તો—

'કાવ્યમાં રત્નો તો આવી જાય અને હોવાં જોઈએ જ, પણ તે જ્યાં કુદરતી આવી જાય અને આગલા પાછલા ઉચિત છાયા પ્રકાશમાં ગોઠવાયાં હોય—બીજું રૂપક કહીએ તો શૈલીવૃક્ષ ઉપર ઉઘડતાં ફૂલ જેવાં હોય ત્યાં જ તે રત્ન, અથવા તો ત્યાં તે જેવા રત્ન, તેવા એ ને એ શ્લોક છૂટા શ્લોક લેખે રત્ન નહિ, એવી ઔચિત્યબુદ્ધિથી કાલિદાસ પ્રવર્તે છે.'

કાલિદાસના કાવ્યની કડીએ કડીએ અલંકાર આવતા નથી. પણ થોડે થોડે અંતરે આવતા અલંકારો એના કાવ્યમાં રત્ન સમા ઝગી ઉઠે છે. મહાકવિનું જ ઉપમાન લઈએ તો છૂટા છૂટા અલંકારોથી એની કૃતિ प्रभातकल्पा विचेयतारका शर्वरी [ પ્રભાત થવા આવેલી આછા તારાવાળી રાત્રી ] જેવી રમ્ય અને આહ્લાદક લાગે છે.

શબ્દાલંકારોમાં કાલિદાસને યમક અને અનુપ્રાસનો શોખ છે. એના અનુપ્રાસ સહેલા અને મીઠા હોય છે. જ્યારે યમક પણ તે બને તેટલા ઓછા અને સરળ બને તેમ વાપરે છે.

ઉપમા

આ નાટકમાં આપણને કાલિદાસની ઉપમાનો બહુ લાભ મળતો નથી છતાં જેટલી છે તેટલી ઉપમા સમજતાં જ આપણને પ્રતીત થઈ જાય કે કાલિદાસની ઉપમા કેમ એમની જ ગણાય છે.

ઉપમા તો કાલિદાસની જ उपमा कालिदासस्य એ ઉક્તિ યથાર્થ જ છે. કાલિદાસની ઉપમા શ્લેષ ઉપર આધાર રાખતી નથી. તેમની ઉપમા ટૂંકી તથા સંપૂર્ણ ચિત્રવાળી હોય છે. કાલિદાસે ઘણી ઉપમા પ્રકૃતિમાંથી લીધી છે. નિયંતાની સૃષ્ટિના અનેક ખૂણામાંથી કવિએ ઉપમા લીધી છે. વાસ્તવિક, અવાસ્તવિક, કાલ્પનિક તથા માનવી, પૃથ્વી તથા સ્વર્ગ, ભાષા, શાસ્ત્ર, વ્યાકરણ, શ્રુતિ, સ્મૃતિ, કલા વગેરે કેટલાંયે ક્ષેત્રોમાંથી કવિ પોતાનાં ઉપમાન ઉઠાવે છે. વ્યાકરણ ઉપરની ઉપમા ક્યારેક શુષ્ક લાગે. પણ કવિના માર્ગમાં ઉપમા એની મેળે કુદરતી જ આવી જાય છે. શ્રી શાસ્ત્રી કહે છે તેમ,

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



-સાચું કહો તો કવિના માર્ગમાં ઉપમા ફૂલની માફક ઉઘડે છે. ઝાડીમાંથી ઊડી આવતાં, મધુર ગાન ગાતાં પંખીની માફક ઉપમા કવિના માર્ગમાં ઉમટે છે. આકાશમાં વાદળ ઘેરાય તેમ ઉપમાની પરંપરા કવિની સન્મુખ આવે છે.' કવિનાં ઉપમાનોની સંખ્યા બહુ મોટી છે. એની ઉપમાએ ઉપમાએ કોઈ અવનવો આહ્લાદ અનુભવાય છે. કોઈ પૂરું ઉઘડેલું જુઈનું પુષ્પ નાનું તોયે વાતાવરણને મોહક બનાવી ચારે કોર મીઠી સુગંધ ભરી દે છે તેમ કાલિદાસની ઉપમા નાની તોયે રસિકજનના ચિત્તાકાશને પ્રફુલ્લિત બનાવી કોઈ અવનવી તાઝગી બક્ષે છે

વિધવિધ ઉપમા આપવામાં જ કાલિદાસની આ કલા સમાપ્ત થતી નથી. પણ તેમની ઉપમા યથાર્થ હોય છે અને સંપૂર્ણ વિગતવાળી હોય છે. દરેક રીતે તેમની ઉપમા પરિપૂર્ણ હોય છે.

પહેલા જ અંકમાં કેટલીક સુંદર ઉપમા આવે છે. પાંચમા શ્લોકમાં મુગ્ધ કરે તેવા ગીતના રાગથી આકર્ષાયેલો સૂત્રધાર પોતાની જાતને સારંગથી અહીં ઘસડાઈ આવેલા દુષ્યન્ત સાથે સરખાવે છે. ગીતનો રાગ એવો મોહક છે કે સાંભળનારને પરાણે પણ તેમાં તણાવું પડે. તેવી જ રીતે મૃગલું પણ એટલું સુંદર છે કે રાજાને તેની પાછળ બળપૂર્વક ઘસડાઈ આવવું જ પડે છે. ગીતરાગ મુગ્ધ કરે છે તેમ સારંગ પણ મુગ્ધ કરે છે.

બીજો એક દાખલો લઈએ. રાજા મૃગને બાણથી વીંધી નાખવા તૈયાર થઈ ગયો છે. ત્યાં તપસ્વી કહે છે—મૃગના નાજુક શરીર ઉપર બાણ છોડવું યોગ્ય નથી. એને માટે કવિ યોગ્ય અને સુંદર ઉપમા આપે છે. જેમ રૂના અથવા પુષ્પના રાશિ ઉપર અગ્નિ નાખતાં અરેરાટી થઈ જાય, તેમ મૃગના આ કોમળ દેહ ઉપર બાણ છોડવું ઉચિત નથી. અગ્નિ પડતાંની સાથે રૂનો ઢગલો તરત જ સળગી જાય, અથવા પુષ્પનો રાશિ તરત જ કરમાઈ જાય તેવી રીતે બાણ પડતાંની સાથે બિચારું આ નાજુક મૃગલું તરત મરી જાય. માટે બાણ ન છોડવું જોઈએ. કેટલી યથાર્થ અને યોગ્ય ઉપમા!

એક બીજી ઉપમા જુઓ. ૧-૧૯ માં શકુન્તલાના વલ્કલ ધારેલા વપુનું વર્ણન છે. દુષ્યન્ત કહે છે કે આ વલ્કલથી આનું આ ખીલતું શરીર શોભા આપતું નથી. એને માટે કવિ કેટલી યોગ્ય ઉપમા આપે છે! પીળા પાનથી ઢંકાયેલા ફૂલની માફક એનું આ વલ્કલથી ઢંકાયેલું શરીર શોભા આપતું નથી. ઉપમાની યથાર્થતા ત્યાં નથી. જેટલું પુષ્પ કોમળ એટલું જ શકુન્તલાનું વપુ કોમળ. જેટલું પીળું પાન બરછટ અને ન ગમે તેવું તેટલું જ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વલ્કલ પણ બરછટ અને ન ગમે તેવું. જેમ પીળું પાન પુષ્પની શોભા નષ્ટ કરે તેમ વલ્કલ પણ શકુન્તલાના શરીરની શોભા નષ્ટ કરે છે.

૧–૨૧ની ઉપમા નિતાંત હૃદ્ય છે. શકુન્તલાને અહીં લતા સાથે સર-ખાવી છે. લતાને લાલ કુમળી કુંપળ હોય, કોમળ ડાળી હોય અને ચોમેર પુષ્પો પથરાયાં હોય. તેમ શકુન્તલાને પણ કુંપળ જેવા લાલ અધર છે, કોમળ ડાળી જેવા બાહુ છે અને ફૂલની માફક લોભનીય યૌવન એને અંગાંગે વ્યાપ્ત છે. ઉપમાની યથાર્થતા અહીં છે.

૧–૩૧ની ઉપમા પણ તેટલી જ મનહર છે. શિકારીઓનાં ઘોડાંથી ઉડતી રજના ગોટેગોટ તીડના થોકેથોક હોય એમ ઝાડ ઉપર અને ડાળ ઉપર સૂકાવા લટકાવેલાં વલ્કલો ઉપર પડે છે અને તે આખાં ને આખાં ઢંકાઇ જાય છે. રજના ગોટેગોટ હોય તેમ તીડના પણ થોકેથોક હોય. બન્નેની ગંજાવર વિપુલતા તે સાધારણ ધર્મ. તીડ, કુદરતી રીતે રતૂમડાં પીળાં હોય ત્યારે રજના ગોટેગોટ પણ સંધ્યાની લાલપાળી સુરખે રંગેલા. કેટલી યથાર્થ ઉપમા !

૧–૩૨ની ઉપમા પણ તેટલી જ સુંદર અને વાસ્તવિક છે. રાજાની કામી દશા વર્ણવતાં કહ્યું છે, 'શરીર આગળ જાય છે, જ્યારે મન પાછળ જાય છે. એને કવિ એક રેશમી વસ્ત્રવાળી અને પવનની સામે લઈ જવાતી ધજા સાથે સરખાવે છે. ધજાના દંડને પવનની સામેની દિશામાં લઈ જઈએ ત્યારે ધજાનું કપડું પાછળ ઉડે તેવી જ રીતે રાજાનું શરીર આગળ જાય છે પણ તેનું મન તો પાછળ જ દોડે છે. ઉપમાની ખરી મજા ત્યાં નથી. રાજાનું મન પ્રેમથી અસ્થિર છે તેવી રીતે ધજાનું વસ્ત્ર પણ પવનથી અસ્થિર છે.

બીજા અંકમાં મૃગયા દરમિયાન જંગલમાં વિહરતા રાજાને ગિરિચર હાથી સાથે સરખાવ્યો છે. ૨–૭માં મુનિઓને સૂર્યકાન્ત મણિ સાથે સરખાવ્યા છે. ૨–૮ની ઉપમા સુંદર છે. અપ્સરાથી જન્મેલી અને ત્યજાયેલી તથા મુનિને મળેલી શકુન્તલાને આકડા ઉપર પડેલા નવમાલિકાના ફૂલ સાથે સરખાવી છે. સુરયુવતિ = નવમાલિકા, મુનિ = અર્ક, અપત્ય = કુસુમ, ઉજ્ઝિત = શિથિલ અધિગતમ્ = ચ્યુતમ્, આમ ઉપમા સંપૂર્ણ વિગતવાળી છે. ફૂલ છૂટું પડેલું મળે તેમ શકુન્તલા પણ ત્યજાયેલી મળી.

૨–૧૭માં દ્વિધામાં પડેલા રાજાની મનોદશાનું વર્ણન છે. કાર્યનાં ક્ષેત્ર જુદાં. જુદાં હોવાને લીધે રાજાનું મન પણ દ્વિધામાં પડી જાય છે. તેને માટે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઉપમા આપી નદીના પ્રવાહની. જેમ આડો પર્વત આવતાં નદીનો પ્રવાહ બે ભાગમાં વહેંચાઈ જાય તેમ કાર્યક્ષેત્ર જુદું હોવાથી રાજાનું મન પણ દ્વિધામાં પડી જાય છે. વિદૂષક પણ સુંદર ઉપમા આપે છે–त्रिशंकुरिवान्तराले तिष्ठ।

ત્રીજા અંકમાં નવમા શ્લોકમાં શકુન્તલાની કામતપ્તા અવસ્થા વર્ણવતાં રાજા કહે છે–કામથી પીડાયેલી આ મારી પ્રિયા દયાજનક અને જોવામાં સુંદર લાગે છે. શકુન્તલા લતા જેવી કોમળ છે તેથી તેના માટે સુંદર માધવી લતાનું ઉપમાન લીધું. માધવી લતા એટલી કોમળ હોય છે કે એને સહેજ પણ પવન લાગે તો આપણને દુઃખ થાય કે હમણાં લતા ઉખડી પડશે. પણ સાથે સાથે પવનમાં ઝૂલતી એ લતા અત્યંત સુંદર લાગે. તેવી જ રીતે કામથી પીડાતી શકુન્તલા પણ શોચનીય તથા સુંદર લાગે છે.

એક બીજો દાખલો લઈએ. શકુન્તલા સ્વમુખે કબૂલ કરે છે કે એ પેલા રાજર્ષિ પ્રત્યે આકર્ષાઈ છે. બસ. રાજાને હવે શાંતિ થઈ. પોતાની એ દશા વર્ણવતાં તે કહે છે–કામદેવ જ મારી પીડાનું કારણ હતો. પણ આશ્ચર્ય। તે જ મારી પીડાના નિવારણનું કારણ બન્યો છે. એને માટે કવિ અહીં વાદળિયા દિવસની ઉપમા આપે છે. ગ્રીષ્મને અંતે જેમ વાદળિયો દિવસ સૃષ્ટિના તાપનું પણ કારણ બને અને તાપનિવારણનું પણ કારણ બને, તેવી જ રીતે કામદેવ પણ દુષ્યન્તના તાપનું અને તાપનિવારણનું કારણ બન્યો છે.

૪–૪માં દુષ્યન્તનું તેજ ધારતી શકુન્તલાને અગ્નિગર્ભા શમી સાથે સરખાવી છે. ૪–૧માં દુર્વાસા શાપ આપે છે કે તું જેનું નામ રટે છે તેનું વારેવારે યાદ દેવડાવીશ તો પણ તને ભૂલી જશે. એને માટે કવિ યોગ્ય ઉપમા આપે છે. જેમ પીધેલો મનુષ્ય પહેલાં કહેલી કથા ભૂલી જાય તેમ તું જેને યાદ કરે છે તે તને જોયેલી હોવા છતાં ભૂલી જશે. ૪–૭માં શકુન્તલાને શર્મિષ્ઠા સાથે, દુષ્યન્તને યયાતિ સાથે અને તેના પુત્રને પુરુ સાથે સરખાવ્યા છે.

અંક પાંચની એક બીજી ઉપમા જુઓ. રાજાના દરબારમાં એની સામે તપસ્વીઓની વચ્ચે એક સુંદર રમણી ઊભી છે. રાજા તેની પ્રશંસા કર્યા સિવાય નથી રહી શકતો. આવું સુંદર રમણીરત્ન શું તપોધનોની વચ્ચે! એને કવિએ પીળાં પાનની વચ્ચે રહેલા મજાના કિસલય સાથે સરખાવ્યું છે જેમ તે બેહૂદું અને અયોગ્ય લાગે તેમ આ પણ અયોગ્ય લાગે છે પણ ઉપમાની યથાર્થતા ત્યાં નથી. શકુન્તલા અવગુંઠનવાળી છે અને તે વલ્કલધારી તાપસોની વચ્ચે છે. તેથી તેના શરીરનું લાવણ્ય પૂરું ખીલ્યું નથી. કુમળી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કુંપળ પણ પૂરેપૂરી સુંદર ન હોય. કુંપળ કુમળી હોય પણ પીળું પાન ન ગમે તેવું હોય તેવી રીતે ઋક્ષ વલ્કલ પણ ન ગમે તેવું હોય.

૫–૧૯ની ઉપમા અત્યંત હૃદ્ય છે. શકુન્તલાનું અવગુંઠન ગૌતમી ખોલી નાખે છે. રાજાને શાપને લીધે સ્મૃતિ થતી નથી તેથી તે શકુન્તલાને સ્વીકારી શકતો નથી. બીજી બાજુ કણ્વની આજ્ઞા છે કે આ તારી ધર્મપત્ની છે અને તેને તું સ્વીકાર. છતાં રાજા તેને સ્વીકારી શકતો નથી. એક તરફ તે દારત્યાગી થાય છે અને બીજી તરફ તે પરસ્ત્રીસ્પર્શવાંમુખ કહેવાય છે. 'આ દ્વિકલ્પકૂટમાં બેય કૂટ એને વીંધે છે.' નથી તે શકુન્તલાને ભોગવી શકતો કે નથી તે તેને છોડી શકતો. પોતાની જાતને તે ભ્રમરની દશા સાથે સરખાવે છે. જેમ પ્રભાતમાં અંદર તુષારવાળા કુન્દ પુષ્પને ભ્રમર ભોગવી પણ ન શકે તેમ છોડી પણ ન શકે, બરાબર તેવી જ દશા રાજાની છે. ઉપમાની યથાર્થતા ત્યાં નથી. જેટલું કુન્દ પુષ્પ મનોહર તેટલી જ શકુન્તલા સુંદર છે.

'ઝગહળ દિપતું આ રૂપ મ્હારૂ વરેલું
સ્મૃતિ નવ કહિ આપે, ને ધરે ગર્ભ એ તો;
શકું નવ અપનાવી સદ્ય કે ના નકારી.
ભ્રમર જિમ મળસ્કે કુન્દ ઓસે ભરેલું'

૫–૨૧ની ઉપમા પણ તેટલી જ યોગ્ય છે. શકુન્તલા દુષ્યન્તની જ પત્ની છે એમ જ્યારે તે પોતે જ કહે છે ત્યારે દુષ્યન્ત કહે છે કે તું બન્ને કુળને કેમ બોળવા બેઠી છે. કાંઠે અથડાતી નદી જેમ પોતાના પાણીને પણ કલુષિત કરે અને કિનારા ઉપરના વૃક્ષને પણ પાડે તેવું જ શકુન્તલાનું આચરણ છે. કેટલી યથાર્થ ઉપમા!

છઠ્ઠા અંકમાં ૬ઠ્ઠા શ્લોકમાં કંચુકી પશ્ચાત્તાપથી રાજાની કેવી દશા થઈ છે તેનું વર્ણન કરતાં તેને ચળકાટ માટે ઘસેલા મણિ સાથે સરખાવે છે. ઘસાવા છતાં તેના તેજને લીધે જોનારને ખબર ન પડે કે મણિ કેટલો નાનો થયો. તેવી જ રીતે પોતાના તેજથી પ્રકાશતો દુષ્યન્ત ક્ષીણ થયો હોવા છતાં તેની ખબર પડતી નથી.

૬–૨૪ની ઉપમા જુઓ. રાજાએ આપન્નસત્ત્વા શકુન્તલાને ત્યજી દીધી. એને કવિ જેમાં યોગ્યકાળે બી વાવ્યાં છે તેવી અને જે મોટું ફળ આપવાની છે તેવી વસુંધરા સાથે સરખાવે છે. શકુન્તલાએ પણ યોગ્ય સમયે જ દુષ્યન્તનું તેજ ધાર્યું છે. તે પણ ચક્રવર્તીપુત્ર જેવું મોટું ફળ આપવાની

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે. તેથી આ ઉપમા યોગ્ય છે. ૬–૨૭ની ઉપમા પણ યોગ્ય છે. માતલિ અદષ્ટ રૂપે વિદૂષકને ટીપે છે. વિદૂષક તરફડિયાં મારે છે. તેને કવિ સિંહથી મરાતા તરફડિયાં મારતા પશુ સાથે સરખાવે છે. કેટલી યોગ્ય ઉપમા !

૭–૧૧માં સૂર્ય સામે જોઈ તપ કરતા નિશ્ચળ મુનિને વૃક્ષ સાથે સરખાવ્યા છે. મુનિ પણ વૃક્ષ જેટલા જ સ્થિર અને રુક્ષ હોય.

૭–૧૫માં દુષ્યન્ત બાળકને જોઈને કહે છે. આ બાળક કોઈ મોટા તેજનું બીજ લાગે છે. એની પણ કવિ સુંદર ઉપમા આપે છે. તેને તણખા રૂપે રહેલા, બળતણની અપેક્ષા રાખતા વહ્નિ સાથે સરખાવે છે. ૭–૧૬માં પણ તેની જાળીની માફક ગૂંથાયેલી આંગળીઓવાળા હાથને નવી ઉષાથી ઉઘડેલા કમળ સાથે સરખાવ્યો છે. નવું ઉઘડેલું કમળ પૂરું ઉઘડ્યું ન હોય. તેની પાંદડીઓ એકએકને જોડેલી હોય. તેવી રીતે બાળકની આંગળી પણ જાળીની માફક ગૂંથાયેલી હતી.

૭–૧૮માં દુષ્યન્ત કહે છે આશ્રમમાં રહેતો બાળક કોઈને પીડે તે આશ્રમની પવિત્ર વૃત્તિને દૂષિત કરી લેખાય. એને કવિ કાળા સાપના બચ્ચાં સાથે સરખાવે છે. જેમ તેવું કાળા સાપનું બચ્ચું ચંદનને દૂષિત કરે તેમ આ બાળક પણ કરે છે. ઉપમાની યથાર્થતા ત્યાં નથી. સર્વદમન બાળક છે. તેથી સાપનું બચ્ચું પણ કાળું લીધું. આશ્રમની વૃત્તિ પવિત્ર, તેમ ચંદનનું વૃક્ષ પણ પવિત્ર.

૭–૩૧માં રાજા પોતાની જાતને વર્ણવતાં કહે છે—' જેમ હાથીને પ્રત્યક્ષ જોઈને કોઈ કહે કે આ હાથી નથી પણ તેનાં પગલાં જોઈને પછી કહે કે આ ગયો તે હાથી હતો. મારી પણ બરાબર તેવી જ દશા છે. શકુન્તલાને પ્રત્યક્ષ જોઈને કહ્યું કે એ શકુન્તલા નથી પણ પાછળથી સાંભર્યું કે તે ગઈ તે શકુન્તલા હતી.'

કાલિદાસની ઉપમાની મધુરતા તેની યોગ્યતા અને વિગતમાં છે.

કાલિદાસની ઉત્પ્રેક્ષા તો જાણે નવવધૂ ! નવપરિણિતા, નવયૌવના મનોરમા કાન્તાની માફક કાલિદાસની ઉત્પ્રેક્ષા ચિત્ત હરી લે છે. उत्प्रेक्षा हरति स्वान्तम् अचिरोढा वधूरिव । ભાવની અજબ કોમળતાને લીધે કાલિદાસે ઘણી મનહર ઉત્પ્રેક્ષાઓ આપી છે. અન્યને જે વસ્તુઓમાં કાળ અને સ્થળનો ભેદ લાગે તે કવિની સૃષ્ટિમાં નિકટ લાગે છે. પ્રકૃતિમાં ચૈતન્ય અને માનવભાવોનું

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


આરોપણ કરવામાં તેમ જ પ્રકૃતિમાં મનુષ્યોના સુખદુઃખ પ્રત્યે સહૃદયતા બતાવવામાં કાલિદાસનો જોટો નથી. વિવિધ કલ્પના તેને સ્વાભાવિક છે. માનવોની ચિંતા, શોક, દુઃખ અને તેના અંતર્ગત વિચારો કવિ બહુ સહજ રીતે પર્વત, પવન અને ઝરણાંને આપે છે. [ આનાં ઉદાહરણ આ પુસ્તકના ટિપ્પણ અને પરિશિષ્ટમાંથી જોઈ લેવાં. ]

કાલિદાસના **અર્થાન્તરન્યાસ** પણ યોગ્ય સ્થળે યોગ્ય રીતે વપરાયા હોવાથી યાદ રહી જાય તેવા હોય છે. કોઈ ધનાઢ્યના ભુવનમાં વેરાયેલા મણિ ઝમૂકે તેમ કાલિદાસની કૃતિમાં અર્થાન્તરન્યાસ ઝમૂકે છે. એમના અર્થાન્તરન્યાસમાં એમનો માનવભાવનો સૂક્ષ્મ અને ઊંડો અભ્યાસ દેખાય છે. આ ઉપરાંત અતિશયોક્તિ, અનુમાન, અર્થાપત્તિ આક્ષેપ, કાવ્યલિંગ, પરિણામ, પર્યાયોક્ત ભાવિક, દૃષ્ટાન્ત, પ્રતિવસ્તૂપમા, વિરોધ, વિષમ, વિશેષોક્તિ, વિભાવના, સ્વભાવોક્તિ અને સમ જેવા વિધવિધ અલંકાર પણ શાકુન્તલમાં છે.

**સમધારણ કલા**

બીજા કવિઓની માફક કાલિદાસ કેવળ વિદ્વત્તાનું પ્રદર્શન કરતા નથી. એનો વિષય પૌરાણિક હોય કે દંતકથા ઉપર અવલંબતો હોય કે ઊર્મિપ્રધાન હોય કે કલ્પિત હોય તો એના ઉપર એ અજબ પ્રભુત્વ ધરાવે છે.

કાલિદાસને કવિઓનો કવિ, કવિકુલગુરુ બનાવનારું એ એક જ ઉત્કૃષ્ટ તત્ત્વ તેમની શૈલીના આ લક્ષણમાં સાંપડે છે. કાલિદાસ પછી ઘણાયે લખ્યું પણ વસ્તુ અને વર્ણનનું, તથા કાવ્ય અને ગદ્યનું જે સમત્વ કાલિદાસે સાધ્યું છે તેવું બીજા કોઈએ સાધ્યું નથી. તેમનાં વર્ણનો અને શ્લોકોનું એટલું બધું પ્રમાણ નથી કે જેથી નાટકનો કાર્યવેગ રૂંધાય. એ બધાં જ ક્ષેત્રોમાં સમધારણ સાચવે છે. ભાષા, અલંકાર, છંદ, રસ કે વર્ણન ગમે તે લો— ક્યાંય આ કવિએ એવું વધુ પડતું આપ્યું છે કે જેથી મૂળ વાર્તારસ ખંડિત થયો હોય? ભાષા પણ ક્યાંય એવી કઠણ નારીયેળ જેવી છે કે જેથી વાચકને એ કઠણ પડ ભેદીને રસાસ્વાદ કરવો પડે? એટલો વખત પણ વાચકનો વાર્તારસ તૂટે એવું આ કવિ, કેવળ આ જ કવિ, નથી ઇચ્છતા. અલંકાર લો. એમાં પણ સમતુલા! એના શૈલીવૃક્ષની કડીએ કડીએ આ રત્નો એવી રીતે વેરાયાં છે કે જે વાચકના વાર્તારસને ખંડિત કરવાને બદલે તેનો માર્ગ ઝળાં ઝળાં કરી મૂકે. શબ્દાલંકારમાં પણ કવિએ એવું જ પ્રભુત્વ સાધ્યું છે. છંદવૈવિધ્ય કાલિદાસમાં નથી એમ નથી પણ એવું નહિ કે જેથી તે પ્રદર્શિત



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


કરવા ખાસ એવા શ્લોકો રચાય કે જે વાર્તારસની આડે આવે. રસનું ક્ષેત્ર લો. શાંત, શૃંગાર અને કરૂણની ત્રિપુટી ઉપર મહાકવિએ એ જ પ્રભુત્વ સાચવ્યું છે. ઊર્મિમાં તણાઈને તે કદી એવી રસ જમાવટ નથી કરતા કે જેથી વાચકનો વાર્તારસ રૂંધાય. શૃંગાર લો, કરુણ લો કે ચાહે તે રસ લઈ જુઓ. ક્યાંય એવા ઊર્મિના આવેગ મળે છે કે જેથી વાર્તાપ્રવાહ રૂંધાય અને વાચક ગુંગળામણ અનુભવે? વર્ણનો જુઓ. ક્યાંય કોઈ વર્ણન એવું લાંબુ છે કે જે વાચકને મૂળ વસ્તુ ભૂલાવી દે? વર્ણનો તો એના કાવ્યમાં એવા વણાઈ ગયાં છે કે એ લઈ લેવાથી આપણને એમ લાગે કે આપણે કાલિદાસની વાર્તામાંથી જ કંઈક લઈ લીધું. આ વિશે શ્રી. બ. ક. ઠા. લખે છે કે 'આ એની વિશિષ્ટ હથોટી એના નાટ્યકલાના વિજયની એક મોટી ખૂબી છે. વસ્તુના અમંદ અત્વરિત વિકાસનો ઉદ્દેશ અને ડગલે ડગલે બંધ બેસતી કવિતાલીલા દ્વારા વિવિધ સૌંદર્યોની ઉત્તરોત્તર અવસ્થાઓ ઉપર પ્રેક્ષકની આંખ ઠરતી આવે એવા મનોહર નેત્રભર ચિત્રપટને દર્શાવવાનો ઉદ્દેશ, બન્ને વચ્ચે એ નાટ્યકાર સમતુલા આબાદ અને અચૂક જાળવે છે. એ સવ્યવસાચી કલાકાર એક હાથે ઉદ્દેશનું જમણું અંગ અને બીજે હાથે તેનું ડાબું અંગ બેયને સાથે સાથે વીંધતો, પ્રસાદ અને ગૌરવ, કાંતિ અને ઓજસ, એ ગુણ દ્વંદ્વોને પણ સાથે સાથે સાધે છે.'

શેક્સપિયરનું ક્ષેત્ર વિશાળ હતું. એણે અનેક પ્રકારનાં નાટક આપ્યાં છે જે કાલિદાસ આપી શક્યા નથી. છતાં પ્રકૃતિ અને માનવજીવનનો જે સમન્વય કાલિદાસે સાધ્યો છે તે શેક્સપિયરમાં નથી.

## કાલિદાસની મર્યાદા

(૧) કેટલાક વિચારો અને શબ્દરચના રૂઢિગ્રસ્ત છે.

(૨) તેણે કદી કરુણાંત નાટક આપ્યું નથી. તે તેના સમયની સુરૂચિ હશે. નાટ્યશાસ્ત્રના નિયમને લીધે, અને એની પોતાની જીવનદૃષ્ટિ તથા સ્વભાવને લીધે પણ હોય.

(૩) હાસ્ય મર્યાદિત છે.

(૪) શેક્સપિયર જેવાં ઐતિહાસિક નાટકો નથી આપ્યાં.

(૫) જીવનના ઉદ્દામ વિચારો અને ભાવો કાલિદાસ નથી આપતા. મૃચ્છકટિકમાં છે તેવું જીવનનું દરેક ક્ષેત્રનું દર્શન નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સમાલોચના

શ્રી અરવિંદ કહે છે તેમ આખો વખત કોઈ વસ્તુ ઝડપી લેવામાં અને તેને આંખ સામે રજૂ કરવાની કળામાં તો કાલિદાસનો કોઈ જોડીઓ નથી. ડૉ. ડે કહે છે તેમ કાલિદાસમાં આપણે કંઈ એવું નવીન દર્શન કરીએ છીએ કે જે પહેલાં કોઈએ કર્યું કરાવ્યું નથી; કંઇ એવી પૂર્ણતા જોઈએ છીએ કે જે પહેલાં કોઇને લાધી નથી; તેમનામાં કંઈ એવું જોઇએ છીએ કે જેની સરખામણી ન થઈ શકે, જે ચિરસ્થાયી અને મહાન છે. શ્રી. બ. ક. ઠાકોર કહે છે તેમ, 'અભિજ્ઞાનશકુન્તલાં નાટક અને મેઘદૂત ખંડકાવ્ય એ બેમાં પ્રસન્નોર્મિ અને પ્રતિભાનું, એની જ દગહાર ઉપમા વાપરિયે તો, સહકાર અને અતિમુક્ત લતાના જેવું, સાંગોપાંગ પરિષ્વજન સધાયું છે, વસ્તુ અને રસ એક બીજામાં પીગળી ગયાં છે.' ડૉ. રાઇડર કહે છે તેમ અદ્ભુત રસાસ્વાદ એ કાલિદાસની શૈલીની અંતિમ અસર છે. શબ્દ અને અર્થનો સુભગ સમન્વય કાલિદાસે સાધ્યો છે. શૈલી અને ભાવ એકમેકમાં મળી જઈને કંઇક અવનવું આપે છે. વાણી અને અર્થના આ સુભગ સમન્વયથી જ કાલિદાસ અમર છે. વાગ્ અને અર્થનો સંયોગ! જાણે પાર્વતી અને પરમેશ્વરનો સંયોગ!

[૧૦] નાટકની રજૂઆત :: સ્થળ અને સમય.

સ્થળ

અંક ૧

દૃશ્ય ૧–કણ્વાશ્રમની આજુબાજુનો જંગલનો ભાગ.

દૃશ્ય ૨–કણ્વાશ્રમનો બગીચો.

અંક ૨

કણ્વાશ્રમથી બહુ દૂર નહિ તેવો દુષ્યન્તનો મુકામ. તે પછી રાજા અને વિદૂષક એક વૃક્ષ નીચે શિલા ઉપર બેસે છે.

અંક ૩

વિષ્કમ્ભક–આશ્રમની પાસેની ભૂમિ. કણ્વનો શિષ્ય દર્ભવીણે છે અને પ્રિયંવદા ઉશિર લઈને જાય છે.
મુખ્ય દૃશ્ય–માલિનીને તીરે વેતસ લતાનો મંડપ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અંક ૪

વિષ્કમ્ભક—કણ્વાશ્રમની આજુબાજુનો બગીચો. સખીઓ ફૂલ વીણતી હોય છે.

મુખ્ય દૃશ્ય—આશ્રમમાં. શકુન્તલા વિદાય થાય છે ત્યારે આશ્રમથી માંડીને સરોવરનો કાંઠો આવે છે ત્યાં સુધીનો રસ્તો.

અંક ૫

હસ્તિનાપુરના મહેલનો એક ભાગ.

અંક ૬

પ્રવેશક—હસ્તિનાપુરની બજારની કોઈક ગલી. ત્યાં માછીમાર વીંટી વેચતો પકડાય છે. તે પછી નગરના દરવાજા પાસે બધા જાય છે.

દૃશ્ય ૨—પ્રમદવનનો માધવી લતાનો મંડપ.

દૃશ્ય ૩—મેઘપ્રતિચ્છંદ મહેલની અગાશી.

અંક ૭

રથ ઊતરે છે તે પછી મારીચના આશ્રમમાં.

નાટકને લગતા સમયનું પૃથક્કરણ

અંક ૧—સૂત્રધાર કહે છે તેમ ગ્રીષ્મ ઋતુ. લગભગ જેઠ મહિનો પણ હોય. છેલ્લા દૃશ્યનો સમય સાંજનો લાગે છે. કારણ વૃક્ષોને પાણી પાવાનો તે યોગ્ય સમય ગણાય છે.

અંક ૨—બીજા દિવસની સવાર. રાજાએ આગલે દિવસે શકુન્તલાને જોઈ તેમ ઉલ્લેખ છે.[1] આ સમય સવારના ૮–૧૧નો હોવાનું પ્રો. ગજેન્દ્ર ગડકરનું અનુમાન છે.

અંક ૩—વિષ્કમ્ભક—સવારનો નવેક વાગ્યાનો સમય. બીજાં દૃશ્યોનો સમય 'બે' થી 'છ'નો લાગે છે. રાજા આવે છે ત્યારે उग्रातपवेलाम् નો ઉલ્લેખ કરે છે અને જાય છે ત્યારે સાંજનાં કર્મો શરૂ થઈ ગયાં હોય છે.

અંક ૪—વિષ્કમ્ભક—સવારે આઠથી નવ. ત્રીજા અંક અને આ વિષ્કમ્ભક વચ્ચે પંદરેક દિવસનો ગાળો લાગે છે. કારણ તે દરમિયાન યજ્ઞ પૂરો થાય છે અને શકુન્તલા સીમન્તિની થાય છે.

---

૧ ह्यः किल तापसकन्यका शकुन्तला......दर्शिता । અંક ૨

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



મુખ્ય દૃશ્ય—સવારના ૬ થી ૯-૩૦. કણ્વનો શિષ્ય પ્રભાત થયું હોવાનું નિવેદન કરે છે. (અંક-૪-૧) તે પછી સૂર્ય બીજા પ્રહરમાં ગયો છે એમ શાર્ઙ્ગરવ કહે છે. युगान्तरमारूढः सविता ચોથા અંકના વિષ્કમ્ભક અને મુખ્ય દૃશ્ય વચ્ચે ચાર પાંચ માસનો ગાળો લાગે છે કારણ શકુન્તલા अभिव्यक्तसत्त्वलक्षणा હોવાનો પાંચમા અંકમાં ઉલ્લેખ છે.

અંક ૫—સમય બપોરના ૧ થી ૩નો હોઈ શકે કારણ રાજ્યદ્વારી કામકાજ માટે એ યોગ્ય સમય છે.

ચોથા અને પાંચમા અંકના પ્રસંગો એક જ દિવસે બન્યા હોય તેમ લાગે છે.

અંક ૬—વસંત ઋતુ અને ચૈત્ર માસ લાગે છે.

પાંચમા અંક અને છઠ્ઠા અંક વચ્ચે લગભગ છ વર્ષનો ગાળો લાગે છે. સાતમા અંકનું સર્વદમનનું તોફાન બતાવે છે કે તેનું વય છ-સાત વર્ષનું હશે.

અંક ૭—ખાસ સમયનો ઉલ્લેખ નથી. સાંજનો સમય હોવાનું પ્રો. ગજેન્દ્ર ગડકરનું અનુમાન છે.

છઠ્ઠા અને સાતમા અંક વચ્ચે આઠથી દસ દિવસનો ગાળો લાગે છે. કારણ તે દરમિયાન દેવદાનવ યુદ્ધનો અંત આવે છે અને દુષ્યન્ત પણ ઈન્દ્રનો આદર સત્કાર પામીને પાછો ફરે છે.

## [૧૧] તત્કાલીન સમાજ દર્શન

### સામાજિક સ્થિતિ

### સામાન્ય લોકો

કાલિદાસના સમાજમાં ઋષિઓ, તાપસો વગેરે હતા. તાપસીઓ પણ હતી. આ ઋષિમુનિઓ શહેરના કોલાહલથી દૂર આશ્રમ બાંધતા અને શાંત, તપોમય પવિત્ર જીવન જીવતા. વનમાં રહેવા છતાં તેઓ લૌકિક વ્યવહાર જાણતા.[૧] ગૃહસ્થાશ્રમની કેટલીક ફરજો પણ બજાવતા. તેઓ યજ્ઞયાગાદિ ધાર્મિક ક્રિયાઓ કરતા. તેઓ શિક્ષણનું કામ મોટા પાયા ઉપર કરતા. એ આશ્રમવાસી તપસ્વીઓ અને વિદ્યાર્થીઓનું રાજા રક્ષણ કરતો. બદલામાં તેઓ

૧—वनौकसोऽपि लौकिकज्ञा वयम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજાને તપનો છઠ્ઠો ભાગ આપતા.[1] એ આશ્રમમાં કેટલાક નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળતા. કેટલાક ગૃહસ્થાશ્રમી પણ હતા. સંયમ એ જ તેમનું ધન હતું.[2] આવા શાંતિપ્રિય મુનિઓને શહેરનું વાતાવરણ અકળાવે એ સ્વાભાવિક છે.[3] કેટલાક રાજાઓ પણ તેમનું વાનપ્રસ્થ જીવન આવા આશ્રમોમાં ગાળતા.[4]

બાકી સામાન્ય રીતે શહેરમાં અને રાજધાનીમાં ચાર વર્ણના લોકો વસતા અને વર્ણાશ્રમધર્મ પાળતા.[5] વૈશ્યો વેપાર કરતા.[6] શૂદ્રો તેમના ધંધામાં પ્રવિણ હતા.[7] જીવનમાં ગૃહસ્થાશ્રમને મુખ્ય ગણવામાં આવતો અને પુત્રપ્રાપ્તિ સંસારનું સર્વસ્વ મનાતી. धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति એ સમાજમાં પણ ચોર, લૂંટારા (दस्यु) લાંચિયા સિપાઈઓ, રાજાના ખુશામતખોર ઓફિસરો, રૂપથી લોભાનાર પુરુષો ईदृशं रूपं प्रेक्ष्य कोऽन्यो विचारयति। જૂઠી રીતે સામાને ભોળવનાર નરનારીઓ, અને પાપીઓ પણ હતા.[8] માછલાં પકડી પેટ ભરનાર માછીમારો પણ હતા.

## સ્ત્રીઓની સ્થિતિ

એ સમયે આશ્રમમાં પવિત્ર જીવન ગાળતી. ગૌતમી જેવી તાપસીઓ પણ હતી. તે ગૃહસ્થાશ્રમની ફરજો પણ અદા કરતી. આશ્રમમાં ઘણી કન્યાઓ અને તરુણીઓ વસતી. એ બાળાઓ ઈચ્છે તો જીવનભર તપસ્વીવ્રત પાળી શકતી.[9] સ્ત્રીઓમાં શિક્ષણનું પ્રમાણ સારું હતું. અનસૂયા વગેરે છોકરીઓ પણ ઇતિહાસ વગેરે ગ્રંથો ભણી છે. यादृशोइतिहासनिबन्धेषु कामयमानाना ...ઈ. સાધારણ રીતે પ્રેમવિકાર આશ્રમવિરુદ્ધ ગણાતો. છતાં આ બાળાઓ

१–तपःषड्भागमक्षय्यं ददत्यारण्यका हि नः। रम्यास्तपोधनानां प्रतिहत विघ्नाः क्रियाः समवलोक्य...ઈ.

२–अस्मान् साधु विचिन्त्य संयमधनान्...ઈ.

३–जनाकीर्णं मन्ये हुतवहपरीतं गृहमिव।

४–शान्ते करिष्यसि पदं पुनराश्रमेऽस्मिन्। भवनेषु रसाधिकेषु...ઈ.

५. न कश्चिद्वर्णानामपथमपकृष्टोऽपि भजते।

६. सार्थवाहो धनमित्रो नाम।

७. सहजं किल यद्वि।

८. स स पापादृते तासां...ઈ.

९. अत्यन्तमेत्य सदृशेक्षणवल्लभामि–
–राहो निवत्स्यति समं हरिणाङ्गनाभिः।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બહુ ચતુર હતી. કેટલી હુંશિયારીથી પ્રિયંવદા પ્રેમપત્ર પહોંચાડવાનું સ્વીકારે છે? શકુન્તલા પણ પ્રેમપત્ર અને ગીત લખવા વાંચવા જેટલું ભણી છે. સાધારણ રીતે યોગ્ય ઉંમરની થતાં કન્યાનાં લગ્ન થઈ જતાં. કન્યા પારકી થાપણ કહેવાતી[1] અને યોગ્ય વરને વરાવવા તેમના પિતા પણ ઇચ્છતા.[2] આશ્રમવાસી કન્યાઓને પણ સામાન્ય રીતે આ નિયમ લાગુ પડતો.[3]

વિનય સ્ત્રીનું ભૂષણ ગણાતો. પરિણીત કે અપરિણીત સ્ત્રીને વિનય ખાસ સાચવવો પડતો. સાસરામાં પણ સ્ત્રી અત્યંત વિનયી રહેતી. નોકરો પ્રત્યે પણ તે અવિનયી રીતે વર્તતી નહોતી. તે વડીલોની સેવા કરતી અને માન સાચવતી. સપત્ની તરફ સખીભાવ રાખતી.[4] તે ક્ષણે ક્ષણે પતિના કામમાં રોકાયેલી રહેતી.[5] આ રીતે ઉત્તમ અને શ્લાઘ્ય ગૃહિણીપદ ભોગવી પછી પુત્રને પરણાવીને તે સ્વામી સાથે આશ્રમમાં વાનપ્રસ્થ જીવન ગાળી શકતી.[6] પતિ રોષે ભરાય તો પણ તે સામે રોષ કરતી નહિ. સ્ત્રીને માથે અતિથિ-સત્ક્રિયાનો ભાર હતો. કણ્વ પણ શકુન્તલાને તે ભાર સોંપે છે.

સ્ત્રી જ ઘરનું કેન્દ્ર ગણાતી એમ કણ્વની શિખામણ ઉપરથી લાગે છે. તે ઘરની ફરજ અને કામમાં વ્યાપ્ત રહેતી. विभवगुरुभिः कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला। પરણેલી સ્ત્રી પતિને ઘેર જ શોભે[7] જો તે પિતાને ઘેર રહે તો શંકાને સ્થાન રહેતું.[8] પત્નીનું પતિ ઉપર અને પતિનું પત્ની ઉપર પ્રભુત્વ સર્વમાન્ય હતું. भर्तयेपेतत्तमसि प्रभुता तवैव।...तदेषा भवतः कान्ता त्यजैनां वा गृहाण वा उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी।

સ્વામી તરફથી મળતું બહુમાન અને વીર પુત્ર એ સ્ત્રીનું પરમ સૌભાગ્ય

---

१. अर्थो हि कन्या परकीय एव...४.

२. अनुरूपवरप्रदाने संकल्पः।

३. इमे अपि प्रदेये।...वैखानसं किमनयात्व्रतमाप्रदानात्...१.

४. शुश्रूषस्व गुरून् कुरु...४.

५. अभिजनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणीपदे...४.

६. भूत्वा चिराय...

७. अतः समीपे परिणेतुरिष्यते, तदप्रियापि प्रमदा स्वबन्धुभिः।...अथ तु वेत्सि शुचिव्रतमात्मनः, पतिकुले तव दास्यमपि क्षमम्।

८. सतीमपि ज्ञातिकुलैकसंश्रयां जनोऽन्यथा भर्तृमतीं विशङ्कते।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ગણાતું.[१] ધર્માચરણમાં પણ સ્ત્રી પરવશ ગણાતી. धर्मचरणेऽपि परवशोऽयं जनः। લજ્જા સ્ત્રીનું ભૂષણ ગણાતું. પતિ સાથે વડીલોને પ્રણામ કરતાં શકુન્તલા લજ્જા અનુભવે છે પણ કેટલીક વખત તેમ પણ કરવું પડતું.

## શણગાર

તે વખતે સ્ત્રીઓને રેશમી વસ્ત્ર, લાક્ષારાગ વગેરેનો શોખ હતો.[२] મૃણાલસૂત્ર, મૃણાલ વલય, ઉશીર વગેરે પણ વપરાતાં. સ્ત્રીઓ કાનમાં શિરીષ પહેરતી. રાજાઓ વીંટી અને કડાં પહેરતા. વિરહીણી સ્ત્રીઓ વિરહવ્રત પાળી એક વેણી બાંધતી.

## શિક્ષણ

પુરુષો અને સ્ત્રીઓને સારા પ્રમાણમાં શિક્ષણ અપાતું. આશ્રમમાં શિક્ષણસંસ્થાઓ હતી. સહશિક્ષણની જ પ્રથા હશે. સ્ત્રીઓના શિક્ષણ વિષે આગળ આવી ગયું છે.

## ચિત્રકળા

ચિત્રકળા સારા પ્રમાણમાં વિકસી હતી. ચિત્ર એવું હોવું જોઈએ કે જોનાર તેમાં તન્મય થઈ જાય. આ ચિત્ર નથી પણ સત્ય વસ્તુ છે એમ જોનારને લાગવું જોઈએ.[३] પુરુષો અને રાજાઓ પણ ચિત્રકળા જાણતા. ચિત્રમાં જુદા જુદા રંગ વપરાતા. સ્ત્રીઓ પણ ચિત્રકળા વખાણી શકતી.[४]

## સંગીત

સાધારણ રીતે કંઠનું સંગીત પ્રચલિત હતું. આ નાટકમાં ત્રણ ગીતો ગાવામાં આવે છે—હંસપદિકાનું ગીત, નટીનું ગીત અને શકુન્તલાનું ગીત. એ ગીતમાં તાલ, લય વગેરે બરાબર સચવાવા જોઈએ. अहो रागपरिवाहिणी गीतिः। भो वयस्य, संगीतशालाभ्यन्तरेऽवधानं देहि। कलविशुद्धया गीतेः स्वरसंयोगः श्रूयते। रम्याणि वीक्ष्य...૬. માં સંગીતની અસર વર્ણવી છે.

---

१. भर्तुर्बहुमता भव। वीरप्रसविनी भव।

२. क्षौमं केनचि-

३. दर्शनसुखमनुभवतः...६.

स्खलतीव मे दृष्टिः निम्नोन्नतप्रदेशेषु।

४. अहो राजर्षेर्निपुणता। जाने सख्यग्रतो मे वर्तते इति।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



### બાગબગીચા અને પશુપંખીનો શોખ

પુરુષો અને સ્ત્રીઓને બાગબગીચાનો સરખો શોખ હતો. રાજમહેલમાં બગીચાઓ હતા. એમાં સુંદર લતા મંડપો પણ રાખવામાં આવતા. તાપસો પણ તેમના આશ્રમમાં સુંદર બગીચા રાખતા. આશ્રમવાસીઓ જાતે પાણી પાઈ તેની દેખભાળ લેતા. ઘણાં દૂરનાં વૃક્ષોને નીકો મારફતે પણ પાણી પૂરું પાડવામાં આવતું. પશુપંખી તરફ પણ આ તપસ્વીઓને તેવો જ સ્નેહ હતો.

### વિવાહ

તે વખતે પિતા પોતે કન્યાનું દાન કરતો એ બ્રાહ્મ વિવાહ પ્રચલિત હશે. છતાં ક્ષત્રિયોમાં ગાંધર્વવિવાહ પ્રચલિત હશે. આવાં સ્નેહ લગ્નને સમાજ આવકારતો પણ હશે. અસવર્ણ વિવાહ સ્વીકારાતા નહિ હોય.

### પ્રકીર્ણ

તે વખતે રાજમહેલમાં દરબાર હૉલ હતો, અગ્નિમંડપ હતો, ચિત્રશાળા અને સંગીતશાળા હતી, ધર્માસન હતું અને અંતઃપુર હતાં. વાહનોમાં રથ મુખ્ય હતા. ધનુષ્ય અને લાકડી મુખ્ય હથિયાર હશે. સ્ત્રીઓમાં ઘૂમટો કાઢવાનો રિવાજ હશે. રાજાઓમાં બહુપત્નીત્વનો રિવાજ હશે. છોકરાંઓને રમકડાં આપી ફોસલાવાતાં હશે; કવચિત માંસભક્ષણ પણ થતું હશે. મૃગયા રાજાઓનો ખાસ શોખ હશે.

અતિથિસત્કાર પ્રધાન ગણાતો. રાજાને ખાસ અતિથ્ય માટે બોલાવવામાં આવે છે. રાજા પણ શ્રૌત વિધિથી અતિથિઓનું સ્વાગત કરે છે. વિનય અને ચારિત્ર્યશુદ્ધિ ઉપર ખાસ ભાર મૂકાતો. अनिर्वर्णनीयं परकलत्रम् । દારત્યાગ અને પરસ્ત્રીનો સંબંધ એ બે મોટાં પાપ લેખાતાં. મોટા માણસોને પોતાના અંતઃકરણમાં શ્રદ્ધા હતી. सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः । આશ્રમના ઋષિઓ પણ લૌકિક રીત જાણતા. મારીચ પણ કહે છે–तथाप्यसौ प्रियमस्माभिः प्रष्टव्यः । અંક ચોથામાં પણ કાશ્યપ શિષ્યને કહે છે કે તારી બહેનને માર્ગ બતાવ. भगिन्यास्ते मार्गमादेशय ।

ચોરને સિપાઈઓ ગમે તેમ મારી શકતા અને સાધારણ ચોરી માટે પણ વધની સજા થતી. વિધવાને વારસાહક નહોતો. કોઈ પ્રજાજન બિનવારસ મરણ પામે તો તેનું ધન રાજ્યને જતું. વેપાર સમુદ્રથી પણ થતો સમુદ્ર વ્યવહારિ લેણદારને દેણદાર ઉપર ખાસ હક હતો છતાં બીજું કોઈ દેવું ભરી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



દેણદારને છોડાવી શકતું.[1] આતિથ્યમાં ફળ સહિત અર્ઘ્ય અપાતા અને પાદોદક અપાતું. તાપનિવારણ માટે ઉશીર અનુલેપન, મૃણાલવલય વપરાતાં. આકૃતિ અને ગુણ વિરુદ્ધ જતાં નથી એમ મનાતું. न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति। સ્ત્રીના સૌભાગ્ય દેવતાની ખાસ પૂજા થતી. જવા વખતે ખાસ प्रस्थानकौतुक નામની મંગળ ક્રિયાઓ થતી. પુત્રપ્રાપ્તિ માટે पुत्र पिण्डपालनव्रत પણ થતું. વડીલોની આજ્ઞા ખાસ પાળવામાં આવતી. ગોરોચના, તીર્થના માટી, દુર્વાની કૂંપળ, વગેરે મંગળ શણગાર ગણાતા. સિપાઈઓ પણ દારૂ પીતા. कादम्बरी साक्षिकम् સારા કર્મનું ફળ સારું મળે એમ મનાતું. तव सुचरितमङ्गुलीय...ઈ.

સામાન્ય રીતે લોકો ઉત્સવપ્રિય હતા.[2] વસંતોત્સવ થતા. લોકો રાક્ષસોમાં[3] અને ભૂતપ્રેતમાં[4] માનતા. રક્ષા માટે માદળિયાં પણ વપરાતાં रक्षाकरण्डक તેના દિવ્ય ચમત્કારમાં પણ લોકોને શ્રદ્ધા હતી. આ ઉપરાંત લોકો વિધિ, શાપ વગેરેમાં માનતા. શુકન અપશુકનમાં પણ લોકો માનતા. અનસૂયાના હાથમાંથી ઠેસ વાગવાથી ફૂલ પડી જાય છે તે એ અપશુકન લેખે છે. રાજાનો જમણો હાથ અનેક વખત ફરકે છે અને શકુન્તલાનું પણ ડાબું નયન ફરકે છે. આમ પુરુષોનું જમણું અંગ ફરકે તે અને સ્ત્રીઓનું ડાબું અંગ ફરકે તે શુભ ગણાતું. સ્નેહીજનને વળાવવા ગયેલાઓએ પાણીની પાળ સુધી જ જવું જોઈએ એમ નિયમ હતો.[5]

## ધાર્મિક પરિસ્થિતિ

લોકો સ્મૃતિધર્મ પાળતા કારણ ધનમિત્રના પ્રસંગમાં રાજા તે અનુસાર ન્યાય આપે છે. વિધવાને વારસાહક ન હતો અને ચોરીની પણ મોટી સજા થતી તે પણ તે જ બતાવે છે. તે વખતે પશુયજ્ઞો થતા. पशुमारण कर्म-दारुणो॰ શ્રાદ્ધ થતાં. મરનારને તિલોદકની અંજલિ અપાતી. को नः कुले

---

૧. वृक्षसेचने द्वे धारयसि मे। एह्यात्मानं मोचयित्वा ततो गमिष्यसि।... तदहमेनां अनृणां करोमि।

૨. उत्सवप्रिया हि मनुष्याः।

૩. इदानीं राक्षसवृत्तान्तेन बिन्दुरपि नावशेषितः।

૪. अदृष्टरूपेण केनापि सत्त्वेन...ઈ...छायाश्चरन्ति पिशिताशनानाम्।

૫. ओदकात् स्निग्धो जनोऽनुगन्तव्य इति।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



......धौताश्रुशेषमुदकं पितरः पिबन्ति। જાતકર્મ, પુંસવન વગેરે સંસ્કાર થતા. શંકરનાં આઠ સ્વરૂપો નાન્દીમાં જ ગણાવ્યાં છે. તપનો પ્રભાવ બહુ મોટો ગણાતો. तपः प्रत्यक्षं सर्वमेव तत्रभवतः[1] તપ પાવનકારી ગણાતું.[2]

રાજા આ તપસ્વીઓ પ્રત્યે વિનય દાખવતો અને તેમના તપનું રક્ષણ કરતો. विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम। राजक्षितव्यानि तपोवनानि આશ્રમને પીડા ન થાય તેની તે કાળજી લેતો.[3] બદલામાં તપસ્વીઓ રાજાને તપનો છઠ્ઠો ભાગ આપતા[4] આ મુનિઓ માથામાં ઇંગુદીનું તેલ નાંખતા इङ्गुदीतैलचिक्कणशीर्षस्य 'અપિ તપો વર્ધતે' એ પ્રશ્ન દ્વારા રાજા તપસ્વીઓનું કુશળ પૂછતો. ક્યારેક 'પતિવ્રતા ધર્મ' કે એવા કોઈ વિષય ઉપર વ્યાખ્યાન પણ થતાં.

## રાજકીય પરિસ્થિતિ

કાલિદાસની કૃતિઓમાં રાજાની ફરજોની એક યાદી છે. રાજા નહિ પણ રાજર્ષિની ભાવના તે સમયે પ્રચલિત હતી. દુષ્યન્ત પણ એક રાજમુનિ જ છે. રાજા પ્રજાને પોતાની જ [illegible]ન જેવી ગણતો. प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा; येन येन वियुज्यन्ते प्रजा स्निग्धेनबन्धुना। स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम्। त्वयि तु परिसमाप्तं बन्धुकृत्यं प्रजानाम् રાજા પોતે બહુ જ ઉદ્યમી રહેતો. એની દિનચર્યા પણ એવી જ હતી. રાજા સવારે ધર્માસન ઉપર જાય તે છેક બપોરે પાછો ફરતો.[5] બનતા સુધી બધાં રાજકાર્યો રાજા પોતે જ તપાસતો અને ન્યાય પણ પોતે જ આપતો. पत्रमारोप्य दीयताम्। છતાં અસાધારણ સંજોગોમાં તે પોતાનું કામ પ્રધાનને પણ સોંપી શકતો.[6]

---

१—२–७, ७–३०

२—पुण्याश्रमदर्शनेन तावदात्मनं पुनीमहे।; तपःसंचिद्धिक्षेत्रम्; तेन ह्यनति क्रमणीयानि श्रेयांसि।

३—तपस्विनामुपरोधो मा भूत। वयमप्याश्रमपीडा यथा न भवति तथा प्रयतिष्यामहे।

४–२–१३; निवारषष्ठभागमस्माकमुपहरन्त्विति।

५ धर्मासनाद्विशति वासगृहं नरेन्द्रः।

६ ६–३२ त्वन्मतिः केवला...।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સૂર્યની માફક રાજાને પણ આરામ નહોતો[1] राज्यं स्वहस्तधृतदण्ड-मिवातपत्रम्। રાજા પોતાનો દંડ અને શસ્ત્ર પાપીઓને સજા કરવામાં અને દુઃખીનું રક્ષણ કરવામાં જ વાપરતો. आर्तत्राणाय वः शस्त्रम्; विनिमयद्धि विमार्गप्रस्थितानात्तदण्डः। રાજા આવકના છઠ્ઠા ભાગનો કર ઉઘરાવતો. षष्ठांशवृत्तेरपि एष धर्मः પ્રધાનમંડળની મદદથી રાજા રાજ્ય કરતો. કેટલાક રાજાઓ વાનપ્રસ્થ થઈ આશ્રમમાં પણ વસતા. રાજાઓ હંમેશ પ્રજાના હિત માટે જ પ્રવર્તતા.[2]

રાજાઓ પણ ચારિત્ર્યવાન, વશી, વિનયી અને સંગીત, ચિત્ર આદિ કલાઓના શોખીન હતા. રાજ્યમાં અમાત્યો, પુરોહિત, રક્ષક, અને સિપાઈઓ હતા.

## કાલિદાસ : જીવન : સમય : કૃતિ

પોતાના જીવન વિશે કાલિદાસે ઇશારો સરખોય કર્યો નથી. તેમનું સાચું જીવન તો અંધારામાં જ રહ્યું છે. એ વંદનીય વિભૂતિ આજ સુધી દંતકથાઓની સૃષ્ટિમાં જ વિહરતી રહી છે. ભારતના એ મહર્ષિ કવિ વિશે અનેક લોક કથાઓ વહેતી મૂકાઈ છે. સત્ય શું હશે એ તો શી ખબર પરંતુ તે કાલિદાસને અનુલક્ષીને છે એટલે એક પછી એક જોઈએ.

(૧) કાલિદાસ એક બ્રાહ્મણ પુત્ર હતા. છ મહિનાના થતાં થતાં તો તે નિરાધાર થઈ ગયા. એક ભરવાડે તેમને ઉછેર્યા. દેખાવે તે ખૂબ દેખાવડા યુવક થયા. બનારસની રાજકુંવરીને તેના ભણતરનું ખૂબ અભિમાન હતું. કવિઓ પછી કવિઓ અને વિદ્વાનો પછી વિદ્વાનો આવ્યા પણ કુંવરીએ બધાંને પરાસ્ત કર્યા. તેઓ ચિડાયા અને એક યુક્તિ કરી. પેલા મૂર્ખ બ્રાહ્મણ યુવકને તેઓ કુંવરી પાસે લઈ ગયા. તે એક વિદ્વાન છે એમ કહી તેને ત્યાં રજૂ કર્યો. તેમણે બ્રાહ્મણ યુવકને શિખવાડી રાખ્યું કે રાજકુંવરી પાસે મૌન રાખવું. આ બાજુ રાજકુંવરીને કહ્યું કે આ પંડિતને તો મૌનવ્રત છે. મૌન વિવાદ શરૂ થયો. રાજકુંવરીએ એક આંગળી ઊંચી કરી એમાં બતાવ્યું કે વિશ્વનું કારણ એક જ છે. કાલિદાસે બે આંગળી ઊંચી કરી. તેની સાથેના પંડીતોએ કેટલાંએ પ્રમાણ અને દલીલો રજૂ કરીને બતાવ્યું કે

---

૧ ૫-૪, ૫, ૬, ૭,

૨ प्रवर्तताम् प्रकृतिहिताय पार्थिवः।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એ તત્ત્વોમાંથી વિશ્વ ઉત્પન્ન થયું છે. તે દિવસના વિવાદમાં આ પોકળ પંડિતની જીત થઈ. યુવક સાથે રાજકુંવરીનાં લગ્ન થયાં. અજાણ્યા વાતાવરણથી અકળાઈ ગયેલો પેલો યુવક રાતે કુંવરીના આવતા પહેલાં ઊંઘી ગયો. કુંવરી મીઠાં ગીત ગાવા લાગી. પણ તે જડ જાગ્યો નહિ. ઊલટું સ્વપ્નમાં તે ઢોરને બોલાવવા લાગ્યો. બધો ભેદ ખુલી ગયો. રાજકુંવરીએ ધમકી આપી. પેલા યુવકે બધું કહી દીધું. કુંવરીની સલાહથી તે મૂર્ખ યુવકે કાલિની આરાધના કરી. શક્તિની કૃપા તેના ઉપર વર્ષી રહી અને તે કાલિદાસ થયા. તે કુંવરી પાસે આવ્યા. તેમનું લલાટ જ્ઞાન તેજથી પ્રકાશી રહ્યું હતું. કુંવરીએ પૂછ્યું—अस्ति कश्चिद्वागर्थः? [અથવા अस्ति कश्चिद्वाग्विशेषः] તેના પ્રત્યેક શબ્દથી શરૂ થતું એક કાવ્ય આપીને કાલિદાસે આ પ્રશ્નોના ઉત્તર આપ્યો.

મહાકવિનું કુમારસંભવ अस्ति શબ્દથી શરૂ થાય છે—

अस्त्युत्तरस्यां दिशि देवतात्मा
हिमालयो नाम नगाधिराजः ॥

કવિનું મેઘદૂત कश्चित् શબ્દથી શરૂ થાય છે—

कश्चित्कान्ताविरहगुरुणा स्वाधिकारात्प्रमत्तः ॥

તેમનું રઘુવંશ वागर्थ શબ્દથી શરૂ થાય છે—

वागर्थाविव संपृक्तौ वागर्थप्रतिपत्तये
जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ॥

ઋતુસંહારના પ્રથમ શ્લોકમાં प्रचण्ड ને બદલે विशेष પાઠ રાખીને ઘણા વિદ્વાનો वाग् विशेषः માંના विशेष શબ્દની સાર્થકતા બતાવે છે કે એ શબ્દથી કવિનું ઋતુસંહાર નામનું ચોથું કાવ્ય શરૂ થાય છે-विशेषसूर्यः स्पृहणीयचन्द्रमाः

(૨) એક દંતકથા કાલિદાસને ભોજરાજાના સમયમાં મૂકે છે. કાલિદાસ ભોજ પાસેથી નાસી ગયા. તેમને શોધવા ભોજે નીચે પ્રમાણે એક અર્ધો શ્લોક બનાવ્યો—कमलात् कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते। તે શ્લોક જે પૂરો કરે તેને રાજ્ય આપવાનું એણે વચન આપ્યું. કાલિદાસની એક નર્તકી પ્રેયસીએ તેને છેતર્યો અને કાલિદાસે આપેલો શ્લોકનો જવાબ[1] લઈને તેને

---

1 बाले तव मुखाम्भोजात् कथमिन्दीवरद्वयम् ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



મારીને તે રાજા પાસે આવી. રાજા બધું સમજી ગયો અને કાલિદાસના મૃત્યુ માટે શોક કરવા લાગ્યો પણ આ વાત સત્ય ઠરી નથી.

(૩) એક વાત કાલિદાસને વિક્રમાદિત્યના નવરત્નમાં સ્થાન આપે છે.

(૪) ભવભૂતિ અને સિલોનના કુમારદાસ સાથે કાલિદાસનો સંબંધ બતાવતી વાતો પણ તેટલી જ બિનપાયાદાર છે.

(૫) એક વાત કાલિદાસને કાશ્મિરના વતની ગણાવે છે. પણ તેમાં સત્ય ઓછું લાગે છે. આટલા માટે રાજશેખર ત્રણ કાલિદાસ ગણાવે છે.

## કાલિદાસ એક મનુષ્ય તરીકે

ડૉ. રાઈડર લખે છે કે કાલિદાસ એક દેખાવડા મનુષ્ય હતા એમાં સંશય નથી, અને દેખાવડો હિન્દુ એટલે મનુષ્યોમાં અજોડ. સ્ત્રીઓને તે ગમતો, તેમ એને પણ સ્ત્રીઓ માટે ખાસ આકર્ષણ હતું. એ સુવિદિત છે કે બાળકો તેને ચાહતા. તેમણે કદી એવું દુઃખ અનુભવ્યું નથી; કે નથી તેમને કંઈ પ્રણય પીડા સોસવી પડી. કોઈ દેવતાના પ્રેમ પવિત્રતાથી જ તે પુરુષો અને સ્ત્રીઓમાં વિહર્યા છે. તેમણે કદી સ્વાર્થી વૃત્તિ ધરાવી નથી કે વૈરાગ્ય સેવ્યો નથી. તેમણે તો માત્ર સૌંદર્યને જ જોયું છે. દરબારમાં કે નિર્જન ટેકરી ઉપર, મોટાં કે નાનાં બધાં મનુષ્યો સાથે તે એક જ સ્થિરતાથી રહ્યા છે.

મહાકવિ વિશે આટલું તો આપણે કહી જ શકીએ.

## કાલિદાસનો સમય

આ બાબતમાં વિદ્વાનો એક મત ઉપર આવ્યા નથી. ઇ. સ. પૂ. પહેલા સૈકાથી માંડીને છેક ઇ. સ. ૧૧ સુધીનો જુદો જુદો સમય જુદા જુદા વિદ્વાનોએ સૂચવ્યો છે. આપણે તે જોઈએ.

### [૧] કાલિદાસ અને ભોજ [ઇ. સ. ૧૧]

એક કિંવદન્તી કાલિદાસને ઈ. સ. અગિયારમા સૈકામાં ભોજના સમયમાં મૂકે છે પણ નીચેની વિગતોથી આ મત સત્ય ઠર્યો નથી.

(અ) બુદ્ધ ગયા પાસેના મહારમણ શિલાલેખો (ઈ. સ. ૪૭૨) કાલિદાસનો ઉલ્લેખ કરે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(आ) પુલકેશિના એઈહોઈલ શિલાલેખો (ઈ. સ. ६३४). કાલિદાસનો ઉલ્લેખ કરે છે. [ स विजयतां रविकीर्तिः कविताश्रितकालिदासभारविकीर्तिः । ]

(इ) ઈ. સ. ના સાતમા સૈકાના પ્રથમાર્ધમાં બાણ હર્ષચરિતમાં કાલિદાસનો ઉલ્લેખ કરે છે [ निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु । प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥ ]

(ई) કાવ્યાદર્શમાં દણ્ડિન लक्ष्म लक्ष्मीं तनोति વાળો શ્લોક ટાંકે છે.

(उ) લગભગ ઈ. સ. ના આઠમા સૈકામાં ભવભૂતિ માલતિમાધવમાં શકુન્તલાનો ઉલ્લેખ કરે છે.

(ऊ) ગૌડવહો નામની પ્રાકૃત કવિતાના રચયિતા ઈ. સ. ના આઠમા સૈકામાં રઘુવંશના કર્તાનો ( रघुकर ) ઉલ્લેખ કરે છે.

(ए) ઈ. સ. ના નવમા સૈકામાં નૃપતંગ કાલિદાસનો ઉલ્લેખ કરે છે.

(ऐ) શક ૭૩૫ પછી તરત જ જિવસેન પાર્શ્વાભ્યુદયમાં સમસ્યાપૂરણ માટે મેઘદૂતના શ્લોક વાપરે છે.

(ओ) ઈ. સ. 'નવ' ના ઉતરાર્ધમાં વામન 'કાવ્યાલંકાર સૂત્રવૃત્તિ' માં કુમાર ૧–૩૬માં વપરાયેલા अस શબ્દનો ઉલ્લેખ કરે છે. હેમચન્દ્ર પણ ઈ. સ. 'બાર'મા સૈકામાં આ શબ્દ પ્રયોગનો ઉલ્લેખ કરે છે.

(औ) ઈ સ. ૧૧મા સૈકામાં ભોજના સરસ્વતીકંઠાભરણમાં તેમ જ ક્ષીરસ્વામીની અમરકોષની ટીકામાં કાલિદાસમાંથી કેટલાંયે અવતરણો આવે છે.

આ વિગતો ઉપરથી એમ ફલિત થાય છે કે ઈ. સ. ૧૧મા સૈકામાં થઈ ગયેલા ભોજના સમયમાં આપણા કાલિદાસ ન હોઈ શકે. તે પરિમલ કાલિદાસ હતા; આપણા નહિ, એમ વિદ્વાનો સૂચવે છે.

[૨] કાલિદાસ અને ભવભૂતિ [ઈ. સ. ૭–૮]

બીજી લોકવાત આ બંને કવિઓને સાથે મૂકે છે. માત્ર આ લોકવાત ઉપર આધાર રાખી સમય નક્કી ન થાય.

[૩] ઈ. સ. છઠ્ઠા સૈકા માટેનો મત.

આ માટે જુદા જુદા વિદ્વાનોની જુદી જુદી દલીલો નીચે મુજબ છે—

(क) કાલિદાસ અને સિલોનનો કુમારદાસ.

ઈ. સ. ના છઠ્ઠા સૈકાના પ્રથમાર્ધમાં થઈ ગયેલા આ રાજા સાથે કેટલાક કાલિદાસને મૂકે છે. પણ આ વાત કેવળ લોકવાત જ રહી છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(ख) પ્રો. પાઠકની દલીલો

રઘુ ૪-૬૮ તે સમયમાં કાશ્મિર અને પંજાબમાં વસતા હૂણ લોકોનો ઉલ્લેખ કરે છે એ આધાર લઈ પ્રો. પાઠક ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં કાલિદાસને મૂકે છે. તેમની મેઘદૂતની પ્રસ્તાવનામાં તેઓ આ મત સુધારે છે અને કહે છે કે ઇ. સ. ૪૫૦માં હૂણ લોકો વંક્ષુ નદીને કાંઠે સ્થિર થયા હતા. ઇ. સ. ૪૫૫માં સ્કન્દ ગુપ્તે તેમને હરાવ્યા. તેમને મતે રઘુ૰ ઈ. સ. ૪૫૦ પછી અને ઇ. સ. ૪૫૫ પહેલાં લખાયું. આમ તેઓ કાલિદાસને સ્કન્દગુપ્તના સમયમાં મૂકે છે.

(ग) હરપ્રસાદ શાસ્ત્રીનો મત

ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં યશોધર્મદેવ ધર્મવર્ધનના દરબારમાં કાલિદાસ હતા એમ તેઓ માને છે. પણ બાણ (ઇ. સ. ૬) પહેલાં તો કાલિદાસ પ્રતિષ્ઠિત કવિ હતા એટલે આ મત સત્ય ન લેખી શકાય.

(घ) ડૉ. ભાઉદાજી, ડૉ. કર્ન, ડૉ. ભાન્ડારકર, પ્રો. મેક્સમુલર વગેરેની દલીલો.

આ બધા કાલિદાસના ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં મૂકે છે. તેમની દલીલો નીચે મુજબ છે—

(૧) " धन्वंतरिः क्षपणकोऽमरसिंहशङ्कु
वेतालभट्टघटकर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपतेः सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥

ઉપરનો શ્લોક જ્યોતિર્વિદાભરણમાં આવે છે. ફાહિયાનના સમયમાં અમરદેવે બંધાવેલા ગયાના મંદિરનો ઉલ્લેખ નથી. જ્યારે હ્યુ એન સંગ તે કરે છે. આથી અમરસિંહ ઇ. સ. ૪૧૪ અને ૬૦૨ વચ્ચે થઈ ગયો. વળી એક શ્લોક પ્રમાણે વરાહમિહિર ઈ. સ. ૫૮૭માં મૃત્યુ પામ્યા [नवाधिकपंचशत संख्याके वराहमिहिराचार्यो दिवं गतः ।।] શકના ૫૦૯મા વર્ષમાં એટલે ઇ. સ. ૫૮૭માં વરાહમિહિર મૃત્યુ પામ્યા. આથી તેમના સમકાલીન કવિ કાલિદાસ પણ ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં થઈ ગયા.

[ પરંતુ જ્યોતિર્વિદાભરણના ગ્રંથકર્તૃત્વ માટે શંકા છે અને વરાહમિહિર બે કે ત્રણ છે એ એની વિરૂદ્ધની દલીલો છે. ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૨) રાજતરંગિણી પ્રમાણે કાશ્મિરનો હિરણ્ય નામનો રાજા વારસ વગર મૃત્યુ પામ્યો. ઉજ્જૈનના હર્ષ વિક્રમાદિત્યે માતૃગુપ્ત નામનાં કવિને તે ગાદી આપી. હર્ષ વિક્રમાદિત્ય ઈ. સ. છઠ્ઠા સૈકામાં થઈ ગયો.

[ પરંતુ રાજતરંગિણીમાં કાલિદાસનો ઉલ્લેખ નથી. માતૃગુપ્ત અને કાલિદાસ જુદા જુદા હતા. કારણ ક્ષેમેન્દ્ર અને રાઘવભટ્ટ કાલિદાસ અને માતૃગુપ્ત –બ નેનો ઉલ્લેખ કરે છે અને બન્નેમાંથી ટાંકે છે—આ થઈ ઉપરની હકીકતની વિરુદ્ધની દલીલ ]

(૩) પ્રવરસેનની ઇચ્છાથી કાલિદાસે સેતુકાવ્ય નામનું પ્રાકૃત કાવ્ય લખ્યું. પણ આની પૂરી સાબિતી નથી.

(૪) દિંગનાગ વિશેની દલીલ

પૂ. મેઘ૦ ૧૪ ઉપરની ટીકામાં મલ્લિનાથ કહે છે કે નિચુલ વિશે કઈ વિગત સાંપડી નથી પણ દિંગનાગ વિશે નીચેની માહિતી સાંપડી છે—

(૧) એક તિબેટની કૃતિ પ્રમાણે દિંગનાગ અને ધર્મકીર્તિ, આર્ય અસંગના ન્યાયશાસ્ત્રના શિષ્યો હતા.

(૨) વાચસ્પતિમિશ્રની ન્યાયવાર્તિક ટીકામાં છે કે દિંગનાગના કેટલાક સિદ્ધાંતો તોડવા માટે ઉદ્યોતકારાચાર્યે ન્યાયવાર્તિક નામની ટીકા લખી. આ બતાવે છે કે ઉદ્યોતકાર દિંગનાગનો સમકાલીન હશે અથવા તેના પછી તરત થઈ ગયો હશે.

(૩) સુબંધુ પોતાના વાસવદત્તામાં ઉદ્યોતકારનો અને ધર્મકીર્તિનો ઉલ્લેખ કરે છે. બાણ હર્ષચરિતમાં (ઈ. સ. ૬૦૭–૬૪૮) માં સુબંધુનો ઉલ્લેખ કરે છે.

(૪) એમ પણ માહિતી સાંપડે છે કે આર્ય અસંગ વસુબંધુનો મોટો ભાઈ અને ગુરુ હતો.

(૫) હુ એન સંગ કહે છે કે વસુબન્ધુ અને તેનો ગુરૂ મનોહિંત શ્રાવસ્તીના વિક્રમાદિત્યના સમકાલીન હતા.

(૬) હુ એન સંગ (૬૨૯–૬૪૫) કહે છે કે તેના સમય પહેલાં ૬૦ વર્ષ પહેલાં શિલાદિત્ય પ્રતાપશીલ નામનો રાજા થઈ ગયો. એમ હકીકત સાંપડે છે કે તેણે ૫૦ વર્ષ રાજ્ય કર્યું. આશરે ૫૩૦ થી ૫૮૦ સુધી તેનો



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સમય વિદ્વાનો છે. તેના પહેલાં વિક્રમાદિત્ય હતો. એટલે કે ઇ. સ. ૫૩૦માં વિક્રમાદિત્યનું રાજ્ય પૂરું થયું.

(ઇ) એક બીજી તિબેટની હકીકત પ્રમાણે બુદ્ધ નિર્વાણ પછી ૯૦૦ વર્ષ પછી આર્ય અસંગ અને વસુબંધુ થઈ ગયા. હ્યુ એન સંગ કહે છે તે પ્રમાણે બુદ્ધ નિર્વાણ પછી ૧૦૦ વર્ષ પછી અશોક થઈ ગયો. ત્યાર પછી ગણતરી કરીને વિદ્વાનો વસુબન્ધુને ઈ. સ. ૫૪૧માં મૂકે છે.

આ બધી કડીઓ મેળવી વિક્રમાદિત્ય, કાલિદાસ અને દિંગનાગને ઈ. સ. છઠ્ઠા સૈકામાં મૂકવામાં આવે છે. શ્રી નંદરગીકર આ કડીઓ સરસ રીતે આપે છે.

પરંતુ ટીકાકાર વલ્લભદેવ આવું કંઈ બતાવતા નથી. ડૉ. કીથ કહે છે કે આવી રીતનું સૂચન કાલિદાસ કરતા નથી. વળી આ જ દિંગનાગ બૌદ્ધિક ન્યાયાચાર્ય દિંગનાગ હશે કે કેમ એની પૂરી સાબિતી નથી ઉપરાંત 'दिङ्नागानाम्' એ બહુવચનથી પોતાના વિરોધીનો કાલિદાસ શા માટે ઉલ્લેખ કરે ? દિંગનાગ વિશેની દલીલ ભારે મુસ્કેલી ઊભી કરે છે તેમ ડૉ. કીથ કહે છે. પ્રો. મેકડોનલ કહે છે ઈ. સ. ના છઠ્ઠા સૈકા સુધી એવી કંઈ સાબિતી મળી નથી તેથી દિંગનાગ વસુબન્ધુનો શિષ્ય હતો. એ બુદ્ધ સંપ્રદાયની વાતને બહુ અગત્ય આપવા જેવો નથી...વસુબન્ધુ ઇ. સ. ના છઠ્ઠાં સૈકામાં હતો એ વાત એક ચાઈનીઝ હકીકતથી વિરુદ્ધ જાય છે. તે હકીકત પ્રમાણે વસુબન્ધુની કૃતિઓનું ઈ. સ. ૪૦૪માં ભાષાન્તર થઈ ગયું હતું. આમ આ દલીલમાં કંઈ દમ નથી.

(ચ) ફર્ગ્યુસન અને ડૉ. ફ્લીટ.

ફર્ગ્યુસનના મત પ્રમાણે કાલિદાસ અને વિક્રમાદિત્ય સમકાલીન હતા. તેમને મતે વિક્રમાદિત્ય ઇ, સ. ના છઠ્ઠા સૈકામાં થઈ ગયો. ઉજ્જૈનના વિક્રમ હર્ષ નામના મોટા રાજાએ ઈ. સ. ૫૪૪માં કરૂરની મોટી લડાઈ લડીને મ્લેચ્છોને હરાવ્યા હતા, આ બનાવ બહુ મોટો અને જૂનો લાગે તે માટે લોકોએ આ સંવત ૬૦૦ વર્ષ પાછળ ઠેલ્યું. એટલે કે ઇ. સ. પૂર્વે ૫૬માં સંવત શરૂ થાય ! [ પણ આવી રીતે વિજયની કીર્તિ કેટલીક ટકી શકે ? ]

ડૉ. ફ્લીટના મત પ્રમાણે ઈ. સ. ૫૪૯ પહેલાં એક સૈકા કરતાં વધારે વખત પહેલાં માલવ સંવતના નામથી વિક્રમ સંવત ચાલુ હતો. ડૉ. ફ્લીટે વત્સભટ્ટિના મેન્ડસોર શિલાલેખો શોધ્યા. તેમાંના એકનો સમય વિક્રમ સંવતનું ૪૯૪મું વર્ષ છે. એટલે કે ઈ. સ. ૫૪૪ પહેલાં એક સૈકા કરતાં વધારે વખત

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પહેલાં માલવ સંવતના નામથી વિક્રમ સંવત ચાલુ હતો. મેન્ડસોર શિલાલેખોમાં આવતા કેટલાક શ્લોકો ઋતુ૦અને મેઘ૦ના શ્લોકોને મળતા છે, તેથી કાલિદાસની કૃતિ તે વખતે ખૂબ જાણીતી હશે. વળી ગુપ્તોએ શકોને હાંકી કાઢ્યા હતા એટલે તે વખતે ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં કોઈ શકોને હાંકી કાઢનાના નહોતા.

(૪) ઇ. સ પાંચમા સૈકા માટે મત

કર્નલ વિલફોર્ડ

ધનેશ્વર સૂરિના શત્રુંજય મહાત્મ્યમાં શિલાદિત્ય માટે નીચેનો શ્લોક આવે છે.

सप्तसप्ततिमव्दांतामतीक्रम्य चतुःशतीम् ।

विक्रमार्कात् शिलादित्यो भविता धर्मवृद्धिकृत् ।

તેમાં એમ પણ કહ્યું છે કે સંવતના ૪૬૬ વર્ષ પછી વિક્રમાદિત્ય આવશે અને ત્યાર પછી ૪૭૭ વર્ષ પછી શિલાદિત્ય રાજ્ય કરશે. આ ઉપરથી વિલફોર્ડ કાલિદાસને પાંચમા સૈકામાં મૂકે છે. પણ ભાઉદાજી બતાવે છે કે આ માલવ સંવત હતુ, નહિ કે વિક્રમસંવત વળી પ્રો. વિલ્સન કહે છે કે શિલાદિત્ય વિક્રમાદિત્યનો પુત્ર હતો પણ ભાઉદાજી બતાવે છે કે ઉપરના શ્લોકમાનો શિલાદિત્ય વિક્રમસંવતની શરુઆત પછી ૪૭૭ વર્ષ પછી થઇ ગયેલો વલ્લભિનો રાજા હતો.

( ૫ ) ગુપ્તવંશનો મત

( અ ) પ્રો. લાસ્સાં, વેબર, પ્રો. મેકડોનલ, યાકુબી...વગેરે.

ઇ. સ. ના બીજા સૈકામાં સમુદ્રગુપ્તના સમયમાં કાલિદાસ થઇ ગયા એમ પ્રો. લાસ્સાં માને છે કારણ શિલાલેખોમાં આ રાજા કવિઓનો મિત્ર કહેવાય છે. પણ માત્ર આટલી જ વાતથી કાલિદાસનો સમય નક્કી ન થાય એ તેમની વિરુદ્ધની દલીલ છે. વેબર ઈ. સ. બીજાથી ચોથા સૈકામાં ગુપ્તવંશમાં કાલિદાસને મૂકે છે.

કાલિદાસ બતાવે છે તે ખગોળજ્ઞાન ગ્રીકોની અસર બતાવે છે એમ માની એક મત તેમને આર્યભટ્ટ પછી મૂકે છે. કુમાર० ૧–૭માં જામિત્ર શબ્દ આવે છે.

अथौषधीनामधिपस्य वृद्धौ तिथौ च जामित्रगुणान्वितायाम् ।

समेतबन्धुर्हिमवान् सुताया विवाहदीक्षाविधिमन्वतिष्ठत् ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ જામિત્ર શબ્દ ગ્રીક શબ્દ diamatron ઉપરથી લેવામાં આવ્યો છે એમ માની યાકુબી કાલિદાસને ઈ. સ. ના ચોથા સૈકામાં મૂકે છે. પણ શ્રીરામ શાસ્ત્રી વગેરે બતાવે છે કે આ આર્ય શબ્દ છે. जामि .दुहितरं त्रायते इति जामित्रं રઘુ૦–૧૪–૪૦ માં પૃથ્વીની છાયા ચન્દ્ર ઉપર પડે છે એનો ઉલ્લેખ છે.

अवैमि चैनामनघेति किन्तु लोकापवादो बलवान् मतो मे ।

छाया हि भूमेः शशिनो मलत्वेनारोपिता शुद्धिमतः प्रजाभिः ॥

આર્યભટ્ટના સમયની આ ગ્રીકોની અસર છે એમ માની ઘણા કાલિદાસને આર્યભટ્ટ પછી મૂકે છે. પણ આ જ્ઞાન ગ્રીકોનું જ હતું એમ શા માટે ? આર્યભટ કરતાં રોમક સિદ્ધાંત જૂનો છે. આથી ઈ. સ. ચોથા સૈકા પછી તો કાલિદાસ નું જ હોઈ શકે તેમ પ્રો. મેકડોનલ માને છે. તેઓ એમ પણ માને છે કે ચન્દ્રગુપ્ત બીજો કે જે વિક્રમાદિત્ય હતો તેના સમયમાં કાલિદાસ થઈ ગયા.

ડૉ. કીથ

તેમના મત પ્રમાણે ઈ. સ. ૩૮૦–૪૧૩માં ચન્દ્રગુપ્ત બીજાના સમયમાં કાલિદાસ થઈ ગયા. તેમની દલીલો નીચે મુજબ છે—

( अ ) તે અશ્વઘોષ અને ભાસ પછી હતા.

( ब ) બધું જ ગુપ્તોનો સુવર્ણયુગ બતાવે છે.

( क ) રઘુ૦ અને કુમારમાં ગ્રહોની અસર બતાવી છે તે અને उच्च અને जामित्र જેવા ખાસ શબ્દો વાપર્યા છે તે બતાવે છે કે તે ગ્રીકોની અસર હશે.

[ પરંતુ હિંદનું જ્યોતિષ જ્ઞાન ગ્રીક જ્યોતિષ જ્ઞાનની જ અસરથી સંભવ્યું છે. એવું માનવા કોઈ સદ્ધર પુરાવો નથી. उच्च શબ્દ તો રામાયણમાં પણ આવે છે. તે આ મુદ્દાની વિરુદ્ધ દલીલ ]

( ड ) માલવિકા૦માં આવતો અશ્વમેધ યજ્ઞ સમુદ્રગુપ્તે કરેલા યજ્ઞનો ઉલ્લેખ કરે છે. [ આ વિરુદ્ધ દલીલ છે કે પુષ્યમિત્રનો અશ્વમેધ સમુદ્રગુપ્તનો કેવી રીતે હોઈ શકે ? ]

( च ) ચન્દ્રગુપ્ત બીજો ( ઈ. સ. ૩૮૦–૪૧૩ ) વિક્રમાદિત્ય હતો.

( छ ) કાલિદાસનું પ્રાકૃત આ જ સમય બતાવે છે. ભાસ કરતાં તે વધારે શુદ્ધ છે. તેની મહારાષ્ટ્રી પહેલાની મહારાષ્ટ્રી એટલે ઈ. સ. ચોથા સૈકામાં આવતી મહારાષ્ટ્રી જેવી છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(ટ) વિક્રમો૰માં વિક્રમનો ઉલ્લેખ છે.

(ઠ) કુમાર૰માં નાના વારસ કુમારગુપ્તનો ઉલ્લેખ છે.

(ડ) કાલિદાસની કવિતા ગુપ્ત સમય જ બતાવે છે કે જ્યારે બ્રાહ્મણ અને હિંદુ ધર્મવૃત્તિઓ બળવાન હતી. [ આની વિરુદ્ધની દલીલ એ છે કે કાલિદાસ તો હિન્દુ સંસ્કૃતિ બતાવે છે. ]

ગુપ્તોનો ઉલ્લેખ કાલિદાસમાં નથી. ઊલટું અગ્નિમિત્રનો સ્પષ્ટ ઉલ્લેખ છે. આ મત વિરુદ્ધ આ મોટામાં મોટી દલીલ છે.

[ ૬ ] ઈ. સ. પૂર્વેનો મત

ફ્રેઈક

રઘુ૰ના છેલ્લા સર્ગમાં વર્ણવેલા રાજા અગ્નિવર્ણના [ તેના મૃત્યુ પછી જન્મેલા ] બાળકના સમયમાં એટલે ઈ. સ. પૂ. આઠમા સૈકામાં કાલિદાસ થઈ ગયા એમ તેઓ કહે છે. પરન્તુ જો કાલિદાસ તેના સમયમાં હોત તો તેમણે તે રાજા વર્ણવ્યો જ હોત. એ સત્ય નથી કે કાલિદાસે રઘુવંશના પછીના રાજાઓ વર્ણવ્યા નથી એટલે તે રાજાઓ હતા જ નહિ. અગ્નિવર્ણ પછી થઈ ગયેલા એવા ૩૭ રાજાઓ વિષ્ણુપુરાણ ગણાવે છે. આથી આ મત બરાબર નથી.

સર વિલિયમ્સ, એસ. પી. પંડિત, રાય, શાસ્ત્રી, દાસગુપ્તા, આદિ વિદ્વાનોનું મંતવ્ય—

આ મત કાલિદાસને ઈ. સ. પૂર્વે ૫૬માં એટલે કે ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં અથવા તો પૂ. બીજા સૈકામાં મૂકે છે. તેમની દલીલો નીચે મુજબ છે—

(क) વિક્રમાદિત્ય કાલ્પનિક રાજા નહોતો. કર્નલ ટોડ એમના રાજસ્થાનમાં યુધિષ્ઠિરથી તે છેક વિક્રમાદિત્ય સુધીના દિલ્હીના રાજાઓની વંશાવળી આપે છે. વિક્રમાદિત્યના ઘણા ઉલ્લેખ કાલિદાસમાં છે.

(ख) બાપુ ધનપતિ બેનરજી કહે છે કે પરાપૂર્વની માન્યતા પ્રમાણે ભાનુમતી પહેલા વિક્રમાદિત્યની રાણી હતી. વિક્રમાદિત્ય માલવવંશનો સ્થાપક અને ઉજ્જૈનનો રાજા હતો. રઘુના દિગ્વિજયમાં અવન્તિના રાજાનો ઉલ્લેખ નથી તેથી બેનરજી કહે છે કે કાલિદાસ તે વિક્રમાદિત્યના દરબારમાં હતો કે જે ઉજ્જયિનીનો રાજા હતો. અને તે પણ ઈ. સ. પૂ. બીજા સૈકા પછી બહુ વખત પછી તો નહિ જ.

(ग) બાપુ ધનપતિ બેનરજી વધુમાં જણાવે છે કે શાલિવાહન રાજા પહેલાં ઘણા વખત પહેલાં કાલિદાસ થઈ ગયા હશે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(ઘ) માલવિકા૦માં કાલિદાસ પુષ્યમિત્ર, અગ્નિમિત્ર અને વસુમિત્રનો ઉલ્લેખ કરે છે. આ રાજાઓનો ભાગવત ૧૨-(૧૬, ૧૭)માં ઉલ્લેખ છે. સેનાપતિ પુષ્યમિત્રે મૌર્યવંશના છેલ્લા રાજા બૃહદ્રથને મારીને મગધની ગાદી લઈને શુંગ વંશ સ્થાપ્યો. તે ઇ. સ. પૂ. ૧૫૦ માં થઈ ગયો. મહાભાષ્યકાર પતંજલિ તેનો અને તેણે કરેલા અશ્વમેધનો ઉલ્લેખ કરે છે. પતંજલિ પણ ઈ. સ. ૧૫૦ માં થઈ ગયો. માલવિકા૦ ૫-૧-૨ ના બનાવોમાં સમકાલીન અગ્નિમિત્રના લશ્કરી પ્રયાણનો ઉલ્લેખ છે. છેલ્લા શ્લોકમાં ઉત્તરાર્ધ નીચે પ્રમાણે છે—

संपत्स्यते न खलु गोप्तरि नाग्निमित्रे ।

આમાં પ્રથમાર્ધમાં રાજાનો રાણી પ્રત્યેનો ઉત્તર છે. જ્યારે દ્વિતીયાર્ધ ભરતવાક્ય જો બીજો છે. ભાગ પણ ઉત્તર લેખીએ તો અગ્નિમિત્ર બહુ અભિમાની લેખાય. અને પોતાના નાયકને કાલિદાસ તેવો ન આલેખે. કાત્યાયનની માલવિકા૦ ઉપરની ટીકામાં બીજો ભાગ જ ભરતવાક્ય છે તેમ કહ્યું છે. વળી કાત્યાયન તેમ પણ કહે છે કે અગ્નિમિત્ર તે વખતનો સમકાલીન રાજા હતો. "अग्निमित्रस्य कथनं तत्कालराजोपलक्षणमिति मंतव्यम् ।"

સાધારણ રીતે તો નાટકમાં થઈ ગયેલા રાજાનું ચરિત્ર હોય. नाटकं ख्यातवृत्तं स्यात् पञ्चसन्धिसमन्वितम् । આ પુરાણી રીતનો કવિએ આ નાટકમાં ત્યાગ કર્યો છે. અને તેને બદલે પોતાના સમકાલીન રાજા અગ્નિમિત્રનું જ ચારિત્ર્ય આલેખ્યું છે.

पुराणमित्येव न साधु सर्वम् न चापि काव्यं नवमित्यवद्यम् ।

ભરતવાક્યમાં પણ વર્તમાન રાજા અગ્નિમિત્રનો જ ઉલ્લેખ છે. રાઇડર પણ કહે છે, 'નાયક અગ્નિમિત્ર ઈ. સ. પૂ. બીજા સૈકાની ઐતિહાસિક વ્યક્તિ છે. કાલિદાસનું આ નાટક તેની માહિતી આપે છે. ઇતિહાસે ખાસ કરીને તે ગણવી જોઈએ. અગ્નિમિત્રનો પિતા કે જે શુંગ વંશનો સ્થાપક છે તે જીવતો જ છે તેમ કહ્યું છે' માલવિકા૦-૫-૨ માં પણ રાજા અગ્નિમિત્ર અને કવિનો ઉલ્લેખ હોવાનું વિદ્વાનો બતાવે છે. विरचितपदं वीरप्रीत्या सुरोपमसूरिभिः...ઈ

માલવિકા૦ મા પરિવ્રાજિકાનું પાત્ર આવે છે. આમાં થોડી બુદ્ધ ધર્મની અસર જણાય છે. કારણ હિંદુધર્મ પ્રમાણે કોઇ સ્ત્રી સંન્યાસિની ન થઈ શકે. બુદ્ધ ધર્મ બહુ જોરમાં નહોતો. પણ તેની અસર તો હતી જ. કાલિદાસના સમયમાં હિંદુ ધર્મ સબળ બન્યો પણ એટલે એમ નહિ કે શ્રી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સાધુ નહોતી. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સ્ત્રી પરિવ્રાજિકા બતાવી છે. રાજાના અંતઃપુરમાં સેવા સ્વીકારવા ઇચ્છતી તે ગરીબ બ્રાહ્મણી વિધવા હોવી જોઈએ परिव्राजिका वृत्तिकामा दरिद्रा विधवा प्रगल्भा ।

તે પ્રમાણે આ પરિવ્રાજિકા પણ વિધવા છે. पुनर्नवीभूतवैधव्यदुःखया मया त्वदीयदेशे अवतीर्य काषाये गृहीते । કવિ તેને અધ્યાત્મવિદા કહે છે. રાજા તેને ભગવતી પંડિત કૌશિકી કહે છે. ભવભૂતિ પણ માલતિમાધવમાં તેવું પાત્ર લાવે છે. આમ આ બતાવે છે કે હિંદુધર્મ બળવાન હોવા છતાં બુદ્ધધર્મની અસર તો તાજી જ હતી. विक्रम०–૧–૧ માં યોગભક્તિ વિષે કહે છે. शाकु०–માં છેલ્લા શ્લોકમાં આવતી सरस्वति श्रुति પોતાના દેશમાં વેદનો વિજય બતાવે છે. (रघु०)–માં આવતી નન્દિની અને કુમ્ભોદ્‌ભવના ઉપકથાઓ પણ બુદ્ધ ધર્મની અસર (સર્વ પ્રાણી પ્રત્યે દયા) બતાવે છે.

(च) તેમના વખતમાં હિંદુ ધર્મ પૂર જોસમાં હતો એમ કાલિદાસની કૃતિ બતાવે છે.

### (छ) શાકુન્તલના આંતર પુરાવા

### (૧) ચોરીની સજા

શાકુન્તલમાં છઠ્ઠા અંકમા વીંટીની ચોરી માટે માછીમારને વધની સજાનો ભય બતાવવામાં આવે છે. विक्रम०–માં કહ્યું છે કે રત્ન ચોરનારે રત્ન નહિ પણ તેનું મૃત્યુ જ મેળવ્યું છે. 'મનુથી યાજ્ઞવલ્ક્ય સુધી જોતાં એમ જણાય છે કે ચોરીની સજા ધીમે ધીમે વધથી દંડ સુધીની હળવી થતી જાય છે, બૃહસ્પતિ બતાવે છે તેવી ચોરીની સજા કાલિદાસ બતાવતા નથી. તેથી તે બૃહસ્પતિ પહેલાં થઈ ગયા. આ વિગત તેમને ઈ. સ. પૂ. પહેલા સૈકામાં મૂકે છે.

### શાકુન્તલમાં દેખાતો પશુયજ્ઞનો ઉલ્લેખ

છઠ્ઠા અંકનો પ્રવેશક બતાવે છે તે પ્રમાણે તે વખતે પશુયજ્ઞો પ્રચલિત હશે.[૧] બુદ્ધ ધર્મ અને બ્રાહ્મણ ધર્મ સાથેસાથ હતા તેમ શાકુન્તલ બતાવે છે. આ ઈ. સ. પૂ. પહેલા સૈકામાં હોઈ શકે તે સંભવિત છે. આથી કાલિદાસ પણ ઈ. સ. પૂ. પહેલા સૈકામાં થઈ ગયા એમ આ વિગત બતાવે છે.

---

૧. सहजं किल यद्विनिन्दितम्, न खलु तत्कर्म विवर्जनीयम् ।
पशुमारणकर्मदारुणोऽनुकम्पामृदुरपि श्रोत्रियः ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



## (૩) શાકુન્તલમાં સૂચવાતો વારસાહક

શાકુન્તલમાં એક ધનમિત્ર નામના વેપારીનો પ્રસંગ આવે છે. ધનમિત્ર નામનો વેપારી નૌકાવિહારમાં મૃત્યુ પામ્યો હોય છે. તેને કોઈ વારસ પુત્ર ન હોવાથી તેની મિલ્કત રાજ્યને જાય એવું નિવેદન અમાત્ય તરફથી થાય છે. આ સાંભળી દુષ્યન્ત તપાસ કરાવે છે કે તેની કોઈ પત્ની આપન્નસત્વા છે કે નહિ. એક પત્ની તેવી હોવાના સમાચાર આવે છે એટલે એ મિલ્કત તે ભાવિ વારસની ગણાય, રાજ્યની નહિ એમ દુષ્યન્ત ન્યાય આપે છે.

આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે તે સમયે વિધવાને કોઈ જાતનો વારસાહક હતો નહિ. પ્રો. આપ્ટે જણાવે છે તે પ્રમાણે મનુ આપસ્તમ્બ અને વસિષ્ઠ વિધવાને વારસાહક આપતા નથી. નારદ તેને માટે કંઈ જોગવાઈ કરે છે. યાજ્ઞવલ્કય વગેરે તેને વારસાહક આપે છે. આમ મનુ આપસ્તમ્બ પહેલાં શાકુન્તલને મૂકી શકાય. કારણ કે દુષ્યન્તના રાજ્યમાં આ હક દેખાતો નથી. આ વિગત કાલિદાસને ઈ. સ. પૂ. ૫૬માં મૂકે છે.

પણ મનુ આપસ્તમ્બ વગેરેનો સમય નક્કી થયો નથી એટલે આ વિગત ઉપર આધાર ન રાખી શકાય. પરંતુ અહીં દાસગુપ્તાએ આપેલી એક વિગત ખાસ નોંધવા જેવી છે.

યાજ્ઞવલ્કય વગેરે સ્મૃતિઓમાં દેખાતા વારસાહક કરતાં કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં દેખાતો વારસાહક જુદો પડે છે એ નોંધવા જેવું છે, 'દાય વિભાગ'ના પ્રકરણમાં કૌટિલ્યના અર્થશાસ્ત્ર પ્રમાણે પુત્રો પિતાની મિલ્કતના વારસ ગણાય. જો કોઈ પુત્ર મૃત્યુ પામ્યો હોય તો તેની મિલ્કત ચોથી પેઢી સુધી તેના વંશજોને જાય. પણ : જો તેને પણ પુત્ર ન હોય તો તે મિલ્કત બધા ભાઈઓને ભાગે જાય; પણ શરત એટલી કે તે બધા ભેગા રહેતા હોવા જોઈએ. તેમ જ પુત્રીઓ પણ તે લઈ શકે. તેના ભત્રિજાઓ પણ લઈ શકે પરંતુ દૂરના સગાઓ તે ન લઈ શકે કારણ વારસામાં પુત્ર પુત્રી ભાઈ અને ભત્રિજાથી અન્ય સગાએને હક નથી પહોંચતો. જેને આમાંનું કોઈ ન હોય તેની મિલ્કત રાજ્યને જાય પણ એ શરત સાથે કે તેની વિધવાને ભરણપોષણ અને મરનારની ઉત્તરક્રિયાના પૈસા તેમાંથી મળવા જોઈએ, અને તે શ્રોત્રિય બ્રાહ્મણ હોવો જોઈએ अदायकम् राजा हरेत् स्त्रीवृत्तिप्रेतकार्यवर्ज्यम्, अन्यत्र श्रोत्रिय-द्रव्यात् तत् त्रयीविद्येभ्यः प्रयच्छेत्। ( અર્થશાસ્ત્ર ૩-૬ જ્યારે મનુ, યાજ્ઞવલ્કય વગેરેમાં આમ નથી. તેની મિલ્કત પત્નીને અને દૂરનાં સગાઓને જઈ શકે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



યાજ્ઞવલ્કય પ્રમાણે જો પુત્ર ન હોય તો મિલ્કતનો પહેલો હક સ્ત્રીનો, અને તે પણ ન હોય તો પુત્રી અથવા પુત્રીઓનો ગણાય.

पत्नी दुहितरश्चैव पितरौ भ्रातरस्तथा ।
तत् सुता गोत्रजा बन्धुः, शिष्य सब्रह्मचारिणः ॥
एषामभावे पूर्वस्य धनभागुत्तरोत्तरः ।
स्वर्यातस्य ह्यपुत्रस्य सर्ववर्णेष्वयं विधिः ॥ (યાજ્ઞવલ્કય)

अपुत्रा सायनम् भर्तुः पालयन्ती व्रते स्थिता ।
पत्न्येव दद्यात् तत् पिण्डम्, कृत्स्नमंशं लभेत च ॥
(મિતાક્ષરા)

अपुत्रधनम् पत्न्याभिगामि ।
(વૃદ્ધ વીષ્ણુ)

पत्नी पत्युर्धनहरी ।
(કાત્યાયન)

अपुत्रस्य प्रमोनस्य पत्नी तद्भागहारिणी ॥
(બૃહસ્પતિ)

अनपत्यस्य पुत्रस्य माता दायमवाप्नुयात् ।
मातर्यपि च वृत्तायाम्, पितुर्माता हरेद्धनम् ॥
पिता हरेदपुत्रस्य रिक्थम् भ्रातर एव वा
इतरेषाम् तु वर्णानाम् सर्वभावे हरेन्द्व

હિંદુ કાયદામાં ક્યાંય પણ એવું કહ્યું નથી કે મિલ્કત રાજ્યને જાય. હા–જો કોઈ દૂરનું સગું ન હોય અથવા તો શિષ્ય અને જ્ઞાતિબંધુ પણ ન હોય તો જ તેમ થાય. (શિષ્ય અને સબ્રહ્મચારી) આમ હિંદુ કાયદામાં ક્યાંય એવું નથી કે મિલ્કત રાજાને જાય–સિવાય કે તેનું કોઈ દૂરનું સગું પણ ન હોય. કૌટિલ્યના અર્થશાસ્ત્રમ વારસદારોનું ક્ષેત્ર બહુ મર્યાદિત છે. આનું કારણ એ કે મૌર્યો બહુ લોભી હતા. તેમને દ્રવ્યની જરૂર હતી તેથી તેમણે વારસદારોનું ક્ષેત્ર મર્યાદિત કરીને અને પત્નીને વારસાહક ન આપીને હિંદુ કાયદો આખો ફેરવી નાખ્યો. આવી રીતે તેઓ મોટા વેપારીઓનું અને ધનિકોનું ધન પડાવતા. તેઓ રાજ્ય માટે મૂર્તિઓ વેચતા તો પછી આમ કરે એમાં શું નવાઈ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શાકુન્તલના છઠ્ઠા અંકમાં ધનમિત્રની મિલ્કત તેના ભાવિ વારસને મળવી જોઈએ એમ દુષ્યન્ત કહે છે. આમ આ બતાવે છે કે કાલિદાસ તે સમયમાં હતા કે જ્યારે હજી હિંદુ રાજાઓમાં પણ મૌર્યોના વારસાહકના કાયદા પ્રવર્તતા હતા. ગુપ્ત શિલાલેખો ઉપરથી જણાય છે કે ચન્દ્રગુપ્ત બીજા અથવા સ્કન્દગુપ્તના સમયમાં બ્રાહ્મણ ધર્મ પ્રવર્તતો હતો અને હિંદુ કાયદાઓ હતા. પુષ્યમિત્રે અશ્વમેધ યજ્ઞ કર્યા તે બતાવે છે કે તે વખતે મૌર્ય કાયદા કાઢી નાખવાની શરૂઆત થઈ ચૂકી હતી—જો કે, યાજ્ઞવલ્ક્ય ઇત્યાદિ સ્મૃતિઓ નહોતી. જો કાલિદાસ ગુપ્ત સમયમાં હોત તો તો તેમણે હિન્દુ કાયદાનો જ ઉલ્લેખ કર્યો હોત. તેમણે કૌટિલ્યના કાયદા પ્રમાણે કંઈ આપ્યું જ ના હોત. આ બતાવે છે કે કાલિદાસ કદાચ અગ્નિમિત્રના સમકાલિન હોય અથવા તો તે પછી તરત થયા હોય.

(જ) કાલિદાસ પોતાને વિશે કે પોતાના આશ્રયદાતા વિશે ઉલ્લેખ કરતા નથી એ એમની પ્રાચીનતા બતાવે છે.

(ઝ) 'ભીટા'ના માટીના ચન્દ્રકમાં શાકુન્તલના મૃગના દશ્યનો અને શકુન્તલા વૃક્ષોને પાણી પાય છે તે દશ્યનો ઉલ્લેખ છે. આ ચંદ્રક શુંગ સમયમાં હતો.

(પરંતુ આ તો બુદ્ધને જ્ઞાન થયું એવો ખ્યાલ આપતુ ચિત્ર છે એમ વિદ્વાનો કહે છે.)

(ટ) વર્ધમાનના ગુણરત્નમહોદધિમાંથી મલ્લિનાથ થોડું ટાંકે છે. મલ્લિનાથ ઈ. સ. ૧૩૫૦માં થઈ ગયો હોય તો વર્ધમાન તેના કરતાં સૈકા પહેલાં થઈ ગયો હોય. તે કહે છે કે વિક્રમ પછી ૧૧૯૭ વર્ષો પછી તેની કૃતિ લખાઈ. આ બતાવે છે કે ઇ. સ. ૫૩ પહેલાં વિક્રમ હતો. सप्तनवत्यधिकेष्वेकादशेषु शतेष्वतीतेषु वर्षाणां विक्रमतो गुणरत्नमहोदधिर्विहितः।

(ઠ) કેટલાક શબ્દ પ્રયોગ

પરમેષ્ઠિ શબ્દ કાલિદાસ બ્રહ્મા વિષ્ણુ અને સોમ માટે વાપરે છે. જ્યારે અમરસિંહ તેનો બ્રહ્મ તરીકે અર્થ બતાવે છે. આ બતાવે છે કે ઈ. સ. ૫૩ પહેલાં વિક્રમ હતો. सप्तनवत्यधिकेष्वेकादशे शतेष्वतीतेषु वर्षाणां विक्रमतो गुणरत्नमहोदधिर्विहितः।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પેલવ શબ્દ કાલિદાસ ઘણી વખત વાપરે છે.[૧] જ્યારે વામન વગેરે તેને અશ્લીલ અર્થવાળો ગણી તે વાપરવા ના કહે છે.

(ढ) કેટલાક વ્યાકરણ પ્રયોગો

**त्रियंबक-त्र्यंबक**

કાલિદાસ આ બંને શબ્દ જાણે છે. જુઓ त्रियंबकं संयमिनं ददर्श (કુમાર૦) त्र्यंबकस्याट्टहासः (मेघ) जडीकृतस्त्र्यंबकवीक्षणेन। त्रियंबकं ને બદલે त्रिलोचन શબ્દ કાલિદાસ વાપરી શક્યા હોત. કાલિદાસ त्रिलोचन શબ્દ પણ જાણે છે. त्रिलोचनस्तामुपचक्रमे च। તો આ પ્રયોગ કાલિદાસ શા માટે કરે છે?

આ બતાવે છે કે કાલિદાસના સમયમાં त्रियंबक શબ્દ વેદ માટે જ નિયંત્રિત નહિ થયો હોય.

**गच्छती-गच्छन्ती**

કાલિદાસ આ બંને રૂપ વાપરે છે. જુઓ—

गङ्गारोघः पतनकलुषा गच्छतीव प्रसादम्; गच्छन्तीनां रमणवसतीम्। गच्छती ને બદલે विभ्रतीव प्रसादम् તે વાપરી શક્યા હોત. પરંતુ આ વિકલ્પ તે કરી શકે છે એમ તેમને ખાતરી હશે.

**मन्दं मन्दं-मन्दमन्दं**

આવા રૂપો કર્મધારય સમાસની જેમ મૂકાય છે, અને मन्दमन्दं રૂપ લેવાય. આ રૂપ કાલિદાસને વિદિત હતું જ. આ બંને રીતનાં રૂપ કાલિદાસ વાપરે છે. જુઓ—निहितमसकृद् दुःखदुःखेन गात्रम्। अहरपि कथं मन्दमन्दातपं स्यात् नष्टाशङ्का हरिणशिशवो मन्दमन्दं चरन्ति। मन्दं मन्दं नुदति पवन......ઈ. આનું કારણ એમ અપાય કે આ બંને રીતનાં રૂપ વાપરી શકાય એમ કાલિદાસને ખાતરી હશે.

**आम પ્રત્યય અને अनु પ્રયોગ વચ્ચે વ્યવધાન.**

पातयामास ને બદલે तं पातयां प्रथममास पपात् पश्चात। प्रभ्रंशयां चकार ને બદલે प्रभ्रंशयां यो नहुषश्चकार; संयोजयामास ને બદલે संयोजयां विधिवदास.

શ્રી શરદરંજન રાય થોડા બીજા પણ દાખલા આપે છે. 'कामयानू' (શાકુ૦ ૩) એ વેદનો પ્રયોગ છે. લૌકિક પ્રયોગ कामयमानावस्थो જોઈએ.

---

૧ मृणालिकापेलवमेवमादिभिः, धनुषः पेलवपुष्पपत्रिणः, अपर्णया पेलवयापि तप्तम्, नवकुसुमपेलवा त्वम्; प्रकृतिपेलवा प्रियसखी; तपःक्वत्से क च तावकं वपुः, पदं सहेत भ्रमरस्य पेलवं शिरीषपुष्पं न पुनः 'पतत्रिणः।'

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



'कुसुमावचयव्यग्रहस्ता', માં ઘન્ નથી. उषस् નારી જાતિમાં વાપર્યું છે. इन्दुधरागया नवोषसा; अर्मी वेदि......ઈ. એ શ્લોકમાં વેદનો છંદ પણ વાપર્યો છે.

આ ઉપરથી ફલિત થાય છે કે કાલિદાસના સમયમાં લખાણ પાણિનિના નિયમોથી નિયંત્રિત નહોતું. આમાંથી એક પણ રૂપ ખોટું નથી. પાણિનિ તેને વેદમાં જ નિયંત્રિત કરે છે લૌકિક લખાણમાં તે ન વપરાય. પાણિનિ પહેલાં આ વિકલ્પ વાપરવાની બધાને છૂટ હતી.

જો પાણિનિ ઈ. સ. પૂ. ત્રીજા સૈકામાં હોય તો કાલિદાસ ઈ. સ. પૂ. પહેલા સૈકામાં હોઈ શકે.

( ढ ) દણ્ડિન બાણ અને ભવભૂતિ કરતાં કાલિદાસની શૈલી ઓછી કૃત્રિમ છે અને મોટા સમાસ વગરની તેમ જ સાદી છે. આથી કાલિદાસ આ બધા કરતાં ઘણાં વખત પહેલાં હશે.

## ( त ) કાલિદાસ અને અશ્વઘોષ

કાલિદાસ અને અશ્વઘોષ વચ્ચે ઘણું મળતાપણું છે પણ અશ્વઘોષે કાલિદાસમાંથી લીધું હોવાનું શ્રી રાય લંબાણથી સાબિત કરે છે.

ચાઈનીઝ કેટલૉગ બતાવે છે કે અશ્વઘોષ કનિષ્કનો ધર્મગુરુ હતો. કનિષ્ક ઈ. સ. ૭૮માં શકવંશની શરૂઆતમાં થઈ ગયો. આમ કાલિદાસ અશ્વઘોષ પહેલાં થઈ ગયા એ પણ તે ઈ. સ. પૂ. થઈ ગયા એ મતના સમર્થનમાં છે.

## ( थ ) કાલિદાસ અને હૂણ

શ્રી મનમોહન ચક્રવર્તી કહે છે કે કાલિદાસના સમયમાં હૂણ લોકો કાશ્મિરમાં હતા. મહાભારતમાં પણ હૂણ લોકોનો ઉલ્લેખ આવે છે. ઈ. સ. પૂર્વે થઈ ગયેલા કવિએ હૂણ લોકો વિશે સાંભળ્યું પણ હોય. વળી રઘુ० ૪–૬૮ માં તેમણે આગળનો બનાવ કહ્યો છે, ચાલુ નહિ.

આ બાબતમાં શ્રી દાસગુપ્તા સરસ હકીકત આપે છે. ભિત્તરી શિલાલેખોમાં એક ઉલ્લેખ છે. આ લોકો બહારના હૂણ લોકો વગેરે હતા. પહેલાં હૂણ લોકો બહુ નાની સંખ્યામાં આવ્યા. તેમને સ્કન્દગુપ્તે ઈ. સ. ૪૫૫માં હાંકી કાઢ્યા ( ભિતરી શિલાલેખો ). દશ વર્ષ પછી તેઓ મોટી સંખ્યામાં આવ્યા અને ધીમે ધીમે ગુપ્ત રાજ્ય લઈ લીધું.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જો કાલિદાસે હૂણ લોકોને જોઈને રઘુવંશ લખ્યું હોય તો તેમણે રઘુવંશ ઈત્યાદિ ઈ. સ. ૪૫૫ પછી લખ્યું હોય પણ ઈ. સ. ૪૧૩માં વત્સભટ્ટિ તો તેમને પ્રતિષ્ઠિત કવિ ગણાવે છે. જો ઉપર કહેલું અનુમાન સત્ય ગણીએ તો તે અનુમાન કાલિદાસ ઈ. સ. ચોથા સૈકાની શરૂઆતમાં થયા એ હકીકતની અને ઉપરની વત્સભટ્ટિની હકીકતની વિરુદ્ધ જાય.

તે ધોળા હૂણ હશે કારણ રઘુના તેજથી તેમના મુખ લાલ થઈ ગયાં એમ કાલિદાસ કહે છે. હૂણ લોકોને હરાવીને તે કામ્બોજ ગયો. વળી તે ભાગમાં કુંકુમ ઉત્પન્ન થાય છે તેમ કહ્યું છે. આથી હૂણ લોકો ગાન્ધાર કાશ્મીર પ્રદેશમાં વસતા. એમ કાલિદાસના ઉલ્લેખ ઉપરથી જણાય છે[૧]

આ અશક્ય છે કારણ હૂણ લોકો તો ઓક્સ (OXUS) ખીણમાં વસતા અને હિન્દ ઉપર ચઢી આવ્યા ત્યારે તો તે ટોળાબંધ આવ્યા અને આખા હિન્દ ઉપર દોડી ગયા. જ્યારે કાલિદાસના ઉલ્લેખ પ્રમાણે તો તેઓ ગાન્ધાર કાશ્મીર પ્રદેશમાં સિન્ધુ કિનારે વસતા. આ બતાવે છે કે કાલિદાસને હૂણ લોકો વિશે કંઈ પૂરી માહિતી નહોતી. લોકવાત ઉપરથી જ કાલિદાસે સાંભળ્યું હશે કે હૂણ લોકો હિન્દના ઉત્તર ભાગમા રહેતા. આમ તેમણે ખોટી રીતે હૂણ લોકોને સિન્ધુ કાંઠે મૂક્યા. ઈ. સ. પૂ. બીજા સૈકામાં રહેનાર પણ એ લોકવાત સાંભળે. હૂણનો ઉલ્લેખ એમ નથી બતાવતો કે કાલિદાસ હૂણ લોકોના આક્રમણ વખતે હતા. તે હૂણ લોકો ધોળા હતા અને ઉત્તરમાં વસતા હતા એટલું જ જ્ઞાન તેમને હતું.

विनिताध्वश्रमास्तस्य सिन्धुतीरविचेष्टनैः ।
दुधुवुर्वाजिनः स्कन्धाल्लग्नकुङ्कुमकेसरान् ।
तत्र हूणावरोधानां भर्तृषु व्यक्तविक्रमम् ।
कपोलपाटलादेशि बभूव रघुचेष्टितम् ।

આમ આ પક્ષની દલીલો પ્રતીતિકર જણાય છે. બધું જોતાં એમ લાગે કે ઈ. સ. છઠ્ઠા સૈકાની અવશ્ય પહેલાં કાલિદાસ થઈ ગયા પણ કેટલા સમય પહેલાં તે કહી શકાય નહિ.

૧ રઘુ૦૪ ૬૭–૬૮

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**કૃતિઓ**

નાટકો— માલવિકાગ્નિમિત્ર, વિક્રમોર્વશીય, શાકુન્તલ.

કાવ્યો— ઋતુસંહાર, મેઘદૂત, કુમારસંભવ અને રઘુવંશ.

**સંપાદન સાહિત્ય**

(૧) અભિજ્ઞાનશાકુન્તલ ( અંગ્રેજી આવૃત્તિ ) શરદરંજનરાય
(૨) „ „ „ કાળે.
(૩) „ „ „ પ્રો. ગજેન્દ્ર ગડકર.
(૪) „ „ ( ગુજરાતી આવૃત્તિ ) શ્રી ઉમાશંકર જોષી.
(૫) „ „ „ મગનભાઈ ચતુરભાઈ પટેલ.
(૬) અભિજ્ઞાનશાકુન્તલ ઉપર પ્રથમ ઓરિએન્ટલ કોન્ફરન્સનું વ્યાખ્યાનપત્ર.
સ્વ. શ્રી. બ. ક. ઠાકોર.
(૭) પ્રાચ્યવિદ્યાપરિષદનું વ્યાખ્યાન પત્ર ડૉ. જી. કે. ભટ.
(૮) અભિજ્ઞાનશાકુન્તલનું તત્ત્વદર્શન શ્રી તપસ્વી નાન્દી.
( સાબરમતી રામાનંદ મહાવિદ્યાલય—વાર્ષિક-૧૯૫૬-૫૭ )
(૯) સંસ્કૃત નાટક જાગીરદાર.
(૧૦) કાલિદાસ શાસ્ત્રી.
(૧૧) સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ ડૉ. ડે.
(૧૨) „ „ „ ડૉ. કીથ.
(૧૩) કાલિદાસનાં નાટકો શ્રી. બ. ક. ઠાકોર.
(૧૪) પ્રાચીન સાહિત્ય રવીન્દ્રનાથ ટાગોર.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# નાટકનાં પાત્રો

## પુરુષ પાત્રો

દુષ્યન્ત—કથા-નાયક—રાજા.
માઢવ્ય (વિદૂષક)—તેનો મિત્ર.
સર્વદમન (ભરત)—તેનો પુત્ર.
સોમરાત—પુરોહિત.
સૂત —સારથિ.
વાતાયન—કંચુકી.
રૈવતક—દ્વારપાળ.
વૈતાલિક—ચારણો.
શ્યાલ—શહેરની પોલીસનો વડો.
સૂચક, જાનુક—બે રક્ષકો.
કરભક—સંદેશ વાહક.
માતલિ—ઈન્દ્રનો સારથિ.
કાશ્યપ (કણ્વ)—શકુન્તલાના પિતા.
શાર્ઙ્ગરવ, શારદ્વત } કણ્વના શિષ્યો.
વૈખાનસ, ગૌતમ, નારદ } તેના બીજો શિષ્યો.
મારીચ (કાશ્યપ)—દૈવી ઋષિ.
ગાલવ—તેનો શિષ્ય.
સૂત્રધાર—સૂત્રધાર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## સ્ત્રી પાત્રો

શકુન્તલા—કથા નાયિકા.

અનસૂયા–પ્રિયંવદા—તેની સખીઓ.

સાનુમતી—અપ્સરા.

ગૌતમી—આશ્રમની માતા.

પરભૃતિકા, મધુરિકા—રાજાના બગીચાની દાસીઓ.

ચતુરિકા—રાજાની દાસી.

પ્રતીહારી—રાજાની દ્વારપાળ.

અદિતિ—મારીચની પત્ની.

નટી—સૂત્રધારની પત્ની.

## સંજ્ઞા

પા૦ — પાણિનિ.

મનુ૦ — મનુસ્મૃતિ.

રઘુ૦ — રઘુવંશ.

કુમાર — કુમારસંભવ.

ઋતુ૦ — ઋતુસંહાર.

કિરાત૦ — કિરાતાર્જુનીય.

સિ. કૌ — સિદ્ધાંતકૌમુદી.

દશ૦ — દશરૂપક અથવા દશરૂપ.

વિક્રમો — વિક્રમોર્વશીય

માલ૦ — માલવિકાગ્નિમિત્ર

મેઘ૦ — મેઘદૂત.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## प्रथमोऽङ्कः

Imp या सृष्टिः स्रष्टुराद्या वहति विधिहुतं या हविर्या च होत्री
ये द्वे कालं विधत्तः श्रुतिविषयगुणा या स्थिता व्याप्य विश्वम्।
यामाहुः सर्वबीजप्रकृतिरिति यया प्राणिनः प्राणवन्तः
प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु वस्ताभिरष्टाभिरीशः ॥ १ ॥

( नान्द्यन्ते ) सूत्रधारः—( नेपथ्याभिमुखमवलोक्य ) आर्ये, यदि नेपथ्यविधानमवसितं, तर्हीतस्तावदागम्यताम् ।

( प्रविश्य ) नटी—अज्जउत्त, इयं ह्मि । आणवेदु अज्जो को णिओओ अणुचिट्ठीअदुत्ति । [ आर्यपुत्र, इयमस्मि । आज्ञापयतु आर्यः को नियोगोऽनुष्ठीयतामिति । ]

सूत्रधारः—आर्ये, अभिरूपभूयिष्ठा परिषदियम् । अद्य खलु कालिदासग्रथितवस्तुनाभिज्ञानशाकुन्तलनामधेयेन नवेन नाटकेनोपस्थातव्यमस्माभिः । तत् प्रतिपात्रमाधीयतां यत्नः ।

नटी—सुविहिदप्पओअदाए अज्जस्स ण किं वि परिहाइस्सदि । [ सुविहितप्रयोगतयार्यस्य न किमपि परिहास्यते । ]

सूत्रधारः—आर्ये, कथयामि ते भूतार्थम् ।

आ परितोषाद् विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।
बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥ २ ॥

नटी—एवं णेदम् । अणन्तरकरणिज्जं दाव अज्जो आणवेदु । [ एवं न्विदम् । अनन्तरकरणीयं तावदार्य आज्ञापयतु । ]

सूत्रधारः—किमन्यदस्याः परिषदः श्रुतिप्रसादनतः ।

नटी—अह कदमं उण उदुं अधिकरिअ गाइस्सम् । [ अथ कतमं पुनरृतुमधिकृत्य गास्यामि । ]

सूत्रधारः—नन्विममेव तावदचिरप्रवृत्तमुपभोगक्षमं ग्रीष्मसमयमधिकृत्य गीयताम् । संप्रति हि ।

सुभगसलिलावगाहाः पाटलसंसर्गसुरभिवनवाताः ।
प्रच्छायसुलभनिद्रा दिवसाः परिणामरमणीयाः ॥ ३ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## અંક ૧

જે બ્રહ્માની પહેલી કૃતિ છે, (જલ); જે વિધિપૂર્વક હોમેલું (હવિ) પહોંચાડે છે, (અગ્નિ); અને જે હોતા (યજ્ઞ કરનાર) છે; જે બે, સમયનું નિયમન કરે છે, (સૂર્ય અને ચંદ્ર); સાંભળવાનો વિષય (અવાજ) જેનો ગુણ છે (અને) જે વિશ્વને વ્યાપીને રહેલું છે, (આકાશ); જેને 'સર્વ પદાર્થોનું મૂળ' (પૃથ્વી), એમ કહેવામાં આવે છે; જેનાથી પ્રાણીઓ પ્રાણવંત છે, (વાયુ);—તે આઠે પ્રત્યક્ષ રૂપોથી યુક્ત ઈશ્વર (શંકર) તમારું રક્ષણ કરો. (૧)

(આશિષ–નાન્દી પછી)

**સૂત્રધાર**—(પડદા તરફ જોઈને) દેવી, જો સજાવટ (શણગારનું કામ) પૂરી થઈ હોય તો જરા અહીં આવો.

(પ્રવેશ કરીને)

**નટી**—આર્યપુત્ર, હું આવી છું. શો હુકમ બજાવવાનો છે એમ આપ આજ્ઞા કરો.

**સૂત્રધાર**—દેવી, આ સભા ઘણીખરી વિદ્વાનોની બનેલી છે. ખરેખર, આજે આપણે કાલિદાસે રચેલી વસ્તુવાળું અભિજ્ઞાનશાકુન્તલ નામનું નવું નાટક રજૂ કરવાનું છે. માટે દરેક પાત્ર સંબંધી (તમે) કાળજી રાખજો.

**નટી**—આપે રજુઆત માટે સારો એવો પ્રયોગ કર્યો છે એટલે કંઈ કમીના રહી હશે નહિ.

**સૂત્રધાર**—આર્યે, હું તને સત્ય કહું છું.

વિદ્વાનોને સંતોષ ન થાય ત્યાં સુધી રજૂઆતનું જ્ઞાન હું સારું માનું નહિ. ખૂબ શીખેલાનું મન પણ પોતાનામાં અશ્રદ્ધાવાળું હોય છે. (૨)

**નટી**—એ એમ છે? પછી શું કરવાનું તે હવે આજ્ઞા આપો.

**સૂત્રધાર**—આ પરિષદના કાનને ખુશ કરવા સિવાય બીજી શી આજ્ઞા હોય?

**નટી**—ત્યારે કઈ ઋતુ સંબંધી ગાઉં?

**સૂત્રધાર**—કેમ? હમણાં બેઠેલી, ઉપભોગ કરવા લાયક આ ગ્રીષ્મ ઋતુને જ અનુલક્ષીને જરા ગાઓ. કારણ કે હમણાં તો—

દિવસો એવા છે કે જ્યારે પાણીમાં સ્નાન કરવાનું આનંદદાયક લાગે છે, જ્યારે વનના પવન પાટલપુષ્પોના સંસર્ગથી સુવાસિત હોય છે, જ્યારે ઘાટી છાયામાં નિદ્રા સુલભ રહે છે, (અને) જે પૂરા થતી વખતે (સાંજે) રમ્ય હોય છે. (૩)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



नटी—तह [ तथा ] ( गायति )

ईसीसिचुम्बिआइं भमरेहिं सुउमारकेसरसिहाइं ।
ओदंसयन्ति दअमाणा पमदाओ सिरीसकुसुमाइं ॥ ४ ॥

ईषदीषच्चुम्बितानि भ्रमरैः सुकुमारकेसरशिखानि ।
अवतंसयन्ति दयमानाः प्रमदाः शिरीषकुसुमानि ॥ ४ ॥

सूत्रधारः-आर्ये, साधु गीतम् । अहो रागबद्धचित्तवृत्तिरालिखित इव सर्वतो रङ्गः। तदिदानीं कतमत् प्रकरणमाश्रित्यैनमाराधयामः ।

नटी—णं अज्जमिस्सेहिं पढमं एव्व आणत्तं अहिण्णाणसाउन्दलं णाम अपुव्वं णाडअं पओए अधिकारीअदुत्ति । [ नन्वार्यमिश्रैः प्रथममेवाज्ञप्तमभिज्ञानशाकुन्तलं नामापूर्वं नाटकं प्रयोगेऽधिक्रियतामिति ।

सूत्रधारः—आर्ये, सम्यगनुबोधितोऽस्मि । अस्मिन् क्षणे विस्मृतं खलु मया । कुतः ।

तवास्मि गीतरागेण हारिणा प्रसभं हृतः ।
एष राजेव दुष्यन्तः सारङ्गेणातिरंहसा ॥ ५ ॥ ( निष्क्रान्तौ )

इति प्रस्तावना

( ततः प्रविशति मृगानुसारी सशरचापहस्तो राजा रथेन सूतश्च )

सूतः—( राजानं मृगं चावलोक्य ) आयुष्मन्,

कृष्णसारे ददच्चक्षुस्त्वयि चाधिज्यकार्मुके ।
मृगानुसारिणं साक्षात् पश्यामीव पिनाकिनम् ॥ ६ ॥

राजा—सूत, दूरममुना सारङ्गेण वयमाकृष्टाः । अयं पुनरिदानीमपि

ग्रीवाभङ्गाभिरामं मुहुरनुपतति स्यन्दने दत्तदृष्टिः
पश्चार्धेन प्रविष्टः शरपतनभयाद्भूयसा पूर्वकायम् ।
दर्भैरर्धावलीढैः श्रमविवृतमुखभ्रंशिभिः कीर्णवर्त्मा
पश्योदग्रप्लुतत्वाद्वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति ॥ ७ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



નટી—જેવી આજ્ઞા. ( ગાય છે. )

જેની ઉપરની રેષાઓ સુકોમળ છે, જેને ભ્રમરો હળવે હળવે ચૂસે છે, તે શિરીષ ફૂલો દયાવાળી પ્રમદાઓ કાનમાં પહેરે છે. ( ૪ )

સૂત્રધાર—પ્રિયે, બહુ સારું ગાયું. અરે! ગાયન તરફ પરોવાયેલી ચિત્તવૃત્તિવાળા પ્રેક્ષકો ચારે તરફ જાણે ચિત્રવત્ ( સ્થિર ) દેખાય છે. તો હવે આપણે કયું નાટય પ્રકરણ લઈને આને ખુશ કરીશું ?

નટી—કેમ ? ( ભૂલી ગયા ? ) શરૂઆતમાં જ આપે આજ્ઞા કરી છે કે અભિજ્ઞાનશાકુન્તલ નામના અપૂર્વ નાટકની રજૂઆત કરવાની છે !

સૂત્રધાર—પ્રિયે, મને ઠીક યાદ દેવડાવ્યું. આ ક્ષણે હું ખરેખર ભૂલી ગયો હતો. કારણ કે,

જેમ બહુ ત્વરિત ગતિવાળા મૃગથી આ રાજા દુષ્યન્ત ( અહીં ) ( ઘસડાઈ આવ્યો ) તેમ હું તારા મુગ્ધ કરે એવા ગાયનના રાગથી જોરપૂર્વક ખેંચાઈ ગયો હતો. ( ૫ )

( બંને જાય છે. )

## પ્રસ્તાવના સમાપ્ત

( પછી મૃગને અનુસરતો, હાથમાં બાણ સહિત ધનુષ્ય ધારતો, રાજા રથમાં સારથિ સાથે પ્રવેશ કરે છે. )

સૂત—( રાજા અને મૃગ તરફ જોઈ ને ). આયુષ્માન,

ધનુષ્ય પર બાણ ચઢાવેલા આપના તરફ અને કાળિયાર ઉપર નજર કરતાં હું જાણે મૃગ પાછળ પડેલા સાક્ષાત પિનાકિનને જોઉં છું. ( ૬ )

રાજા—સૂત, આ મૃગથી આપણે દૂર ઘસડાઈ આવ્યા. અને હજુ પણ આ—

પાછળ પડેલા રથ તરફ ( તેની ) ડોક ફરવાથી રમ્ય લાગે તેવી રીતે વારંવાર નજર નાખતું, તીર છૂટવાની બીકે જે ( શરીરના ) પાછલા ભાગથી શરીરના આગલા ભાગમાં ઘણે ભાગે પેસી ગયું છે, ( અને ) થાકને લીધે ઉઘડેલા મોંમાંથી પડતા અર્ધા ચાવેલા દર્ભના ઘાસથી જેણે રસ્તો ભરી દીધો છે, ( તે આ ) જો, તેના મોટા કૂદકાથી પૃથ્વી ઉપર થોડું, ( પણ ) આકાશમાં બહુ વધારે વિચરે છે. ( ૭ )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( सविस्मयम् ) तदेष कथमनुपतत एव मे प्रयत्नप्रेक्षणीयः संवृत्तः ।

सूतः—आयुष्मन्, उद्घातिनी भूमिरिति मया रश्मिसंयमनाद्रथस्य मन्दीकृतो वेगः । तेन मृग एष विप्रकृष्टान्तरः संवृत्तः । संप्रति समदेशवर्तिनस्ते न दुरासदो भविष्यति ।

राजा—तेन हि मुच्यन्तामभीषवः ।

सूतः—यदाज्ञापयत्यायुष्मान् । ( रथवेगं निरूप्य ) आयुष्मान् पश्य पश्य ।

मुक्तेषु रश्मिषु निरायतपूर्वकाया<br>
निष्कम्पचामरशिखा निभृतोर्ध्वकर्णाः ।<br>
आत्मोद्धतैरपि रजोभिरलङ्घनीया<br>
धावन्त्यमी मृगजवाक्षमयेव रथ्याः ॥ ८ ॥

राजा—सत्यमतीत्य हरितो हरींश्च वर्तन्ते वाजिनः । तथा हि ।

यदालोके सूक्ष्मं व्रजति सहसा तद्विपुलतां<br>
यदर्धे विच्छिन्नं भवति कृतसंधानमिव तत् ।<br>
प्रकृत्या यद् वक्रं तदपि समरेखं नयनयो-<br>
र्न मे दूरे किंचित् क्षणमपि न पार्श्वे रथजवात् ॥ ९ ॥

सूत, पश्यैनं व्यापाद्यमानम् । ( शरसंधानं नाटयति । )

( नेपथ्ये ) भो भो राजन्, आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यः ।

सूतः—( आकर्ण्यावलोक्य च ) आयुष्मन्, अस्य खलु ते बाणपथवर्तिनः कृष्णसारस्यान्तरे तपस्विन उपस्थिताः ।

राजा—( ससंभ्रमम् ) तेन हि प्रगृह्यन्तां वाजिनः ।

सूतः—तथा । ( रथं स्थापयति )

( ततः प्रविशत्यात्मनातृतीयो वैखानसः )

वैखानसः—( हस्तमुद्यम्य ) राजन् आश्रममृगोऽयं न हन्तव्यो न हन्तव्यः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( આશ્ચર્ય પામીને ) ત્યારે બરાબર પાછળ પડેલા મને આ પ્રયત્નથી દેખાય એવું કેમ થયું છે?

સૂત--આયુષ્માન્, જમીન ખાડાખબડાવાળી છે એમ કરી મેં લગામ ખેંચી છે તેથી રથવેગ ધીમો પડ્યો છે. તેથી આ મૃગ વધુ પડેલા ગાળાથી વિખૂટું થયું છે. હવે સપાટ જમીન ઉપર આવેલા તમને ( તે ) મુશ્કેલીથી મેળવાય તેવું નહિ થાય.

રાજા--ત્યારે જરૂર લગામ ઢીલી કર.

સૂત--જેવો આયુષ્માનનો હુકમ. ( રથનો વેગ વધારીને ). આયુષ્માન્ જુઓ જુઓ--

લગામ છોડતાં જેમના શરીરનો આગળનો ભાગ ( બહાર પૂરા ) લંબાયો છે, જેમના માથાની ચમરીની ટોચ સ્તબ્ધ છે, જેમના કાન ઊભા અને હાલ્યા વગરના છે, અને પોતે ઉડાડેલી ધૂળથી પણ જે પકડાતા નથી, તેવા આ અશ્વો જાણે મૃગની ગતિ સહન ન થવાથી દોડે છે. ( ८ )

રાજા—સત્ય છે. ઘોડા સૂર્યના અને ઈન્દ્રના અશ્વોને ટપી જાય છે. તેથી ખરેખર--

રથના વેગથી જે જોવામાં સૂક્ષ્મ દેખાય છે તે એકદમ મોટું થઈ જાય છે; જે ખરેખર તૂટક હોય છે તે જાણે એકત્રિત કરેલું લાગે છે; જે કુદરતી રીતે વાંકું હોય છે તે પણ આંખોને સીધું લાગે છે; ( અને ) એક ક્ષણ પણ કંઈ ( ચીજ ) મારે માટે દૂર નથી, અગર નજીક ( રહેતી ) નથી. ( ९ )

સૂત એને મરાતો ( તું ) જો. ( તીર સાંધે છે. )

( પડદા પાછળ ) અરે, અરે રાજા આ મૃગ આશ્રમનું છે. ( તેને ) મારવું ન જોઈએ, મારવું ન જોઈએ.

સૂત—( સાંભળી તથા જોઈને ) આયુષ્માન્. તમારા બાણના માર્ગમાં રહેલા આ કાળિયારની વચમાં ખરેખર તપસ્વીઓ આવ્યા છે.

રાજા—( જલદીથી ) ત્યારે જરૂર ઘોડાને રોક.

સૂત—ભલે તેમ ( રથ રોકે છે )

( પછી પોતાની જાતે ત્રીજો એમ વૈખાનસ પ્રવેશ કરે છે. )

વૈખાનસ--( હાથ ઊંચો કરીને ) રાજન્, આ આશ્રમનો મૃગ છે. ( તેને ) મારવો ન જોઈએ; મારવો ન જોઈએ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



न खलु न खलु बाणः संनिपात्योऽयमस्मिन्
मृदुनि मृगशरीरे तूलराशाविवाग्निः ।
क्व बत हरिणकानां जीवितं चातिलोलं
क्व च निशितनिपाता वज्रसाराः शरास्ते ॥ १० ॥

तत् साधुकृतसंधानं प्रतिसंहर सायकम् ।
आर्तत्राणाय वः शस्त्रं न प्रहर्तुमनागसि ॥ ११ ॥

राजा—एष प्रतिसंहृतः । ( यथोक्तं करोति )

वैखानसः—सदृशमेतत् पुरुवंशप्रदीपस्य भवतः ।

जन्म यस्य पुरोर्वंशे युक्तरूपमिदं तव ।
पुत्रमेवंगुणोपेतं चक्रवर्तिनमाप्नुहि ॥ १२ ॥

इतरौ—( बाहू उद्यम्य ) सर्वथा चक्रवर्तिनं पुत्रमाप्नुहि ।

राजा—( सप्रणामम् ) प्रतिगृहीतम् ।

वैखानसः—राजन्, समिदाहरणाय प्रस्थिता वयम् । एष खलु कण्वस्य कुलपतेरनुमालिनीतीरमाश्रमो दृश्यते । न चेदन्यकार्यातिपातः, प्रविश्य प्रतिगृह्यतामातिथेयः सत्कारः । अपि च ।

रम्यास्तपोधनानां प्रतिहतविघ्नाः क्रियाः समवलोक्य ।
ज्ञास्यसि कियद्भुजो मे रक्षति मौर्वीकिणाङ्क इति ॥ १३ ॥

राजा—अपि संनिहितोऽत्र कुलपतिः

वैखानसः—इदानीमेव दुहितरं शकुन्तलामतिथिसत्काराय नियुज्य, दैवमस्याः प्रतिकूलं शमयितुं सोमतीर्थं गतः ।

राजा—भवतु तामेव द्रक्ष्यामि । सा खलु विदितभक्तिं मां महर्षेः कथयिष्यति ।

वैखानसः—साधयामस्तावत् ( सशिष्यो निष्क्रान्तः )

राजा—सूत, चोदयाश्वान् । पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे ।

सूतः—यदाज्ञापयत्यायुष्मान् ( भूयो रथवेगं निरूपयति )

राजा—( समन्तादवलोक्य ) सूत, अकथितोऽपि ज्ञायत एव यथायमाभोगस्तपोवनस्येति ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રૂના ઢગલા ઉપર જેમ અગ્નિ તેમ મૃગના નાજુક શરીર ઉપર આ બાણ છોડવું ન જોઇએ; ખરેખર નહિ (છોડવું જોઇએ.) અફસોસ ! ક્યાં બિચારાં મૃગનું અત્યંત ચંચળ જીવન અને કયાં તીવ્ર પ્રહારવાળાં, વજ્ર જેવાં મજબૂત તમારાં બાણ ! (૧૦)

તેથી સારી રીતે તાકેલું તીર પાછું ખેંચી લો. તમારું શસ્ત્ર દુઃખીના રક્ષણ માટે છે; નિરપરાધીને મારવા માટે નહિ. (૧૧)

રાજા--આ પાછું લીધું ( કહે છે તેમ કરે છે. )

વૈખાનસ--પુરુવંશના પ્રદીપ આપને આ યોગ્ય છે.

જેનો જન્મ પુરુવંશમાં છે તેવા તમને આ અત્યંત યોગ્ય છે. આવા ગુણવાળો ચક્રવર્તી પુત્ર તને સાંપડો. (૧૨)

બીજા બે તપસ્વીઓ—( હાથ ઊંચા કરીને ) જરૂર તમને સાર્વભૌમ રાજા થાય એવો પુત્ર થાઓ.

રાજા--( પ્રણામ કરીને ) સ્વીકાર્યું.

વૈખાનસ--રાજન્, અમે ઇધન લેવા નીકળ્યા છીએ. માલિનીને કિનારે કુલપતિ કણ્વનો આ આશ્રમ ખરેખર દેખાય છે. જો કંઈ બીજા કામનો અવરોધ ન હોય તો અંદર જઈ અતિથિસત્કાર સ્વીકારો અને વળી,

વિઘ્નો દૂર કરાયેલી ( અને તેથી ) રમ્ય, ઋષિઓની ક્રિયાઓ જોઇને, 'મારો ધનુષ્યની દોરીના આંટણવાળો હાથ કેટલું રક્ષણ કરે છે.' એ તમે સમજશો. (૧૩)

રાજા—કુલપતિ અહીં હાજર છે ?

વૈખાનસ--હમણાં જ ( તે ) ( પોતાની ) પુત્રી શકુન્તલાને અતિથિસત્કાર માટે રાખી તેના પ્રતિકૂળ ભાગ્યની શાન્તિ માટે સોમતીર્થ ગયા છે.

રાજા—વારુ તેને જ મળીશ. જેની ભક્તિ જણાઈ છે તેવા મારી વાત તે મહર્ષિને ચોક્કસ કરશે.

વૈખાનસ--તો અમે રજા લઈએ છીએ.

( શિષ્યો જોડે જાય છે. )

રાજા—સૂત, અશ્વો ( આગળ ) ચલાવો. પવિત્ર આશ્રમના દર્શનથી જરા આત્માને પાવન કરીએ.

સૂત—જેવી આયુષ્માનની આજ્ઞા ( ફરીથી રથની ગતિ ચાલુ કરે છે. )

રાજા--( આસપાસ જોઇને ) સૂત, કહ્યા વગર પણ એમ ખબર પડી જ જાય કે આ તપોવનનો ભાગ હશે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सूतः—कथमिव ।

राजा—किं न पश्यति भवान् । इह हि

नीवाराः शुकगर्भकोटरमुखभ्रष्टास्तरूणामधः
प्रस्निग्धाः क्वचिदिङ्गुदीफलभिदः सूच्यन्त एवोपलाः ।
विश्वासोपगमादभिन्नगतयः शब्दं सहन्ते मृगा
स्तोयाधारपथाश्च वल्कलशिखानिष्यन्दरेखाङ्किताः ॥ १४ ॥

अपि च ।

कुल्याम्भोभिः पवनचपलैः शाखिनो धौतमूला
भिन्नो रागः किसलयरुचामाज्यधूमोद्गमेन ।
एते चार्वागुपवनभुवि च्छिन्नदर्भाङ्कुरायां
नष्टाशङ्का हरिणशिशवो मन्दमन्दं चरन्ति ॥ १५ ॥

सूतः—सर्वमुपपन्नम् ।

राजा—( स्तोकमन्तरं गत्वा ) तपोवननिवासिनामुपरोधो मा भूत् । एतावत्येव रथं स्थापय यावदवतरामि ।

सूतः—धृताः प्रग्रहाः । अवतरत्वायुष्मान् ।

राजा—( अवतीर्य ) सूत, विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम । इदं तावद् गृह्यताम् ( सूतस्याभरणानि धनुश्चोपनीय ) सूत, यावदाश्रमवासिनः प्रत्यवेक्ष्याहमुपावर्ते तावदार्द्रपृष्ठाः क्रियन्तां वाजिनः ।

सूतः—तथा । ( निष्क्रान्तः )

राजा—( परिक्रम्यावलोक्य च ) इदमाश्रमद्वारम् । यावत् प्रविशामि । ( प्रविश्य । निमित्तं सूचयन् )

शान्तमिदमाश्रमपदं स्फुरति च बाहुः कुतः फलमिहास्य ।
अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ॥ १६ ॥

( नेपथ्ये । ) इदो इदो सहीओ । [ इतः इतः सख्यौ । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સૂત--કેવી રીતે? ખરેખર?

રાજા—શું તું જોતો નથી? કારણ અહીં—

પોપટ વસે છે એવા પોલાણના મુખમાંથી વૃક્ષો નીચે નીવારના (વગડાઉ ચોખાના) દાણા પડેલા છે. ઇંગુદીફલ તોડતા (તોડવા માટે વપરાતા) અતિશય ચીકણા પથ્થરો કેટલેક ઠેકાણે જણાય છે જ. વિશ્વાસ પડવાથી અછિન્ન ગતિવાળાં મૃગો અવાજ સહન કરે છે. અને જલાશયના સ્થાનના રસ્તા વલ્કલના છેડામાંથી ટપકતાં જળબિન્દુની રેખાઓથી અંકિત થયેલા છે. (૧૪)

અને વળી

પવનથી હાલતા નીકના પાણીથી વૃક્ષોનાં મૂળ ધોવાયાં છે. ઊંચે જતા ઘીનાં ધૂમાડાથી કુમળાં પાંદડાંના રંગનું તેજ બદલાયું છે. વળી અહીં પુરોભાગમાં દર્ભના અંકુરો તોડેલા છે તેવી ઉપવનની જમીનમાં બીક વગરનાં મૃગોનાં બચ્ચાં ધીમે ધીમે ચરે છે (૧૫)

સૂત—બધું સમજાયું.

રાજા--(થોડે દૂર જઈ ને) તપોવનવાસીઓને નડતર થાય નહિ. અહીં જ રથ રોકી દે કે જેથી હું ઊતરી પડું.

સૂત—લગામ ખેંચી છે. આયુષ્માન ભલે ઊતરે.

રાજા--(ઊતરીને) સૂત, તપોવનમાં ખરેખર સાદા વેશથી જવું જોઇએ. માટે આ લે. (ઘરેણાં તથા તીરકામઠું સૂતને આપે છે.) સૂત, આશ્રમવાસીઓને મળીને હું પાછો આવું ત્યાં સુધી ઘોડાઓની પીઠને ભીંજવી રાખજે. (ઘોડાઓની પીઠ પખાળી નાખ)

સૂત—જેવી આજ્ઞા. (જાય છે.)

રાજા--(જઈને અને જોઈને) આ આશ્રમનું દ્વાર છે. તો હું અંદર પ્રવેશ કરું (પ્રવેશ કરીને શુકન દાખવીને.)

આ આશ્રમની ભૂમિ શાન્ત છે છતાં હાથ ફરકે છે. તેનું ફળ અહીં ક્યાંથી? અથવા બનવાની વસ્તુનાં બધે દ્વાર હોય છે. (૧૬)

(નેપથ્યમાં) આ બાજુ, આ બાજુ સખીઓ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—( कर्णं दत्वा ) अये दक्षिणेन वृक्षवाटिकामालाप इव श्रूयते। यावदत्र गच्छामि। ( परिक्रम्यावलोक्य च ) अये, एतास्तपस्विकन्यकाः स्वप्रमाणानुरूपैः सेचनघटैर्बालपादपेभ्यः पयो दातुमित एवाभिवर्तन्ते ( निपुणं निरूप्य ) अहो, मधुरमासां दर्शनम्।

शुद्धान्तदुर्लभमिदं वपुराश्रमवासिनो यदि जनस्य।
दूरीकृता खलु गुणैरुद्यानलता वनलताभिः ॥ १७ ॥

यावदिमां छायामाश्रित्य प्रतिपालयामि। ( विलोकयन् स्थितः )

( ततः प्रविशति यथोक्तव्यापारा सह सखीभ्यां शकुन्तला )

शकुन्तला—इदो इदो सहिओ। [ इतः इतः सख्यौ। ]

अनसूया—हला सउन्दले, तुवत्तो वि तादकस्सवस्स अस्समरुक्खआ पिअदरेत्ति तक्केमि। जं इमिणा णोमालिआकुसुमपेलवा तुमं वि एदाणं आलवालपूरणे णिउत्ता। [ हला शकुन्तले, त्वत्तोऽपि तातकाश्यपस्याश्रमवृक्षकाः प्रियतरा इति तर्कयामि। यदनेन नवमालिकाकुसुमपेलवा त्वमप्येतेषामालवालपूरणे नियुक्ता। ]

शकुन्तला—ण केअलं तादणिओओ एव्व। अत्थि मे सोदरसिणेहो एदेसु। [ न केवलं तातनियोग एव। अस्ति मे सोदरस्नेह एतेषु। ] ( वृक्षसेचनं रूपयति )

राजा—कथमियं सा कण्वदुहिता। असाधुदर्शी खलु तत्रभवान् काश्यपः, य इमामाश्रमधर्मे नियुङ्क्ते।

इदं किलाव्याजमनोहरं वपु-
स्तपःक्षमं साधयितुं य इच्छति।
ध्रुवं स नीलोत्पलपत्रधारया
शमीलतां छेत्तुमृषिर्व्यवस्यति ॥ १८ ॥

भवतु। पादपान्तर्हित एव विश्रब्धां तावदेनां पश्यामि। ( तथा करोति )

शकुन्तला—सहि अणसूए, अदिपिणद्धेण वक्कलेण पिअंवदाए णिअन्तिदम्हि। सिढिलेहि दाव णं। [ सखि अनसूये अतिपिनद्धेन वल्कलेन प्रियंवदया नियन्त्रितास्मि। शिथिलय तावदेतत्। ]

अनसूया—तह। [ तथा ] ( शिथिलयति )

प्रियंवदा—( सहासम् ) एत्थ पओहरवित्थारइत्तअं अत्तणो जोव्वणं उवालह। मं किं उवालम्भेसि [ अत्र पयोधरविस्तारयितृकमात्मनो यौवनमुपालभस्व मां किमुपालभसे। ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—( કાન માંડીને ) અરે, વૃક્ષવાટિકાની જમણી બાજુએ વાર્તાલાપ જેવું સંભળાય છે. તો હું અહીં જઈશ. ( તે બાજુ જઇને જોઈને ) અરે, આ તપસ્વીકન્યકાઓ પોતાના માપને અનુરૂપ (પાણી) સીંચવાના ઘડા લઈને નાનાં તરુઓને પાણી સીંચવા આ જ તરફ આવે છે (ધારીકાઇથી-જોઈને) વાહ ! આમનું દર્શન મધુર છે.

જો અંતઃપુરમાં દુર્લભ આ શરીર આશ્રમવાસી મનુષ્યનું
(હોય) તો ઉપવનલતાઓને વનલતાઓ ખરેખર ગુણમાં ટપી
ગઈ. (૧૭)

તો હું આ છાયામાં આશ્રય લઇ થોભીશ. (ધારીને જોતો ઊભો રહે છે.)

(ઉપરોક્ત વર્ણવ્યા મુજબ ક્રિયા કરતી બે સખીઓ સાથે શકુન્તલા. પછી પ્રવેશ કરે છે.)

શકુન્તલા—આ બાજુ, આ બાજુ, સખીઓ.

અનસૂયા—અલી શકુન્તલા, આશ્રમનાં વૃક્ષો તારા કરતાં પણ તાત કાશ્યપને વધુ પ્રિય છે એમ હું અટકળ કરું છું. કારણ કે નવમાલિકાના કુસુમ જેવી કુમળી તને પણ એમના ક્યારા ભરવામાં નિયુક્ત કરી છે.

શકુન્તલા—પિતાની આજ્ઞા એકલી જ નહિ. મને પણ એમના પ્રત્યે માડી જાયા ભાંડુ જેવો ભાવ છે. (પાણી પાવાનો દેખાવ કરે છે.)

રાજા—શું આ તે કણ્વપુત્રી (છે) ?

આને જે આશ્રમના કામોમાં યોજે છે એ પૂજ્ય કાશ્યપ ખરેખર યોગ્ય-અયોગ્યના વિચાર વગરના છે.

આવા કુદરતી રીતે આકર્ષક શરીરને તપ કરવાને યોગ્ય
બનાવવા જે ઇચ્છે છે તે ઋષિ ખરેખર નીલકમળના પાંદડાની
ધારથી શમી (વૃક્ષ)ની ડાળ કાપવાની કોશિષ કરે છે. (૧૮)

ભલે ત્યારે. વૃક્ષોથી લપાઈને જ હું હવે તેને આરામથી જોઈશ. ( તેમ કરે છે ).

શકુન્તલા—સખી અનસૂયા, પ્રિયંવદાએ બહુ સખત રીતે બાંધેલા વલ્કલથી હું જકડાઇ ગઇ છું. તો એ ઢીલું કર.

અનસૂયા—બહુ સારું. ( ઢીલું કરે છે. )

પ્રિયંવદા—( હસીને ) એમાં પયોધર વિસ્તારતા તારા યૌવનને ઠપકો આપ. મને શેની વગોવે છે ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—सम्यगियमाह ।

इदमुपहितसूक्ष्मग्रन्थिना स्कन्धदेशे
स्तनयुगपरिणाहाच्छादिना वल्कलेन ।
वपुरभिनवमस्याः पुष्यति स्वां न शोभां
कुसुममिव पिनद्धं पाण्डुपत्रोदरेण ॥ १९ ॥

अथवा काममननुरूपमस्या वपुषो वल्कलं न पुनरलंकारश्रियं न पुष्यति। कुतः ।

सरसिजमनुविद्धं शैवलेनापि रम्यं
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति ।
इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी
किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥ २० ॥

R.C.

शकुन्तला—( अग्रतोऽवलोक्य ) एसो वादेरिदपल्लवङ्गुलीहिं तुवरेदि विअ मं केसररुक्खओ। जाव णं संभावेमि। [ एष वातेरितपल्लवाङ्गुलीभिस्त्वरयतीव मां केसरवृक्षकः । यावदेनं संभावयामि । ] ( परिक्रामति )

प्रियंवदा—हला सउन्दले, एत्थ एव्व दाव मुहुत्तअं चिट्ठ । [ हला शकुन्तले अत्रैव तावन्मुहूर्तं तिष्ठ । ]

शकुन्तला—किंणिमित्तं । [ किं निमित्तम् । ]

प्रियंवदा—जाव तुए उवगदाए लदासणाहो विअ अअं केसररुक्खओ पडिभादि। [ यावत् त्वयोपगतया लतासनाथ इवायं केसरवृक्षकः प्रतिभाति।

शकुन्तला—अदो क्खु पिअंवदा सि तुमं। [ अतः खलु प्रियंवदासि त्वम्।

राजा—प्रियमपि तथ्यमाह शकुन्तलां प्रियंवदा। अस्याः खलु

अधरः किसलयरागः कोमलविटपानुकारिणौ बाहू
कुसुममिव लोभनीयं यौवनमङ्गेषु संनद्धम् ॥ २१ ॥

अनसूया—हला सउन्दले, इअं सअंवरवहू सहआरस्स तुए किदणामहेआ वणजोसिणित्ति णोमालिआ । णं विसुमरिदा सि । [ हला शकुन्तले, इयं स्वयंवरवधूः सहकारस्य त्वया कृतनामधेया वनज्योत्स्नेति नवमालिका। एनां विस्मृतासि ।]

शकुन्तला—तदा अत्ताणं वि विसुमरिस्सं । ( लतामुपेत्यावलोक्य च) हला, रमणीए क्खु काले इमस्स लदापाअवमिहुणस्स वइअरो संवुत्तो । णवकुसुमजोव्वणा वणजोसिणी, सिणिद्धपल्लवदाए उवभोअक्खमो सहआरो [ तदात्मानमपि विस्मरिष्यामि। ( लतामुपेत्यावलोक्य च ) हला रमणीये खलु काले एतस्य लतापादपमिथुनस्य व्यतिकरः संवृत्तः । यन्नवकुसुमयौवना वनज्योत्स्ना स्निग्धपल्लवतयोपभोगक्षमः सहकारः । ( पश्यन्ती तिष्ठति )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—આ બરાબર બોલી છે.

ખભા ઉપરના ભાગમાં જેની નાની ગાંઠ મારી છે, જે સ્તન-યુગલના ભાગને ઢાંકે છે તે વલ્કલથી આનું આ ખીલતું શરીર, સફેદ પાનની અંદર ઢંકાયેલા ફૂલની માફક, પોતાની શોભા આપતું નથી. (૧૯)

અથવા સ્વીકાર્યું કે આના શરીરને વલ્કલ અનુરૂપ નથી. છતાં એમ નથી કે તે અલંકારની શોભા નથી આપતું.

કારણ કે,

શેવાળથી વ્યાપ્ત છતાં કમળ રમ્ય લાગે છે. કાળો છતાં, ડાઘ ચંદ્રની શોભા વધારે છે. આ નાજુક રમણી વલ્કલથી પણ વધારે આકર્ષક (લાગે) છે. ખરેખર, મધુર આકૃતિઓને શું શોભારૂપ નથી હોતું ? (૨૦)

શકુન્તલા—(આગળ જોઈને) આ કેસરવૃક્ષ પવનથી હાલતી પાંદડાં રૂપી આંગળીઓથી જાણે મને ઉતાવળ કરાવે છે. તો એને માન આપું. (જાય છે.)

પ્રિયંવદા—અલી શકુન્તલા, તો ઘડીક ત્યાં જ થોભ.

શકુન્તલા—કેમ વારૂ ?

પ્રિયંવદા—કારણ તું ત્યાં ઊભી હોવાથી આ કેસરવૃક્ષ જાણે લતાયુક્ત લાગે છે.

શકુન્તલા—તેથી (જ) ખરેખર તું પ્રિયંવદા છે.

રાજા—ગમતું છતાં પ્રિયંવદાએ શકુન્તલાને સત્ય કહ્યું છે. ખરેખર એનો નીચલો હોઠ તાજા પાંદડા જેવો લાલ છે. કુમળી ડાળીઓ જેવા એ હાથ છે. કુસુમ જેવું લોભામણું યૌવન અંગેઅંગે (અંગોમાં) વ્યાપ્ત છે. (૨૧)

અનસૂયા—અલી શકુન્તલા, તેં 'વનજ્યોત્સ્ના' એ નામ આપેલી આ આંબાની સ્વયંવરવધૂ નવમાલિકા છે. તેને તું ભૂલી ગઈ ?

શકુન્તલા—ત્યારે હું મને પોતાને પણ ભૂલી જઈશ. (લતા પાસે જઈને અને જોઈને) અલી, રમણીય ઋતુ સમયે ખરેખર આ લતા અને વૃક્ષની જોડીનો સંયોગ થયો છે કારણ કે વનજ્યોત્સ્ના તાજાં ફૂલને લીધે યૌવનમાં છે; (અને) આમ્રવૃક્ષ સુંદર પાંદડાથી ઉપભોગ માટે યોગ્ય છે. (જોતી ઊભી રહે છે.)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रियंवदा—अणसूए, जाणासि किंणिमित्तं सउन्दला वणजोसिणिं अदिमेत्तं पेक्खदित्ति । [ अनसूये, जानासि किंनिमित्तं शकुन्तला वनज्योत्स्नामति मात्रं पश्यतीति । ]

अनसूया—ण क्खु विभावेमि । कहेहि । [ न खलु विभावयामि । कथय । ]

प्रियंवदा—जह वणजोसिणी अणुरूवेण पाअवेण संगदा । अवि णाम एव्वं अहं वि अत्तणो अणुरूवं वरं लहेअंत्ति । [ यथा वनज्योत्स्नानुरूपेण पादपेन संगता, अपि नामैवमहमप्यात्मनोऽनुरूपं वरं लभेयेति । ]

शकुन्तला—एस णूणं तुह अत्तगदो मणोरहो । [ एष नूनं तवात्मगतो मनोरथः । ] ( कलशमावर्जयति )

राजा—अपि नाम कुलपतेरियमसवर्णक्षेत्रसंभवा स्यात् । अथवा कृतं संदेहेन

असंशयं क्षत्रपरिग्रहक्षमा
यदार्यमस्यामभिलाषि मे मनः।
सतां हि संदेहपदेषु वस्तुषु
प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥ २२ ॥

तथापि तत्त्वत एनामुपलप्स्ये ।

शकुन्तला—( ससंभ्रमम् ) अम्मो । सलिलसेअसंभमुग्गदो णोमालिअं उज्झिअ वअणं मे महुअरो अहिवट्टइ । [ अम्मो । सलिलसेकसंभ्रमोद्गतो नवमालिकामुज्झित्वा वदनं मे मधुकरोऽभिवर्तते । ] ( भ्रमरबाधां रूपयति )

राजा—( सस्पृहमवलोक्य )

चलापाङ्गां दृष्टिं स्पृशसि बहुशो वेपथुमतीं
रहस्याख्यायीव स्वनसि मृदु कर्णान्तिकचरः ।
करौ व्याधुन्वत्याः पिबसि रतिसर्वस्वमधरं
वयं तत्त्वान्वेषान्मधुकर हतास्त्वं खलु कृती ॥ २३ ॥

शकुन्तला—ण एसो धिट्ठो विरमदि । अण्णदो गमिस्सं । ( पदान्तरे स्थित्वा सदृष्टिक्षेपम् ) कहं इदो वि आअच्छदि । हला, परित्ताअह मं इमिणा दुव्विणीदेण दुट्ठमहुअरेण पडिहूअमाणं । [ न एष धृष्टो विरमति । अन्यतो गमिष्यामि । ( पदान्तरे स्थित्वा । सदृष्टिक्षेपम् ) कथमितोऽप्यागच्छति । हला परित्रायेथां मामनेन दुर्विनीतेन दुष्टमधुकरेण परिभूयमानाम् । ]

उभे—( सस्मितम् । ) का वअं परित्तादुं । दुस्सन्दं अक्कन्द । राअरक्खिदव्वाइं तवोवणाइं णाम । [ के आवां परित्रातुम् । दुष्यन्तमाक्रन्द । राजरक्षितव्यानि तपोवनानि नाम । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—અનસૂયા, તું જાણે છે કે શકુન્તલા કયા કારણથી વનજ્યોત્સ્નાને વધુને વધુ જોઈ રહી છે ?

અનસૂયા—ખરેખર હું કંઈ કલ્પી શકતી નથી. તું કહે.

પ્રિયંવદા—'વનજ્યોત્સ્ના જેમ પોતાને અનુરૂપ વૃક્ષ સાથે લાગી છે. તેવી રીતે હું પણ મને અનુરૂપ સ્વામી મેળવું' એમ. (તે વિચારે જ તો)

શકુન્તલા—ખરેખર આ તારા મનની ઈચ્છા છે.

(કળશ વાળે છે.)

રાજા—શું ત્યારે કુલપતિના વિજાતીય ક્ષેત્રમાંથી આ (છોકરી) પેદા થઈ હશે ? અથવા શંકાથી બસ.

નક્કી તે ક્ષત્રિયને પરણવા યોગ્ય છે કારણ મારું આર્ય મન તેનું અભિલાષી છે; કારણ કે સત્ પુરુષોને સંદેહનો વિષય થાય તે બાબતમાં (તેમની) હૃદયની લાગણીઓ પ્રમાણ હોય છે. (૨૨)

છતાં પણ તેના સંબંધી સત્ય હું નક્કી કરીશ.

શકુન્તલા—(ગભરાટમાં) અરે ! પાણી સીંચવાથી ગભરાટથી નીકળેલો ભમરો નવમાલિકા છોડી મારા મુખ તરફ આવે છે (ભમરાથી થતી મૂંઝવણ દર્શાવે છે.)

રાજા—(સસ્પૃહ જોઈને)

તેની થરથરતા ખૂણાવાળી ગભરાયેલી આંખને (તું) વારંવાર અડે છે. તેના કાન પાસે ફરતો તું ગુપ્ત વાત કહેતો હોય તેમ ધીમો ગણગણે છે. હાથ હલાવતી એનો, પ્રેમનું સર્વસ્વ એવો અધર તું ચૂસે છે. તત્ત્વ શોધનારા અમે ઓ મધુકર રહેતાં રહી ગયા (શબ્દશઃ મરી ગયા) તું ખરેખર ભાગ્યશાળી છે. (૨૩)

શકુન્તલા—આ ધૃષ્ટ જતો નથી. હું અન્ય સ્થળે જઈશ. (બીજે પગલે ઊભી રહીને નજર નાખીને) કેવી રીતે ! આમ પણ આવે છે ! અલી ! આ દુષ્ટ, ખરાબ રીતે વર્તતા ભમરાથી અકળાયેલી (ત્રાસ કરાયેલી) મને બચાવો.

બંને સખીઓ—(હાસ્ય સાથે) અમે કોણ બચાવનારાં ? દુષ્યન્તને બોલાવ. તપોવનો ખરેખર રાજાએ રક્ષવાનાં છે.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**राजा**—अवसरोऽयमात्मानं प्रकाशयितुम् । न भेतव्यम् न भेतव्यम्-(इत्यर्धोक्ते । स्वगतम् ) राजभावस्त्वभिज्ञातो भवेत् । भवतु । एवं तावदभिधास्ये ।

**शकुन्तला**—( पदान्तरे स्थित्वा । सदृष्टिक्षेपम् ) कहं इदोवि मं अणुसरदि । [ कथम् । इतोपि मामनुसरति । ]

**राजा**—( सत्वरमुपसृत्य )

कः पौरवे वसुमतीं शासति शासितरि दुर्विनीतानाम् ।
अयमाचरत्यविनयं मुग्धासु तपस्विकन्यासु ॥ २४ ॥ २५

( सर्वा राजानं दृष्ट्वा किंचिदिव संभ्रान्ताः )

**अनसूया**—अज्ज, ण क्खु किंवि अच्चाहिदं । इअं णो पिअसही महुअरेण अहिहूअमाणा कादरीभूदा । [ आर्य, न खलु किमप्यत्याहितम् । इयं नौ प्रियसखी मधुकरेणाभिभूयमाना कातरीभूता । ( शकुन्तलां दर्शयति )

**राजा**—( शकुन्तलाभिमुखो भूत्वा ) अपि तपो वर्धते ।

( शकुन्तला साध्वसादवचना तिष्ठति । )

**अनसूया**—दाणिं अदिहिविसेसलाहेण । हला सउन्दले, गच्छ उडअं । फलमिस्सं अग्घं उवहर । इदं पादोदअं भविस्सदि । [ इदानीमतिथिविशेषलाभेन । हला शकुन्तले, गच्छोटजम् । फलमिश्रमर्घमुपहर । इदं पादोदकं भविष्यति ।

**राजा**—भवतीनां सूनृतयैव गिरा कृतमातिथ्यम् ।

**प्रियंवदा**—तेण हि इमस्सिं पच्छाअसीअलाए सत्तवणवेदिआए मुहुत्तअं उवविसिअ परिस्समविणोदं करेदु अज्जो । [ तेन ह्यस्यां प्रच्छायशीतलायां सप्तपर्णवेदिकायां मुहूर्तमुपविश्य परिश्रमविनोदं करोत्वार्यः । ]

**राजा**—ननु यूयमप्यनेन कर्मणा परिश्रान्ताः ।

**अनसूया**—हला सउन्दले, उइदं णो पज्जुवासणं अदिहीणं । एत्थ उवविसम्ह [ हला शकुन्तले, उचितं नः पर्युपासनमतिथीनाम् । अत्रोपविशामः ।]

( सर्वा उपविशन्ति )

**शकुन्तला**—( आत्मगतम् ) किं णु क्खु इमं पेक्खिअ तवोवणविरोहिणो विआरस्स गमणीअह्मि संवुत्ता । [ किं नु खल्विमं प्रेक्ष्य तपोवनविरोधिनो विकारस्य गमनीयास्मि संवृत्ता । ]

**राजा**—( सर्वा विलोक्य ) अहो समवयोरूपरमणीयं भवतीनां सौहार्दम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—મને પ્રગટ થવાને આ મોકો છે. બીવું નહિ. બીવું નહિ (એમ અર્ધું બોલીને સ્વગત) પણ (મારી) રાજ પદવી ખુલ્લી થશે. ભલે તો હું આ પ્રમાણે બોલીશ.

શકુન્તલા—(એક ડગલું ભરી ઊભી રહીને અને નજર નાખીને.) અરે! આ બાજુ પણ મારી પાછળ આવે છે?

રાજા—(જલદી જઈને)

જ્યારે પુરુના વંશનો, ગેરવર્તનની શિક્ષા કરવાવાળો, પૃથ્વી ઉપર રાજ્ય કરે છે ત્યારે નિરપરાધી આશ્રમબાળાઓ પ્રત્યે આ કોણ અવિનય દાખવે છે? (૨૪)

(રાજાને જોઈને બધા કંઈ ગૂંચવાય છે.)

અનસૂયા—શ્રીમાન, ભારે ડર ઉપજાવે એવું ખરેખર કંઈ નથી. (શકુન્તલાને બતાવીને.) ભમરાથી આક્રમણ કરાયેલી આ અમારી પ્રિય સખી ગભરાઈ ગઈ છે.

(શકુન્તલાને બતાવે છે.)

રાજા—(શકુન્તલા તરફ ફરીને) તપ વધે છે ને?

(શકુન્તલા ગભરાટમાં જવાબ આપ્યા વગર ઊભી રહે છે)

અનસૂયા—હવે આપ જેવા મોટા અતિથિના લાભથી. અલી શકુન્તલા, કુટિર ઉપર જા. ફળ સાથે અર્ઘ લઈ આવ. આ પગ ધોવાનું પાણી થશે.

રાજા—તમારા વિનયયુક્ત શબ્દોથી જ (મારું) આતિથ્ય થઈ ગયું છે.

પ્રિયંવદા—ત્યારે ખરેખર આપ આ ઘેરી છાયવાળા અને શીતલ સપ્તપર્ણ (વૃક્ષ) ના ઓટલા ઉપર થોડીવાર બેસીને આરામ કરો. (પરિશ્રમમાં વિનોદ કરો.)

રાજા—તમે પણ ખરેખર આ કામથી થાકી ગયાં છો.

અનસૂયા—અલી શકુન્તલા, અતિથિની સેવા કરવી આપણને યોગ્ય છે. અહીં બેસીએ. (બધાં બેસે છે.)

શકુન્તલા—(મનમાં) (અરે!) આમને જોઈને ખરેખર તપોવન વિરુદ્ધ વિકારોને વશ હું કેમ થઈ છું?

રાજા—(બધાને જોઈને) અહો! સરખી ઉંમર (અને) સુંદરતાને લીધે શું તમારી રમણીય દોસ્તી!

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रियंवदा—( जनान्तिकम् ) अणसूए, को णु क्खु एसो चउरगम्भीराकिदी महुरं पिअं आलवन्तो पहाववन्दो विअ लक्खीअदि । [ ( जनान्तिकम् ) अनसूये, को नु खल्वेष, चतुरगम्भीराकृतिर्मधुरं प्रियमालपन्, प्रभाववानिव लक्ष्यते । ]

अनसूया—सहि, मम वि अत्थि कोदूहलं । पुच्छिस्सं दाव णं । ( प्रकाशम् ) अज्जस्स महुरालावजणिदो विस्सम्भो मं मन्तावेदि । कदमो अज्जेण राएसिणो वंसो अलंकरीअदि, कदमो वा विरहपज्जुस्सुअजणो किदो देसो, किंणिमित्तं वा सुउमारदरो वि तवोवणगमणपरिस्समस्स अत्ता पदं उवणीदो । [ सखि, ममाप्यस्ति कौतूहलम् । प्रक्ष्यामि तावदेनम् ( प्रकाशम् ) आर्यस्य मधुरालापजनितो विस्रम्भो मां मन्त्रयते । कतम आर्येण राजर्षिवंशोऽलंक्रियते, कतमो वा विरहपर्युत्सुकजनः कृतो देशः, किंनिमित्तं वा सुकुमारतरोऽपि तपोवनगमनपरिश्रमस्यात्मा पदमुपनीतः । ]

शकुन्तला—( आत्मगतम् ) हिअअ, मा उत्तम्म । एसा तुए चिन्तिदं अणसूआ मन्तेदि । [ हृदय, मोत्ताम्य । एषा त्वया चिन्तितमनसूया मन्त्रयते । ]

राजा—( आत्मगतम् ) कथमिदानीमात्मानं निवेदयामि, कथं वात्मापहारं करोमि । भवतु । एवं तावदेनां वक्ष्ये । ( प्रकाशम् ) भवति, यः पौरवेण राज्ञा धर्माधिकारे नियुक्तः सोऽहमविघ्नक्रियोपलम्भाय धर्मारण्यमिदमायातः ।

अनसूया—सणाहादाणिं धम्मआरिणो । [ सनाथा इदानीं धर्मचारिणः । ]

( शकुन्तला शृङ्गारलज्जां रूपयति )

सख्यौ—( उभयोराकारं विदित्वा । जनान्तिकम् ) हला सउन्दले, जइ एत्थ अज्ज तादो संणिहिदो भवे —[ हला शकुन्तले, यद्यत्राद्य तातः संनिहितो भवेत् — ]

शकुन्तला—तदो किं भवे । [ ततः किं भवेत् । ]

सख्यौ—इमं जीविदसव्वस्सेण वि अदिहिविसेसं किदत्थं करिस्सदि । [ इमं जीवितसर्वस्वेनाप्यतिथिविशेषं कृतार्थं करिष्यति । ]

शकुन्तला—तुम्हे अवेध । किं वि हिअए करिअ मन्तेध । ण वो वअणं सुणिस्सं । [ युवामपेतम् । किमपि हृदये कृत्वा मन्त्रयेथे । न युवयोर्वचनं श्रोष्यामि । ]

राजा—वयमपि तावद्भवत्योः सखीगतं किमपि पृच्छामः ।

सख्यौ—अज्ज, अनुग्गहो विअ इअं अब्भत्थणा । [ आर्य, अनुग्रह इवेयमभ्यर्थना । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—( બાજુ પર ) અનસૂયા, આ ખરેખર કોણ હશે ? ચતુર (અને) ગંભીર આકૃતિવાળો, મીઠું, પ્રિય બોલનારો પ્રભાવશાળી હોય એવો લાગે છે.

અનસૂયા—સખી, મને પણ કુતૂહલ છે. હું હમણાં જ એને પૂછું. (મોટેથી) આપની મધુર વાણીથી ભેટેલો વિશ્વાસ મને બોલવા પ્રેરે છે. આપ કયા રાજર્ષિના વંશને શોભાવો છો ? કયો દેશ ( આપના ) વિયોગથી અધીર થયેલા લોકોવાળો કરાયો છે? અથવા કયા કારણથી અતીવ સુકોમળ ( હોવા ) છતાં આપની જાતને તપોવનમાં આવવાનો થાક લાગવા પ્રસંગ આવ્યો છે ?

શકુન્તલા—( સ્વગત ) મનડા (જરા સબૂર ) ઉતાવળ ન કર. આ અનસૂયા તારા જ વિચારો બોલે છે.

રાજા—( સ્વગત ) કેવી રીતે હવે હું મારી ઓળખાણ આપું ? અગર કેવી રીતે હું મારી જાત છુપાવું ? ઠીક. તો એને આમ કહીશ. ( મોટેથી ) બહેન પુરુવંશના રાજાએ જેને ધર્માધિકાર ઉપર નીમ્યો છે તે હું ધાર્મિક કાર્યો નડતર વગર થાય છે કે નહિ તે જોવા આ તપોવનમાં આવ્યો છું.

અનસૂયા--હવે ધર્મ કર્મ કરનારા સનાથ થયા. ( શકુન્તલા પ્રેમની લજ્જા દાખવે છે. )

બંનેસખીઓ—( બંનેના ભાવ સમજીને; બાજુ પર ). અલી શકુન્તલા, જો આજે તાત અહીં પાસે હોત.

શકુન્તલા—તો શું થાત ?

સખીઓ—તો આ અતિથિદેવને જીવંતસર્વસ્વથી પણ કૃતાર્થ કરત.

શકુન્તલા—જાઓ બંને! મનમાં કંઇક રાખીને (તર્ક કરીને) તમે (બંને) બોલો છો. હું તમારા બેનું બોલવું સાંભળીશ નહિ.

રાજા--હું પણ ત્યારે તમારી સખી સંબંધી કંઈક પૂછું છું.

સખીઓ--મહાનુભાવ, આ ઇચ્છા કૃપા સમી છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—भगवान् काश्यपः शाश्वते ब्रह्मणि स्थित इति प्रकाशः । इयं च वः सखी तदात्मजेति कथमेतत् ।

अनसूया—सुणादु अज्जो । अत्थि को वि कोसिओत्ति गोत्तणामहेओ महाप्पहावो राएसी । [ शृणोत्वार्यः अस्ति कोऽपि कौशिक इति गोत्रनामधेयो महाप्रभावो राजर्षिः । ]

राजा—अस्ति । श्रूयते ।

अनसूया—तं णो पिअसहीए पहवं अवगच्छ । उज्झिआए सरीरसंवड्ढणादिहिं तादकस्सवो से पिदा । [ तमावयोः प्रियसख्याः प्रभवमवगच्छ उज्झितायाः शरीरसंवर्धनादिभिस्तातकाश्यपोऽस्याः पिता । ]

राजा—उज्झितशब्देन जनितं मे कौतूहलम् । आमूलाच्छ्रोतुमिच्छामि ।

अनसूया—सुणादु अज्जो । पुरा किल तस्स राएसिणो उग्गे तवसि वट्टमाणस्स किंवि जादसङ्केहिं देवेहिं मेणआ णाम अच्छरा पेसिदा णिअमविग्घकारिणी । [ शृणोत्वार्यः । पुरा किल तस्य राजर्षेरुग्रे तपसि वर्तमानस्य किमपि जातशङ्कैर्देवैर्मेनका नामाप्सराः प्रेषिता नियमविघ्नकारिणी । ]

राजा—अस्त्येतदन्यसमाधिभीरुत्वं देवानाम् । R.C.

अनसूया—तदो वसन्तोदारसमए से उम्मादइत्तअं रूवं पेक्खिअ— [ततो वसन्तावतारसमये तस्या उन्मादयितृकं रूपं प्रेक्ष्य-] ( अर्धोक्ते लज्जया विरमति । ]

राजा—परस्ताज्ज्ञायत एव । सर्वथाप्सरःसंभवैषा ।

अनसूया—अह इं । [ अथ किम् ]

राजा—उपपद्यते ।

मानुषीषु कथं वा स्यादस्य रूपस्य संभवः ।
न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ॥ २५ ॥ 25

R.C.

( शकुन्तलाधोमुखी तिष्ठति )

राजा—( आत्मगतम् ) लब्धावकाशो मे मनोरथः । किंतु सख्याः परिहासोदाहृतां वरप्रार्थनां श्रुत्वा धृतद्वैधीभावकातरं मे मनः ।

प्रियंवदा—( सस्मितं शकुन्तलां विलोक्य नायिकाभिमुखी भूत्वा ) पुणो वि वत्तुकामो विअ अज्जो । [ पुनरपि वक्तुकाम इवार्यः । ]

( शकुन्तला सखीमङ्गुल्या तर्जयति )

राजा—सम्यगुपलक्षितं भवत्या । अस्ति नः सच्चरितश्रवणलोभादन्यदपि प्रष्टव्यम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—ભગવાન કાશ્યપ નૈષ્ઠિક બ્રહ્મચારી છે એ પ્રસિદ્ધ છે. અને આ તમારી સખી તેમની પુત્રી એમ એ શી રીતે ?

અનસૂયા—આપ સાંભળો. કોઈ એક 'કૌશિક' એ ગોત્રનામવાળા મહા-પ્રભાવશાળી રાજર્ષિ છે.

રાજા—છે. સંભળાય છે.

અનસૂયા—તેમને અમારી પ્રિય સખીના પિતા જાણો. ત્યજાયેલીને ઉછેરી હોવાથી તાત કાશ્યપ એના પિતા થાય.

રાજા—'ત્યજાયેલી' એ શબ્દથી મને ઉત્સુકતા થાય છે. શરૂઆતથી સાંભળવા ઇચ્છું છું.

અનસૂયા—આપ સાંભળો. કહેવાય છે કે પહેલાં તે રાજર્ષિ ઉગ્ર તપ કરતા હતા ત્યારે કંઈક (કારણથી) ભયભીત થયેલા દેવોએ (તેમના) તપનો ભંગ કરવા મેનકા નામની અપ્સરાને મોકલી હતી.

રાજા—બીજા કોઈના તપથી દેવોને એવી બીક હોય છે.

અનસૂયા—પછી વસંતના પ્રારંભ વખતે તેનું (અપ્સરાનું) માદક સૌંદર્ય જોઇને (આટલું બોલીને શરમથી અટકી જાય છે.)

રાજા—પછીનું સમજાય જ છે. ચોક્કસ આ અપ્સરાથી જન્મી છે.

અનસૂયા—એમ જ છે.

રાજા—બરાબર છે.

માનવી (સ્ત્રીઓ)માં આ રૂપ કેવી રીતે સંભવી શકે ? તેજથી ચંચળ ઝબકારો પૃથ્વીતટ ઉપરથી નથી નીકળતો. (૨૫)

(શકુન્તલા નીચું મુખ રાખી ઊભી રહે છે.)

રાજા—(મનમાં) મારી આશાને અવકાશ મળ્યો. પણ તેની સખીએ મશ્કરીમાં કહેલી (તેની) વર માટેની ઇચ્છા સાંભળી મારું મન બે રીતે (સંશયને લીધે) મૂંઝવણમાં છે.

પ્રિયંવદા—(સસ્મિત શકુન્તલાને જોઈને રાજાના (નાયકના) સામું જોઈને) આપને હજી પણ કંઈ બોલવાની જાણે ઇચ્છા છે.

(શકુન્તલા આંગળીના ઈશારે સખીને વારે છે.)

રાજા—તમે બરાબર અટકળ કરી. સત્કૃત્યો સંબંધી વધુ સાંભળવાની ઉત્સુકતાથી બીજું પણ અમારે પૂછવું છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रियंवदा—अलं विआरिअ । अणिअन्तणाणुओओ तवस्सिअणो णाम । [ अलं विचार्य । अनियन्त्रणानुयोगस्तपस्विजनो नाम । ]

राजा—इति सखीं ते ज्ञातुमिच्छामि ।

वैखानसं किमनया व्रतमाप्रदाना-
द्व्यापाररोधि मदनस्य निषेवितव्यम् ।
अत्यन्तमेव सदृशेक्षणवल्लभाभि-
राहो निवत्स्यति समं हरिणाङ्गनाभिः ॥ २६ ॥

प्रियंवदा—अज्ज, धम्मचरणे वि परवसो अअं जणो । गुरूणो उण से अणुरूववरप्पदाणे संकप्पो । [ आर्य, धर्मचरणेऽपि परवशोऽयं जनः । गुरोः पुनरस्या अनुरूपवरप्रदाने संकल्पः । ]

राजा—( आत्मगतम् ) न दुरवापेयं खलु प्रार्थना ।

भव हृदय साभिलाषं संप्रति संदेहनिर्णयो जातः ।
आशङ्कसे यदग्निं तदिदं स्पर्शक्षमं रत्नम् ॥ २७ ॥

शकुन्तला—( सरोषमिव ) अणसूए, गमिस्सं अहं । [ अनसूये गमिष्याम्यहम् । ]

अनसूया—किंणिमित्तं । [ किंनिमित्तम् । ]

शकुन्तला—इमं असंवद्धप्पलाविणिं पिअंवदं अज्जाए गोदमीए णिवेदइस्सं । [ इमामसंबद्धप्रलापिनीं प्रियंवदामार्यायै गौतम्यै निवेदयिष्यामि ।

अनसूया—सहि, ण जुत्तं दे अकिदसक्कारं अदिहिविसेसं विसज्जिअ सच्छन्ददो गमणं [ सखि न युक्तं तेऽकृतसत्कारमतिथिविशेषं विसृज्य स्वच्छन्दतो गमनम् । ]

( शकुन्तला न किंचिदुक्त्वा प्रस्थितैव )

राजा—( आत्मगतम् ) आः कथं गच्छति । ( ग्रहीतुमिच्छन्निगृह्यात्मानम् ) अहो चेष्टाप्रतिरूपिका कामिजनमनोवृत्तिः । अहं हि ।

अनुयास्यन् मुनितनयां सहसा विनयेन वारितप्रसरः ।
स्थानादनुच्चलन्नपि गत्वेव पुनः प्रतिनिवृत्तः ॥ २८ ॥

प्रियंवदा—( शकुन्तलां निरुद्ध्य । ) हला, ण दे जुत्तं गन्तुं । [ हला, न ते युक्तं गन्तुम् । ]

शकुन्तला—( सभ्रूभङ्गम् ) किंणमित्तं । [ किंनिमित्तम् । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—વિચાર કરવાની જરૂર નથી. ખરેખર, તપસ્વીજનને કંઈ પણ વિનાસંકોચ પૂછી શકાય.

રાજા—આમ તમારી સખી સંબંધી હું જાણવા માગું છું.

કામદેવના વ્યાપારને રૂંધતું, તપસ્વી લોકનું વ્રત શું આને લગ્નમાં (કોઈને) અર્પણ કરતાં સુધી પાળવાનું છે કે સરખી આંખો હોવાથી એની ખાસ એવી હરિણીઓ સાથે ખરેખર (તે) જીવનના અંત સુધી રહેવાની છે? (૨૬)

પ્રિયંવદા—પ્રભુ, ધર્મના આચરણમાં પણ આ છોકરી પરવશ છે. પણ એને યોગ્ય વરને આપવાનો પિતાનો સંકલ્પ છે.

રાજા—(સ્વગત) આ અભિલાષા ખરેખર મેળવવી અઘરી નથી.

ઓ હૃદય! આશાભર્યું રહે. હવે સંદેહનો ખુલાસો મળી ગયો છે. તું જેને અગ્નિ માને છે તે આ સ્પર્શ કરવા યોગ્ય રત્ન છે. (૨૭)

શકુન્તલા—(ગુસ્સે થઈ હોય તેમ) અનસૂયા હું જાઉં છું.

અનસૂયા—કેમ વારુ?

શકુન્તલા—સંબંધ વગરની વાતો કરતી આ પ્રિયંવદા સંબંધી હું મા ગૌતમીને કહીશ.

અનસૂયા—સખી, સત્કાર કર્યા વગર, (આ) મહાનુભાવ અતિથિને છોડી સ્વેચ્છાથી જવું તને શોભતું નથી.

( શકુન્તલા કંઈ બોલ્યા વગર ચાલવા જ માંડે છે. )

રાજા—( મનમાં ) અરે કેમ? તે જાય છે? ( તેને પકડવા ઇચ્છા છતાં પોતાની જાતને રોકીને. )

અરે! કામીજનની મનોવૃત્તિ બરાબર શારીરિક ચેષ્ટાના પડઘા જેવી (જ) છે. કારણ કે, હું—

મુનિકન્યા પાછળ જતાં એકદમ વિનયથી રોકાયેલા વેગવાળો (હું) જગ્યાથી ખસ્યો નથી છતાં જાણે જઈને ફરી પાછો આવ્યો. (૨૮)

પ્રિયંવદા—(શકુન્તલાને રોકીને) સખી, તને જવું શોભતું નથી.

શકુન્તલા—( ભ્રમર ચડાવીને ) કેમ વારુ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**प्रियंवदा**—रुक्खसेअणे दुवे धारेसि मे । एहि जाव । अत्ताणं मोआविअ तदो गमिस्ससि । [ वृक्षसेचने द्वे धारयसि मे । एहि तावत् । आत्मानं मोचयित्वा ततो गमिष्यसि । ] ( बलादेनां निवर्तयति )

**राजा**—भद्रे, वृक्षसेचनादेव परिश्रान्तामत्रभवतीं लक्षये । तथा ह्यस्याः

स्रस्तांसावतिमात्रलोहिततलौ बाहू घटोत्क्षेपणा-
दद्यापि स्तनवेपथुं जनयति श्वासः प्रमाणाधिकः ।
बद्धं कर्णशिरीषरोधि वदने घर्माम्भसां जालकं
बन्धे स्रंसिनि, चैकहस्तयमिताः पर्याकुला मूर्धजाः ॥ २९ ॥

तदहमेनामनृणां करोमि । ( अङ्गुलीयं दातुमिच्छति )

( उभे नाममुद्राक्षराण्यनुवाच्य परस्परमवलोकयतः )

**राजा**—अलमस्मानन्यथासंभाव्य । राज्ञः परिग्रहोऽयमिति राजपुरुषं मामवगच्छथ ।

**प्रियंवदा**—तेण हि णारिहदि एदं अङ्गुलीअअं अङ्गुलीविओअं । अज्जस्स वअणेण अणिरिणा दाणिं एसा । ( किंचिद्विहस्य ) हला सउन्दले, मोइदासि अणुअम्पिणा अज्जेण, अहवा महाराएण । गच्छ दाणिं । [ तेन हि नार्हत्येतदङ्गुलीयकमङ्गुलीवियोगम् । आर्यस्य वचनेनानृणेदानीमेषा । ( किंचिद्विहस्य )

हला शकुन्तले, मोचितास्यनुकम्पिनार्येण, अथवा महाराजेन । गच्छेदानीम् ।]

**शकुन्तला**—( आत्मगतम् ) जइ अत्तणो पहविस्सं । ( प्रकाशम् ) का तुमं विसज्जिदव्वस्स रुन्धिदव्वस्स वा । [ यद्यात्मनः प्रभविष्यामि । ( प्रकाशम् ) का त्वं विसर्जितव्यस्य रोद्धव्यस्य वा । ]

**राजा**—( शकुन्तलां विलोक्य आत्मगतम् ) किं नु खलु यथा वयमस्यामेवमियमप्यस्मान् प्रति स्यात् । अथवा लब्धावकाशा मे प्रार्थना । कुतः ।

वाचं न मिश्रयति यद्यपि मद्वचोभिः
कर्णं ददात्यभिमुखं मयि भाषमाणे ।
कामं न तिष्ठति मदाननसंमुखीना
भूयिष्ठमन्यविषया न तु दृष्टिरस्याः ॥ ३० ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—મારાં બે વૃક્ષસિંચન તારી પાસે માગતાં છે. તો ચાલ. પોતાને (ઋણ) મુક્ત કરીને પછી તું જઈ શકીશ. (એને જોરથી પાછી વાળે છે.)

રાજા—ભલી બહેન, વૃક્ષોને પાણી પાઈને જ આ થાકી ગયેલી મને જણાય છે. કારણ કે એના—

ખભા નમી પડ્યા છે. ઘડો ઊંચકવાથી હાથની હથેળી ઘણી જ લાલ થઈ છે. જોઈએ તે કરતાં વધારે ટૂંકો ટૂંકો શ્વાસોચ્છ્વાસ હજી પણ વક્ષઃસ્થલમાં થથરાટ લાવે છે. કાનના શિરીષ (પુષ્પ) ને અવરોધતી પ્રસ્વેદ બિંદુની જાળ મોં પર જામી છે. અને અંબોડો છૂટવાથી એક હાથે રોકેલા વાળ વિખરાઇ ગયા છે. (૨૯)

તેથી હું એને ઋણમુક્ત કરું છું. (વીંટી આપવા ઇચ્છે છે.)

(વીંટી ઉપરના અક્ષર વાંચી બંને એકબીજા સામું જુએ છે.)

રાજા—(મારા વિશે) બીજી અટકળ કરવા જેવું નથી. 'આ રાજાની ભેટ છે' એમ (ગણી) મને રાજપુરુષ માનો.

પ્રિયંવદા—(કંઇક હસીને) તેથી ખરેખર આ વીંટીને આંગળીનો વિયોગ (થાય તે) યોગ્ય નથી. આપના વચનથી આ હવે ઋણમુક્ત છે. (જરીક હસીને) અલી શકુન્તલા, આ દયાળુ મહાશયે અથવા મહારાજે તને છોડાવી. હવે જા.

શકુન્તલા—(સ્વગત) જો મારા મનની માલિક હોઉં તો. (મોટેથી) રોકવાવાળી અગર જવા દેવાવાળી તું કોણ?

રાજા—(શકુન્તલાને જોઈને સ્વગત) ખરેખર એમ પણ હોય કે જેમ હું આના પ્રત્યે એમ તે પણ મારા પ્રત્યે હોય. અથવા મારી પ્રાર્થનાને અવકાશ મળ્યો છે. કારણ,

જો કે મારા શબ્દો સાથે વાણી મેળવતી નથી. છતાં હું બોલું છું તો મારા તરફ કાન દે છે. ભલેને મારા સામું જોઈને ઊભી રહેતી ન હોય પણ એની દૃષ્ટિ ઘણે ભાગે બીજી ચીજ તરફ નથી હોતી. (૩૦)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( नेपथ्ये । ) भो भोस्तपस्विनः, संनिहितास्तपोवनसत्त्वरक्षायै भवत । प्रत्यासन्नः किल मृगयाविहारी पार्थिवो दुष्यन्तः ।

तुरगखुरहतस्तथा हि रेणु-
विटपविषक्तजलार्द्रवल्कलेषु ।
पतति परिणतारुणप्रकाशः
शलभसमूह इवाश्रमद्रुमेषु ॥ ३१ ॥ 32

अपि च ।

तीव्राघातप्रतिहततरुस्कन्धलग्नैकदन्तः
पादाकृष्टव्रततिवलयासङ्गसंजातपाशः ।
मूर्तो विघ्नस्तपस इव नो भिन्नसारङ्गयूथो
धर्मारण्यं प्रविशति गजः स्यन्दनालोकभीतः ॥ ३३ ॥

( सर्वाः कर्णं दत्त्वा किंचिदिव संभ्रान्ताः )

राजा—( आत्मगतम् ) अहो धिक् । सैनिका अस्मदन्वेषिणस्तपोवनमुपरुन्धन्ति । भवतु । प्रतिगमिष्यामस्तावत् ।

सख्यौ—अज्ज, इमिणा आरण्णअवुत्तन्तेण पज्जाउलह्म । । अणुजाणाहि णो उडअगमणस्स । [ आर्य, अनेनारण्यकवृत्तान्तेन पर्याकुलाः स्मः । अनुजानीहि न उटजगमनाय । ]

राजा—( ससंभ्रमम् ) गच्छन्तु भवत्यः । वयमप्याश्रमपीडा यथा न भवति तथा प्रयतिष्यामहे ।

( सर्वे उत्तिष्ठन्ति )

सख्यौ—अज्ज, असंभाविदअदिहिसक्कारा भूओ वि पेक्खणणिमित्तं लज्जेमो अज्जं विण्णविदुं [ आर्य, असंभावितातिथिसत्कारा भूयोऽपि प्रेक्षणनिमित्तं लज्जामहे आर्यं विज्ञापयितुम् । ]

राजा—मा मैवम् । दर्शनेनैव भवतीनां पुरस्कृतोऽस्मि ।

शकुन्तला—अणसूए, अहिणवकुससूईए परिक्खदं मे चलणं । कुरवअसाहापरिलग्गं च वक्कलं । दाव परिपालेध मं । जाव णं मोआवेमि । [ अनसूये, अभिनवकुशसूच्या परिक्षतं मे चरणम् । कुरवकशाखापरिलग्नं च वल्कलम् । तावत् परिपालयत मां यावदेतन्मोचयामि । ]

( राजानमवलोकयन्ती सव्याजं विलम्ब्य सह सखीभ्यां निष्क्रान्ता )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( પડદા પાછળ ) અરે, અરે તપસ્વીઓ, તપોવનમાં પ્રાણીઓનું રક્ષણ કરવા નજીક રહેજો. મૃગયાવિહાર કરતો રાજા દુષ્યન્ત નજીક હોવાનું સંભળાય છે.

કારણ કે અશ્વોના ડાબલાથી ઊડેલી, સંધ્યાકાળના સૂર્ય જેવા પ્રકાશવાળી ધૂળ, પાણીથી ભીનાં વલ્કલ જેની ડાળી ઉપર લટકાવ્યાં છે તેવાં આશ્રમનાં વૃક્ષો ઉપર તીડના ટોળાની માફક પડે છે. (૩૧)

અને વળી

મૃગનાં ટોળાં વિખેરતો રથ જોઈ ને ભડકેલો, આપણા તપનું જાણે મૂર્તિમંત નડતર હોય તેવો હાથી તપોવનમાં પ્રવેશ કરે છે. જબ્બર આંચકા સાથે તૂટી પડેલા વૃક્ષના થડમાં તેનો એક દાંત લાગેલો છે. પગથી ખેંચેલાં વેલનાં ગૂંછળાં લાગવાથી તેને બંધન થયું છે. (૩૨)

( બધા સાંભળીને જરા ગભરાય છે. )

રાજા—(પોતાના મનમાં) અરે ધિક્કાર છે ! મને શોધતા સૈનિકો તપોવનને હરકત કરે છે. ભલે. તો હું પાછો જઈશ.

સખીઓ—મહાનુભાવ, આ જંગલી (હાથી) સંબંધી ખબરથી અમે બહુ ગભરાઈ ગયાં છીએ. અમને કુટિરે જવાની રજા આપો.

રાજા—(ગૂંચવાઈ ને) આપ (બધાં) જઈ શકો છો. હું પણ તપોવનને જેમ હરકત ન પડે તેમ (જોવા) પ્રયત્ન કરીશ.

( બધાં ઊઠે છે. )

સખીઓ—મહાનુભાવ, અતિથિને યોગ્ય સત્કાર ન આપી શકેલાં અમે ફરી પણ તપાસ કરવા આવવાની આપને વિનંતિ કરતાં શરમાઈએ છીએ.

રાજા—ના. એમ નહિ (કહો) તમારાં દર્શનથી જ હું સત્કૃત થયો છું.

શકુન્તલા—અનસૂયા, નાના કુશ (ઘાસ)ની ધાર મારા પગમાં વાગી છે. અને કુરબકની ડાળીમાં મારું વલ્કલ ભરાયું છે. હું તે છૂટું કરું ત્યાં સુધી મારી વાટ જુઓ (રાજા સામે જોતી અને ઇરાદાપૂર્વક વિલંબ કરતી તે સખીઓ સાથે જાય છે. )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—मन्दौत्सुक्योऽस्मि नगरगमनं प्रति। यावदनुयात्रिकान्, समेत्य नातिदूरे तपोवनस्य निवेशयामि । न खलु शक्नोमि शकुन्तलाव्यापारादात्मानं निवर्तयितुम् । मम हि

गच्छति पुरः शरीरं धावति पश्चादसंस्थितं चेतः ।
चीनांशुकमिव केतोः प्रतिवातं नीयमानस्य ॥ ३३ ॥ ३४

( निष्क्रान्ताः सर्वे )

इति प्रथमोऽङ्कः

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—શહેર તરફ જવાની ઉત્સુકતામાં હું ઢીલો પડગો છું. તેથી હું (મારા) અનુયાયીઓને મળીને આશ્રમથી ઘણે દૂર નહિ તેમ મુકામ કરાવીશ. ખરેખર, શકુન્તલા વિશેની પ્રવૃત્તિથી મારું મન બીજે વાળવા હું સમર્થ નથી. કારણ મારું—

પવનની વિરુદ્ધ લઈ જવાતી ધજાના રેશમી વસ્ત્રની માફક શરીર આગળ જાય છે, (અને) વ્યાકુળ મન પાછળ દોડે છે. (૩૩)

(બધા જાય છે)

પ્રથમ અંક સમાપ્ત

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# द्वितीयोऽङ्कः

( ततः प्रविशति विषण्णो विदूषकः )

विदूषकः—( निःश्वस्य ) भो दिट्ठं । एदस्स मिअआसीलस्स रण्णो वअस्सभावेण णिविण्णो ह्मि। अअं मिओ अअं वराहो अअं सद्दूलो त्ति मज्झण्णे विगिह्मविरल- पाअवच्छाआसु वणराईसु आहिण्डीअदि अडवीदो अडवीम् । पत्तसंकरकसाआइं कदुण्हाइं गिरिणईजलाइं पीअन्ति । अणिअदवेलं सुल्लमंसभूइट्ठो आहारो अण्हीअदि । तुरगाणुधावणकण्डिदसंधिणो रत्तिम्मि वि णिकामं सइदव्वं णत्थि । तदो महन्ते एव्व पच्चूसे दासीएपुत्तेहिं सउणिलुद्धएहिं वणग्गह- णकोलाहलेण पडिबोधिदो ह्मि । एदावन्तेण वि दाव पीडा ण णिक्कमदि । तदो गण्डस्स उवरि पिण्डओ संवुत्तो । हिओ किल अह्मेसु ओहीणेसु तत्तहोदो मिआणुसारेण अस्समपदं पविट्ठस्स तावसकण्णआ सउन्दला मम अधण्णदाए दंसिदा । संपदं णअरगमणस्स कहं वि ण करेदि । अज्ज वि से तं एव्वं चिन्तअन्तस्स अक्खीसु प्रभाद आसि । का गदी । जाव णं किदाचारपरिकम्मं पेक्खामि । ( परिक्रम्यावलोक्य च ) एसो बाणासणहत्थाहिं जवणीहिं वणपुप्फमालाधारिणीहिं पडिवुदो इदो एव्व आअच्छदि पिअवअस्सो । होदु । अङ्गभङ्गविअलो विअ भविअ चिट्ठिस्सं जइ एव्वं वि णाम वि विस्समं लहेअं । (दण्डकाष्ठमवलम्ब्य स्थितः) [ (निःश्वस्य) भो दिष्टम् । एतस्य मृगयाशीलस्य राज्ञो वयस्यभावेन निर्विण्णोऽस्मि । अयं मृगोऽयं वराहोऽयं शार्दूल इति मध्याह्नेऽपि ग्रीष्मविरलपादपच्छायासु वन- राजीष्वाहिण्ड्यतेऽटवीतोऽटवीम् । पत्रसंकरकषायाणि कदुष्णानि गिरिनदी- जलानि पीयन्ते । अनियतवेलं शूल्यमांसभूयिष्ठ आहारो भुज्यते । तुरगानु- धावनकण्डितसंधे रात्रावपि निकामं शयितव्यं नास्ति । ततो महत्येव प्रत्यूषे दास्याःपुत्रैः श्वगणिलुब्धकैर्वनग्रहणकोलाहलेन प्रतिबोधितोऽस्मि । एतावतापि तावत् पीडा न निष्क्रामति । ततो गण्डस्योपरि पिण्डकः संवृत्तः । ह्यः किलास्मास्ववहीनेषु तत्रभवतो मृगानुसारेणाश्रमपदं प्रविष्टस्य तापसकन्यका शकुन्तला ममाधन्यतया दर्शिता । सांप्रतं नगरगमनस्य कथामपि न करोति । अद्यापि तस्य तामेव चिन्तयतोऽक्ष्णोः प्रभातमासीत् । का गतिः । यावत् कृताचारपरिकर्माणं पश्यामि । ( परिक्रम्यावलोक्य च ) एष बाणासनहस्ता- भिर्यवनीभिर्वनपुष्पमालाधारिणीभिः परिवृत इत एवागच्छति प्रियवयस्यः । भवतु । अङ्गभङ्गविकल इव भूत्वा स्थास्यामि यद्येवमपि नाम विश्रमं लभेय । ] (दण्डकाष्ठमवलम्ब्य स्थितः )

( ततः प्रविशति यथानिर्दिष्टपरिवारो राजा )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# અંક ૨

( પછી હતાશ થયેલો વિદૂષક પ્રવેશ કરે છે. )

વિદૂષક—( નિઃશ્વાસ મૂકીને ) અરે દુર્ભાગ્ય ! આ મૃગયાના શોખીન રાજા સાથે મૈત્રીથી હું થાકી ગયો. 'આ મૃગ છે, આ રીંછ છે, આ વાઘ છે' એમ ખરા બપોરે પણ ઉનાળાને લીધે વૃક્ષોની જૂજ છાયવાળી જંગલની હારમાળામાં એક જંગલથી બીજા જંગલ ભટકવાનું રહે છે. પાંદડાં પડવાથી કડવાં, પર્વતોના ઝરાનાં જરા ઊનાં પાણી પીવાં પડે છે. કુવખતે (અને) ઘણે ભાગે ચીપિયાથી શેકેલા માંસનો આહાર કરવો પડે છે. ઘોડા ઉપર (શિકાર) પાછળ દોડવાથી ઝલાઇ ગયેલા સાંધા વાળાને (મને) રાત્રે પણ પેટ ભરીને ઊંઘ મળતી નથી. પછી વહેલી પરોઢે જ જેમની પાસે કૂતરા હોય છે તે દાસીપુત્રો શિકારીઓના જંગલ ઘેરવા માટે કરેલા અવાજથી મને જગાડવામાં આવે છે. આટલા બધાથી પણ ખરેખર દુઃખ અટકતું નથી. તેમાં વળી ગુમડા ઉપર ફોલ્લી થઈ. ગઈ કાલ ખરેખર અમે પાછળ રહી ગયા ત્યારે મૃગ પાછળ જતાં આશ્રમમાં પ્રવેશેલા તેમને ( મહારાજને ) મારા કમનસીબે તાપસકન્યા શકુન્તલા દૃષ્ટિગોચર થઇ. હવે નગર તરફ જવાની વાત પણ કરતા નથી. આજે પણ તેનો જ વિચાર કરતાં ( કરતાં ) તેની આંખોએ પ્રભાત જોયું. શું થાય? તો નિત્ય પ્રાતઃકર્મથી પરવારેલા તેમને મળું. ( આગળ જઈને જોઈને ) હાથમાં તીરકામઠાવાળી, જંગલી પુષ્પોની માળા પહેરેલી યવનીઓથી વીંટળાયેલો પ્રિયમિત્ર આ અહીં જ આવે છે. ઠીક, અંગ ઝલાઈ જવાથી અશક્ત થયેલાની જેમ થઇને (હું) રહીશ; તેમ કરતાંયે જો આરામ મળી શકે તો ! (લાકડીને ટેકે ઊભો રહે છે. )

( પછી ઉપર કહ્યું તેમ રસાલા સાથે રાજા પ્રવેશ કરે છે )



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—

कामं प्रिया न सुलभा मनस्तु तद्भावदर्शनाश्वासि ।
अकृतार्थेऽपि मनसिजे रतिमुभयप्रार्थना कुरुते ॥ १ ॥

( स्मितं कृत्वा ) एवमात्माभिप्रायसंभावितेष्टजनचित्तवृत्तिः प्रार्थयिता विडम्ब्यते ।

स्निग्धं वीक्षितमन्यतोऽपि नयने यत् प्रेरयन्त्या तया
यातं यच्च नितम्बयोर्गुरुतया मन्दं विलासादिव ।
मा गा इत्युपरुद्धया यदपि सा सासूयमुक्ता सखी
सर्वं तत् किल मत्परायणमहो कामी स्वतां पश्यति ॥ २ ॥

विदूषकः—( तथास्थित एव ) भो वअस्स, ण मे हत्थपाआ पसरन्ति । वाआमेत्तएण जीआवइस्सं । जअदु जअदु भवं । [ ( तथास्थित एव ) भो वयस्य, न मे हस्तपादं प्रसरति । वाङ्मात्रेण जापयिष्यामि । जयतु जयतु भवान् । ]

राजा—कुतोऽयं गात्रोपघातः ।

विदूषकः—कुदो किल सअं अच्छी आऊलीकरिअ अस्सुकारणं पुच्छेसि । [ कुतः किल स्वयमक्षिणी आकुलीकृत्याश्रुकारणं पृच्छसि । ]

राजा—न खल्ववगच्छामि ।

विदूषकः—भो वअस्स, जं वेदसो खुज्जलीलं विडम्बेदि तं किं अत्तणो पहावेण, णं णईवेअस्स । [ भो वयस्य, यद्वेतसः कुब्जलीलां विडम्बयति तत् किमात्मनः प्रभावेण, ननु नदीवेगस्य । ]

राजा—नदीवेगस्तत्र कारणम् ।

विदूषकः—मम वि भवं । [ ममापि भवान् । ]

राजा—कथमिव ।

विदूषकः—एव्वं राअकज्जाणि उज्झिअ एआरिसे आउलप्पदेसे वणचरवुत्तिणा तुए होदव्वं । जं सच्चं पच्चहं सावदसमुच्छारणेहिं संखोहिअसंधिबन्धाणं मम गत्ताणं अणीसो ह्मि संवुत्तो । ता पसीद मे एक्काहंपि दाव विस्समीअदु । [ एवं राजकार्याण्युज्झित्वैतादृश आकुलप्रदेशे वनचरवृत्तिना त्वया भवितव्यम् । यत्सत्यं प्रत्यहं श्वापदसमुत्सारणैः संक्षोभितसंधिबन्धानां मम गात्राणामनीशोऽस्मि संवृत्तः । तत् प्रसीद मे एकाहमपि तावद्विश्रम्यताम् । ]

राजा—( स्वगतम् ) अयं चैवमाह । ममापि काश्यपसुतामनुस्मृत्य मृगयाविक्लवं चेतः । कुतः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—

માન્યું કે (મારી) પ્રિયા સુલભ નથી. પણ તેના ભાવ જોઈ ને મન શાંત રહે છે. પ્રેમને કામના ફળી નથી તો પણ (પોતાની વસ્તુ મળી નથી તો પણ) અરસપરસ ઇચ્છા આનંદ આપે છે. (૧)

(સ્મિત કરીને) આમ પોતાની ચિત્તવૃત્તિ પ્રમાણે પ્રિયજનની ચિત્તવૃત્તિ કલ્પીને પ્રેમ કરનાર છેતરાય છે.

બીજી બાજુ આંખ ફેરવતાં પણ જે તેણે પ્રેમભરી રીતે જોયું હતું; અને નિતંબના ભારને લીધેની જે ધીમી ગતિ હતી તે જાણે વિલાસથી (હતી), અને 'જઈશ મા' એમ રોકાયેલીવડે તે સખી ગુસ્સાથી જે કંઈ કહેવાઈ હતી તે બધું ખરેખર મારે કાજે હતું. અહો! પ્રેમ કરનાર પોતાનું જુએ છે. (૨)

વિદૂષક—(તેમ જ રહીને) ઓ મિત્ર, મારા હાથપગ હાલતા નથી; માત્ર શબ્દોથી આવકારીશ. જય થાઓ. આપનો જય થાઓ.

રાજા—આ અવયવોનું અકડાઈ જવું ક્યાંથી થયું!

વિદૂષક—આંખને જાતે દુઃખ દઈને આંસુનું કારણ કેમ ખરેખર પૂછો છો?

રાજા—ખરેખર સમજાતું નથી.

વિદૂષક—અરે મિત્ર, નેતર કુબ્જ (વેલા) ના દેખાવનું અનુકરણ કરે તે શું પોતાના પ્રભાવથી કે નદીના વેગના?

રાજા—એમાં નદીવેગ કારણ છે.

વિદૂષક—મારું પણ તમે (કારણ છો)

રાજા—કેવી રીતે ખરેખર?

વિદૂષક—આમ રાજકાર્યો છોડીને આવા શુષ્ક પ્રદેશમાં વનચર વૃત્તિથી તમે રહો છો! જો સાચું કહું તો હંમેશાં શિકારના પ્રાણીઓને (તેમની બોડમાંથી) ઊડાડવાનાં હોવાથી જેના સાંધાના બન્ધ ઢીલા થઈ ગયા છે તેવાં મારાં ગાત્રોનો હું માલિક રહ્યો નથી. તેથી મારા ઉપર પ્રસન્ન થાઓ. તો એક દિવસ પણ વિશ્રાન્તિ કરો.

રાજા—(સ્વગત) એ પણ એમ બોલે છે. કાશ્યપની પુત્રીનો વિચાર કરીને મારું પણ મન મૃગયા તરફ નથી રહ્યું. કારણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



न नमयितुमधिज्यमस्मि शक्तो
धनुरिदमाहितसायकं मृगेषु ।
सहवसतिमुपेत्य यैः प्रियायाः
कृत इव मुग्धविलोकितोपदेशः ॥ ३ ॥

विदूषकः—( राज्ञो मुखं विलोक्य ) अत्तभवं किं वि हिअए करिअ मन्तेदि। अरण्णे मए रुदिअं आसि [ अत्रभवान् किमपि हृदये कृत्वा मन्त्रयते। अरण्ये मया रुदितमासीत् । ]

राजा—( सस्मितम् ) किमन्यत् । अनतिक्रमणीयं मे सुहृद्वाक्यमिति स्थितोऽस्मि।

विदूषकः—चिरं जीअ । [ चिरं जीव ] ( गन्तुमिच्छति )

राजा—वयस्य, तिष्ठ । सावशेषं मे वचः ।

विदूषकः—आणवेदु भवं । [ आज्ञापयतु भवान् । ]

राजा—विश्रान्तेन भवता ममाप्येकस्मिन्ननायासे कर्मणि सहायेन भवितव्यम्।

विदूषकः—किं मोदअखज्जिआए । तेण हि अअं सुगहीदो खणो । [ किं मोदकखादिकायाम् । तेन ह्ययं सुगृहीतः क्षणः । ]

R.C -

राजा—अत्र वक्ष्यामि । कः कोऽत्र भोः ।

( प्रविश्य ) दौवारिकः—( प्रणम्य ) आणवेदु भट्टा । [ आज्ञापयतु भर्ता ।]

राजा—रैवतक, सेनापतिस्तावदाहूयताम् ।

दौवारिकः—तह । [ तथा । ] ( निष्क्रम्य सेनापतिना सह पुनः प्रविश्य ) एसो अण्णावअणुक्कण्ठो भट्टा इदो दिण्णदिट्ठी एव्व चिट्ठदि । उवसप्पदु अज्जो [ एष आज्ञावचनोत्कण्ठो भर्तेतो दत्तदृष्टिरेव तिष्ठति । उपसर्पत्वार्यः । ]

सेनापतिः—( राजानमवलोक्य ) दृष्टदोषापि स्वामिनि मृगया केवलं गुणायैव संवृत्ता । तथा हि देवः

अनवरतधनुर्ज्यास्फालनक्रूरपूर्वं
रविकिरणसहिष्णु, क्लेशलेशैरभिन्नम् ।
अपचितमपि गात्रं व्यायतत्वादलक्ष्यं
गिरिचर इव नागः प्राणसारं बिभर्ति ॥ ४ ॥

( उपेत्य ) जयतु स्वामी । गृहीतश्वापदमरण्यम् किमन्यत्रावस्थीयते।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સાથે નિવાસ કરીને જેમણે જાણે પ્રિયાને સુંદર કટાક્ષનો ઉપદેશ કર્યો, તે મૃગો સામે ખેંચેલું, શરસંધાન કરેલું આ બાણ હું નમાવી શકતો નથી. (૩)

વિદૂષક—(રાજાનું મુખ જોઈ ને) આપ કંઈક મનમાં રાખીને બબડો છો. મેં વગડામાં રુદન કર્યું ?

રાજા—(સસ્મિત) બીજું શું ? મારા મિત્રના શબ્દો ઉથાપાય નહિ એમ કરી હું ચૂપ છું.

વિદૂષક—ઘણું જીવો. (જવા ઇચ્છે છે.)

રાજા—મિત્ર, ઊભો રહે. મારે બોલવાનું બાકી છે.

વિદૂષક—આપ આજ્ઞા કરો.

રાજા—તું થાક ખાઈ રહે ત્યારે મને પણ એક મહેનત વગરના કામમાં મદદરૂપ થવાનું છે.

વિદૂષક—શું લાડુ ખાવામાં ? તો ખરેખર આ માગણી સ્વીકારી.

રાજા—શેમાં ? (શા કામમાં) તે હમણાં કહું છું. કોણ, અરે કોણ અહીં છે ? (પ્રવેશ કરીને)

દ્વારપાળ—(નમીને) આજ્ઞા કરો મહારાજ.

રાજા—રૈવતક, સેનાપતિને જરા બોલાવ.

દ્વારપાળ—ભલે, (જઈ ને સેનાપતિ સાથે ફરી પ્રવેશીને.) આ તરફ નજર કરીને જ અહીં મહારાજ ઊભા છે. આજ્ઞા કરવા તે ઉત્સુક છે. આપ જાઓ.

સેનાપતિ—(રાજા તરફ જોઈ ને) ગેરફાયદાવાળી છે છતાં મૃગયા રાજાને કેવળ ગુણકારક જ નીવડી છે. કારણ કે ખરેખર મહારાજા

કાયમ ધનુષ્યની દોરી ઘસાવાથી જેનો આગળનો ભાગ સખત છે, સૂર્યનાં કિરણ જે સહન કરી શકે છે, જેને જરાકે થાકની અસર થતી નથી, જે વિશાળ હોવાથી (કદમાં) ઘટ્યું છે છતાં (સ્નાયુઓ બંધાવાથી) (તેમ) જણાતું નથી, એવું બળના સારરૂપ શરીર, પર્વતમાં ફરતા હાથીની માફક ધારણ કરે છે. (૪)

(પાસે જઈ ને) સ્વામીનો જય થાઓ. શિકારી પ્રાણીઓને અરણ્યમાં ઘેરવામાં આવ્યાં છે. બીજે (બીજી જગ્યાએ) કેમ મુકામ કરો છો ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—मन्दोत्साहः कृतोऽस्मि मृगयापवादिना माढव्येन ।

सेनापतिः—( जनान्तिकम् ) सखे, स्थिरप्रतिबन्धो भव । अहं तावत् स्वामिनश्चित्तवृत्तिमनुवर्तिष्ये । ( प्रकाशम् ) प्रलपत्वेष वैधेयः । ननु प्रभुरेवात्र निदर्शनम् ।

मेदश्छेदकृशोदरं लघु भवत्युत्थानयोग्यं वपुः
सत्त्वानामपि लक्ष्यते विकृतिमच्चित्तं भयक्रोधयोः ।
उत्कर्षः स च धन्विनां यदिषवः सिध्यन्ति लक्ष्ये चले
मिथ्यैव व्यसनं वदन्ति मृगयामीदृग्विनोदः कुतः ॥ ५ ॥

विदूषकः—अवेहि रे उच्छाहहेतुअ । अत्तभवं पकिदिं आपण्णो । तुमं दाव अडवीदो अडवीं आहिण्डन्तो णरणासिआलोलुवस्स जिण्णरिच्छस्स कस्स वि मुहे पडिस्ससि [ अपेहि रे उत्साहहेतुक । अत्रभवान् प्रकृतिमापन्नः । त्वं तावदटवीतोऽटवीमाहिण्डमानो नरनासिकालोलुपस्य जीर्णऋक्षस्य कस्यापि मुखे पतिष्यसि । ]

राजा—भद्र सेनापते, आश्रमसंनिकृष्टे स्थिताः स्मः । अतस्ते वचो नाभिनन्दामि । अद्य तावत् ।

गाहन्तां महिषा निपानसलिलं शृङ्गैर्मुहुस्ताडितं
छायाबद्धकदम्बकं मृगकुलं रोमन्थमभ्यस्यतु ।
विश्रब्धं क्रियतां वराहततिभिर्मुस्ताक्षतिः पल्वले
विश्रामं लभतामिदं च शिथिलज्याबन्धमस्मद्धनुः ॥ ६ ॥

सेनापतिः—यत् प्रभविष्णवे रोचते ।

राजा—तेन हि निवर्तय पूर्वगतान् वनग्राहिणः । यथा न मे सैनिकास्तपोवनमुपरुन्धन्ति तथा निषेद्धव्याः । पश्य ।

शमप्रधानेषु तपोधनेषु
गूढं हि दाहात्मकमस्ति तेजः ।
स्पर्शानुकूला इव सूर्यकान्ता-
स्तदन्यतेजोऽभिभवाद्वमन्ति ॥ ७ ॥

सेनापतिः—यदाज्ञापयति स्वामी ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—મૃગયાને વખોડતા માઢવ્યે મને મંદ ઉત્સાહવાળો કર્યો છે.

સેનાપતિ—(બાજુ પર) મિત્ર, વિરોધમાં દૃઢ રહેજે. હું તો મારા સ્વામીની ચિત્તવૃત્તિને અનુસરીશ. (મોટેથી) આ મૂર્ખ ભલે બકતો. ખરેખર, અહીં સ્વામી જ દાખલો છે.

ચરબી ઓછી થવાથી પેટ પાતળું થવાથી શરીર હલકું, થાક સહન કરે તેવું બને છે. પ્રાણીઓના ચિત્તના ભય અને ક્રોધના વિકાર પણ જણાય છે. અને તે બાણ તાકનારનો જ ઉત્કર્ષ છે કે હાલતા નિશાન ઉપર બાણ સફળ થાય છે. મૃગયાને ખોટી રીતે જ વ્યસન કહે છે. આવો વિનોદ ક્યાંથી? (ક્યાંથી મળવાનો?) (૫)

વિદૂષક—અરે, આઘો જા ઓ ઉત્સાહ બતાવનારા! મહારાજશ્રી કુદરતી સ્થિતિ પામ્યા છે. તું તો એક જંગલથી બીજે જંગલ ભટકતો (હોઈશ ત્યારે) મનુષ્યના નાકની ઇચ્છા રાખતા કોઈ એક બુઢ્ઢા રીંછના મુખમાં પડીશ.

રાજા—ભલા સેનાપતિ, અમે આશ્રમની નજીકમાં મુકામ રાખી રહ્યા છીએ. તેથી તમારું બોલવું હું પસંદ કરતો નથી. આજે તો—

વારે વારે શિંગડાથી ઊછાળાતા તળાવના પાણીમાં મહિષો ભલે નહાય, છાયામાં ટોળે મળીને બેઠેલા મૃગના જૂથને વાગોળવા દો. ડુક્કરોની હાર ખાબોચિયામાં મુસ્તા ઘાસ નિરાંતે ભલે ખોદે. અને દોરીની પકડ ઢીલી છે તેવું આ અમારું ધનુષ્ય ભલે આરામ કરે. (૬)

સેનાપતિ—જે સ્વામીને ગમે તે.

રાજા—ઠીક ત્યારે, આગળ ગયેલા જંગલ ઘેરનારાઓને પાછા બોલાવો. મારા સૈનિકો જેમ તપોવનને હરકત કરે નહિ તેમ તાકીદ આપો જુઓ—

શાંતિપ્રધાન મુનિઓમાં ખરેખર ગૂઢ બાળી નાખે તેવું તેજ હોય છે. સ્પર્શને અનુકૂળ સૂર્યકાન્તોની માફક પરાયા તેજથી થતા તિરસ્કારથી (તેઓ) તે (તેજ) બહાર કાઢે છે. (૭)

સેનાપતિ—જેવી મહારાજની આજ્ઞા.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



विदूषकः—गच्छ भो दासीएपुत्त। धंसिदो दे उच्छाहवुत्तन्तो। [ गच्छ भो दास्याःपुत्र । ध्वंसितस्ते उत्साहवृत्तान्तः । ] ( निष्क्रान्तः सेनापतिः )

राजा—( परिजनं विलोक्य ) अपनयन्तु भवत्यो मृगयावेशम् । रैवतक, त्वमपि स्वं नियोगमशून्यं कुरु ।

परिजनः—जं देवो आणवेदि । [ यद्देव आज्ञापयति । ] ( निष्क्रान्तः )

विदूषकः—किदं भवदा णिम्मच्छिअं । संपद एदस्सिं पादवच्छाआए अविरललदाविदाणसणाथे शिलाअले णिसीददु भवं, जाव अहं वि सुहासीणो होमि [ कृतं भवता निर्मक्षिकम् । सांप्रतमेतस्यां पादपच्छायायामविरललतावितानसनाथे शिलातले निषीदतु भवान्, यावदहमपि सुखासीनो भवामि ]

राजा—गच्छाग्रतः ।

विदूषकः—एदु भवं । [ एतु भवान् । ] ( उभौ परिक्रम्योपविष्टौ )

राजा—माढव्य, अनवाप्तचक्षुःफलोऽसि येन त्वया दर्शनीयं न दृष्टम् ।

विदूषकः—णं भवं अग्गदो मे वट्टदि । [ ननु भवानग्रतो मे वर्तते । ]

R.C. राजा—सर्वः कान्तमात्मीयं पश्यति । अहं तु तामाश्रमललामभूतां शकुन्तलामधिकृत्य ब्रवीमि ।

विदूषकः—( स्वगतम् ) होदु । से अवसरं ण दाइस्सं । ( प्रकाशम् ) भो वअस्स, ते तावसकण्णआ अब्भत्थणीआ दीसदि । [ ( स्वगतम् ) भवतु अस्यावसरं न दास्ये। ( प्रकाशम् ) भो वयस्य, ते तापसकन्यकाभ्यर्थनीया दृश्यते । ]

राजा—सखे, न परिहार्ये वस्तुनि पौरवाणां मनः प्रवर्तते ।

सुरयुवतिसंभवं किल मुनेरपत्यं तदुज्झिताधिगतम् ।
अर्कस्योपरि शिथिलं च्युतमिव नवमालिकाकुसुमम् ॥ ८॥

विदूषकः—( विहस्य ) जह कस्स वि पिण्डखज्जूरेहिं उव्वेजिदस्स तिन्तिणीए अहिलासो भवे, तह इत्थिआरअणपरिभोइणो भवदो इअ अब्भत्थणा। [ यथा कस्यापि पिण्डखर्जूरैरुद्वेजितस्य तिन्तिण्यामभिलाषो भवेत् तथा स्त्रीरत्नपरिभोगिणो भवत इयमभ्यर्थना । ]

राजा—न तावदेनां पश्यसि येनैवमवादीः ।

विदूषकः—तं क्खु रमणिज्जं जं भवदो वि विह्मअं उप्पादेदि । [ तत् खलु रमणीयं यद्भवतोऽपि विस्मयमुत्पादयति । ]

राजा—वयस्य, किं बहुना ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વિદૂષક—આઘો જા દાસીપુત્ર, તારી ઉત્સાહની વાત કપાઈ ગઈ. ( સેનાપતિ જાય છે. )

રાજા—( પરિજનો તરફ જોઈ ને ) તમે શિકારનો વેશ કાઢી નાખો. રૈવતક, તું પણ તારી જગ્યાએ જા.

પરિજન—જેવો મહારાજનો હુકમ. ( જાય છે. )

વિદૂષક—આપે (બધી) માખીઓ ઉરાડી દીધી. હવે આ વૃક્ષની છાયા નીચે એકબીજાથી ધાડી ગૂંથાયેલી વેલોના છત્રવાળા પથ્થર ઉપર આપ બેસો કે જેથી હું પણ સ્વસ્થતાથી બેસી શકું.

રાજા—તું આગળ ચાલ.

વિદૂષક—આપ આવો. ( બંને ત્યાં જઈ બેસે છે. )

રાજા—માઢવ્ય, ( તારી ) આંખોનું ફળ તને મળ્યું નથી કારણ જોવાલાયક તેં જોયું નથી.

વિદૂષક—કેમ વળી ! આપશ્રી મારી સામે જ છો.

રાજા—સહુને પોતાનું સારું લાગે પણ હું પેલી આશ્રમના શણગાર રૂપ શકુન્તલાને અનુલક્ષીને કહું છું.

વિદૂષક—(સ્વગત) ઠીક. હું તેને તક નહિ આપું. ( મોટેથી ) અરે મિત્ર, લાગે છે કે તમે મુનિકન્યાને પરણવા માગો છો.

રાજા—ભાઈ, પુરુના વંશજોનું મન ત્યાજ્ય વસ્તુ તરફ ઢળતું નથી.
નવમાલિકાનું ફૂલ છૂટું પડેલું આકડા ઉપર પડે તેમ તે મુનિની
કન્યા, મેં સાંભળ્યું છે તેમ ( किल ) અપ્સરાથી જન્મેલી,
ત્યજાયેલી મળેલી છે. ( ૮ )

વિદૂષક—( હસીને ) જેમ કોઈ મજાના ખજૂરથી કંટાળી આમલીની ઈચ્છા કરે તેમ સ્ત્રીરત્નો ભોગવતા તમારી આ ઈચ્છા ( છે. )

રાજા—તું એને ખરેખર જોતો નથી તેથી આમ બોલ્યો.

વિદૂષક—તે ખરેખર રમણીય છે કે તમને પણ વિસ્મય પમાડે છે.

રાજા—મિત્ર, વધુ શા માટે ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा
रूपोच्चयेन मनसा विधिना कृता नु ।
स्त्रीरत्नसृष्टिरपरा प्रतिभाति सा मे
धातुर्विभुत्वमनुचिन्त्य वपुश्च तस्याः ॥ ९ ॥

**विदूषकः**—जइ एव्वं पच्चादेसो दाणिं रूववदीणं । [ यद्येवं प्रत्यादेश इदानीं रूपवतीनाम् । ]

**राजा**—इदं च मे मनसि वर्तते ।

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै-
रनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥ १० ॥

**विदूषकः**—तेण हि लहु परित्ताअदु णं भवं । मा कस्स वि तवस्सिणो इङ्गुदीतेल्लचिक्कणसीसस्स हत्थे पडिस्सदि । [ तेन हि लघु परित्रायतामेनां भवान् । मा कस्यापि तपस्विन इङ्गुदीतैलचिक्कणशीर्षस्य हस्ते पतिष्यति

**राजा**—परवती खलु तत्रभवती । न च संनिहितोऽत्र गुरुजनः ।

**विदूषकः**—अध भवन्तं अन्तरेण कीदिसो से दिट्ठिराओ । [ अथ भवन्तमन्तरेण कीदृशस्तस्या दृष्टिरागः । ]

**राजा**—निसर्गादेवाप्रगल्भस्तपस्विकन्याजनः । तथापि तु

अभिमुखे मयि संहृतमीक्षितं
हसितमन्यनिमित्तकृतोदयम् ।
विनयवारितवृत्तिरतस्तया
न विवृतो मदनो न च संवृतः ॥ ११ ॥

**विदूषकः**—ण क्खु दिट्ठमेत्तस्स तुह अङ्कं समारोहदि । [ न खलु दृष्टमात्रस्य तवाङ्कं समारोहति । ]

**राजा**—मिथःप्रस्थाने पुनः शालीनतयापि काममाविष्कृतो भावस्तत्रभवत्या । तथाहि

दर्भाङ्कुरेण चरणः क्षत इत्यकाण्डे
तन्वी स्थिता कतिचिदेव पदानि गत्वा ।
आसीद् विवृत्तवदना च विमोचयन्ती
शाखासु वल्कलमसक्तमपि द्रुमाणाम् ॥ १२ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બ્રહ્માએ ચિત્રમાં આલેખીને (પછી) તેમાં જીવ મૂક્યો હોય; કે કાં તો રૂપના જથ્થાથી મનથી નીરમી હોય; બ્રહ્માની શક્તિ અને તેના શરીરનો વિચાર કરતાં તે મને જુદું જ સ્ત્રીરત્નનું સર્જન લાગે છે. (૯)

વિદૂષક--જો એમ હોય તો હવે રૂપવતીઓ ઝાંખી પડી છે.

રાજા--મારા મનમાં પણ આ છે.

તે અનવદ્ય રૂપ—નહિ સૂંઘાયેલું પુષ્પ, નખથી નહિ ચૂંટેલી કુળી, અણવીંધ્યું મોતી, નવું સ્વાદ ન ચાખેલું મધ, અને જાણે પુણ્યોનું અખંડ ફળ છે. હું જાણતો નથી, અહીં બ્રહ્મા કોણ ભોગવનાર પાસે જશે? (૧૦)

વિદૂષક--ત્યારે એને ખરેખર આપ જલદી બચાવો. ઈંગુદી તેલથી ચીકણા માથાવાળા કોઈક જોગટાના હાથમાં ન પડે.

રાજા—તે ખરેખર પરવશ છે. વળી વડીલ અહીં પાસે નથી.

વિદૂષક—ત્યારે આપના તરફ તેના નયનભાવ કેવા હતા?

રાજા—મુનિની કન્યા કુદરતી રીતે જ શરમાળ હોય. છતાં પણ—

જ્યારે હું તેની સામે જોતો ત્યારે તે દૃષ્ટિ ખેંચી લેતી. (તેનું) હાસ્ય બીજા કારણથી થતું. એટલે વિનયથી રોકાયેલી વૃત્તિવાળો પ્રેમ તેણે ન ખુલ્લો કર્યો કે ન છાનો રાખ્યો. (૧૧)

વિદૂષક--ખરેખર, જોતાંવેંત તમારા ખોળામાં ન બેસે.

રાજા—વળી (અમારા) પરસ્પર છૂટા પડતા વખત શરમથી પણ તેણે પૂરતી લાગણી બતાવી હતી. કારણ કે,

'પગમાં દર્ભનો કાંટો વાગ્યો' એમ કહી થોડાં જ ડગલાં ચાલીને એકદમ તે તન્વી ઊભી રહી. અને (તેનું) વદન (મારા) તરફ ફેરવીને વૃક્ષોની શાખામાં વલ્કલ નહિ ભરાયેલું તો પણ છૂટું કરતી ઊભી રહી. (૧૨)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



विदूषकः—तेण हि गहीदपाहेओ होहि । किदं तुए उववणं तवोवणं त्ति पेक्खामि । [ तेन हि गृहीतपाथेयो भव । कृतं त्वयोपवनं तपोवनमिति पश्यामि । ]

राजा—सखे, तपस्विभिः कैश्चित् परिज्ञातोऽस्मि । चिन्तय तावत् केनापदेशेन पुनरप्याश्रमपदं गच्छामः ।

विदूषकः—को अवरो अवदेशो । णं भवं राआ । [ कोऽपरोऽपदेशः । ननु भवान् राजा । ]

राजा—ततः किम् ।

विदूषकः—णीवारच्छट्ठभाअं अह्माणं उवहरन्तु त्ति । [ निवारषष्ठभागमस्माकमुपहरन्त्विति । ]

राजा—मूर्ख, अन्यद् भागधेयमेतेषां रक्षणे निपतति, यद् रत्नराशीनपि विहायाभिनन्द्यम् । पश्य ।

यदुत्तिष्ठति वर्णेभ्यो नृपाणां क्षयि तद्धनम् ।
तपःषड्भागमक्षय्यं ददत्यारण्यका हि नः ॥ १३ ॥

( नेपथ्ये । ) हन्त, सिद्धार्थौ स्वः ।

राजा—( कर्णं दत्त्वा ) अये, धीरप्रशान्तः स्वरः । तपस्विभिर्भवितव्यम् । ( प्रविश्य ) दौवारिकः—जेदु जेदु भट्टा । एदे दुवे इसिकुमारआ पडिहारभूमिं उवट्ठिदा । [ जयतु जयतु भर्ता । एतौ द्वौ ऋषिकुमारकौ प्रतीहारभूमिमुपस्थितौ । ]

राजा—तेन ह्यविलम्बितं प्रवेशय तौ ।

दौवारिकः—एसो पवेसेमि । [ एष प्रवेशयामि । ] ( निष्क्रम्य ऋषिकुमाराभ्यां सह प्रविश्य ) इदो इदो भवन्ता । [ इत इतो भवन्तौ । ]

( उभौ राजानं विलोकयतः )

प्रथमः—अहो दीप्तिमतोऽपि विश्वसनीयतास्य वपुषः । अथवोपपन्नमेतदृषिभ्यो नातिभिन्ने राजनि । कुतः ।

अध्याक्रान्ता वसतिरमुनाप्याश्रमे सर्वभोग्ये
रक्षायोगादयमपि तपः प्रत्यहं संचिनोति ।
अस्यापि द्यां स्पृशति वशिनश्चारणद्वन्द्वगीतः
पुण्यः शब्दो मुनिरिति मुहुः केवलं राजपूर्वः ॥ १४ ॥

R.C. Most. I.M.P. S. R.C.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વિદૂષક—ત્યારે ખરેખર ભાથું ભરી લો. તમે તપોવનને ઉપવન બનાવ્યું છે એમ મને લાગે છે.

રાજા—મિત્ર, થોડા મુનિઓ મને ઓળખી ગયા છે. તો વિચાર કર. કયા બહાનાથી ફરીથી આશ્રમ પ્રદેશ તરફ જઇએ ?

વિદૂષક—બીજું શું બહાનું ? ખરેખર તમે રાજા છો.

રાજા—પછી શું ?

વિદૂષક—'નીવારનો છઠ્ઠો ભાગ અમને આપો' એમ (કહીને જાઓ.)

રાજા—મૂરખા, એમના રક્ષણથી બીજો ભાગ મળે છે કે જે રત્નના ઢગલાને પણ છોડીને આવકારવો જોઇએ. જો—

જે ધન રાજાને વર્ણોથી મળે છે તે નાશવંત છે. તપનો છઠ્ઠો અક્ષય ભાગ અમને વનવાસીઓ ખરેખર આપે છે. (૧૩)

(પડદા પાછળ) અરે, આપણો હેતુ પાર પડયો.

રાજા—(કાન માંડીને) અરે! (કેવો) ગંભીર શાંત અવાજ! ઋષિઓ હોવા જોઈએ.

(પ્રવેશ કરીને) દ્વારપાલ—જય થાઓ, સ્વામીનો જય થાઓ. આ, બે ઋષિકુમારો દ્વાર ઉપર આવ્યા છે.

રાજા—તો તેમને ખરેખર વિલંબ વગર પ્રવેશ કરાવ.

દ્વારપાલ—આ (તેઓને) હાજર કરું. (બહાર જઈને ઋષિકુમારો સાથે આવીને) આ બાજુ, આ બાજુ. શ્રીમાન.

(બંને રાજાને જુએ છે)

પ્રથમ—અહો! તેજસ્વી છતાં આનું શરીર કેવું વિશ્વસનીય છે? અથવા ઋષિઓ કરતાં બહુ જુદા નથી તે રાજામાં આ યોગ્ય છે. કારણ,

બધાને ભોગવવા લાયક આશ્રમમાં આણે પણ વાસ કર્યો છે. રક્ષણયોગથી આ પણ દરરોજ તપ એકઠું કરે છે. ચારણ દંદ્વોથી ગવાતો આનો સંયમીનો પણ, આગળ માત્ર 'રાજ' છે એવો 'મુનિ' એ પુણ્ય શબ્દ, વારંવાર સ્વર્ગને સ્પર્શે છે. (૧૪)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



द्वितीयः--गौतम, अयं स बलभित्सखो दुष्यन्तः ।

प्रथमः--अथ किम् ।

द्वितीयः--तेन हि

नैतच्चित्रं यदयमुदधिश्यामसीमां धरित्री-
मेकः कृत्स्नां नगरपरिघप्रांशुबाहुर्भुनक्ति ।
आशंसन्ते समितिषु सुरा बद्धवैरा हि दैत्यै-
रस्याधिज्ये धनुषि विजयं पौरुहूते च वज्रे ॥ १५॥

उभौ—( उपगम्य ) विजयस्व राजन् ।

राजा--( आसनादुत्थाय ) अभिवादये भवन्तौ ।

उभौ--स्वस्ति भवते । ( फलान्युपहरतः )

राजा—( सप्रणामं परिगृह्य ) आज्ञामिच्छामि ।

उभौ--विदितो भवानाश्रमसदामिहस्थः । तेन भवन्तं प्रार्थयन्ते--

राजा--किमाज्ञापयन्ति ।

उभौ--तत्रभवतः कण्वस्य महर्षेरसांनिध्याद् रक्षांसि न इष्टिविघ्नमुत्पादयन्ति। तत् कतिपयरात्रं सारथिद्वितीयेन भवता सनाथीक्रियतामाश्रम इति ।

राजा--अनुगृहीतोऽस्मि ।

विदूषकः--[ अपवार्य ] एसा दाणिं अणुऊला दे अब्भत्थणा । [ एषेदानीमनुकूला तेऽभ्यर्थना । ]

राजा--( स्मितं कृत्वा ) रैवतक, मद्वचनादुच्यतां सारथिः सबाणासनं रथमुपस्थापयेति ।

दौवारिकः—जं देवो आणवेदि । [ यद्देव आज्ञापयति ! ] ( निष्क्रान्तः )

उभौ--( सहर्षम् )

अनुकारिणि पूर्वेषां युक्तरूपमिदं त्वयि ।
आपन्नाभयसत्रेषु दीक्षिताः खलु पौरवाः ॥ १६ ॥

राजा—( सप्रणामम् ) गच्छतां पुरो भवन्तौ । अहमप्यनुपदमागत एव ।

उभौ--विजयस्व ( निष्क्रान्तौ )

राजा--माढव्य, अप्यस्ति शकुन्तलादर्शने कुतूहलम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બીજો—ગૌતમ, આ તે ઇન્દ્રનો મિત્ર દુષ્યન્ત ?
પ્રથમ—હા તે જ.
બીજો—ત્યારે ખરેખર,

એ નવાઈ નથી કે શહેરના દરવાજાના પહોળા ઉલાળા જેવા હાથવાળો આ એકલો સમુદ્રને લીધે કાળી સીમાવાળી આખી પૃથ્વી ભોગવે છે. અસુરો જોડે જેને વેર બંધાયું છે તેવા દેવો યુદ્ધમાં ખરેખર એના ખેંચાયેલા ધનુષ્ય ઉપર અને ઇન્દ્રના વજ્ર ઉપર વિજયની આશા રાખે છે. (૧૫)

બંને—(પાસે જઈને) વિજય થાઓ, રાજન્.
રાજા—(આસન ઉપરથી ઊઠીને) આપ બંનેને વંદન કરું છું.
બંને—આપનું કલ્યાણ થાઓ. (ફળ ભેટ ધરે છે.)
રાજા—(પ્રણામ સાથે, સ્વીકારીને) આજ્ઞા ઇચ્છું છું.
બંને—અહીં રહેતા આપને આશ્રમવાસીઓ જાણે છે. તેથી આપને વિનંતિ કરે છે—
રાજા—શું આજ્ઞા કરે છે ?
બંને—'પૂજ્ય મહર્ષિ કણ્વ પાસે નથી તેથી દાનવો અમારા યજ્ઞકાર્યમાં વિઘ્ન નાખે છે. તેથી સારથિસહિત આપ થોડા દિવસ આશ્રમમાં ગાળો' એમ.
રાજા—મારા ઉપર કૃપા થઈ
વિદૂષક—(બાજુ પર) આ હવે તમારી અનુકૂળ યાચના છે.
રાજા—(હસીને) રૈવતક, 'ધનુષ્ય સાથે રથ લાવ' એમ મારા વચનથી સારથિને કહે.
દ્વારપાળ—જેવી દેવની આજ્ઞા (બહાર જાય છે.)
બંને—(હર્ષ સાથે)

પૂર્વજોનું અનુકરણ કરતા તમને આ અત્યંત યોગ્ય છે. દુઃખીને અભય (આપવા) ના યજ્ઞમાં ખરેખર પૌરવો દીક્ષા પામ્યા છે. (૧૬)

રાજા—(પ્રણામ કરીને) આપ આગળ જાઓ હું પણ તમારે પગલે (તરત) જ આવું છું.
બંને—વિજય થાઓ (જાય છે).
રાજા—માઢવ્ય, શકુન્તલાને જોવાની આતુરતા છે ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**विदूषकः**—पढमं सपरिवाहं आसि । दाणिं रक्खसवुत्तन्तेण बिन्दूवि णावसेसिदो। [ प्रथमं सपरिवाहमासीत् । इदानीं राक्षसवृत्तान्तेन बिन्दुरपि नावशेषितः ]

**राजा**—मा भैषीः । ननु मत्समीपे वर्तिष्यसे ।

**विदूषकः**—एस रक्खसादो रक्खिदो म्हि । [ एष राक्षसाद् रक्षितोऽस्मि । ]

( प्रविश्य ) **दौवारिकः**—सज्जो रधो भट्टिणो विजअप्पत्थाणं अवेक्खदि। एस उण णअरादो देवीणं आणत्तिहरओ करभओ आअदो। [ सज्जो रथो भर्तुर्विजयप्रस्थानमपेक्षते । एष पुनर्नगराद् देवीनामाज्ञप्तिहरः करभकः आगतः ]

**राजा**—( सादरम् ) किमम्बाभिः प्रेषितः ।

**दौवारिकः**—अह इं । [ अथ किम् । ]

**राजा**—ननु प्रवेश्यताम् ।

**दौवारिकः**—तह [ तथा ] ( निष्क्रम्य करभकेण सह प्रविश्य ) एसो भट्टा । उवसप्प । [ एष भर्ता । उपसर्प । ]

**करभकः**—जेदु जेदु भट्टा । देवी आणवेदि । आआमिणि चउत्थदिअहे पुत्तपिण्डपालणो णाम उववासो भविस्सदि । तहिं दीघाउणा अवस्सं संभाविदव्व त्ति । [ जयतु जयतु भर्ता। देव्याज्ञापयति । आगामिनि चतुर्थदिवसे पुत्रपिण्डपालनो नामोपवासो भविष्यति । तत्र दीर्घायुषावश्यं संभावनीयेति।]

**राजा**—इतस्तपस्विकार्यम् । इतो गुरुजनाज्ञा । द्वयमप्यनतिक्रमणीयम् । किमत्र प्रतिविधेयम् ।

**विदूषकः**—तिसङ्कू विअ अन्तराले चिट्ठ । [ त्रिशङ्कुरिवान्तराले तिष्ठ । ]

**राजा**—सत्यमाकुलीभूतोऽस्मि ।

> कृत्ययोर्भिन्नदेशत्वाद् द्वैधीभवति मे मनः ।
> पुरः प्रतिहतं शैले स्रोतः स्रोतोवहो यथा ॥ १७ ॥

( विचिन्त्य ) सखे, त्वमम्बया पुत्र इति प्रतिगृहीतः । अतो भवानितः प्रतिनिवृत्य तपस्विकार्यव्यग्रमानसं मामावेद्य तत्रभवतीनां पुत्रकृत्यमनुष्ठातुमर्हति ।

**विदूषकः**—ण क्खु मं रक्खोभीरुअं गणेसि । [ न खलु मां रक्षोभीरुकं गणयसि । ]

**राजा**—( सस्मितम् ) भो महाब्राह्मण । कथमेतद् भवति संभाव्यते ।

**विदूषकः**—जह राआणुएण गन्तव्वं तह गच्छामि । [ यथा राजानुजेन गन्तव्यं तथा गच्छामि । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વિદૂષક—પહેલાં ઘણી હતી. હવે રાક્ષસના વૃત્તાન્તથી છાંટો પણ નથી રહી.

રાજા—બીશ નહિ. ખરેખર (તું) મારી પાસે રહીશ.

વિદૂષક—આ, હું રાક્ષસથી બચી ગયો.

(પ્રવેશ કરીને) દ્વારપાળ—રથ તૈયાર છે (અને) સ્વામીના વિજય માટે ઉપડવાની રાહ જુએ છે. જ્યારે આ, દેવીની આજ્ઞા લઈને નગરમાંથી કરભક આવ્યો છે.

રાજા—(આદર સહિત) શું માતુશ્રીએ મોકલ્યો છે?

દ્વારપાળ—હાજી.

રાજા—ઠીક, એને પ્રવેશ કરાવ.

દ્વારપાળ—બહુ સારું. (બહાર જઈને કરભક સાથે પ્રવેશ કરીને) આ રહ્યા મહારાજ. પધારો.

કરભક—જય થાઓ. મહારાજનો જય થાઓ. દેવી આજ્ઞા આપે છે 'આજથી ચોથા દિવસે પુત્રપિણ્ડપાલન નામનો ઉપવાસ છે. તે સમયે આયુષ્માને ત્યાં ચોક્કસ હાજર રહેવું' એમ.

રાજા—આમ તપસ્વીકાર્ય, આમ વડીલની આજ્ઞા. બંને લોપાય નહિ તેવાં છે. અહીં શું કરવું?

વિદૂષક—ત્રિશંકુની માફક વચ્ચે રહો.

રાજા—હું ખરેખર ગૂંચવાયો છું.

આગળ રહેલા ખડક ઉપર અથડાવાથી જેમ નદીનો પ્રવાહ,
તેમ બંને કાર્યોના જુદાં જુદાં ક્ષેત્રોથી મારું મન દ્વિધા
થાય છે. (૧૭)

(વિચાર કરીને) મિત્ર, માતાએ તને પુત્ર જેવો ગણ્યો છે. તેથી અહીંથી પાછો જઈને તપસ્વીકાર્યમાં રોકાયેલા મનવાળા એવા મારું નિવેદન કરીને તેમનું પુત્રનું કાર્ય બજાવવું તને યોગ્ય છે.

વિદૂષક—ખરેખર, (તમે) મને રાક્ષસોથી ડરી ગયેલો નથી ધારતા.

રાજા—(હસીને) અરે મહાબ્રાહ્મણ! તમારે માટે એ કેમ સંભવે?

વિદૂષક—જેમ રાજાનો નાનો ભાઈ જાય તેમ જઈશ.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—ननु तपोवनोपरोधः परिहरणीय इति सर्वानानुयात्रिकांस्त्वयैव सह प्रस्थापयामि ।

विदूषकः—तेण हि जुवराओ ह्मि दाणिं संवुत्तो । [ तेन हि युवराजोऽस्मीदानीं संवृत्तः । ]

राजा—( स्वगतम् ) चपलोऽयं वटुः । कदाचिदस्मत्प्रार्थनामन्तःपुरेभ्यः कथयेत् । भवतु । एनमेवं वक्ष्ये । ( विदूषकं हस्ते गृहीत्वा । प्रकाशम् ) वयस्य, ऋषिगौरवादाश्रमं गच्छामि । न खलु सत्यमेव तापसकन्यकायां ममाभिलाषः । पश्य ।

क्व वयं क्व परोक्षमन्मथो
मृगशावैः सममेधितो जनः ।
परिहासविजल्पितं सखे
परमार्थेन न गृह्यतां वचः ॥ १८ ॥

R.C. Sec 012 8709

विदूषकः—अह इं । [ अथ किम् । ]

( निष्क्रान्ताः सर्वे )

इति द्वितीयोऽङ्कः ।

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—વારૂ. તપોવનની હરકત દૂર કરવી જોઇએ એમ કરી બધા સૈનિકોને તારી જ સાથે મોકલું છું.

વિદૂષક—તો તો હું ખરેખર હવે યુવરાજ થઈ ગયો.

રાજા—(સ્વગત) આ ભાઇસાહેબ ચપળ છે. કદાચ અમારી પ્રાર્થના (પ્રેમની વાત) અન્તઃપુરમાં કહી દે. ઠીક, એને આમ કહીશ (વિદૂષકનો હાથ પકડીને) (મોટેથી) ઓ મિત્ર, ઋષિઓના માનથી હું આશ્રમમાં જાઉં છું. મુનિકન્યા માટે ખરેખર, મને સાચું જ ઇચ્છા નથી.

જો—

કયાં હું ? કયાં મૃગબાળ સાથે ઊછરેલી પ્રેમથી અજ્ઞ માણસ (છોકરી) ? ઓ મિત્ર, મશ્કરીમાં બકેલું વચન સાચું માનીશ નહિ. (૧૮)

વિદૂષક—જરૂર.

(બધા જાય છે.)

બીજો અંક સમાપ્ત

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# तृतीयोऽङ्कः

( ततः प्रविशति यजमानशिष्यः )

शिष्यः—( कुशानादाय ) अहो महानुभावः पार्थिवो दुष्यन्तः । येन प्रविष्टमात्र एवाश्रमं तत्रभवति राजनि निरुपप्लवानि नः कर्माणि संवृत्तानि ।

का कथा बाणसंधाने ज्याशब्देनैव दूरतः
हुंकारेणेव धनुषः स हि विघ्नानपोहति ॥ १ ॥

यावदिमान् वेदिसंस्तरणार्थं दर्भानृत्विग्भ्य उपहरामि । ( परिक्रम्यावलोक्य च । आकाशे ) प्रियंवदे, कस्येदमुशीरानुलेपनं मृणालवन्ति च नलिनीपत्राणि नीयन्ते । ( श्रुतिमभिनीय । ) किं ब्रवीषि । आतपलङ्घनाद्बलवदस्वस्था शकुन्तला । तस्याः शरीरनिर्वापणायेति । तर्हि प्रियंवदे यत्नादुपचर्यताम् । सा खलु भगवतः कुलपतेरुच्छ्वसितम् । अहमपि तावद्वैतानिकं शान्त्युदकमस्यै गौतमीहस्ते विसर्जयिष्यामि । ( निष्क्रान्तः )

इति विष्कम्भकः

( ततः प्रविशति कामयमानावस्थो राजा )

राजा—( निःश्वस्य )

जाने तपसो वीर्यं, सा बाला परवतीति मे विदितम् ।
अलमस्मि ततो हृदयं तथापि नेदं निवर्तयितुम् ॥ २ ॥

( मदनबाधां निरूप्य ) भगवन् कुसुमायुध, त्वया चन्द्रमसा च विश्वसनीयाभ्यामतिसंधीयते कामिजनसार्थः । कुतः ।

तव कुसुमशरत्वं शीतरश्मित्वमिन्दो-
र्द्वयमिदमयथार्थं दृश्यते मद्विधेषु ।
विसृजति हिमगर्भैरग्निमिन्दुर्मयूखै-
स्त्वमपि कुसुमबाणान् वज्रसारीकरोषि ॥ ३ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## અંક ૩

( પછી યજમાનનો શિષ્ય પ્રવેશ કરે છે. )

શિષ્ય—( કુશ ઘાસ ભેગું કરે છે. ) અહો ! રાજા દુષ્યન્ત બહુ પ્રભાવવાળા છે. કેમકે તે રાજા આશ્રમમાં પ્રવેશતાં વેંત જ અમારાં ( યજ્ઞ ) કર્મ અભય થયાં છે.

દૂરથી ધનુષ્યના ટંકારથી જ, જાણે (ધનુષ્યના) 'હુંકાર'થી જ
તો ખરેખર વિઘ્નો દૂર કરે છે. બાણ તાકવાની તો ક્યાં વાત? (૧)

હું જરા યજ્ઞની વેદિ ઉપર પાથરવાનું આ દર્ભ (ઘાસ) હોતાઓ માટે લઈ જાઉં. (આમતેમ ફરીને) (જોઈને) (આકાશ તરફ) પ્રિયંવદા, આ દાંડીવાળાં કમળનાં પાંદડાં અને આતપવિરોધક લેપ કોને માટે લઈ જાય છે? ( સાંભળતો હોય તેમ દેખાવ કરીને ) શું કહે છે? 'તાપ લાગવાથી શકુન્તલા ખૂબ અસ્વસ્થ છે. તેના શરીરને ઠંડક આપવા' એમ? તો તો ઓ પ્રિયંવદા, સંભાળપૂર્વક માવજત કરજે. તે ખરેખર ભગવાન કુલપતિનો પ્રાણ છે. દરમિયાન હું પણ યજ્ઞનું શાંતિ આપે તેવું પાણી તેને ગૌતમી દ્વારા મોકલીશ.

( જાય છે. )

### વિષ્કમ્ભક સમાપ્ત

( પછી કામપીડિત રાજા પ્રવેશ કરે છે. )

રાજા—( નિઃશ્વાસ મૂકીને. )

તપનો પ્રભાવ હું જાણું છું. તે છોકરી પરવશ છે તે મને ખબર છે. છતાં તેના ઉપરથી આ હૃદય હું પાછું વાળી શકતો નથી. (૨)

( પ્રેમનું દુઃખ બતાવીને ) હે ભગવાન કુસુમાયુધ, વિશ્વસનીય એવા તમારાથી અને ચંદ્રથી સમગ્ર કામીજનો ઠગાયા છે. કારણ કે—

તમારું પુષ્પનું બાણ હોવું (તે) અને ચંદ્રને શીતલ કિરણો હોવાં (તે) આ બંને મારા જેવા તરફ સત્ય નીવડ્યાં (જણાયાં) નથી. હિમગર્ભ કિરણોથી ચંદ્ર અગ્નિ વરસાવે છે. તમે પણ પુષ્પબાણો, વજ્રસમાં બળવાળાં કરો છો. (૩)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



भगवन् कामदेव न ते मय्यनुक्रोशः । कुतश्च ते कुसुमायुधस्य सतस्तैक्ष्ण्यमेतत् । ( विचिन्त्य ) आँ ज्ञातम् ।

अद्यापि नूनं हरकोपवह्नि-
स्त्वयि ज्वलत्यौर्व इवाम्बुराशौ ।
त्वमन्यथा मन्मथ मद्विधानां
भस्मावशेषः कथमित्थमुष्णः ॥ ४ ॥

अथवा

अनिशमपि मकरकेतुर्मनसो रुजमावहन्नभिमतो मे ।
यदि मदिरायतनयनां तामधिकृत्य प्रहरतीति ॥ ५ ॥

( सखेदं परिक्रम्य ) क्व नु खलु संस्थिते कर्मणि सदस्यैरनुज्ञातः खिन्नमात्मानं विनोदयामि । ( निःश्वस्य ) किं नु खलु मे प्रियादर्शनादृते शरणमन्यत् । यावदेनामन्विष्यामि । ( सूर्यमवलोक्य ) इमामुग्रातपवेलां प्रायेण लतावलयवत्सु मालिनीतीरेषु ससखीजना शकुन्तला गमयति । तत्रैव तावद्गच्छामि । ( परिक्रम्य स्पर्शसुखं रूपयित्वा ) अहो प्रवातसुभगोऽयमुद्देशः

शक्यमरविन्दसुरभिः कणवाही मालिनीतरङ्गाणाम् ।
अङ्गैरनङ्गतप्तैरविरलमालिङ्गितुं पवनः ॥ ६ ॥

( परिक्रम्यावलोक्य च ) अस्मिन् वेतसपरिक्षिप्ते लतामण्डपे संनिहितया तया भवितव्यम् । तथा हि ।

अभ्युन्नता पुरस्तादवगाढा जघनगौरवात् पश्चात् ।
द्वारेऽस्य पाण्डुसिकते पदपङ्क्तिर्दृश्यतेऽभिनवा ॥ ७ ॥

यावद्विटपान्तरेणावलोकयामि । ( परिक्रम्य तथा कृत्वा । सहर्षम् ) अये, लब्धं नेत्रनिर्वाणम् । एषा मे मनोरथप्रियतमा सकुसुमास्तरणं शिलापट्टमधिशयाना सखीभ्यामन्वास्यते । भवतु । श्रोष्याम्यासां विस्रम्भकथितानि । ( विलोकयन् स्थितः )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ભગવાન્ પુષ્પધન્વા, તને મારા તરફ દયા નથી. તું કુસુમાયુધ છે છતાં તારી આ ક્રૂરતા ક્યાંથી ( વિચારીને ) હં...સમજાયું.

જેમ ઔર્વ સમુદ્રમાં તેમ તારામાં હજી પણ શંકરના કોપ રૂપી અગ્નિ પ્રજ્વળે છે. નહિ તો હે મન્મથ, જેના અવશેષ માત્ર ભસ્મ છે તેવો તું મારા જેવા તરફ આટલો ઉષ્ણ કેમ છે ? (૪)

અથવા જો તે મદિરાક્ષીને અનુલક્ષીને મારે છે એમ હોય તો મારા મનને કાયમ દુઃખ કરાવતો હોવા છતાં, પુષ્પ-ધન્વા મને માન્ય છે. (૫)

(થાકથી ફરીને) કર્મ પૂરાં થઈ જવાથી યજ્ઞ કર્મચારીઓ વડે જવા માટે રજા અપાયેલો હું, થાકેલા આત્માને ખરેખર ક્યાં વિશ્રાન્તિ આપું ? ( નિસાસો નાખીને ) પ્રિયાનાં દર્શન સિવાય ખરેખર મને બીજો કયો આશ્રય હોઈ શકે ? જરા એને શોધું. (સૂર્ય તરફ જોઈને) આવા અત્યંત તાપના વખતે સખીઓ સાથે શકુન્તલા ઘણુંખરું માલિનીને કિનારે કે જ્યાં લતામંડપો છે ત્યાં વખત ગાળે છે. તેથી ત્યાં જ જાઉં. (આમતેમ ચાલીને સ્પર્શસુખ દાખવીને.) અહો ! આ વિભાગ તેની હવાને લીધે કેવો સુંદર છે ?

કામથી તપ્ત અવયવોથી માલિનીનાં મોજાંના કણવાળો (અને) કમળની સુગન્ધિવાળો પવન ગાઢ રીતે સ્પર્શવો શક્ય છે (૬)

(બાજુ પર ફરીને અને જોઇને) આ નેતરની વાડવાળા લતામંડપમાં પાસે તે હોવી જોઈએ. કારણ કે—

આના સફેદ રેતીવાળા દ્વારમાં આગલા ભાગમાં અદ્ધર અને નિતંબના ભારથી પાછલા ભાગમાં દબાયેલાં તાજાં પગલાંની હાર દેખાય છે. (૭)

તો હું ડાળીઓની ઓથમાં રહીને જોઇશ. ( આજુબાજુ ફરીને તેમ કરીને—સહર્ષ ) અહો ! આંખોનો પરમ આનંદ મળી ગયો ! અહીં, ફૂલના આચ્છાદનવાળી પથ્થરની શિલા ઉપર સૂતેલી મારી મનોરથની પ્રિયતમા સખીઓથી સેવાય છે. વારુ એમની ખાનગી વાતો સાંભળીશ.

( જોતો ઊભો રહે છે. )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( ततः प्रविशति यथोक्तव्यापारा सह सखीभ्यां शकुन्तला )

**सख्यौ**—( उपवीज्य सस्नेहम् ) हला सउन्दले, अवि सुहेदि दे णलिणीपत्तवादो [ हला शकुन्तले, अपि सुखयति ते नलिनीपत्रवातः । ]

**शकुन्तला**—किं वीअअन्ति मं सहीओ । [ किं वीजयतो मां सख्यौ ]

( सख्यौ विषादं नाटयित्वा परस्परमवलोकयतः )

**राजा**—बलवदस्वस्थशरीरा शकुन्तला दृश्यते । ( सवितर्कम् ) तत् किमयमातपदोषः स्यात्, उत यथा मे मनसि वर्तते । ( साभिलाषं निर्वर्ण्य ) अथवा कृतं संदेहेन ।

**स्तनन्यस्तोशीरं प्रशिथिलमृणालैकवलयं**
**प्रियायाः साबाधं किमपि कमनीयं वपुरिदम् ।**
**समस्तापः कामं मनसिजनिदाघप्रसरयो—**
**र्न तु ग्रीष्मस्यैवं सुभगमपराद्धं युवतिषु ॥ ८ ॥**

**प्रियंवदा**—( जनान्तिकम् ) अणसूए, तस्स राएसिणो पढमदंसणादो आरहिअ पज्जुस्सुआ विअ सउन्दला । किंणु क्खु से तण्णिमित्तो अअं आतङ्को भवे । [ ( जनान्तिकम् ) अनसूये, तस्य राजर्षेः प्रथमदर्शनादारभ्य पर्युत्सुकेव शकुन्तला । किं नु खलु अस्यास्तन्निमित्तोऽयमातङ्को भवेत् ।

**अनसूया**—सहि, ममवि ईदिसी आसङ्का हिअअस्स । होदु । पुच्छिस्सं दाव णं । ( प्रकाशम् ) सहि पुच्छिदव्वासि किंपि । बलवं क्खु दे सदावो । [ सखि, ममापीदृश्याशङ्का हृदयस्य । भवतु । प्रक्ष्यामि तावदेनाम् । ( प्रकाशं ) सखि प्रष्टव्यासि किमपि । बलवान् खलु ते संतापः । ]

**शकुन्तला**—( पूर्वार्धेन शयनादुत्थाय ) हला किं वत्तुकामासि । [ हला, किं वक्तुकामासि । ]

**अनसूया**—हला, सउन्दले, अणब्भन्तरा क्खु अह्म मदणगदस्स वुत्तन्तस्स । किंदु जादिसी इतिहासणिबन्धेसु कामअमाणाणं अवत्था सुणीअदि तादिसीं दे पेक्खामि । कहेहि । किंणिमित्तं दे संदावो । विआरं क्खु परमत्थदो अजाणिअ अणारम्भो पडिआरस्स । [ हला शकुन्तले, अनभ्यन्तरे खल्वावां मदनगतस्य वृत्तान्तस्य । किंतु यादृशीतिहासनिबन्धेषु कामयमानानामवस्था श्रूयते तादृशीं तव पश्यामि । कथय । किंनिमित्तं संतापः । विकारं खलु परमार्थतोऽज्ञात्वानारम्भः प्रतीकारस्य । ]

**राजा**—अनसूयामप्यनुगतो मदीयस्तर्कः । न हि स्वाभिप्रायेण मे दर्शनम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

(પછી ઉપર કહ્યા પ્રમાણે કામ કરતી સખીઓ સાથે શકુન્તલા દેખાય છે.)

સખીઓ—(પવન નાખીને. સ્નેહથી) અલી શકુન્તલા, તને કમળપત્રનો પવન આનંદ આપે છે કે?

શકુન્તલા—શું સખીઓ મને પવન નાખે છે?

( સખીઓ દુઃખ દર્શાવીને એકબીજા સામું જુએ છે. )

રાજા—શકુન્તલા શરીરે બહુ જ અસ્વસ્થ લાગે છે. ( તર્ક કરીને ) ત્યારે આ શું લૂ (તાપનો દોષ) છે કે મારા મનમાં થાય છે તેમ હશે? ( આશા સાથે તાકીને જોઈને. ) અથવા શંકાથી બસ. (શંકાને કંઈ કારણ નથી )

વક્ષઃસ્થલ ઉપર વાળા લેપવાળું, કમળની દાંડીનું એક કંકણ ઢીલું થઈ ગયું છે તેવું, પ્રિયાનું પીડાતું આ શરીર અવર્ણનીય (રીતે) સુંદર લાગે છે. માન્યું કે કામદેવની અને ગ્રીષ્મ ઋતુના આગમનની પીડા સરખી છે પણ યુવતીઓ તરફની ગ્રીષ્મ ઋતુની ઈજા આટલી સરસ નથી હોતી (૮)

પ્રિયંવદા—(આજુ પર) અનસૂયા, પેલા રાજર્ષિના પ્રથમ દર્શનથી માંડીને શકુન્તલા જાણે અસ્વસ્થ જણાય છે. આની તે નિમિત્તને લીધે ખરેખર આ પીડા ન હોઈ શકે શું?

અનસૂયા—સખી, મારા મનની પણ આવી જ શંકા છે. વારૂ, હું હમણાં તેને પૂછું છું. ( મોટેથી ) બહેન, તને કંઈ પૂછવું છે. તારો સંતાપ ખરેખર બહુ છે.

શકુન્તલા—( પથારીમાં આગળથી અર્ધી બેઠી થઈને ) અલી, શું પૂછવા ઈચ્છે છે?

અનસૂયા—અલી, શકુન્તલા, અમને પ્રેમને લગતી વાતની ખરેખર ખબર નથી. પણ જેવી ઈતિહાસની કૃતિઓમાં પ્રેમથી પીડાયેલાઓની દશા સાંભળી છે તેવી તારી લાગે છે. કહે વારૂ શા કારણથી તારો સંતાપ છે? ખરેખર, રોગને સત્ય રીતે જાણ્યા સિવાય ઉપચાર થઈ શકે નહિ.

રાજા—અનસૂયાને પણ મારો ( ધારેલો ) તર્ક થયો, ખરેખર મારું ધારવું મારા ઈરાદાથી ન હતું.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



शकुन्तला—( आत्मगतम् ) बलवं क्खु मे अहिणिवेसो । दाणिं वि सहसा एदाणं ण सक्कुणोमि णिवेदिदुं । [ ( आत्मगतम् । ) बलवान् खलु मेऽभिनिवेशः । इदानीमपि सहसैतयोर्न शक्नोमि निवेदयितुम् । ]

प्रियंवदा—सहि सउन्दले, सुट्ठु एसा भणादि । किं अत्तणो आतङ्कं उवेक्खसि । अणुदिअहं क्खु परिहीअसि अङ्गेहिं । केवलं लावण्णमई छाआ तुमं ण मुञ्चदि । [ सखि शकुन्तले, सुष्ठ्वेषा भणति । किमात्मन आतङ्कमुपेक्षसे । अनुदिवसं खलु परिहीयसेऽङ्गैः । केवलं लावण्यमयी छाया त्वां न मुञ्चति । ]

राजा—अवितथमाह प्रियंवदा । तथा हि ।

क्षामक्षामकपोलमाननमुरः काठिन्यमुक्तस्तनं
मध्यः क्लान्ततरः प्रकामविनतावंसौ छविः पाण्डुरा ।
शोच्या च प्रियदर्शना च मदनक्लिष्टेयमालक्ष्यते
पत्राणामिव शोषणेन मरुता स्पृष्टा लता माधवी ॥ ९ ॥

शकुन्तला—सहि, कस्स वा अण्णस्स कहइस्सं । आआसइत्तिआ दाणिं वो भविस्सं । [ सखि, कस्य वान्यस्य कथयिष्यामि । आयासयित्रीदानीं वां भविष्यामि । ]

उभे—अदो एव्व क्खु णिब्बन्धो । सिणिद्धजणसंविभत्तं हि दुक्खं सज्झवेदणं होदि । [ अत एव खलु निर्बन्धः । स्निग्धजनसंविभक्तं हि दुःखं सह्यवेदनं भवति । ]

राजा—

पृष्टा जनेन समदुःखसुखेन बाला
नेयं न वक्ष्यति मनोगतमाधिहेतुम् ।
दृष्टो विवृत्य बहुशोऽप्यनया सतृष्ण-
मत्रान्तरे श्रवणकातरतां गतोऽस्मि ॥ १० ॥

शकुन्तला—सहि, जदो पहुदि मम दंसणपहं आअदो सो तवोवणरक्खिदा राएसी–। [ सखि, यतः प्रभृति मम दर्शनपथमागतः स तपोवनरक्षिता राजर्षिः– ] ( अर्धोक्तेन लज्जां नाटयति )

उभे—कधेदु पिअसही । [ कथयतु प्रियसखी ]

शकुन्तला—तदो आरहिअ तग्गदेण अहिलासेण एतदवत्थह्मि संवुत्ता । [ तत आरभ्य तद्गतेनाभिलाषेणैतदवस्थास्मि संवृत्ता । ]

राजा—( सहर्षम् ) श्रुतं श्रोतव्यम् ।

स्मर एव तापहेतुर्निर्वापयिता स एव मे जातः ।
दिवस इवाभ्रश्यामस्तपात्यये जीवलोकस्य ॥ ११ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા—(સ્વગત) મારી પ્રેમની લાગણી ખરેખર બળવાન છે. અત્યારે પણ એકદમ તેમને કહી શકતી નથી.

પ્રિયંવદા—સખી શકુન્તલા, આ બરાબર કહે છે. તારા દર્દની કેમ બેદરકારી રાખે છે? દિવસે દિવસે શરીરે ખરેખર સૂકાતી જાય છે. માત્ર લાવણ્યમય છાયા તને છોડતી નથી.

રાજા—પ્રિયંવદાએ સત્ય કહ્યું. કારણ કે—

તેના મોંના ગાલ અત્યંત બેસી ગયા છે. વક્ષઃસ્થલ સ્તનની કઠિનતા વિહોણું થયું છે. કમર વધારે પાતળી થઇ ગઈ છે. ખભા ખૂબ સરી પડ્યા છે. કાન્તિ ફિક્કી (જણાય) છે. જેમ પાંદડાં સૂકવી નાખતા પવનના લાગવાથી માધવી લતા (લાગે), તેમ પ્રેમથી પીડાતી આ, દયાજનક અને જોવામાં સુંદર જણાય છે. (૯)

શકુન્તલા—સખી, બીજા કોને હું કહી શકીશ? હું તમને હવે દુઃખનું કારણ બનીશ.

બંને—એટલા માટે જ ખરેખર આગ્રહ છે. સ્નેહીજનો સાથે વહેંચાયેલું દુઃખ ખરેખર સહ્ય વેદનાવાળું બને છે.

રાજા—

સુખદુઃખમાં સમભાગી સખીજનો વડે પૂછાયેલી આ બાળા પીડાનું મનમાં રહેલું કારણ નહિ કહે એમ નહિ. ઘણી વખત પાછું ફરીને આશા સાથે આનાથી જોવાયો છું; છતાં આ વખતે સાંભળવામાં થથરી ગયો છું. (૧૦)

શકુન્તલા—સખી, જ્યારથી પેલા તપોવનના રક્ષક રાજર્ષિ મારા દૃષ્ટિપથમાં આવ્યા. (અર્ધું બોલી શરમાઈ જાય છે.)

બંને સખીઓ—પ્રિય સખી ભલે (આગળ) કહે.

શકુન્તલા—ત્યારથી માંડીને તેના પ્રત્યેની અભિલાષાથી મારી આ દશા થઈ છે.

રાજા—(સહર્ષ) સાંભળવાનું સાંભળ્યું.

કામદેવ જ મારા તાપનું કારણ હતો. જીવની દુનિયાને ગ્રીષ્મને અંતે કાળો વાદળિયો દિવસ (બને) તેમ તે (કામદેવ) જ મને શાંતિ (શીતળતા) આપનાર બન્યો છે. (૧૧)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



शकुन्तला—तं जइ वो अणुमदं ता तह वट्टह जह तस्स राएसिणो अणुकम्पणिज्जा होमि । अण्णहा अवस्सं सिञ्चध मे तिलोदअं । [ तद्यदि वामनुमतं तदा तथा वर्तेथां यथा तस्य राजर्षेरनुकम्पनीया भवामि । अन्यथावश्यं सिञ्चतं मे तिलोदकम् । ]

राजा—संशयच्छेदि वचनम् ।

प्रियंवदा—( जनान्तिकम् ) अणसूए, दूरगअमम्महा अक्खमा इअं कालहरणस्स । जस्सिं बद्धभावा एसा सो ललामभूदो पोरवाणं । ता जुत्तं से अहिलासो अहिणन्दिदुं । [ ( जनान्तिकम् ) अनसूये दूरगतमन्मथाक्षमेयं कालहरणस्य । यस्मिन् बद्धभावैषा स ललामभूतः पौरवाणाम् । तद् युक्तमस्या अभिलाषोऽभिनन्दितुम् । ]

अनसूया—तह जह भणसि ( प्रकाशम् ) सहि दिट्ठिआ अणुरूवो दे अहिणिवेसो । साअरं उज्झिअ कहिं वा महाणई ओदरइ । [ तथा यथा भणसि । ( प्रकाशम् ) सखि, दिष्ट्यानुरूपस्तेऽभिनिवेशः । सागरमुज्झित्वा कुत्र वा महानद्यवतरति । ]

प्रियंवदा—को दाणिं सहआरं अन्तरेण अदिमुत्तलदं पल्लविदं सहेदि । [ क इदानीं सहकारमन्तरेणातिमुक्तलतां पल्लवितां सहते । ]

राजा—किमत्र चित्रं यदि विशाखे शशाङ्कलेखामनुवर्तेते ।

अनसूया—को उण उवाओ भवे जेण अविलम्बिअं णिहुअं अ सहीए मणोरहं संपादेह्म । [ कः पुनरुपायो भवेद्येनाविलम्बितं निभृतं च सख्या मनोरथं संपादयावः । ]

प्रियंवदा—णिहुअंत्ति चिन्तणिज्जं भवे । सिग्घंत्ति सुअरं । ] निभृतमिति चिन्तनीयं भवेत् । शीघ्रमिति सुकरम् । ]

अनसूया—कहं विअ । [ कथमिव । ]

प्रियंवदा—णं सो राएसी इमस्सिं सिणिद्धदिट्ठिए सूइदाहिलासो इमाइं दिअहाइं पजाअरकिसो लक्खीअदि । [ ननु स राजर्षिरस्यां स्निग्धदृष्ट्या सूचिताभिलाष, एनान् दिवसान् प्रजागरकृशो लक्ष्यते ।

राजा—सत्यमित्थंभूत एवास्मि । तथा हि ।

इदमशिशिरैरन्तस्तापाद् विवर्णमणीकृतं
निशि निशि भुजन्यस्तापाङ्गप्रवर्तिभिरश्रुभिः ।
अनभिलुलितज्याघाताङ्कं मुहुर्मणिबन्धनात्
कनकवलयं स्रस्तं स्रस्तं मया प्रतिसार्यते ॥ १२ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા—એટલા માટે જો તમને સંમત હોય તો તેમ વર્તો કે જેથી તે રાજર્ષિની હું કૃપા યોગ્ય થાઉં. નહિ તો મને અવશ્ય તલ અને પાણી આપજો.

રાજા—સંશય દૂર કરનારું વચન છે.

પ્રિયંવદા—(બાજુ પર) અનસૂયા, (આનો) પ્રેમભાવ ઘણો આગળ વધી ગયો છે. વખતનો વિલંબ આ સહન ન કરી શકે તેવી છે. જેના પ્રત્યે તેને અનુરાગ થયો છે. તે પૌરવોના શણગાર રૂપ છે. માટે તેના પ્રેમને સહાનુભૂતિ આપવી યોગ્ય છે.

અનસૂયા—તું જેમ કહે તેમ. (મોટેથી) બહેન, સદ્ભાગ્યે તારો પ્રેમ યોગ્ય છે. અથવા સમુદ્ર છોડીને મોટી નદી બીજે ક્યાં મળે?

પ્રિયંવદા—હવે આમ્ર વૃક્ષ સિવાય અતિમુક્તા વેલને ફાલેલી કોણ ઝીલી શકે?

રાજા—જો વિશાખાની બે તારલીઓ ચંદ્રલેખાને અનુસરે તો એમાં શું નવાઈ?

અનસૂયા—ત્યારે (એવો) કયો ઉપાય હશે કે જેથી તાત્કાલિક અને ચૂપકીથી સખીની ઇચ્છા પૂરી કરીએ?

પ્રિયંવદા—'ચૂપકીથી' એ વિચાર માગે છે. 'તાત્કાલિક' એ સહેલું થાય એવું છે.

અનસૂયા—શી રીતે વળી?

પ્રિયંવદા—કેમ? પ્રેમાળ દૃષ્ટિથી આને માટેનો જેનો તલસાટ જણાય છે. તે રાજર્ષિ આ દિવસોમાં ઉજાગરાથી સુકાઈ ગયેલો જણાય છે,

રાજા—ખરેખર હું એવો જ થઈ ગયો છું. કારણ

હાથ ઉપર ટેકવેલા આંખના ખૂણામાંથી રોજ રાતે ટપકતાં,
અંદરના તાપથી ઊનાં આંસુથી જેના મણીનો રંગ બદલાઈ
ગયો છે, જે ધનુષ્યના ઘસારાના આંટણને અડતું ન હતું તે,
આ સુવર્ણકંકણ આખો વખત સરી પડતું હોવાથી, કાંડા
ઉપરથી હું વારંવાર ઊંચે ચડાવું છું. (૧૨)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**प्रियंवदा**--( विचिन्त्य ) हला, मअणलेहो से करीअदु । इमं देवदासेसावदेसेण सुमणोगोविदं करिअ से हत्थअं पावइस्सं । (विचिन्त्य ) हला, मदनलेखोऽस्य क्रियताम् । इमं देवताशेषापदेशेन सुमनोगोपितं कृत्वा अस्य हस्तं प्रापयिष्यामि । ]

**अनसूया**--रोअइ मे सुउमारो पओओ । किं वा सउन्दला भणादि । [ रोचते मे सुकुमारः प्रयोगः । किं वा शकुन्तला भणति । ]

**शकुन्तला**--किं णिओओ तुह्माणं विकप्पीअदि । [ किं नियोगो वां विकल्प्यते । ]

**प्रियंवदा**--तेण हि अत्तणो उवण्णासपुव्वं चिन्तेहि दाव किंवि ललिअपदबन्धणं । [ तेन ह्यात्मन उपन्यासपूर्वं चिन्तय तावत् किमपि ललितपदबन्धनम् । ]

**शकुन्तला**--हला, चिन्तेमि अहं । अवहीरणाभीरुअं पुणो वेवइ मे हिअअं । [ हला, चिन्तयाम्यहम् । अवधीरणाभीरुकं पुनर्वेपते मे हृदयम् । ]

**राजा** --( सहर्षम् )

अयं स ते तिष्ठति संगमोत्सुको
विशङ्कसे भीरु यतोऽवधीरणाम् ।
लभेत वा प्रार्थयिता न वा श्रियं
श्रिया दुरापः कथमीप्सितो भवेत् ॥ १३ ॥

**सख्यौ**--अयि अत्तगुणावमाणिणि, को दाणिं सरीरणिव्वावइत्तिअं सारदिअं जोसिणिं पडन्तेण वारेदि । [ अयि आत्मगुणावमानिनि, क इदानीं शरीरनिर्वापयित्रीं शारदीं ज्योत्स्नां पटान्तेन वारयति । ]

**शकुन्तला**— सस्मितम् ) णिओइदा दाणिं ह्मि । [ नियोजितेदानीमस्मि । ]

( उपविष्टा चिन्तयति )

**राजा**—स्थाने खलु विस्मृतनिमेषेण चक्षुषा प्रियामवलोकयामि । यतः ।

उन्नमितैकभ्रूलतमाननमस्याः पदानि रचयन्त्याः ।
कण्टकितेन प्रथयति मय्यनुरागं कपोलेन ॥ १४ ॥

**शकुन्तला**—हला, चिन्तिदं मए गीदवत्थु । ण क्खु सण्णिहिदाणि उण लेहणसाहणाणि । [ हला, चिन्तितं मया गीतवस्तु । न खलु संनिहितानि पुनर्लेखनसाधनानि । ]

**प्रियंवदा**—इमस्सिं सुओदरसुउमारे णलिणीपत्ते णहेहिं णिक्खित्तवण्णं करेहि । [ एतस्मिञ्छुकोदरसुकुमारे नलिनीपत्रे नखैर्निक्षिप्तवर्णं कुरु । ]

**शकुन्तला**--( यथोक्तं रूपयित्वा ) हला, सुणुह दाणिं संगदत्थं ण वेत्ति । [ हला, शृणुतमिदानीं संगतार्थं न वेति । ]

**उभे**--अवहिदह्म । [ अवहिते स्वः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—(વિચાર કરીને) અલી, તેને માટે પ્રેમપત્ર (તૈયાર) કર, હું તે ફૂલની અંદર સંતાડીને દેવના પ્રસાદને બહાને તેને હાથોહાથ પહોંચાડીશ.

અનસૂયા—મને(આ) સરસ રસ્તો ગમે છે. પણ શકુન્તલા શું કહે છે ?

શકુન્તલા—શું ? તમારો હુકમ ઉથાપાય ?

પ્રિયંવદા—ત્યારે ખરેખર તારું સૂચન કરતી કોઇ સુંદર શબ્દરચના જરા વિચારી કાઢ.

શકુન્તલા—અલી, હું વિચારું છું. પણ અવગણનાની બીકે મારું હૃદય ધ્રૂજે છે.

રાજા—( સહર્ષ )

અરે બીકણ ! જેનાથી તું અવગણનાની ભીતિ રાખે છે તે,
તને મળવાને ઉત્સુક અહીં ઊભો છે. આરાધના કરનારને લક્ષ્મી
મળે કે ન મળે. લક્ષ્મીને ઈચ્છિત કેવી રીતે ( તેને ) અપ્રાપ્ય
હોય ? (૧૩)

બંને સખીઓ—અરે પોતાના ગુણને વખોડનારી, શરીરને ઠંડક આપનારી શરદની જ્યોત્સ્નાને કપડાના છેડાથી હવે કોણ વારી શકે ?

શકુન્તલા—(હસીને) હવે હું નિયુક્ત થઇ. (બેસે છે અને વિચાર કરે છે.)

રાજા—મીંચાવું ભૂલી ગઇ છે તેવી આંખથી ખરેખર પ્રિયાને યોગ્ય રીતે જોઈ રહ્યો છુ. કારણ,

જ્યારે તે પદ રચે છે ત્યારે રોમાંચિત ગાલથી, ઊંચી થયેલી
એક ભ્રમર લતાવાળું આનું વદન મારા પ્રત્યેનો પ્રેમ વ્યક્ત
કરે છે. (૧૪)

શકુન્તલા—અલી, મેં ગીતનું વસ્તુ વિચાર્યું. પણ ખરેખર લખવાનાં સાધન મોજુદ નથી.

પ્રિયંવદા—પોપટના પેટ જેવા સુકોમળ કમલિની પત્ર ઉપર નખથી અક્ષરો કોતરી કાઢ.

શકુન્તલા—( કહ્યા મુજબ દેખાવ કરીને ) અલી સાંભળો હવે. બંધ બેસતા અર્થનું છે કે નહિ ?

બંને—અમે તૈયાર છીએ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



शकुन्तला—( वाचयति )

तुज्झ ण जाणे हिअअं मम उण कामो दिवापि रत्तिम्पि ।
णिग्घिण तवइ बलीअं तुइ वुत्तमणोरहाइ अङ्गाइं ॥ १५ ॥

[ तव न जाने हृदयं मम पुनः कामो दिवापि रात्रिमपि ।
निर्घृण तपति बलीयस्त्वयि वृत्तमनोरथाया अङ्गानि ॥ १५ ॥

राजा—( सहसोपसृत्य )

तपति तनुगात्रि मदनस्त्वामनिशं मां पुनर्दहत्येव ।
ग्लपयति यथा शशाङ्कं न तथा हि कुमुद्वतीं दिवसः ॥ १६ ॥

सख्यौ—( विलोक्य सहर्षमुत्थाय । ) साअदं अविलम्बिणो मणोरहस्स । [ स्वागतमविलम्बिनो मनोरथस्य । ]

( शकुन्तलाभ्युत्थातुमिच्छति )

राजा—अलमलमायासेन ।

संदष्टकुसुमशयनान्याशुविमर्दितमृणालवलयानि ।
गुरुपरितापानि न ते गात्राण्युपचारमर्हन्ति ॥ १७ ॥

अनसूया—इदो सिलातलेक्कदेसं अलंकरेदु वअस्सो । [ इतः शिलातलैकदेशमलंकरोतु वयस्यः । ]

( राजोपविशति । शकुन्तला सलज्जा तिष्ठति )

प्रियंवदा—दुवेणं पि वो अण्णोण्णाणुराओ पच्चक्खो । सहीसिणेहो उण मं पुणरुत्तवादिणिं करेदि । [ द्वयोरपि युवयोरन्योन्यानुरागः प्रत्यक्षः । सखीस्नेहः पुनर्मां पुनरुक्तवादिनीं करोति । ]

राजा—भद्रे नैतत् परिहार्यम् । विवक्षितं ह्यनुक्तमनुतापं जनयति ।

प्रियंवदा—आवण्णस्स विसअणिवासिणो जणस्स अत्तिहरेण रण्णा होदव्वं त्ति एसो वो धम्मो । [ आपन्नस्य विषयनिवासिनो जनस्यार्तिहरेण राज्ञा भवितव्यमित्येष युष्माकं धर्मः । ]

राजा—नास्मात् परम् किंचित् धर्मः ।

प्रियंवदा—तेण हि इअं णो पिअसही तुमं उद्दिसिअ इमं अवत्थन्तरं भअवदा मअणेण आरोविदा । ता अरुहसि अब्भुववत्तीए जीविदं से अवलम्बिदुं ।
[ तेन हीयमावयोः प्रियसखी त्वामुद्दिश्येदमवस्थान्तरं भगवता मदनेनारोपिता । तदर्हस्यभ्युपपत्त्या जीवितमस्या अवलम्बितुम् । ]

राजा—भद्रे, साधारणोऽयं प्रणयः । सर्वथानुगृहीतोऽस्मि ।

शकुन्तला—( प्रियंवदामवलोक्य ) हला, किं अन्तेउरविरहपज्जुस्सुअस्स राएसिणो उवरोहेण । [ हला, किमन्तःपुरविरहपर्युत्सुकस्य राजर्षेरुपरोधेन । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા—( વાંચે છે. )

હું તારું હૃદય જાણતી નથી. પણ ઓ ક્રૂર, તારામાં ઇચ્છાઓ એકાગ્ર થઈ છે તેની મારાં અંગો મદન રાતે પણ અને દિવસે પણ ખૂબ તપાવે છે. (૧૫)

રાજા—(એકદમ નજીક આવીને. )

ઓ નાજુક અંગવાળી, તને કામદેવ તપાવે છે પણ મને અહોરાત તે બાળે જ છે. દિવસ ચંદ્રને જેટલો ઝાંખો કરે છે તેટલો કમળના છોડને ખરેખર નથી કરતો. (૧૬)

બંને સખીઓ—( જોઈ ને, સહર્ષ ઊઠીને )

( આવવામાં ) વાર ન કરતા (સખીના) મનોરથને સ્વાગત.

( શકુન્તલા ઊઠવા ઇચ્છે છે. )

રાજા—બસ. પ્રયત્નથી બસ.

જેના ઉપર ફૂલની ચાદર ચોંટેલી છે, જેનાથી કમળની દાંડીનાં કંકણ જલદી ચગદાઈ ગયાં છે, જેનો તાપ વધારે છે તેવાં તારાં ગાત્રો આચારને યોગ્ય નથી. (૧૭)

અનસૂયા—અમારા મિત્ર અહીં શિલાતલની એક બાજુ અલંકૃત ભલે કરે.

( રાજા બેસે છે. શકુન્તલા શરમથી ઊભી રહે છે. )

પ્રિયંવદા—તમારો પરસ્પર પ્રેમ તમને બંનેને પ્રત્યક્ષ છે. પણ સખી સ્નેહ મને પુનરુક્તિ કરાવે છે.

રાજા—ભલી બહેન, એ રોકવું નહિ. કારણ કે કહેવાની ઇચ્છા રાખી હોય તે ન કહેવાથી પસ્તાવો કરાવે છે.

પ્રિયંવદા—રાજાએ રાજ્યમાં વસતા દુઃખી મનુષ્યનું દર્દ દૂર કરવું જોઈએ. એમ એ તમારી ફરજ છે.

રાજા—એનાથી મોટો કોઈ ધર્મ નથી.

પ્રિયંવદા—તેથી ખરેખર અમારી આ પ્રિયસખીને તમારે લીધે ભગવાન મદને આ બીજી ( બદલાયેલી ) અવસ્થાએ પહોંચાડી છે. તેથી સ્વીકાર કરીને એની જિંદગી ટકાવી રાખવી જોઇએ.

રાજા—ભલી બહેન, આ વિનંતી ( અમારા બંને માટે ) સાધારણ છે. મારા ઉપર દરેક રીતે કૃપા થઈ.

શકુન્તલા—( પ્રિયવદાને જોઈને ) અલી, અંતઃપુરના વિરહથી પર્યુત્સુક રાજર્ષિને દબાણથી શું ?



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—

इदमनन्यपरायणमन्यथा
हृदयसंनिहिते हृदयं मम ।
यदि समर्थयसे मदिरेक्षणे
मदनबाणहतोऽस्मि हतः पुनः ॥ १८ ॥

अनसूया—वअस्स बहुवल्लहा राआणो सुणीअन्ति । जह णो पिअसही बन्धुअणसोअणिज्जा ण होइ तह णिव्वाहेहि । [ वयस्य, बहुवल्लभा राजानः श्रूयन्ते । यथा नौ प्रियसखी बन्धुजनशोचनीया न भवति तथा निर्वाहय ।

राजा—भद्रे, किं बहुना ।

परिग्रहबहुत्वेऽपि द्वे प्रतिष्ठे कुलस्य मे ।
समुद्ररसना चोर्वी सखी च युवयोरियम् ॥ १९ ॥

उभे—णिव्वुद ह्म । [ निर्वृते स्वः । ]

प्रियंवदा—( सदृष्टिक्षेपम् । ) अणसूए, जह एसो इदोदिण्णदिट्ठी उस्सुओ मिअपोदओ मादरं अण्णेसदि । एहि । संजोएम णं । [ ( सदृष्टिक्षेपम् ) अनसूये यथैष इतोदत्तदृष्टिरुत्सुको मृगपोतको मातरमन्विष्यति । एहि संयोजयाव एनम् । ] ( उभे प्रस्थिते )

शकुन्तला—हला असरण ह्मि । अण्णदरा वो आअच्छदु । [ हला, अशरणास्मि । अन्यतरा युवयोरागच्छतु । ]

उभे—पुहवीए जो सरणं सो तुह समीवे वट्टइ । [ पृथिव्या यः शरणं स तव समीपे वर्तते । ] ( निष्क्रान्ते )

शकुन्तला—कह गदाओ एव्व । [ कथम् गते एव । ]

राजा—अलमावेगेन । नन्वयमाराधयिता जनस्तव समीपे वर्तते ।

किं शीतलैः क्लमविनोदिभिरार्द्रवातान्
संचारयामि नलिनीदलतालवृन्तैः ।
अङ्के निधाय करभोरु यथासुखं ते
संवाहयामि चरणावुत पद्मताम्रौ ॥ २० ॥

शकुन्तला—ण माणणीएसु अत्ताणं अवराहइस्सं । [ न माननीयेष्वात्मानमपराधयिष्यामि । ] ( उत्थाय गन्तुमिच्छति )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—

એ હૃદયની અંદર (પાસે) રહેનારી, બીજા પ્રત્યે ભાવનાવાળું નથી તેવા મારા આ હૃદયને જો તું જુદી રીતે લઈશ તો એ મદિરાક્ષી! મદનબાણથી વીંધાયલો હું ફરીથી વીંધાયો છું. (૧૮)

અનસૂયા—મિત્ર, રાજાઓને ઘણી પ્રિયાઓ હોય છે તેમ મનાય છે. અમારી પ્રિય સખી જેમ સગાંઓને શોક કરવા યોગ્ય ન થાય તેમ વર્તજો.

રાજા—અલી બ્હેન, વધારેથી શું?

ઘણી ભાર્યા હોવા છતાં મારા કુળની બે મુખ્ય છે, સમુદ્રથી વીંટળાયેલી પૃથ્વી. અને આ તમારી સખી. (૧૯)

બંને—અમે ખુશી થયાં.

પ્રિયંવદા—(દૃષ્ટિક્ષેપ કરીને) અનસૂયા, આ બાજુ નજર નાખવું, આ મૃગનું ઉત્સુક બચ્ચું તેની માતાને શોધે છે. તો આવ. આપણે તેને મેળવીએ.

(બંને ઊઠે છે.)

શકુન્તલા—અલી હું અશરણ છું, તમારા બેમાંથી એક આવો.

બંને—પૃથ્વીનું જે શરણ (છે) તે તારી પાસે છે.

(બંને જાય છે)

શકુન્તલા—શું ગયાં જ!

રાજા—આવેમ ન કર. ખરેખર (તને) પૂજનારો આ માણસ તારી પાસે છે.

થાક ઊતારનારા, કમળપત્રના ઠંડા પંખાથી શું ભીનો પવન નાખું કે એ કરભોરુ, તારા કમળ જેવા લાલ પગ ખોળામાં મૂકીને (તને) સુખ થાય તેમ દબાવું? (૨૦)

શકુન્તલા—મારી જાતને હું માનનીયોની અપરાધી નહિ કરું.

(ઊઠીને જવા ઇચ્છે છે.)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—सुन्दरि, अनिर्वाणो दिवसः । इयं च ते समवस्था ।

उत्सृज्य कुसुमशयनं नलिनीदलकल्पितस्तनावरणम् ।
कथमातपे गमिष्यसि परिबाधापेलवैरङ्गैः ॥ २१ ॥

( बलादेनां निवर्तयति )

शकुन्तला—पोरव, रक्ख विणअं । मअणसंतत्तावि ण हु अत्तणो पहवामि । [पौरव, रक्ष विनयम् । मदनसंतप्ताऽपि न खल्वात्मनः प्रभवामि ।]

राजा—भीरु, अलं गुरुजनभयेन । दृष्ट्वा ते विदितधर्मा तत्रभवान्नात्र दोषं ग्रहीष्यति कुलपतिः । अपि च ।

गान्धर्वेण विवाहेन बह्व्यो राजर्षिकन्यकाः ।
श्रूयन्ते परिणीतास्ताः पितृभिश्चाभिनन्दिताः ॥ २२ ॥

शकुन्तला—मुञ्च दाव मं । भूओ वि सहीजणं अणुमाणइस्सं । [मुञ्च तावन्माम् । भूयोऽपि सखीजनमनुमानयिष्यामि ।]

राजा—भवतु । मोक्ष्यामि ।

शकुन्तला—कदा । [कदा]

राजा—

अपरिक्षतकोमलस्य यावत्
कुसुमस्येव नवस्य षट्पदेन ।
अधरस्य पिपासता मया ते
सदयं सुन्दरि गृह्यते रसोऽस्य ॥ २३ ॥

( मुखमस्याः समुन्नमयितुमिच्छति । शकुन्तला परिहरति नाट्येन ।)

( नेपथ्ये । ) चक्कवाकवहुए, आमन्तेहि सहअरं । उवट्ठिआ रअणी ।
[ चक्रवाकवधुके, आमन्त्रयस्व सहचरम् । उपस्थिता रजनी । ]

शकुन्तला—( ससंभ्रमम् ) पोरव असंसअं मम सरीरवुत्तन्तोवलम्भस्स अज्जा गोदमी इदो एव्व आअच्छदि । दाव विडवन्तरिदो होहि । [ (ससंभ्रमम्) पौरव, असंशयं मम शरीरवृत्तान्तोपलम्भायार्या गौतमीत एवागच्छति । तावद्विटपान्तरितो भव ।]

राजा—तथा । (आत्मानमावृत्य तिष्ठति )

( ततः प्रविशति पात्रहस्ता गौतमी सख्यौ च )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—ઓ સુંદરી, દિવસ (હજી) ઠંડો નથી થયો. અને તારી આ દશા છે!
કૂલની શય્યા, (અને) કમળપત્રનું બનાવેલું વક્ષઃસ્થલનું આવરણ છોડીને બધી (પરિ) બાજુના દુઃખને લીધે અશક્ત
અંગોથી તાપમાં તું શી રીતે જઈશ વારુ? (૨૧)

( બળથી એને પાછી વાળે છે. )

શકુન્તલા—ઓ પૌરવ, વિનય જાળવો. પ્રેમથી વ્યાકુળ છું છતાં હું ખરેખર પોતાની માલિક નથી.

રાજા—ઓ બીકણ, વડીલજનોના ભયથી દૂર થા. પોતાનો ધર્મ જાણનારા
પૂજ્ય કુલપતિ વિચાર કરીને અહીં તારો દોષ જોશે નહિ. અને વળી—
ઘણી રાજર્ષિકન્યાઓ ગાંધર્વવિવાહથી પરણેલી સંભળાય છે.
અને પિતાઓથી તે અભિનન્દાઈ છે. (૨૨)

શકુન્તલા—મને જરા છૂટી કરો. ફરીથી પણ સખીઓની અનુમતિ લઇશ.

રાજા—ઠીક છોડીશ.

શકુન્તલા—ક્યારે?

રાજા—

ઓ સુન્દરી, તાજા પુષ્પનો જેમ ભ્રમર, ( આસ્વાદ કરે ),
તેમ તરસ્યો હું, જ્યારે તારા આ નહિ સ્પર્શાયેલા નાજુક
અધરોષ્ઠનું અમૃત ધીમેથી ચાખીશ ત્યારે (૨૩)

( તેનું મુખ ઊંચું કરવા ઇચ્છે છે. શકુન્તલા અભિનયથી વારે છે. )

( પડદા પાછળ )

ઓ ચક્રવાકની પ્રિય, તારા સહચરની રજા લે. રજની આવી.

શકુન્તલા—( સસંભ્રમ ) ઓ પુરુવંશી, પૂજ્ય ગૌતમી મારા શરીરની ખબર કાઢવા ચોક્કસ આ બાજુ જ આવે છે. તો ડાળાંમાં છુપાઈ જાઓ.

રાજા—ભલે ત્યારે ( પોતાને છુપાવીને ઊભો રહે છે. )
( પછી હાથમાં પાત્ર સાથે ગૌતમી અને સખીઓ પ્રવેશ કરે છે. )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सख्यौ—इदो इदो अज्जा गोदमी । [ इत इत आर्या गौतमी । ]

गौतमी--( शकुन्तलामुपेत्य ) जादे, अवि लहुसंदावाइं दे अङ्गाइं । [ जाते अपि लघुसंतापानि तेऽङ्गानि । ]

शकुन्तला--अज्जे, अत्थि मे विसेसो । [ आर्ये, अस्ति मे विशेषः । ]

गौतमी--इमिणा दब्भोदएण णिराबाधं एव्व दे सरीरं भविस्सदि । ( शिरसि शकुन्तलामभ्युक्ष्य ) वच्छे, परिणदो दिअहो । एहि । उडजं एव्व गच्छह्म । [ अनेन दर्भोदकेन निराबाधमेव ते शरीरं भविष्यति । ( शिरसि शकुन्तलामभ्युक्ष्य ) वत्से, परिणतो दिवसः । एहि उटजमेव गच्छामः । ] ( प्रस्थिताः )

शकुन्तला—( आत्मगतम् ) हिअअ, पढम एव्व सुहोवणदे मणोरहे कादरभावं ण मुञ्चसि । साणुसअविहाडिअस्स कहं दे संपदं संदावो । ( पदान्तरे स्थित्वा । प्रकाशम् ) लदावलअ संदावहारअ, आमन्तेमि तुमं भूओ वि परिभोअस्स [ ( आत्मगतम् ) हृदय, प्रथममेव सुखोपनते मनोरथे कातरभावं न मुञ्चसि । सानुशयविघटितस्य कथं ते सांप्रतं संतापः । ( पदान्तरे स्थित्वा । प्रकाशम् ) लतावलय संतापहारक, आमन्त्रये त्वां भूयोऽपि परिभोगाय । ] ( दुःखेन निष्क्रान्ता शकुन्तला सहेतराभिः )

राजा--( पूर्वस्थानमुपेत्य । सनिःश्वासम् ) अहो विघ्नवत्यः प्रार्थितार्थसिद्धयः । मया हि

मुहुरङ्गुलिसंवृताधरोष्ठं
प्रतिषेधाक्षरविक्लवाभिरामम् ।
मुखमंसविवर्ति पक्ष्मलाक्ष्याः
कथमप्युन्नमितं न चुम्बितं तु ॥ २४ ॥

क्व नु खलु संप्रति गच्छामि । अथवा । इहैव प्रियापरिभुक्तमुक्ते लतावलये मुहूर्तं स्थास्यामि । ( सर्वतोऽवलोक्य )

तस्याः पुष्पमयी शरीरलुलिता शय्या शिलायामियं
क्लान्तो मन्मथलेख एष नलिनीपत्रे नखैरर्पितः ।
हस्ताद्भ्रष्टमिदं बिसाभरणमित्यासज्यमानेक्षणो
निर्गन्तुं सहसा न वेतसगृहाच्छक्नोमि शून्यादपि ॥ २५ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સખીઓ--આ બાજુ. મા ગૌતમી, આ બાજુ.

ગૌતમી—( શકુન્તલા પાસે જઈને ) બેટા, તારાં ગાત્રોનું દુઃખ ઓછું થયું કે ?

શકુન્તલા—માતાજી, મને ( કંઈક ) ઠીક છે.

ગૌતમી--આ દર્ભના પાણીથી તારું શરીર દુઃખમુક્ત થશે જ. ( શકુન્તલાના માથા ઉપર છાંટીને ) પુત્રી, દિવસ આથમી ગયો છે. આવ, પર્ણકુટી તરફ જ જઈએ. ( જવા માંડે છે. )

શકુન્તલા—( સ્વગત ) ઓ મનડા, પહેલાં જ જ્યારે મનોરથ સામો આવ્યો ત્યારે ભીરુતા છોડતું નથી. દિલગીરી સાથે છૂટા પડતાં તારે હવે સંતાપ કેવો ? ( બીજે પગલે ઊભી રહીને. મોટેથી. ) ઓ દુઃખ શમાવવાવાળા લતામંડપ, ફરીથી પણ ઉપભોગ માટે હું તારી રજા લઉં છું.

( બીજાંઓની સાથે મહાપરાણે શકુન્તલા જાય છે. )

રાજા—( પ્રથમના સ્થાને આવીને નિઃશ્વાસ મૂકીને ) અહો ! ઈચ્છિત અર્થની સિદ્ધિ કેવી વિઘ્નમય હોય છે ! કારણ મારાથી,

વારંવાર આંગળીઓથી ઢાંકી દેવાતા અધરોષ્ઠવાળું, મના કરવાના શબ્દોથી દુઃખી, સુંદર, ખભા તરફ વળતું (તે) પક્ષ્મલાક્ષીનું મુખ જેમ તેમ કરી ઊંચું કરાયું પણ ચૂમાયું નહિ. (૨૪)

ત્યારે હવે હું ખરેખર કયાં જાઉં ? અથવા પ્રિયાએ ભોગવેલા અને છોડી દીધેલા લતામંડપમાં અહીં જ જરા વાર ( એક ક્ષણ ) રોકાઈશ.

( આજુબાજુ જોઈને )

શિલાતલ ઉપર તેના શરીરથી દબાયેલી આ ફૂલની પથારી છે; કમળપત્ર ઉપર નખથી કોતરેલો આ કરમાયેલો પ્રેમપત્ર છે. કમળની દાંડીનું હાથમાંથી સરી પડેલું આ કંકણ છે; એમ મારી નજર ચોંટી રહેવાથી, ખાલી છે છતાં, નેતરના મંડપમાંથી હું એકદમ બહાર જવા શક્તિમાન નથી. (૨૫)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( आकाशे । ) राजन्,

सायंतने सवनकर्मणि संप्रवृत्ते
वेदीं हुताशनवतीं परितः प्रकीर्णाः ।
छायाश्चरन्ति बहुधा भयमादधानाः
संध्यापयोदकपिशाः पिशिताशनानाम् ॥ २६ ॥

राजा--अयमहमागच्छामि । ( निष्क्रान्तः )

इति तृतीयोऽङ्कः ।

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( આકાશમાં ) ઓ રાજા,

સંધ્યાકાળના યજ્ઞકર્મો શરૂ થતાં, અગ્નિવાળી વેદીની આજુ-બાજુ છૂટા રહેલા, સંધ્યાના વાદળ જેવા ગદાઓ, બહુ રીતે ભીતિ ઉત્પન્ન કરતા રાક્ષસોના પડછાયા ફરે છે. (૨૬)

રાજા—આ હું આવું છું.

( જાય છે )

## ત્રીજો અંક સમાપ્ત

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# चतुर्थोऽङ्कः ।

( ततः प्रविशतः कुसुमावचयं नाटयन्त्यौ सख्यौ )

**अनसूया**—हला पिअंवदे, जइ वि गन्धव्वेण विवाहविहिणा णिव्वुत्तकल्लाणा सउन्दला अणुरूवभत्तुगामिणि संवुत्तेति निव्वुदं मे हिअअं, तहवि एत्तिअं चिन्तणिज्जं । [ हला प्रियंवदे, यद्यपि गान्धर्वेण विवाहविधिना निर्वृत्तकल्याणा शकुन्तलानुरूपभर्तृगामिनी संवृत्तेति निर्वृतं मे हृदयम् , तथाप्येतावच्चिन्तनीयम् । ]

**प्रियंवदा**--कहं विअ । [ कथमिव । ]

**अनसूया**--अज्ज सो राएसी इट्ठिं परिसमाविअ इसीहिं विसज्जिओ अत्तणो णअरं पविसिअ अन्तेउरसमागदो इदोगदं वुत्तन्त सुमरदि वा ण वेत्ति । [ अद्य स राजर्षिरिष्टिं परिसमाप्य ऋषिभिर्विसर्जित आत्मनो नगरं प्रविश्यान्तःपुरसमागत इतोगतं वृत्तान्तं स्मरति वा न वेति । ]

**प्रियंवदा**--वीसद्धा होहि । ण तादिसा आकिदिविसेसा गुणविरोहिणो होन्ति । किन्दु तादो दाणिं इमं वुत्तन्तं सुणिअ ण आणे किं पडिवज्जिस्सदि त्ति । [ विस्रब्धा भव । न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति । किन्तु तात इदानीमिमं वृत्तान्तं श्रुत्वा न जाने किं प्रतिपत्स्यत इति ।

**अनसूया**--जह अहं देक्खामि, तह तस्स अणुमदं भवे । [ यथाहं पश्यामि, तथा तस्यानुमतं भवेत् । ]

**प्रियंवदा**--कहं विअ । [ कथमिव । ]

**अनसूया**--गुणवदे कण्णआ पडिवादणिज्जेत्ति अअं दाव पढमो संकप्पो । तं जइ देव्वं एव्व संपादेदि णं अप्पआसेण किदत्थो गुरुअणो । [ गुणवते कन्यका प्रतिपादनीयेत्ययं तावत् प्रथमः संकल्पः । तं यदि दैवमेव संपादयति नन्वप्रयासेन कृतार्थो गुरुजनः । ]

**प्रियंवदा**--एव्वं इदम् । ( पुप्फभाजनं विलोक्य ) सहि, अवइदाइं बलिकम्मपज्जत्ताइं कुसुमाइं । [ एवमिदम् । (पुष्पभाजनं विलोक्य) सखि, अवचितानि बलिकर्मपर्याप्तानि कुसुमानि । ]

**अनसूया**—णं सहीए सउन्दलाए सोहग्गदेवआ अच्चणीआ । [ ननु सख्याः शकुन्तलायाः सौभाग्यदेवतार्चनीया । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# અંક ૪

(પછી ફૂલ વીણવાનું બતાવતી બંને સખીઓ પ્રવેશ કરે છે.)

અનસૂયા--અલી, પ્રિ દા, જો કે ગંધર્વ વિવાહ વિધિથી સુખ પામેલી શકુન્તલા અનુરૂપ પતિ સાથે જોડાઈ છે તેથી મારું હૃદય સંતુષ્ટ છે; છતાં આટલું વિચારવા જેવું છે.

પ્રિયંવદા--કેવી રીતે ?

અનસૂયા—યજ્ઞ પૂરો કરીને ઋષિઓથી આજે મોકલાયેલો તે રાજર્ષિ પોતાના નગરમાં જઈને અંતઃપુર સાથે જોડાઈને અહીં બનેલું વૃત્તાન્ત યાદ કરે છે કે નહિ એમ.

પ્રિયંવદા--વિશ્વાસ રાખ. તેવા અનોખી આકૃતિવાળા ગુણવિરોધી હોતા નથી; પણ પિતા હવે આ વૃત્તાન્ત સાંભળીને શું કરશે એ જાણતી નથી.

અનસૂયા—જેમ હું જોઉં છું તે પ્રમાણે તે અનુમતિ આપશે.

પ્રિયંવદા-- કેવી રીતે વળી ?

અનસૂયા–તો ગુણવાનને કન્યા આપવી એ આ પહેલો સંકલ્પ છે. જો કુદરત જ તે પૂરો પાડે તો ખરેખર, મુરબ્બીઓ વિનાપ્રયાસ કૃતાર્થ થાય છે.

પ્રિયંવદા—આ એમ છે. ( પુષ્પની છાબડી તરફ જોઈને ) સખી, પૂજા (બલિકર્મ) માટે પૂરતાં ફૂલ ભેગાં થઈ ગયાં છે.

અનસૂયા—ખરેખર, સખી શકુન્તલાના સૌભાગ્યદેવતાની પૂજા કરવાની છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रियंवदा—जुज्जदि । [ युज्यते ] ( तदेव कर्माभिनयतः )
( नेपथ्ये । ) अयमहं भोः ।

अनसूया—( कर्णं दत्त्वा । ) सहि, अदिधीणं विअ णिवेदिदं । [ सखि, अतिथीनामिव निवेदितम् ]

प्रियंवदा—णं उडजसंणिहिदा सउन्दला [ ननूटजसंनिहिता शकुन्तला । ]

अनसूया—अउज उण हिअएण असंणिहिदा । होदु । अलं एत्तिएहिं कुसुमेहिं । [ अद्य पुनर्हृदयेनासंनिहिता । भवतु । अलमेतावद्भिः कुसुमैः । ( प्रस्थिते )

( नेपथ्ये । ) आः अतिथिपरिभाविनि,

विचिन्तयन्ती यमनन्यमानसा
तपोधनं वेत्सि न मामुपस्थितम् ।
स्मरिष्यति त्वां न स बोधितोऽपि सन्
कथां प्रमत्तः प्रथमं कृतामिव ॥ १ ॥

प्रियंवदा—हद्धी हद्धी । अप्पिअं एव्व संवुत्तं । कस्सिं पि पूआवहे अवरद्धा सुण्णहिअआ सउन्दला । [ हा धिक् हा धिक् । अप्रियमेव संवृत्तम् । कस्मिन्नपि पूजार्हेऽपराद्धा शून्यहृदया शकुन्तला ।

अनसूया—( पुरोऽवलोक्य ) ण हु जस्सिं कस्सिं पि एसो दुव्वासो सुलहकोवो महेसी । तह सविअ चडुलप्फुल्लदुव्वाराए गईए पडिणिवुत्तो । [ न खलु यस्मिन् कस्मिन्नपि । एष दुर्वासाः सुलभकोपो महर्षिः । तथा शप्त्वा चटुलोत्फुल्लदुर्वारया गत्या प्रतिनिवृत्तः । ]

प्रियंवदा—को अण्णो हुदवहादो दहिदुं पहवदि । [ कोऽन्यो हुतवहाद्दग्धुं प्रभवति ]

अनसूया—गच्छ पादेसु पणमिअ णिवत्तेहिं णं जाव अहं अग्घोदअं उवकप्पेमि । [ गच्छ, पादयोः प्रणम्य निवर्तयैनं यावदहं अर्घोदकमुपकल्पयामि । ]

प्रियंवदा—तह [ तथा ] ( निष्क्रान्ता )

अनसूया—( पदान्तरे स्खलितं निरूप्य ) अम्मो आवेअक्खलिदाए पब्भट्ठं मे अग्गहत्थादो पुप्फभाअणं । [ अहो । आवेगस्खलितायाः प्रभ्रष्टं ममाग्रहस्तात् पुष्पभाजनम् । ] ( पुष्पोच्चयं रूपयति )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા--બરાબર છે. ( તે જ કામ કરે છે. )

( પડદા પાછળ ) અરે હું અહીં છું.

અનસૂયા--(કાન દઇને) સખી, મોટા અતિથિનો સાદ લાગે છે.

પ્રિયંવદા—કેમ ? શકુન્તલા પર્ણકુટિ પાસે છે.

અનસૂયા--પણ આજે તે શૂન્યમનસ્ક છે. ઠીક, આટલાં પુષ્પો બસ થશે. (બંને જવા નીકળે છે.)

( પડદા પાછળ ) અરે. અતિથિનો અનાદર કરનારી, જેનો અનન્યચિત્તે વિચાર કરતી તું મને તપોધનને નજીક આવેલો જાણતી નથી તે, જેમ મદ્ય પીધેલો પહેલાં કહેલી વાત (ભૂલી જાય) તેમ તને યાદ કરાવ્યા છતાં પણ યાદ નહિ કરે. (૧)

પ્રિયંવદા--અરેરે, અરેરે. અત્યંત ખરાબ થયું. શૂન્યમનવાળી શકુન્તલા કોઈક પૂજનીયની અપરાધી થઈ છે.

અનસૂયા--( સામે જોઈ ને ) ખરેખર કોઈ જેવા તેવાની નહિ. જલદી ગુસ્સે થાય તેવા આ દુર્વાસા મહર્ષિ છે. તેવી રીતે શાપ આપીને તે ઝડપથી દમામભેર ન રોકી શકાય તેવી ગતિથી પાછા ચાલી ગયા.

પ્રિયંવદા—અગ્નિ સિવાય બીજું કોણ બાળવા સમર્થ છે ?

અનસૂયા--જા. પગે પડી એમને પાછા વાળ. દરમિયાન હું અર્ઘ્યને માટે પાણી લાવું છું.

પ્રિયંવદા--(વારુ) તેમ (જાય છે)

અનસૂયા--( બીજા ડગલે પડવાનો દેખાવ કરીને ) અરે ! ગભરાટમાં પડી ગયેલી મારી હથેળીમાંથી ફૂલની છાબડી પડી ગઈ.

( ફૂલ ભેગાં કરવાનું બતાવે છે. )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( प्रविश्य ) **प्रियंवदा**—सहि, पक्किदिवक्को सो कस्स अणुणअं पडिगेण्हदि। किं वि उण साणुक्कोसो किदो। [ सखि, प्रकृतिवक्रः स कस्यानुनयं प्रतिगृह्णाति। किमपि पुनः सानुक्रोशः कृतः। ]

**अनसूया**—( सस्मितम् ) तस्सिं बहु एदं पि। कहेहि। [ तस्मिन् बह्वेतदपि। कथय। ]

**प्रियंवदा**—जदा अणुणीदो णिवत्तिदुं इच्छदि तदा विण्णविदो मए। भअवं, पढमं त्ति पेक्खिअ अविण्णादतवप्पहावस्स दुहिदुजणस्स भअवदा एक्को अवराहो मरिसिदव्वोत्ति। [ यदानुनीतो निवर्तितुं नेच्छति तदा विज्ञापितो मया। भगवन्, प्रथममिति प्रेक्ष्याविज्ञाततपःप्रभावस्य दुहितृजनस्य भगवतैको-ऽपराधो मर्षितव्य इति। ]

**अनसूया**—तदो तदो। [ ततस्ततः। ]

**प्रियंवदा**—तदो मे वअणं अण्णहा भविदुं णारिहदि। किंदु अहिण्णाणाभरणदंसणेण सावो णिवत्तिस्सदि त्ति मन्तअन्तो एव्व अन्तरिहिदो। [ ततो मे वचनमन्यथा भवितुं नार्हति। किंत्वभिज्ञानाभरणदर्शनेन शापो निवर्तिष्यत इति मन्त्रयमाण एवान्तर्हितः। ]

**अनसूया**—सक्कं दाणिं अस्ससिदुं। अत्थि तेण राएसिणा संपत्थिदेण सणामहेअङ्कअं अङ्गुलीअअं सुमरणीअं त्ति सअं पिणद्धं। तस्सिं साहिणोबाआ सउन्दला भविस्सदि। [ शक्यमिदानीमाश्वसितुम्। अस्ति तेन राजर्षिणा संप्रस्थितेन स्वनामधेयाङ्कितमङ्गुलीयकं स्मरणीयमिति स्वयं पिनद्धम्। तस्मिन् स्वाधीनोपाया शकुन्तला भविष्यति। ]

**प्रियंवदा**—सहि, एहि। देवकज्जं दाव से णिव्वत्तेह्म। [ सखि, एहि। देवकार्यं तावदस्या निर्वर्तयाव। ] ( परिक्रामतः )

**प्रियंवदा**—( विलोक्य ) अणसूए पेक्ख दाव। वामहत्थोवहिदवअणा आलिहिदा विअ पिअसही। भत्तुगदाए चिन्ताए अत्ताणं पि ण एसा विभावेदि। किं उण आअन्तुअं। [ ( विलोक्य ) अनसूये, पश्य तावत्। वामहस्तोपहितवदनालिखितेव प्रियसखी। भर्तृगतया चिन्तयात्मानमपि नैषा विभावयति। किं पुनरागन्तुकम्। ]

**अनसूया**—पिअंवदे, दुवेणं एव्व णो मुहे एसो वुत्तन्तो चिट्ठदु। रक्खिदव्वा क्खु पकिदिपेलवा पिअसही। [ प्रियंवदे, द्वयोरेव नौ मुखे एष वृत्तान्तस्तिष्ठतु। रक्षितव्या खलु प्रकृतिपेलवा प्रियसखी। ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(આવીને) પ્રિયંવદા--સખી, સ્વભાવે વક્ર તે કોની આજીજી સ્વીકારે છે? છતાં સહેજ અનુકંપા લાવે એવા કર્યા છે.

અનસૂયા – (હસીને) એનામાં એટલું પણ બહુ છે કહે.

પ્રિયંવદા--જ્યારે વિનંતી કરવાથી પાછા ફરવા ઇચ્છા ન કરી ત્યારે મેં વિનંતી કરી, કે પ્રભુ, 'પહેલો છે' એમ જોઈને, જેને તપના પ્રભાવની ખબર નથી તેવી પુત્રીનો એક અપરાધ ભગવાને માફ કરવો જોઈએ.

અનસૂયા--પછી ? પછી ?

પ્રિયંવદા—પછી 'મારું વચન અન્યથા થવા યોગ્ય નથી પણ ઓળખના ઘરેણાની નિશાની જોવાથી શાપ જતો રહેશે.' એમ કહેતાં જ જતા રહ્યા.

અનસૂયા--હવે આશ્વાસન મેળવવું શક્ય છે. તે રાજર્ષિએ જતી વખતે સંભારણા તરીકે પોતાનું નામ કોતરેલી વીંટી જાતે (શકુન્તલાની આંગળીએ) પહેરાવી છે. તેથી ઉપાય શકુન્તલાને આધીન રહેશે.

પ્રિયંવદા--સખી, આવ, તેનું દેવતાનું પૂજન જરા પતાવીએ.

( બંને આગળ જાય છે. )

પ્રિયંવદા—(જોઈને.) અનસૂયા, જરા જો. ડાબા હાથ ઉપર ટેકવેલા મુખવાળી પ્રિય સખી જાણે ચિત્રવત્ દેખાય છે. પતિ માટેના વિચારથી એ પોતાની જાતને પણ ઓળખતી નથી. તો પછી અતિથિનું તો શું ?

અનસૂયા--પ્રિયંવદા, આ વૃત્તાન્ત આપણા બેનેં મુખે જ ભલે રહે. કુદરતી રીતે નાજુક શકુન્તલાને ખરેખર બચાવવી જોઈએ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रियंवदा—को णाम उण्होदएण णोमालिअं सिंचेदि । [ को नामोष्णोदकेन नवमालिकां सिञ्चति । ] ( उभे निष्क्रान्ते )

इति विष्कम्भकः

( ततः प्रविशति सुप्तोत्थितः शिष्यः )

शिष्यः—वेलोपलक्षणार्थमादिष्टोऽस्मि तत्रभवता प्रवासादुपावृत्तेन काश्यपेन । प्रकाशं निर्गतस्तावदवलोकयामि कियदवशिष्टं रजन्या इति । (परिक्रम्यावलोक्य च) हन्त प्रभातम् । तथा हि ।

यात्येकतोऽस्तशिखरं पतिरोषधीना-
माविष्कृतारुणपुरःसर एकतोऽर्कः ।
तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां
लोको नियम्यत इवात्मदशान्तरेषु ॥ २ ॥

अपि च ।

अन्तर्हिते शशिनि सैव कुमुद्वती मे
दृष्टिं न नन्दयति संस्मरणीयशोभा ।
इष्टप्रवासजनितान्यबलाजनस्य
दुःखानि नूनमतिमात्रसुदुःसहानि ॥ ३ ॥

( प्रविश्यापटीक्षेपेण ) अनसूया—जइ वि णाम विसअपरम्मुहस्स जणस्स एदं ण विदिअं तह वि तेण रण्णा सउन्दलाए अणज्ज आअरिदं । [ यद्यपि नाम विषयपराङ्मुखस्य जनस्यैतन्न विदितं तथापि तेन राज्ञा शकुन्तलायामनार्यमाचरितम् । ]

शिष्यः—यावदुपस्थितां होमवेलां गुरवे निवेदयामि । ( निष्क्रान्तः । )

अनसूया—पडिबुद्धा वि किं करिस्सं । ण मे उइदेसु वि णिअकरणिज्जेसु हत्थपाआ पसरन्ति । कामो दाणिं सकामो होदु जेण असच्चसंधे जणे सुद्धहिअआ सही पदं कारिदा । अहवा दुव्वाससो सावो एसो विआरेदि । अण्णहा कहं सो राएसी तारिसाणि मन्तिअ एत्तिअस्स कालस्स लेहमेत्तं पि ण विसज्जेदि । ता इदो अहिण्णाणं अङ्गुलीअअं से विसज्जेम । दुक्खसीले तवस्सिजणे को अब्भत्थीअदु । णं सहीगामी दोसो त्ति ववसिदा वि ण पारेमि पवासपडिणउत्तस्स तादकस्सवस्स दुस्सन्तपरिणीदं आवण्णसत्तं सउन्दलं णिवेदिदुं । इत्थगए अह्मेहिं किं णु खु करणिज्जं । ( प्रतिबुद्धापि किं करिष्यामि । न मे उचितेष्वपि निजकरणीयेषु हस्तपादं प्रसरति । काम इदानीं सकामो भवतु येनासत्यसंधे जने शुद्धहृदया सखी पदं कारिता । अथवा दुर्वाससः शाप एष विकारयति । अन्यथा कथं स राजर्षिस्तादृशानि मन्त्र-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—નવમાલિકાને ઊના પાણીથી કોણ સીંચી શકે વારુ?

(બન્ને જાય છે.)

વિષ્કમ્ભક સમાપ્ત

પછી ઊંઘમાંથી જાગેલો એક શિષ્ય પ્રવેશ કરે છે.)

શિષ્ય—પ્રવાસથી પાછા આવેલા પૂજ્ય કાશ્યપે સમય નક્કી કરવા મને આજ્ઞા આપી છે. બહાર ખુલ્લી હવામાં જઇ ને રાત કેટલી રહી છે તે જરા જોઉં. (આજુબાજુ ફરીને, જોઈને) અરે પ્રભાત થયું. કારણ કે—

એક બાજુ વનસ્પતિનો નાથ અસ્તાચલના શિખર ઉપર જાય છે. બીજી બાજુ જેણે અરુણને આગળ કર્યો છે તે સૂર્ય (ઊગે છે.) બંને તેજના એક સાથે અસ્ત અને ઉદયથી સૃષ્ટિ જાણે પોતાની જુદી જુદી સ્થિતિમાં સૂચના પામે છે. (૨)

વળી વધારામાં,

ચંદ્ર દેખાતો બંધ થાય ત્યારે એનો એ કમળનો છોડ, જેની સુંદરતા સ્મૃતિની વસ્તુ બની છે તે, મારી દૃષ્ટિને આનંદ આપતો નથી. પોતાનો પ્રિય જવાથી ઉદ્ભવેલાં સ્ત્રીઓનાં દુઃખ ખરેખર અત્યંત અસહ્ય હોય છે. (૩)

(પડદો ઊંચો કરીને પ્રવેશ કરીને)

અનસૂયા—જો કે વિષય (વાસના) વગરના લોકોથી આ ન સમજી શકાય છતાં તે રાજાએ શકુન્તલા પ્રત્યે આર્યને શોભે તેવું વર્તન કર્યું નથી.

શિષ્ય—ત્યારે હું ઉપસ્થિત થયેલા હોમ સમયની ગુરુજીને ખબર આપું.

(જાય છે.)

અનસૂયા—જાગેલી છતાં હું શું કરીશ? (મારી) ઉચિત ફરજો બજાવવા માટે પણ મારા હાથપગ ચાલતા નથી. જેણે પવિત્ર અંતઃકરણવાળી સખીને સત્યવચની નથી એવા માણસને શરણે મોકલી તે કામદેવ હવે ભલે સફળ ઇચ્છાવાળો થાય. અથવા આ દુર્વાસાનો શાપ વિકાર બતાવે છે નહિ તો તે રાજર્ષિ એવી જાતનું બોલીને આટલા વખત સુધી એક પત્ર



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



यित्वैतावता कालस्य लेखमात्रमपि न विसृजति । तदितोऽभिज्ञानमङ्गुलीयकं तस्य विसृजावः । दुःखशीले तपस्विजने कोऽभ्यर्थ्यताम् । ननु सखीगामी दोष इति व्यवसितापि न पारयामि प्रवासप्रतिनिवृत्तस्य तातकाश्यपस्य दुष्यन्तपरिणीतामापन्नसत्त्वां शकुन्तलां निवेदयितुम् । इत्थंगतेऽस्माभिः किं नु खलु करणीयम् । ]

( प्रविश्य ) **प्रियंवदा**—( सहर्षम् ) सहि, तुवर तुवर सउन्दलाए पत्थाणकोदुअं णिव्वत्तिदुं । [ सखि, त्वरस्व त्वरस्व शकुन्तलायाः प्रस्थानकौतुकं निर्वर्तयितुम् । ]

**अनसूया**—सहि, कहं एदं । [ सखि, कथमेतत् ]

**प्रियंवदा**—सुणाहि । दाणिं सुहसइदपुच्छिआ सउन्दलासआसं गदह्मि । [ शृणु । इदानीं सुखशयितप्रच्छिका शकुन्तलासकाशं गतास्मि । ]

**अनसूया**—तदो तदो । [ ततस्ततः ]

**प्रियंवदा**—दाव एण लज्जावणदमुहिं परिस्सजिअ सअं तादकस्सवेण एवं अहिणन्दिदं । दिट्ठिआ धूमाउलिददिट्ठिणो विजअमाणस्स पाअए एव्व आहुदि पडिदा । वच्छे, सुसिस्सपरिदिण्णा विअ विज्जा असोअणिज्जासि संवुत्ता । अज्ज एव्व इसिरक्खिदं तुम भत्तुणो सआसं विसज्जेमि त्ति । [ तावदेनां लज्जावनतमुखीं परिष्वज्य स्वयं तातकाश्यपेनैवमभिनन्दितम् । दिष्ट्या धूमाकुलितदृष्टेरपि यजमानस्य पावक एवाहुतिः पतिता । वत्से, सुशिष्यपरिदत्तेव विद्याशोचनीयासि संवृत्ता । अद्यैव ऋषिरक्षितां त्वां भर्तुः सकाशं विसृजामीति ।

**अनसूया**—अह केण सूइदो तादकस्सवस्स वुत्तन्तो । [ अथ केन सूचितस्तातकाश्यपस्य वृत्तान्तः । ]

**प्रियंवदा**—अग्गिसरणं पविट्ठस्स सरीरं विणा छन्दोमईए वाणिआए । [ अग्निशरणं प्रविष्टस्य शरीरं विना छन्दोमय्या वाण्या । ]

**अनसूया**—( सविस्मयम् ) कहेहि कहेहि । [ कथय कथय । ]

**प्रियंवदा**—( संस्कृतमाश्रित्य )

दुष्यन्तेनाहितं तेजो दधानां भूतये भुवः ।
अवेहि तनयां ब्रह्मन्नग्निगर्भां शमीमिव ॥ ४ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પણ કેમ મોકલતો નથી? માટે અહીંથી અમે તેમને ઓળખાણની વીંટી મોકલીએ. દુઃખથી ટેવાયેલા ઋષિજનોમાં કોને વિનવવો? નક્કી કર્યા છતાં સખીનો વાંક હોવાથી પ્રવાસથી પાછા ફરેલા પિતા કાશ્યપને દુષ્યન્તને પરણાવેલી આપન્નસત્ત્વા શકુંતલાનું હું નિવેદન કરી શકતી નથી. આટલે સુધી વાત પહોંચી છે તો ખરેખર શું કરવું જોઈએ?

(પ્રવેશ કરીને)

પ્રિયંવદા—(ખુશાલીમાં) સખી, જલદી કર. શકુન્તલાના પ્રયાણ સમયે શુભ કામ કરવાનું જલદી કર.

અનસૂયા—સખી, આ કેવી રીતે?

પ્રિયંવદા—સાંભળ. સુખરૂપ ઊંઘ (માટે) પૂછવા હું હમણાં શકુન્તલા પાસે ગઇ હતી.

અનસૂયા—પછી? પછી?

પ્રિયંવદા—પછી લજ્જાથી મુખ નીચું નમાવેલી એને ભેટીને સ્વયં પિતા કાશ્યપે અભિનંદન આપ્યાં, કે સદ્‌ભાગ્યે ધુમાડાથી દૃષ્ટિ રુંધાઈ હોવા છતાં યજ્ઞ કરનારની આહૂતિ અગ્નિમાં જ પડી છે. બેટા, સારા શિષ્યને આપેલી વિદ્યાની માફક તું શોકનું કારણ રહી નથી. મુનિઓથી રક્ષાયેલી તને આજે જ પતિ પાસે મોકલીશ.

અનસૂયા—પણ તાત કાશ્યપને ખબર કોનાથી સૂચવાઇ હતી?

પ્રિયંવદા—અગ્નિગૃહમાં ગયેલાને શરીર વગરની છંદોમયી વાણીથી.

અનસૂયા—(વિસ્મયતાથી) કહે કહે.

પ્રિયંવદા—(સંસ્કૃતનો આશ્રય લઈ)

એ બ્રાહ્મણ, દુષ્યન્તે મૂકેલું તેજ દુનિયાના હિત માટે ધારતી
પુત્રીને અંદર અગ્નિ ધારતા શમી (વૃક્ષ) જેવી જાણ. (૪)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**अनसूया**—( प्रियंवदामाश्लिष्य ) सहि, पिअं मे पिअं मे। किंदु अज्ज एव्व सउन्दला णीअदित्ति उक्कण्ठासाहारणं परितोसं अणुहोमि । [ सखि, प्रियं मे प्रियं मे । किंत्वद्यैव शकुन्तला नीयत इत्युत्कण्ठासाधारणं परितोषमनुभवामि । ]

**प्रियंवदा**—सहि, वअं दाव उक्कण्ठं विणोदइस्सामो । सा तवस्सिणी णिव्वुदा होदु । [ सखि, आवां तावदुत्कण्ठां विनोदयिष्यावः । सा तपस्विनी निर्वृता भवतु । ]

**अनसूया**—तेण हि एदस्सिं चूदसाहावलम्बिदे णारिएरसमुग्गए एतण्णिमित्तं एव्व कालन्तरक्खमा णिक्खित्ता मए केसरमालिआ । तं तुमं हत्थसंणिहिदं करेहि । जाव अहंपि से गोरोअणा तित्थमित्तिअ दुव्वाकिसलआणित्ति मङ्गलसमालम्भणाणि विरएमि । [ तेन ह्येतस्मिंश्चूतशाखावलम्बिते नालिकेरसमुद्गके एतन्निमित्तमेव कालान्तरक्षमा निक्षिप्ता मया केसरमालिका । तां त्वं हस्तसंनिहितां कुरु । यावदहमपि तस्यै गोरोचना तीर्थमृत्तिका दुर्वाकिसलयानीति मङ्गलसमालम्भनानि विरचयामि । ]

**प्रियंवदा**—तह करीअदु । [ तथा क्रियताम् । ]

( अनसूया निष्क्रान्ता । प्रियंवदा नाट्येन सुमनसो गृह्णाति )

( नेपथ्ये । ) गौतमि, आदिश्यन्तां शार्ङ्गरवमिश्राः शकुन्तलानयनाय ।

**प्रियंवदा**—( कर्णं दत्वा ) अनसूये, तुवर तुवर। एदे क्खु हत्थिणउरगामिणो इसीओ सद्दावी अन्ति। [ अनसूये त्वरस्व त्वरस्व । एते खलु हस्तिनापुरगामिन ऋषय शब्दाय्यन्ते । ]

( प्रविश्य समालम्भनहस्ता ) **अनसूया**—सहि, एहि । गच्छह्म [ सखि, एहि । गच्छावः । ] ( परिक्रामतः )

**प्रियंवदा**—( विलोक्य ) एसा सुज्जोदए ऐव्व सिहामज्जिदा पडिच्छिदणीवारहत्थाहिं सोत्थिवाअणिआहिं तावसीहिं अहिणन्दीअमाणा सउन्दला चिट्ठइ। उवसप्पह्म णं । [ एषा सूर्योदय एव शिखामज्जिता प्रतिष्ठितनीवारहस्ताभिः स्वस्तिवाचनिकाभिस्तापसीभिरभिनन्द्यमाना शकुन्तला तिष्ठति । उपसर्पाव एनाम् । ] ( उपसर्पतः )

( ततः प्रविशति यथोद्दिष्टव्यापारासनस्था शकुन्तला )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અનસૂયા—(પ્રિયંવદાને ભેટીને) સખી (મારી), મને આનંદ થયો. હું ખુશી થઈ, પરંતુ આજે જ શકુન્તલાને લઈ જવામાં આવે છે એમ ફિકર સાથે સંતોષ અનુભવું છું.

પ્રિયંવદા—સખી, આપણે તો ઉત્કંઠા શમાવીશું. તે બિચારી ભલે સુખી થાય.

અનસૂયા—ત્યારે ખરેખર, આ આંબાની ડાળીએ ભેરવેલી નાળિયેરીની છાબડીમાં એ કારણથી જ મેં ઘણા વખત સુધી ચાલે તેવી બકુલપુષ્પની માળા રાખી છે. તેને તું (તારા) હાથમાં લે. દરમિયાન હું પણ તે માટે ગોરોચના, તીર્થની માટી, દુર્વાની કૂંપળો એવા મંગળ શણગાર તૈયાર કરું છું.

પ્રિયંવદા—ભલે તેમ કર.

(અનસૂયા બહાર જાય છે. પ્રિયંવદા ફૂલ લેવાનો અભિનય કરે છે.)

(પડદા પાછળ) ગૌતમી, શાર્ઙ્ગરવ વગેરેને શકુન્તલાને લાવવા માટે કહો.

પ્રિયંવદા—(કાન દઇને) અનસૂયા ઉતાવળ કર. ઉતાવળ કર. અહીં ખરેખર, હસ્તિનાપુર જનારા ઋષિઓને બોલાવવામાં આવે છે.

(હાથમાં શણગાર સાથે આવીને)

અનસૂયા—સખી, આવ આપણે જઈએ. (આજુબાજુ ફરે છે)

પ્રિયંવદા—(જોઇને) જેને હાથમાં વગડાઉ ચોખા રાખી, આશીર્વાદ ઉચ્ચારતી તાપસીઓ અભિનંદન આપે છે—તે સૂર્યોદયે જ માથાબોળ નાહેલી શકુન્તલા આ ઊભી. એની પાસે જઇએ (પાસે જાય છે) (પછી ઉપર વર્ણવ્યા મુજબ, આસન ઉપર બેઠેલી શકુન્તલા પ્રવેશ કરે છે)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**तापसीनामन्यतमा**—( शकुन्तलां प्रति ) पुत्तिआए, भत्तुणो बहुमाणसूअअं महादेईसद्दं लहेहि । [ पुत्रिके, भर्तुर्बहुमानसूचकं महादेवीशब्दं लभस्व । ]

**द्वितीया**--वच्छे, वीरप्पसविणी होहि । [ वत्से, वीरप्रसविनी भव । ]

**तृतीया**--जादे भत्तुणो बहुमदा होहि [ जाते भर्तुर्बहुमता भव । ] [ आशिषो दत्त्वा गौतमीवर्जं निष्क्रान्ताः )

**सख्यौ**—( उपसृत्य ) सहि, सुहमज्जणं दे होदु । सखि, सुखमज्जनं ते भवतु । ]

**शकुन्तला**--साअदं मे सहीणं । इदो णिसीदह । [ स्वागतं मे सख्योः । इतो निषीदतम् । ]

**उभे**—( मङ्गलपात्राण्यादाय । उपविश्य ) हला, सज्जा होहि । जाव मङ्गलसमालम्भणं विरएम । [ हला, सज्जा भव । यावन्मङ्गलऽसमालम्भनं विरचयावः । ]

**शकुन्तला**—इदं पि बहु मन्तव्वं । दुल्लहं दाणि मे सहीमण्डणं भविस्सदि । [ इदमपि बहु मन्तव्यम् । दुर्लभमिदानीं मे सखीमण्डनं भविष्यति । ]
( बाष्पं विसृजति )

**उभे**--सहि, उइअं ण मे मङ्गलकाले रोइदुं । [ सखि, उचितं न ते मङ्गलकाले रोदितुम् । ]

**प्रियंवदा**—आहरणोइदं रूवं अस्समसुलहेहिं पसाहणेहिं विप्पअरीअदि । [ आभरणोचितं रूपमाश्रमसुलभैः प्रसाधनैर्विप्रक्रियते । ]

( प्रविश्योपायनहस्तौ ) **ऋषिकुमारकौ**—इदमलंकरणम् । अलंक्रियतामत्रभवती ।

( सर्वा विलोक्य विस्मिताः )

**गौतमी**--वच्छ णारअ, कुदो एदं । [ वत्स नारद, कुत एतत् । ]

**प्रथमः**--तातकाश्यपप्रभावात् ।

**गौतमी**--किं माणसी सिद्धी । [ किं मानसी सिद्धिः । ]

**द्वितीयः**--न खलु श्रूयताम् । तत्रभवता वयमाज्ञप्ताः शकुन्तलाहेतोर्वनस्पतिभ्यः कुसुमान्याहरतेति । तत इदानीं

**क्षौमं केनचिदिन्दुपाण्डु तरुणा माङ्गल्यमाविष्कृतं**
**निष्ठ्यूतश्चरणोपभोगसुलभो लाक्षारसः केनचित् ।**
**अन्येभ्यो वनदेवताकरतलैरापर्वभागोत्थितै-**
**र्दत्तान्याभरणानि नः किसलयोद्भेदप्रतिद्वन्द्विभिः ॥ ५ ॥**

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એક ઋષિપત્ની—(શકુન્તલા પ્રત્યે) લાડકી, પતિનું બહુમાન સૂચવતો 'મહાદેવી' શબ્દ મેળવ.

બીજી તાપસી—બેટી, વીર પુત્રને જન્મ આપનારી થજે.

ત્રીજી તાપસી—માડી, તારા પતિની બહુ માનીતી થજે.
(આશિષ આપીને ગૌતમી સિવાય બધાં જતાં રહે છે.)

બંને સખીઓ—(આવીને) બહેની (મારી), તારું સ્નાન સુખમય થાઓ.

શકુન્તલા—મારી બંને બહેનોને સ્વાગત. અહીં બેસો.

બંને—(મંગળપાત્રો લઈને અને બેસીને) અલી સજ્જ થા. દરમિયાન અમે (તને) મંગળ શણગાર સજીએ.

શકુન્તલા—આટલું પણ બહુ મૂલ્યવાળું છે. હવે મારી સખીઓના શણગાર દુર્લભ થશે. (આંસુ સારે છે.)

બંને—સખી, મંગળ સમયે રડવું તને ઉચિત નથી.

પ્રિયંવદા—ઘરેણાંને ઉચિત રૂપ આશ્રમમાં સહેલાઈથી મળતા શણગારથી ઝાંખું પડે છે. (હાથમાં ભેટ સાથે આવીને) બે ઋષિકુમાર—આ અલંકાર. આને સજાવો.

(જોઈને બધા વિસ્મય પામે છે.)

ગૌતમી—બેટા નારદ, આ ક્યાંથી?

પહેલો—પિતા કાશ્યપના પ્રભાવથી.

ગૌતમી—શું માનસિક સિદ્ધિ?

બીજો—ના–ખરેખર, સાંભળો. 'શકુન્તલા માટે વનસ્પતિ પાસેથી ફૂલ લઈ આવો' એમ તે પૂજ્ય વડે અમને આજ્ઞા અપાઈ હતી. પછી હમણાં,

ચંદ્ર જેવું શ્વેત માંગલિક રેશમી વસ્ત્ર કોઈ તરુએ આપ્યું.
કોઈએ પગને લગાડવા યોગ્ય એવો લાક્ષારસ બહાર કાઢ્યો.
બીજામાંથી, ફૂટતી કૂંપળની સાથે હરીફાઈ કરતી પોંચા સુધી
બહાર કાઢેલી, વનદેવતાઓની હથેળીઓ વડે અમને ઘરેણાં
અપાયાં. (૫)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**प्रियंवदा**--( शकुन्तलां विलोक्य ) हला, इमाए अब्भुववत्तीए सूइआ दे भत्तुणो गेहे अणुहोदव्वा राअलच्छी। [ हला अनयाभ्युपपत्त्या सूचिता ते भर्तुर्गेहेऽनुभवितव्या राजलक्ष्मीः । ]

( शकुन्तला व्रीडां रूपयति )

**प्रथमः**--गौतम, एह्येहि । अभिषेकावतीर्णाय काश्यपाय वनस्पतिसेवां निवेदयावः।

**द्वितीयः**--तथा । ( निष्क्रान्तौ )

**सख्यौ**—अए अणुवहुत्तभूसणो अअं जणो । चित्तकम्मपरिअएण अङ्गेसुदे आहरणविणिओअं करेह्म। [अये अनुपभुक्तभूषणोऽयं जनः। चित्रकर्मपरिचयेनाङ्गेषु ते आभरणविनियोगं कुर्वः । ]

**शकुन्तला**--जाणे वो णेउणं । [ जाने वां नैपुणम् । ]

( उभे नाट्येनालंकुरुतः )

( ततः प्रविशति स्नानोत्तीर्णः काश्यपः )

**काश्यपः**--

यास्यत्यद्य शकुन्तलेति हृदयं संस्पृष्टमुत्कण्ठया
कण्ठः स्तम्भितबाष्पवृत्तिकलुषश्चिन्ताजडं दर्शनम् ।
वैक्लव्यं मम तावदीदृशमहो स्नेहादरण्यौकसः
पीड्यन्ते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः ॥ ६ ॥

( परिक्रामति )

**सख्यौ**--हला, सउन्दले, अवसिदमण्डणासि । परिधेहि संपदं खोमजुअलं । [ हला शकुन्तले, अवसितमण्डनासि । परिधत्स्व सांप्रतं क्षौमयुगलम् ।

( शकुन्तलोत्थाय परिधत्ते )

**गौतमी**--जादे एसो दे आणन्दपरिवाहिणा चक्खुणा परिस्सजन्तो विअ गुरु उवट्ठिदो । आआरं दाव पडिवज्जस्स । [ जाते, एष ते आनन्दपरिवाहिणा चक्षुषा परिष्वजमान इव गुरुरुपस्थितः । आचारं तावत् प्रतिपद्यस्व । ]

**शकुन्तला**--( सव्रीडम् ) ताद, वन्दामि । [ तात, वन्दे । ] ( वन्दते )

**काश्यपः**--वत्से,

ययातेरिव शर्मिष्ठा भर्तुर्बहुमता भव ।
सुतं त्वमपि सम्राजं सेव पूरुमवाप्नुहि ॥ ७॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રિયંવદા—( શકુન્તલાને જોઇને ) અલી, આ અનુગ્રહથી પતિને ઘેર તારે ભોગવવાની રાજ્યલક્ષ્મી સુચવાઇ છે.

( શકુન્તલા શરમ દાખવે છે )

પહેલો—ગૌતમ, આવ, આવ. આપણે વનવૃક્ષોએ કરેલી સેવા બાબત સ્નાન કરીને આવેલા તાત કાશ્યપને કહીએ.

બીજો—ભલે તેમ. ( બંને જાય છે )

બંને સખીઓ—અરે, અમે ( ક્યારે ય ) આભૂષણો વાપર્યાં નથી. ચિત્રકલાના પરિચયથી તારાં અંગો ઉપર ઘરેણાંની સજાવટ કરીએ.

શકુન્તલા—તમારી નિપુણતા જાણું છું.

( બન્ને શણગાર પહેરાવતી હોય તેમ )

( પછી સ્નાન કરી રહેલા કાશ્યપ આવે છે. )

કાશ્યપ—

'આજે શકુન્તલા જશે' એ વિચારે ( મારા ) હૃદયને ઉત્કંઠા ઊંડી (સુ) સ્પર્શી છે. આંસુનું પડવું રોકાવાથી (મારો) કંઠ રૂંધાય છે. (મારો) દેખાવ ચિંતાથી જડ થયો છે. ત્યારે જો મને વનવાસીને હેતને લીધે આવું દુઃખ થાય છે તો અરર ! પહેલા ( નવા ) પુત્રી વિયોગના દુઃખથી ગૃહવાસી પિતાઓ કેવા પીડાતા હશે ? ( ૬ ) (ફરે છે. )

બંને સખીઓ—અલી શકુન્તલા, શણગાર પૂરા થઈ ગયા. હવે રેશમી વસ્ત્રની જોડ પહેર.

( શકુન્તલા ઊઠીને પહેરે છે. )

ગૌતમી—બેટા, આ તારા પિતા, જાણે આનંદથી ઊભરાતી આંખે ભેટતા હોય તેમ આવ્યા છે. તો આચાર કર.

શકુન્તલા—( શરમથી ) પિતાજી, પ્રણામ કરું છું.

( પ્રણામ કરે છે )

કાશ્યપ—બેટા,

શર્મિષ્ઠા યયાતિને ( હતી ) તેમ તું પતિની બહુ માનીતી થા.
તેણે જેમ પુરુ તેમ તું પણ ચક્રવર્તી પુત્ર મેળવ. (૭)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**गौतमी**--भवअं, वरो क्खु एसो, ण आसिसा । [ भगवन्, वरः खल्वेषः नाशीः । ]

**काश्यपः**--वत्से, इतः सद्योहुताग्नीन् प्रदक्षिणीकुरुष्व ।

( सर्वे परिक्रामन्ति )

**काश्यपः**--

अमी वेदिं परितः क्लृप्तधिष्ण्याः
समिद्वन्तः प्रान्तसंस्तीर्णदर्भाः ।
अपघ्नन्तो दुरितं हव्यगन्धै-
र्वैतानास्त्वां वह्नयः पावयन्तु ॥ ८ ॥

( शकुन्तला प्रदक्षिणं करोति )

प्रतिष्ठस्वेदानीम् । ( सदृष्टिक्षेपम् ) क्व ते शार्ङ्गरवमिश्राः ।

( प्रविश्य ) **शिष्यः**--भगवन्, इमे स्मः ।

**काश्यपः**--शार्ङ्गरव, भगिन्यास्ते मार्गमादेशय ।

**शार्ङ्गरवः**--इत इतो भवती ।

( सर्वे परिक्रामन्ति )

**काश्यपः**--भो भोः संनिहितास्तपोवनतरवः,

पातुं न प्रथमं व्यवस्यति जलं युष्मास्वपीतेषु या
नादत्ते प्रियमण्डनापि भवतां स्नेहेन या पल्लवम् ।
आद्ये वः कुसुमप्रसूतिसमये यस्या भवत्युत्सवः
सेयं याति शकुन्तला पतिगृहं सर्वैरनुज्ञायताम् ॥ ९ ॥

( कोकिलरवं सूचयित्वा )

अनुमतगमना शकुन्तला
तरुभिरियं वनवासबन्धुभिः ।
परभृतविरुतं कलं यतः
प्रतिवचनीकृतमेभिरीदृशम् ॥ १० ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ગૌતમી—ભગવાન, આ ખરેખર વરદાન છે; આશીર્વાદ નહિ.

કાશ્યપ—પુત્રી, આહુતિ હમણાં જ અપાઈ છે તેવા અગ્નિની અહીં પ્રદક્ષિણા કર.

( બધાં પ્રદક્ષિણા કરે છે. )

કાશ્યપ—

આ વેદીની ( કુંડની ) આસપાસ જગ્યા નિર્દિષ્ટ કરાયેલા,
સમિધવાળા, જેને છેડે કુશ ઘાસ વેરેલું છે તેવા, હવ્યગંધથી
પાપ દૂર કરનારા યજ્ઞોના અગ્નિ તને પાવન કરો. (૮)

( શકુન્તલા પ્રદક્ષિણા કરે છે. )

હવે વિદાય થા. ( આજુબાજુ નજર કરી. ) પેલા શાર્ઙ્ગરવ વગેરે ( બીજા ) ક્યાં છે ?

(આવીને) શિષ્ય—ભગવાન, અમે આ રહ્યા.

કાશ્યપ—શાર્ઙ્ગરવ, તારી બહેનને રસ્તો બતાવ.

શાર્ઙ્ગરવ—આમ. બહેન આ બાજુ. ( બધા ફરે છે. )

કાશ્યપ—અરે, અરે, ઓ પાસે રહેલાં તપોવનનાં તરુઓ,

તમે ન પીધું હોય તે પહેલાં જે પાણી પીવા યત્ન નથી કરતી;
શણગાર ગમે છે છતાં જે તમારા (પ્રત્યે) પ્રેમને લીધે પાંદડું
પણ તોડતી નથી; તમારા પહેલા પુષ્પ કાલ વખતે જેને
ઉત્સવ થાય છે તે આ શકુન્તલા પતિને ઘેર જાય છે. બધા
આજ્ઞા આપો. (૯)

( કોયલનો સ્વર સૂચવીને. )

વનવાસના મિત્રો તરુઓ વડે આ શકુન્તલાને જવાની અનુજ્ઞા
અપાઈ છે. કારણ કે કોયલનો મધુર અવાજ એમણે આવા
જવાબમાં પ્રયોજ્યો છે. (૧૦)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( आकाशे )

रम्यान्तरः कमलिनीहरितैः सरोभि-
श्छायाद्रुमैर्नियमितार्कमयूखतापः ।
भूयात् कुशेशयरजोमृदुरेणुरस्याः
शान्तानुकूलपवनश्च शिवश्च पन्थाः ॥ ११ ॥

( सर्वे सविस्मयमाकर्णयन्ति )

गौतमी—जादे, णादिजणसिणिद्धाहिं अणुण्णादगमणासि तवोवणदेवदाहिं। पणम भअवदीणं। [जाते, ज्ञातिजनस्निग्धाभिरनुज्ञातगमनासि तपोवनदेवताभिः। प्रणम भगवतीः।]

शकुन्तला—( सप्रणामं परिक्रम्य। जनान्तिकम् ) हला पिअंवदे, अज्जउत्तदंसणुस्सुआए वि अस्समपदं परिच्चअन्तीए दुक्खेण मे चलणा पुरदो पवट्टन्ति [ हला प्रियंवदे, आर्यपुत्रदर्शनोत्सुकाया अप्याश्रमपदं परित्यजन्त्या दुःखेन मे चरणौ पुरतः प्रवर्तेते। ]

प्रियंवदा—ण केवलं तवोवणविरहकादरा सही एव्व। तुए उवट्ठिदविओअस्स तवोवणस्स वि दाव समवत्था दीसइ।

उग्गलिअदब्भकवला मिआ परिच्चत्तणच्चणा मोरा।
ओसरिअपण्डुपत्ता मुअन्ति अस्सूणि विअलदाओ ॥ १२ ॥

[ न केवलं तपोवनविरहकातरा सख्येव। त्वयोपस्थितवियोगस्य तपोवनस्यापि तावत् समवस्था दृश्यते।

उद्गलितदर्भकवला मृगाः परित्यक्तनर्तना मयूराः
अपसृतपाण्डुपत्रा मुञ्चन्त्यश्रूणीव लताः। ]

शकुन्तला—( स्मृत्वा ) ताद, लदाबहिणिअं वणजोसिणिं दाव आमन्तइस्सं। [ तात, लताभगिनीं वनज्योत्स्नां तावदामन्त्रयिष्ये ]

काश्यपः—अवैमि ते तस्यां सोदर्यास्नेहम्। इयं तावद् दक्षिणेन।

शकुन्तला—( लतामुपेत्य ) वणजोसिणि, चूदसंगता वि मं पच्चालिङ्ग इदोगदाहिं साहाबाहाहिं। अज्जप्पहुदि दूरवत्तिणी दे क्खु भविस्सं [ वनज्योत्स्ने चूतसंगतापि मां प्रत्यालिङ्गेतोगताभिः शाखाबाहाभिः। अद्य प्रभृति दूरवर्तिनी ते खलु भविष्यामि। ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



( આકાશમાં )

કુમળિનીઓ વડે હરિયાળાં સરોવરોથી જે વચ્ચે વચ્ચે રમ્ય છે,
છાયાવાળાં વૃક્ષોથી જેમાં સૂર્યનાં કિરણોનો તાપ ઓછો કરાયો છે,
કમળની રજથી જેની રેતી સુંવાળી છે, તેવો આનો રસ્તો
મંદ અને સુસંગત પવનવાળો અને મંગલકર બનો. (૧૧)

( બધાં વિસ્મયતાથી સાંભળે છે. )

ગૌતમી--બેટી, સગાં જેવા માયાળુ તપોવનના દેવતાઓએ તને જવાની અનુજ્ઞા આપી છે. દેવતાઓને પ્રણામ કર.

શકુન્તલા--( પ્રણામ અને પ્રદક્ષિણા કરી ) ( બાજુ પર ) સખી પ્રિયંવદા, આર્યપુત્રનાં દર્શન માટે આતુર છતાં આશ્રમનો ભાગ છોડતી મારા પગ પરાણે આગળ વધે છે.

પ્રિયંવદા--તપોવનથી છૂટી પડતાં ( મારી ) સખી એકલી જ ફક્ત દુઃખી થાય છે એમ નથી. તો તારાથી વિખૂટા પડવાનું જેને પાસે છે તે તપોવનની પણ સરખી જ દશા દેખાય છે.

મૃગોએ દર્ભના કોળિયા છોડ્યા છે. મયૂરોએ નર્તન છોડ્યું
છે. પીળાં પાંદડાં ખેરવતી વેલીઓ જાણે આંસુ સારે છે. (૧૨)

શકુન્તલા--( યાદ કરીને ) પિતાજી, ત્યારે બહેન જેવી લતા વનજ્યોત્સ્નાની રજા લઈશ.

કાશ્યપ--તારો તેના પ્રત્યેનો બહેન જેવો સ્નેહ હું જાણું છું. તો અહીં જમણી બાજુ ( તે છે. )

શકુન્તલા--( લતા પાસે જઈને ) વનજ્યોત્સ્ના, આમ્રવૃક્ષ સાથે જોડાયેલી છે છતાં ( તારી ) આ બાજુ ધસી આવેલી ડાળીના હાથથી મને ભેટ. આજથી હું તારાથી ખરેખર દૂર રહેનારી થઈશ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



काश्यपः—

संकल्पितं प्रथममेव मया तवार्थे
भर्तारमात्मसदृशं सुकृतैर्गता त्वम् ।
चूतेन संगतवती नवमालिकेय-
मस्यामहं त्वयि च संप्रति वीतचिन्तः ॥ १३ ॥

इतः पन्थानं प्रतिपद्यस्व ।

शकुन्तला—( सख्यौ प्रति ) हला, एसा दुवेणं वो हत्थे णिक्खेवो । [ हला, एषा द्वयोर्युवयोर्हस्ते निक्षेपः । ]

सख्यौ—अअं जणो कस्स हत्थे समप्पिदो । [ अयं जनः कस्य हस्ते समर्पितः ।] ( बाष्पं विहरतः )

काश्यपः—अनसूये, अलं रुदित्वा । ननु भवतीभ्यामेव स्थिरीकर्तव्या शकुन्तला ( सर्वे परिक्रामन्ति )

शकुन्तला-ताद एसा उडजपज्जन्तचारिणी गब्भमन्थरा मिअवहू जदा अणघप्पसवा होइ तदा मे कंपि पिअणीवेदइत्तअं विसज्जइस्सह । [ तात एषोटजपर्यन्तचारिणी गर्भमन्थरा मृगवधूर्यदानघप्रसवा भवति तदा मह्यं कमपि प्रियनिवेदयितृकं विसर्जयिष्यथ । ]

काश्यपः—नेदं विस्मरिष्यामः ।

शकुन्तला—( गतिभङ्गं रूपयित्वा ) को णु क्खु एसो णिवसणे मे सज्जइ । [ को नु खल्वेष निवसने मे सज्जते । ] ( परावर्तते )

काश्यपः—वत्से,

यस्य त्वया व्रणविरोपणमिङ्गुदीनां
तैलं न्यषिच्यत मुखे कुशसूचिविद्धे ।
श्यामाकमुष्टिपरिवर्धितको जहाति
सोऽयं न पुत्रकृतकः पदवीं मृगस्ते ॥ १४ ॥

शकुन्तला—वच्छ, किं सहवासपरिच्चाइणिं मं अणुसरसि । अचिरप्पसूदाए जणणीए विणा विवड्ढिदो एव्व । दाणिं पि मए विरहिदं तुमं तादो चिन्तइस्सदि । णिवत्तेहि दाव । [ वत्स, किं सहवासपरित्यागिनीं मामनुसरसि । अचिरप्रसूतया जनन्या विना विवर्धित एव । इदानीमपि मया विरहितं त्वां तातश्चिन्तयिष्यति । निवर्तस्व तावत् । ( रुदती प्रस्थिता )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કાશ્યપ—ઊંચી પાંપણોવાળી આંખના વ્યાપારને રોકતાં આંસુ સ્થિરતાથી રોક. જ્યાં નીચો ઊંચો જમીનનો ભાગ જણાતો નથી, તેવા આ રસ્તા ઉપર ખરેખર, તારાં પગલાં એક સરખાં પડતાં નથી. (૧૫)

શાર્ઙ્ગરવ—ભગવાન, પાણીની પાળ સુધી સ્નેહીજન પાછળ જવું એમ કહ્યું છે. તો આ સરોવરનો કાંઠો છે. અહીં સંદેશો આપીને આપે પાછા જવું યોગ્ય છે.

કાશ્યપ—ખરેખર ત્યારે આપણે આ ક્ષીરવૃક્ષની છાયામાં આશ્રય લઈએ.

(બધાં ફરીને બેસે છે.)

કાશ્યપ—(સ્વગત) મહારાજ દુષ્યન્તને યોગ્ય આપણે ખરેખર શું સંદેશો મોકલવો જોઈએ? (વિચારે છે.)

શકુન્તલા—(બાજુ પર) અલી જો. માત્ર કમળપત્રથી ઢંકાયેલા સાથીને પણ ન જોતી આતુર ચક્રવાક-નારી દુઃખથી રડે છે, 'હું ખરેખર દુષ્કર (કામ) કરી રહી છું.'

અનસૂયા—સખી, એવું બોલ મા.

તે પણ વિરહથી વધારે લાંબી (થયેલી) રાત્રી પ્રિય (સાથી) વગર વિતાવે છે. વિરહની ગમગીની ભારે તોયે આશા તન્તુ સહન કરાવે છે. (૧૬)

કાશ્યપ—શાર્ઙ્ગરવ, શકુન્તલાને તેને અર્પણ કરીને તારે તે રાજાને આ પ્રમાણે મારા નામે કહેવું.

શાર્ઙ્ગરવ—આપ ભલે આજ્ઞા કરો.

કાશ્યપ—

સંયમધનવાળા અમારો અને આપના ઊંચા કુળનો, અને સગાંઓએ બીલકુલ નહિ કરેલી આપના પ્રત્યેની આની તે સ્નેહ પ્રવૃત્તિનો ઠીક વિચાર કરીને, આપે આને બધી પત્નીઓમાં સરખા સામાન્ય માનથી જોવી જોઇએ. આથી વધુ નસીબ ઉપર આધાર રાખે છે. તે છોકરીનાં સગાંઓએ ખરેખર જણાવવું ન જોઈએ. (૧૭)

શાર્ઙ્ગરવ—સંદેશો ગ્રહણ કર્યો છે.

કાશ્યપ—બેટી, હવે તને શીખ આપવાની છે. વનમાં વાસ કરનારા છીએ છતાં અમે લૌકિક (રીત) જાણનારા છીએ.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**शार्ङ्गरवः**—न खलु धीमतां कश्चिदविषयो नाम । R.C.

**काश्यपः**—सा त्वमितः पतिकुलं प्राप्य

शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः ।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥ १८॥

कथं वा गौतमी मन्यते ।

**गौतमी**—एत्तिओ वहूजणस्स उवदेसो । जादे, एदं क्खु सव्वं ओधारेहि ।
[ एतावान् वधूजनस्योपदेशः । जाते, एतत् खलु सर्वमवधारय । ]

**काश्यपः**—वत्से, परिष्वजस्व मां सखीजनं च ।

**शकुन्तला**—ताद, इदो एव्व किं पिअंवदा अणसूआओ सहीओ णिवत्तिस्सन्ति ।
[ तात, इत एव किं प्रियंवदानसूये सख्यौ निवर्तिष्येते । ]

**काश्यपः**—वत्से, इमे अपि प्रदेये । न युक्तमनयोस्तत्र गन्तुम् । त्वया सह गौतमी यास्यति ।

**शकुन्तला**—( पितरमाश्लिष्य ) कहं दाणिं तादस्स अङ्कादो परिब्भट्ठा मलअतटोन्मूलिआ चन्दणलदा विअ देसन्तरे जीविअं धारइस्सं । [ कथमिदानीं तातस्याङ्कात् परिभ्रष्टा मलयतटोन्मूलिता चन्दनलतेव देशान्तरे जीवितं धारयिष्ये । ]

**काश्यपः**—वत्से, किमेवं कातरासि ।

अभिजनवतो भर्तुः श्लाघ्ये स्थिता गृहिणीपदे
विभवगुरुभिः कृत्यैस्तस्य प्रतिक्षणमाकुला ।
तनयमचिरात् प्राचीवार्कं प्रसूय च पावनं
मम विरहजां न त्वं वत्से शुचं गणयिष्यसि ॥ १९ ॥

( शकुन्तला पितुः पादयोः पतति )

**काश्यपः**—यदिच्छामि ते तदस्तु ।

**शकुन्तला**—( सख्यावुपेत्य ) हला, दुवे वि मं समं एव्व परिस्सजह ।
[ हला, द्वे अपि मां सममेव परिष्वजेथाम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શાર્ઙ્ગરવ--બુદ્ધિમાનના ખ્યાલ બહાર ખરેખર કંઈ ન હોઈ શકે.

કાશ્યપ--તે તું અહીંથી પતિને ઘેર જઈને,

મુરબ્બીઓની સેવા કરજે. સપત્નીજનો પ્રત્યે પ્રિયસખીનું વર્તન રાખજે. પતિ અપમાન કરે તો પણ (તું) ગુસ્સાથી સામે થઈશ મા. નોકરો પ્રત્યે અત્યંત વિનયી થજે. ભાગ્ય માટે ફુલાઈ ન જતી. આની રીતે સ્ત્રીઓ ગૃહિણીપદ પ્રાપ્ત કરે છે. ઊલટું આચરનારી કુળની આધિ (પીડા) છે. (૧૮)

અને ગૌતમી કેવું ધારે છે?

ગૌતમી--કન્યા માટે આટલી શીખ છે. લાડકી (મારી), આ બધું ખરેખર યાદ રાખજે.

કાશ્યપ--બેટી, મને અને સખીઓને ભેટી લે.

શકુન્તલા--પિતાજી, પ્રિયંવદા અને અનસૂયા બન્ને સખીઓ અહીંથી જ પાછી વળશે શું ?

કાશ્યપ--બહેન, એમને પણ વળાવવાનાં છે. ત્યાં જવું આમને માટે યોગ્ય નથી. તારી સાથે ગૌતમી આવશે.

શકુન્તલા--(પિતાને ભેટીને) મલય તટ ઉપરથી ઉખડી પડેલી ચન્દનલતાની જેમ પિતાના ખોળામાંથી પડી ગયેલી હું હવે બીજા દેશમાં શી રીતે જીવન વહીશ ?

કાશ્યપ--બેટા, એમ ગભરાય છે શું ?

ઉમદા કુટુંબમાં જન્મેલા પતિના માનનીય ગૃહિણીપદે સ્થપાયેલી, દરેક ક્ષણે તેનાં સમૃદ્ધિને લીધે ભવ્ય કર્તવ્યોમાં રોકાયેલી, અને થોડા વખતમાં પૂર્વ દિશા જેમ સૂર્યને, તેમ પવિત્ર પુત્રને જન્મ આપીને ઓ પુત્રી, મારા વિયોગથી થતું દુઃખ તું ભૂલી જઈશ. (૧૯)

(શકુન્તલા પિતાને પગે પડે છે)

કાશ્યપ--હું જે ઇચ્છું છું તે તારું થાઓ.

શકુન્તલા--(સખીઓ પાસે જઈને) બહેનો (મારી), તમે બન્નેય મને સાથે જ ભેટો.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**सख्यौ**--( तथा कृत्वा ) सहि जइ णाम सो राआ पच्चहिण्णाणमन्थरो भवे तदो से इमं अत्तणामहेअङ्किदं अङ्गुलीअअं दंसेहि । [ सखि, यदि नाम स राजा प्रत्यभिज्ञानमन्थरो भवेत् ततस्तस्येदमात्मनामधेयाङ्कितमङ्गुलीयकं दर्शय । ]

**शकुन्तला**—इमिणा संदेहेण वो आकम्पिदह्मि । [ अनेन संदेहेन वामाकम्पितास्मि । ]

**सख्यौ**--मा भाआहि । अदिसिणेहो पावसङ्की । [ मा विभीहि । अतिस्नेहः पापशङ्की । ] R.C.

**शार्ङ्गरवः**---युगान्तरमारूढः सविता । त्वरतामत्रभवती ।

**शकुन्तला**--( आश्रमाभिमुखी स्थित्वा ) ताद, कदा णु क्खु भूओ तवोवणं पेक्खिस्सं । [तात, कदा नु खलु भूयस्तपोवनं प्रेक्षिष्ये । ]

**काश्यपः**---श्रूयताम्

भूत्वा चिराय चतुरन्तमहीसपत्नी
दौष्यन्तिमप्रतिरथं तनयं निवेश्य ।
भर्त्रा तदर्पितकुटुम्बभरेण सार्धं
शान्ते करिष्यसि पदं पुनराश्रमेऽस्मिन् ॥ २० ॥

**गौतमी**--जादे, परिहीअदि गमणवेला । णिवत्तेहि पिदरं । अहवा चिरेण वि पुणो पुणो एसा एव्वं मन्तइस्सदि । णिवत्तदु भवं [ जाते, परिहीयते गमनवेला । निवर्तय पितरम् । अथवा चिरेणापि पुनः पुनरेषैवं मन्त्रयिष्यते । निवर्ततां भवान् । ]

**काश्यपः**---वत्से, उपरुध्यते तपोऽनुष्ठानम् ।

**शकुन्तला**--( भूयः पितरमाश्लिष्य ) तवच्चरणपीडिदं तादसरीरं । ता मा अदिमेत्तं मम किदे उक्कण्ठ । [ तपश्चरणपीडितं तातशरीरम् । तन्मातिमात्रं मम कृत उत्कण्ठस्व । ]

**काश्यपः**---( सनिःश्वासम् )

शममेष्यति मम शोकः कथं नु वत्से त्वया रचितपूर्वम् ।
उटजद्वारि विरूढं नीवारबलिं विलोकयतः ॥ २१ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સખીઓ—(તેમ કરીને) સખી, કદાપિ તે રાજા ઓળખવામાં મંદ થાય તો તેને આ તેનું (પોતાનું) નામ કોતરેલી વીંટી બતાવજે.

શકુન્તલા—તમારા બન્નેના આ સંદેહથી હું ધ્રૂજું છું.

સખીઓ—બીશ મા, અતિસ્નેહ અનિષ્ટની આશંકાવાળો હોય.

શાર્ઙ્ગરવ—સૂર્ય બીજા પ્રહરમાં ગયો છે. (મધ્યાહ્ન થયો છે.) બહેન, ઉતાવળ કર.

શકુન્તલા—(આશ્રમ તરફ ઊભી રહીને) બાપુ ! ફરીથી ખરેખર હું તપોવન ક્યારે જોઈશ ?

કાશ્યપ—સાંભળ,

ચાર અંતવાળી પૃથ્વીની સપત્ની તરીકે લાંબા વખત રહીને દુષ્યન્તથી થયેલા અજોડ વીર પુત્રને સ્થાપીને, તેને કુટુમ્બનો ભાર સોંપીને, પતિ સાથે આ શાંત આશ્રમમાં તું ફરીથી પગ મૂકીશ. (૨૦)

ગૌતમી—વ્હાલી, વિદાયનો સમય વીતી જાય છે. પિતાને પાછા વાળ અથવા તે લાંબા વખત સુધી પણ ફરી ફરીને આમ બોલ્યા કરશે. આપ પાછા ફરો

કાશ્યપ—બેટી, તપના અનુષ્ઠાનમાં રોકાણ થાય છે.

શકુન્તલા—(ફરીથી પિતાને ભેટીને) પિતાજીનું શરીર તપના આચરણથી ક્ષીણ થઈ ગયું છે તેથી મારે માટે હદ ઉપરાંત ફીકર કરશો નહિ.

કાશ્યપ—(નિસાસા સાથે)

ઓ બેટી, પહેલાં તેં આપેલી, પર્ણકુટીના દ્વાર પાસે ઊગી નીકળેલી નીવારની આહૂતિ જોતાં મારું દુઃખ કેવી રીતે શમી શકે વારુ ? (૨૧)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


गच्छ । शिवास्ते पन्थानः सन्तु ।

( निष्क्रान्ता शकुन्तला सहयायिनश्च )

**सख्यौ**—( शकुन्तलां विलोक्य ) हद्धी हद्धी । अन्तलिहिदा सउन्दला वणराइए । [ हा धिक्, हा धिक् । अन्तर्हिता शकुन्तला वनराज्या । ]

**काश्यपः**—( सनिःश्वासम् । ) अनसूये, गतवती वां सहधर्मचारिणो । निगृह्य शोकमनुगच्छतं मां प्रस्थितम् ।

**उभे**—ताद सउन्दलाविरहिदं सुण्णं विअ तवोवणं कहं पविसामो । [ तात, शकुन्तलाविरहितं शून्यमिव तपोवनं कथं प्रविशावः । ]

**काश्यपः**—स्नेहप्रवृत्तिरेवंदर्शिनी । ( सविमर्शं परिक्रम्य ) हन्त भोः शकुन्तलां पतिकुलं विसृज्य लब्धमिदानीं स्वास्थ्यम् । कुतः ।

अर्थो हि कन्या परकीय एव
तामद्य संप्रेष्य परिग्रहीतुः ।
जातो ममायं विशदः प्रकामं
प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥ २२ ॥

( निष्क्रान्ताः सर्वे )

इति चतुर्थोऽङ्कः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જા. તારો રસ્તો મંગલમય બનો.

શકુન્તલા અને સાથે જનારાં જાય છે.)

સખીઓ--(શકુન્તલાને જોઈને) અરર હાય! અરેરે! વનરાજીથી શકુન્તલા દેખાતી બંધ થઈ ગઈ.

કાશ્યપ--(નિઃશ્વાસ સાથે) ઓ અનસૂયા, તમારી ધર્મસહચારિણી ગઈ! જતા એવા મને દુઃખ રોકીને અનુસરો.

બંને--પિતાજી, શકુન્તલા વગરના શૂન્ય જેવા તપોવનમાં કેવી રીતે પ્રવેશ કરીએ?

કાશ્યપ--સ્નેહની ગતિ એમ દેખાડે (છે) (વિચાર કરતાં ચાલતાં) અરે! હા...શ! શકુન્તલાને પતિને ઘેર મોકલીને હવે (મને) શાન્તિ થઈ. કારણ કે,

ખરેખર, પુત્રી પારકું જ ધન છે. તેને આજે પતિ પાસે વિદાય કરીને, જાણે થાપણ પાછી સોંપી હોય તેમ મારો આ અંતરાત્મા ઘણી જ શાન્તિ પામ્યો છે. (૨૨)

(બધાં જાય છે.)

ચોથો અંક સમાપ્ત

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# पञ्चमोऽङ्कः

( ततः प्रविशत्यासनस्थो राजा विदूषकश्च )

**विदूषकः**--( कर्णं दत्त्वा ) भो वअस्स, संगीतसालन्तरे अवधाणं देहि । कलविसुद्धाए गीदीए सरसञ्जोओ सुणीअदि । जाणे तत्तहोदी हंसवदिआ वण्णपरिअअं करेदि त्ति । [ भो वयस्य, संगीतशालान्तरेऽवधानं देहि। कलविशुद्धाया गीतेः स्वरसंयोगः श्रूयते। जाने तत्रभवती हंसपदिका वर्ण परिचयं करोतीति । ]

**राजा**--तूष्णीं भव । यावदाकर्णयामि ।

( आकाशे गीयते )

**अहिणवमहुलोलुवो तुमं**
**तह परिचुम्बिअ चूअमञ्जरिं ।**
**कमलवसइमेत्तणिव्वुदो**
**महुअर विह्मरिदोसि णं कहं ॥ १ ॥**

[ अभिनवमधुलोलुपस्त्वं
तथा परिचुम्ब्य चूतमञ्जरीम् ।
कमलवसतिमात्रनिर्वृतो
मधुकर विस्मृतोऽस्येनां कथम् ॥

**राजा**--अहो, रागपरिवाहिणी गीतिः ।

**विदूषकः**--किं दाव गीदीए अवगओ अक्खरत्थो । [ किं तावद्गीत्या अवगतोऽक्षरार्थः । ]

**राजा**--( स्मितं कृत्वा ) सकृत्कृतप्रणयोऽयं जनः । तदस्या देवीं वसुमतीमन्तरेण मदुपालम्भमवगतोऽस्मि । सखे माढव्य, मद्वचनादुच्यतां हंसपदिका । निपुणमुपालब्धाः स्म इति ।

**विदूषकः**--जं भवं आणवेदि । ( उत्थाय ) भो वअस्स गहीदस्स ताए परकीएहिं हत्थेहिं सिहण्डए ताडीअमाणस्स अच्छराए वीदराअस्स विअ णत्थि दाणिं मे मोक्खो । [ यद्भवानाज्ञापयति। (उत्थाय) भो वयस्य, गृहीतस्य तया परकीयैर्हस्तैः शिखण्डके ताड्यमानस्याप्सरसा वीतरागस्येव नास्तीदानीं मे मोक्षः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## અંક-૫

(પછી આસનારૂઢ રાજા તથા વિદૂષક પ્રવેશ કરે છે)

વિદૂષક—(સાંભળીને) અરે મિત્ર, ગાયન શાળા તરફ ધ્યાન આપ. શુદ્ધ અને મધુર ગાયનના નાદ (સ્વર સંયોગ) સંભળાય છે. મને લાગે છે કે રાણી હંસપદિકા સૂરનો પરિચય (જમાવટ) કરે છે.

રાજા—તું શાંત રહે. દરમિયાન હું સાંભળું છું.

(આકાશમાંથી ગાયન સંભળાય છે.)

તું નવા મધનો લોભી છે. તેવી રીતે આંબાની મંજરી ચૂસીને
માત્ર કમળના વાસમાં સંતુષ્ઠ રહેતા ઓ મધુકર, તું એને
વીસરી શેં ગયો ? (૧)

રાજા—અહો ! ગીત પ્રેમથી સંપૂર્ણ ભરેલું છે.

વિદૂષક—શું ત્યારે ગીતના શબ્દોનો અર્થ સમજાયો ?

રાજા—(હાસ્ય કરીને) આ ગાનારને મેં એક વાર પ્રેમ કર્યો હતો તેથી રાણી વસુમતીને ઉદ્દેશીને આનું મને (મારેલું) મહેણું હું સમજ્યો છું. મિત્ર માઢવ્ય, રાણી હંસપદિકાને મારા તરફથી કહેજે. કે, 'મને હુંશિયારીથી ધિક્કારવામાં આવ્યો છે.'

વિદૂષક—જેવી આપની આજ્ઞા. (ઊઠીને) અરે મિત્ર, જેમ રાગરહિત (ઋષિ) અપ્સરા વડે (પકડાય) તેમ તેના અને બીજાના હાથથી માથાના વાળથી પકડાઈને માર ખાતા મારો હવે છુટકારો નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—गच्छ । नागरिकवृत्त्या संज्ञापयैनाम् ।

विदूषकः—का गई । [ का गतिः । ] ( निष्क्रान्तः )

राजा—( आत्मगतम् ) किं नु खलु गीतमेवंविधार्थमाकर्ण्येष्टजनविरहादृतेऽपि बलवदुत्कण्ठितोऽस्मि । अथवा ।

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
पर्युत्सुकी भवति यत् सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥ २ ॥

( पर्याकुलस्तिष्ठति )

( ततः प्रविशति कञ्चुकी )

कञ्चुकी—अहो नु खल्वीदृशीमवस्थां प्रतिपन्नोऽस्मि ।

आचार इत्यधिकृतेन मया गृहीता
या वेत्रयष्टिरवरोधगृहेषु राज्ञः ।
काले गते बहुतिथे मम सैव जाता
प्रस्थानविक्लवगतेरवलम्बनार्था ॥ ३ ॥

भोः कामं धर्मकार्यमनतिपात्यं देवस्य । तथापीदानीमेव धर्मासनादुत्थिताय पुनरुपरोधकारि कण्वशिष्यागमनमस्मै नोत्सहे निवेदितुम् । अथवाविश्रामोऽयं लोकतन्त्राधिकारः । कुतः ।

भानुः सकृद्युक्ततुरङ्ग एव
रात्रिंदिवं गन्धवहः प्रयाति
शेषः सदैवाहितभूमिभारः
षष्ठांशवृत्तेरपि धर्म एषः ॥ ४ ॥

यावन्नियोगमनुतिष्ठामि । ( परिक्रम्यावलोक्य च ) एष देवः

प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा
निषेवते श्रान्तमना विविक्तम् ।
यूथानि संचार्य रविप्रतप्तः
शीतं दिवास्थानमिव द्विपेन्द्रः ॥ ५ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—જા. એક શહેરી માણસની માફક તેને જણાવ.

વિદૂષક—શું થાય ? (જાય છે.)

રાજા—( પોતાને ) આવા અર્થવાળું ગીત સાંભળીને મારા વહાલા જનના વિયોગ વગર પણ મને કેમ ખરેખર બહુ ઊંડી ઉત્કંઠા થાય છે ?

અથવા જ્યારે સુંદર (વસ્તુઓ) જોઈને અને મધુર નાદો સાંભળીને સુખી માણસ પણ ઉત્કંઠાથી આતુર બને છે ત્યારે ખરેખર, માનસિક સંસ્કારથી કાયમ બનેલી પૂર્વ જીવનની મૈત્રી અજાણતાં મનમાં સંભારે છે. (૨)

( વ્યાકુળ બનીને ઊભો રહે છે. )

( પછી કંચુકી પ્રવેશ કરે છે. )

કંચુકી—અરે ખરેખર શું હું આવી દશા પામ્યો છું ?

રાજાના અંતઃપુરમાં નિમાયેલા મેં 'આચાર' તરીકે જે નેતરની લાકડી લીધી હતી તે જ ઘણો લાંબો વખત જવાથી જેની ગતિ ચાલવામાં મંદ થઈ છે તેવા મને ટેકો રાખવા ઉપયોગી થઈ છે. (૩)

અરે, માની લીધું. મહારાજા ધર્મનું કામ જતું કરે નહિ. છતાં હમણાં જ ન્યાયાસન પરથી ઊઠયા છે તેમને ફરીથી અંતરાય કરતું કણ્વના શિષ્યોના આગમનનું નિવેદન કરવાનું મને મન થતું નથી. અથવા પ્રજા ઉપર રાજ્ય કરવાનો આ હોદ્દો આરામ વગરનો છે. કેમકે—

સૂર્યના ઘોડા એક જ વખત જોડાય છે. પવન રાત દિવસ વાય છે. શેષને પૃથ્વીનો ભાર કાયમ માટે મૂકેલો હોય છે. છઠ્ઠા ભાગ ઉપર જેનો નિભાવ છે તેની પણ એ ફરજ છે. (૪)

તો હું ફરજ બજાવું. ( આગળ ચાલીને જોઈને ) આ રહ્યા મહારાજ.

જેમ દિવસે ટોળી ફેરવીને સૂર્યના તાપથી તપેલો હાથીઓનો નાથ શીતલ જગ્યામાં ( જાય ) તેમ, પ્રજાને પોતાની સંતતિ માફક સંભાળીને થાકી ગયેલા મનવાળા એકાન્ત સેવે છે. (૫)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(उपगम्य) जयतु जयतु देवः । एते खलु हिमगिरेरुपत्यकारण्यवासिनः काश्यपसंदेशमादाय सस्त्रीकास्तपस्विनः संप्राप्ताः । श्रुत्वा देवः प्रमाणम् ।

राजा—( सादरम् ) किं काश्यपसंदेशहारिणस्तपस्विनः ।

कञ्चुकी—अथ किम् ।

राजा—तेन हि मद्वचनाद्विज्ञाप्यतामुपाध्यायः सोमरातः । अमुनाश्रमवासिनः श्रौतेन विधिना सत्कृत्य स्वयमेव प्रवेशयितुमर्हतीति । अहमप्यत्र तपस्विदर्शनोचिते प्रदेशे स्थितः प्रतिपालयामि ।

कञ्चुकी—यदाज्ञापयति देवः । ( निष्क्रान्तः )

राजा—( उत्थाय ) वेत्रवति, अग्निशरणमार्गमादेशय ।

प्रतीहारी—इदो इदो देवो । [ इत इतो देवः । ]

राजा—( परिक्रामति । अधिकारखेदं निरूप्य ) सर्वः प्रार्थितमर्थमधिगम्य सुखी संपद्यते जन्तुः । राज्ञां तु चरितार्थता दुःखोत्तरैव ।

औत्सुक्यमात्रमवसाययति प्रतिष्ठा ।
क्लिश्नाति लब्धपरिपालनवृत्तिरेव
नातिश्रमापनयनाय यथा श्रमाय
राज्यं स्वहस्तधृतदण्डमिवातपत्रम् ॥ ६ ॥

( नेपथ्ये । ) वैतालिकौ—विजयतां देवः ।

प्रथमः—

स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः
प्रतिदिनमथवा ते वृत्तिरेवंविधैव ।
अनुभवति हि मूर्ध्ना पादपस्तीव्रमुष्णं
शमयति परितापं छायया संश्रितानाम् ॥ ७ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(નજીક જઈને) જય હો. મહારાજનો જય થાઓ. હિમગિરિ નજીક રહેતા અરણ્યવાસી તપસ્વીઓ સ્ત્રીઓ સાથે કાશ્યપનો સંદેશો લઈને અહીં ખરેખર આવ્યા છે. સાંભળીને આપ પ્રમાણ છો.

રાજા—(વિનય સાથે) શું કાશ્યપ તરફથી સંદેશો લઈ આવનારા મુનિઓ!

કંચુકી—ત્યારે શું ?

રાજા—ત્યારે ખરેખર મારા શબ્દોથી ઉપાધ્યાય સોમરાતને વિનંતી કરો કે વૈદિક વિધિથી એ આશ્રમવાસીઓનો સત્કાર કરીને તમારે પોતે જ મારી પાસે લઈ આવવા (તે તમને) યોગ્ય છે. ઋષિઓની મુલાકાતને અનુકૂળ જગ્યાએ અહીં ઊભેલો હું પણ તેમની રાહ જોઉં છું.

કંચુકી—જેવી મહારાજની આજ્ઞા. (જાય છે.)

રાજા—(ઊઠીને) વેત્રવતિ, અગ્નિશાળાનો માર્ગ બતાવ.

પ્રતીહારી—આ બાજુ, પ્રભુ આ બાજુ.

રાજા—( તે તરફ જાય છે. ) ( પોતાના પદનો થાક દર્શાવીને )

ઇચ્છેલી વસ્તુ મેળવીને દરેક જણ સુખી થાય છે. પણ રાજાઓની ઇચ્છિત વસ્તુ પામવાની સ્થિતિ ફક્ત દુઃખાનુગામી જ હોય છે

પ્રતિષ્ઠા માત્ર ઉત્સુકતા વિદારે છે. મેળવેલું સાચવી રાખવાનું કાર્ય જ ચિન્તા કરાવે છે. પોતાના હાથમાં પકડેલા હાથાવાળી છત્રીની માફક રાજ્ય જેટલું થાક માટે છે તેટલું થાક સાવ ઉતારી નાખવા માટે નથી. (૬)

(પડદા પાછળ)

બે ચારણો—મહારાજનો જય થાઓ.

પહેલો—

પોતાના સુખની પરવા વગરના તમે પ્રજાના સુખ માટે મહેનત કરો છો. અથવા આપનું જીવન હંમેશ એવી રીતનું જ હોય છે. વૃક્ષ, ખરેખર, સખત તાપ માથા ઉપર ઝીલે છે. આશરો લેનારાઓનો થાક છાયાથી શમાવે છે. (૭)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



द्वितीयः—

नियमयसि विमार्गप्रस्थितानात्तदण्डः
प्रशमयसि विवादं कल्पसे रक्षणाय।
अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम
त्वयि तु परिसमाप्तं बन्धुकृत्यं प्रजानाम्॥८॥

राजा—एते क्लान्तमनसः पुनर्नवीकृताः स्मः। (परिक्रामति)

प्रतीहारी—एसो अहिणवसम्मज्जणसस्सीरीओ सण्णिहिदहोमधेणु अग्गिसरणालिन्दो। आरुहदु देवो। [एष अभिनवसंमार्जनसश्रीकः संनिहितहोमधेनुरग्निशरणालिन्दः। आरोहतु देवः।

राजा—(आरुह्य परिजनांसावलम्बी तिष्ठति) वेत्रवति, किमुद्दिश्य भगवता काश्यपेन मत्सकाशमृषयः प्रेषिताः स्युः।

किं तावद् व्रतिनामुपोढतपसां विघ्नैस्तपो दूषितं
धर्मारण्यचरेषु केनचिदुत प्राणिष्वसच्चेष्टितम्।
आहोस्वित् प्रसवो ममापचरितैर्विष्टम्भितो वीरुधा
मित्यारूढबहुप्रतर्कमपरिच्छेदाकुलं मे मनः॥९॥

प्रतीहारी—सुचरिदणन्दिणो इसीओ देवं सभाजइदुं आअदेत्ति तक्केमि।
[सुचरितनन्दिन ऋषयो देवं सभाजयितुमागता इति तर्कयामि।]
(ततः प्रविशन्ति गौतमीसहिताः शकुन्तलां पुरस्कृत्य मुनयः। पुरश्चैषां कञ्चुकी पुरोहितश्च)

कञ्चुकी—इत इतो भवन्तः।

शार्ङ्गरवः—शारद्वत,

महाभागः कामं नरपतिरभिन्नस्थितिरसौ
न कश्चिद् वर्णानामपथमपकृष्टोऽपि भजते।
तथापीदं शश्वत्परिचितविविक्तेन मनसा
जनाकीर्णं मन्ये हुतवहपरीतं गृहमिव॥१०॥

शारद्वतः—स्थाने भवान् पुरप्रवेशादित्थंभूतः संवृत्तः। अहमपि

अभ्यक्तमिव स्नातः शुचिरशुचिमिव प्रबुद्ध इव सुप्तम्।
बद्धमिव स्वैरगतिर्जनमिह सुखसङ्गिनमवैमि॥११॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બીજો—

દંડ કરવાની સત્તાથી ખરાબ રસ્તે ચાલેલાને અંકુશમાં રાખો
છો. કજિયાનું સમાધાન કરો છો. રક્ષણમાં ફાળો આપો છો.
ખરી રીતે પૈસો ઘણો હોય ત્યારે સગાં ભલે હોય. પણ
આપનામાં પ્રજાની સગા તરીકેની ફરજ પૂરી થાય છે. (૮)

રાજા—અહીં, મનમાં થાકેલા અમે ફરીને તાજા થયા છીએ.

( તે તરફ જાય છે. )

પ્રતીહારી—અગ્નિશાળાનો ઊંચો ઓટલો, કે જે હમણાં વાળેલો હોવાથી ચળકાટવાળો છે અને જેની નજીક હોમધેનુ છે, તે આ રહ્યો. મહારાજ ઉપર ભલે ચઢે.

રાજા—( ચઢીને સેવકના ખભા ઉપર અઢેલીને ઊભો રહે છે. ) વેત્રવતિ, પૂજ્ય કાશ્યપ ઋષિએ શું હેતુથી મુનિઓને મારી પાસે મોકલ્યા હશે?—

તો શું વ્રત લેનાર, (અને) તપ કરનારનું તપ વિઘ્નથી
ખરાબ થયું હશે? કે ધાર્મિક અરણ્યમાં રહેતાં પ્રાણીઓ
પ્રત્યે કોઈએ દુર્વર્તન કર્યું હશે? કે મારાં દુષ્કૃત્યોને લીધે
વેલીનો પાક અટકી ગયો છે? આમ બહુ તર્ક ઉપર ચઢેલું
મારું મન નિશ્ચય ન થવાથી દુઃખી થયું છે. (૯)

પ્રતીહારી—'આપના સત્કર્મોથી ખુશી થયેલા ઋષિઓ મહારાજને અભિનંદન આપવા આવ્યા છે.' એમ હું અટકળ કરું છું.

( પછી શકુન્તલાને આગળ રાખી ગૌતમી સાથે મુનિઓ પ્રવેશ કરે છે. અને તેમની આગળ કંચુકી અને પુરોહિત હોય છે. )

કંચુકી—આ બાજુ. આપ લોકો આ બાજુ (પધારો)

શાઙ્ગર્રવ—શારદ્વત,

માન્યું કે આ મહાભાગ્યશાળી રાજા પોતાની ફરજમાંથી ચ્યુત
થતો નથી. વર્ણો પૈકી કોઈ હલકો પણ ખરાબ રસ્તો લેતો
નથી. છતાં પણ કાયમ એકાન્તને ટેવાયેલા મનથી હું આ
લોકોથી ભરાયેલી (જગ્યા) અગ્નિથી ઘેરાયેલા ઘર જેવી
લેખું છું (૧૦)

શારદ્વત—શહેરમાં પ્રવેશ કર્યા પછી તું આવો બની ગયો છે, તે બરોબર છે. હું પણ—

સ્નાન કરેલાને જેમ તેલ ચોળેલો, શુદ્ધને જેમ
અશુદ્ધ, જાગૃતને જેમ સૂતેલો, સ્વેચ્છાથી ફરનારાને જેમ બાંધેલો
તેમ અહીંના સુખમાં લાગેલા માણસોને લેખું છું. (૧૧)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**शकुन्तला**--( निमित्तं सूचयित्वा ) अम्महे, किं मे वामेदरं णअणं विप्फुरदि
[ अहो, किं मे वामेतरन्नयनं विस्फुरति । ]

**गौतमी**--जादे पडिहदं अमङ्गलं । सुहाइं दे भत्तुकुलदेवदाओ वितरन्दु ।
[ जाते, प्रतिहतममङ्गलम् । शुभानि ते भर्तृकुलदेवता वितरन्तु (परिक्रामति)

**पुरोहितः**--( राजानं निर्दिश्य ) भो भोस्तपस्विनः असावत्रभवान् वर्णाश्रमाणां रक्षिता प्रागेव मुक्तासनो वः प्रतिपालयति । पश्यतैनम् ।

**शार्ङ्गरवः**--भो महाब्राह्मण, काममेतदभिनन्दनीयं तथापि वयमत्र मध्यस्थाः। कुतः ।

भवन्ति नम्रास्तरवः फलागमै-
र्नवाम्बुभिर्दूरविलम्बिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः
स्वभाव एवैष परोपकारिणाम् ॥ १२ ॥

**प्रतीहारी**-- देव, पसण्णमुहवण्णा दीसन्ति । जाणामि विस्सद्धकज्जा इसीओ ।
[ देव, प्रसन्नमुखवर्णा दृश्यन्ते । जानामि विश्रब्धकार्या ऋषयः । ]

**राजा**--( शकुन्तलां दृष्ट्वा ) अथात्रभवती ।

का स्विदवगुण्ठनवती नातिपरिस्फुटशरीरलावण्या ।
मध्ये तपोधनानां किसलयमिव पाण्डुपत्राणाम् ॥ १३ ॥

**प्रतीहारी**--देव, कुतूहलगब्भो ण मे तक्को पसरदि । णं दंसणीआ उण से आकिदी लक्खीअदि । [ देव कुतूहलगर्भो न मे तर्कः प्रसरति । ननु दर्शनीया पुनरस्या आकृतिर्लक्ष्यते । ]

**राजा**--भवतु । अनिर्वर्णनीयं परकलत्रम् । ६·

**शकुन्तला**--( हस्तमुरसि कृत्वा । आत्मगतम् ) हिअअ, किं एव्वं वेवसि अज्जउत्तस्स भावं ओहारिअ धीरं दाव होहि । [ हृदय, किमेवं वेपसे। आर्यपुत्रस्य भावमवधार्य धीरं तावद् भव । ]

**पुरोहितः**--( पुरो गत्वा ) एते विधिवदर्चितास्तपस्विनः । कश्चिदेषामुपाध्यायसंदेशः तं देवः श्रोतुमर्हति ।

**राजा**--अवहितोऽस्मि ।

**ऋषयः**--( हस्तानुद्यम्य ) विजयस्व राजन् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા—(નિમિત્ત સૂચવીને) અરે! મારી ડાબાથી બીજી (જમણી) આંખ કેમ ફરકે છે?

ગૌતમી—બેટા, અમંગળ દૂર થાઓ. તારા પતિના કુળદેવતા (તને) આશીર્વાદ આપો. (ફરે છે.)

પુરોહિત—(રાજાને બતાવીને) અરે, અરે તપસ્વીઓ, વર્ણ અને આશ્રમનું પાલન કરનાર આ મહારાજ પહેલેથી જ આસન ઉપરથી ઊતરીને તમારી રાહ જોઈ રહ્યા છે. તેમને જુઓ.

શાર્ઙ્ગરવ—અરે મહાબ્રાહ્મણ, માન્યું. આ સ્તુત્ય છે. છતાં પણ અમે અહીં મધ્યસ્થ છીએ. કારણ કે

ફળ આવવાથી વૃક્ષો નમેલાં થાય છે. વાદળાં તાજા પાણીને લીધે ઘણાં નીચાં લટકે છે. ધનથી સત્પુરુષો અનુદ્ધત હોય છે. પરોપકારીઓનો આ સ્વભાવ જ હોય છે. (૧૨)

પ્રતીહારી—પ્રભુ, (ઋષિઓ) પ્રસન્ન મુખવાળા જણાય છે. મને લાગે છે ઋષિઓનું કામ વિશ્વાસ ઉત્પન્ન કરે તેવું હશે.

રાજા—(શકુન્તલાને જોઈને) ત્યારે આ સારા કુળની સ્ત્રી—

સૂકાં પાંદડાંમાં કુમળી કૂંપળની માફક મુનિઓની વચમાં, બુરખો ધારણ કરેલી, જેની શરીરની સુંદરતા પૂરી નથી દેખાતી તેવી સ્ત્રી કોણ હશે? (૧૩)

પ્રતીહારી—મહારાજ, ઉત્સુકતાથી ભરેલી મારી અટકળ ચાલતી નથી. પણ તેનું શરીર ખરેખર સુંદર લાગે છે.

રાજા—ભલે હોય. કોઈની પત્નીને બારીકાઈથી જોવી ન જોઈએ.

શકુન્તલા—(પોતાની છાતી ઉપર હાથ મૂકીને સ્વગત)

હૃદય, કેમ આમ ધડકે છે? મારા નાથના પ્રેમનો ખ્યાલ કરી જરા ધીરજ ધર.

પુરોહિત—(આગળ જઈને) રિવાજ પ્રમાણે પૂજા કરાયેલા આ રહ્યા ઋષિઓ. તેમના ગુરુ તરફથી કંઈ સંદેશો છે. તે સાંભળવો મહારાજને યોગ્ય છે.

રાજા—હું સાંભળું છું.

ઋષિઓ—(તેમના હાથ ઊંચા કરીને) રાજન્, જય થાઓ.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—सर्वानभिवादये ।

ऋषयः—इष्टेन युज्यस्व ।

राजा—अपि निर्विघ्नतपसो मुनयः ।

ऋषयः—

कुतो धर्मक्रियाविघ्नः सतां रक्षितरि त्वयि ।
तमस्तपति घर्मांशौ कथमाविर्भविष्यति ॥ १४ ॥

राजा—अर्थवान् खलु मे राजशब्दः । अथ भगवाँल्लोकानुग्रहाय कुशली काश्यपः ।

शार्ङ्गरवः—स्वाधीनकुशलाः सिद्धिमन्तः । स भवन्तमनामयप्रश्नपूर्वकमिदमाह ।

राजा—किमाज्ञापयति भगवान् ।

शार्ङ्गरवः—यन्मिथः समयादिमां मदीयां दुहितरं भवानुपायंस्त, तन्मया प्रीतिमता युवयोरनुज्ञातम् । कुतः ।

त्वमर्हतां प्राग्रसरः स्मृतोऽसि नः
शकुन्तला मूर्तिमती च सत्क्रिया ।
समानयंस्तुल्यगुणं वधूवरं
चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥ १५ ॥

तदिदानीमापन्नसत्त्वा प्रतिगृह्यतां सहधर्मचरणायेति ।

गौतमी—अज्ज, किंपि वत्तुकाम ह्मि । ण मे वअणावसरो अत्थि । कहंत्ति ।

णावेक्खिदो गुरुअणो इमाइ ण तुए वि पुच्छिदो बन्धू ।
एक्कक्कस्स च चरिए किं भणदु एक्क एक्कस्स ॥ १६ ॥

[ आर्य, किमपि वक्तुकामास्मि । न मे वचनावसरोऽस्ति । कथमिति ।
नापेक्षितो गुरुजनोऽनया न त्वयापि पृष्ठो बन्धुः ।
एकैकस्य च चरिते किं भणत्वेक एकस्य ॥ ]

शकुन्तला—( आत्मगतम् ) किं णु क्खु अज्जउत्तो भणादि । [ किं नु खल्वार्यपुत्रो भणति । ]

राजा—किमिदमुपन्यस्तम् ।

शकुन्तला—( आत्मगतम् ) पावओ क्खु वअणोवण्णासो । [ पावकः खलु वचनोपन्यासः ।

शार्ङ्गरवः—कथमिदं नाम । भवन्त एव सुतरां लोकवृत्तान्तनिष्णाताः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सतीमपि ज्ञातिकुलैकसंश्रयां
जनोऽन्यथा भर्तृमतीं विशङ्कते ।
अतः समीपे परिणेतुरिष्यते
तदप्रियापि प्रमदा स्वबन्धुभिः ॥ १७॥

राजा—किं चात्रभवती मया परिणीतपूर्वा ।

शकुन्तला—( सविषादम् । आत्मगतम् ) हिअअ, संपदं दे आसङ्का । [ हृदय, सांप्रतं ते आशङ्का । ]

शार्ङ्गरवः—

किं कृतकार्यद्वेषो धर्मं प्रति विमुखता कृतावज्ञा ।

राजा--कुतोऽयमसत्कल्पनाप्रश्नः ।

शार्ङ्गरवः--

मूर्च्छन्त्यमी विकाराः प्रायेणैश्वर्यमत्तेषु ॥ १८ ॥

राजा--विशेषेणाधिक्षिप्तोऽस्मि ।

गौतमी--जादे, मुहुत्तअं मा लज्ज । अवणइस्सं दाव दे ओउण्ठणं । तदो तुमं भट्टा अहिजाणिस्सदि । [ जाते, मुहूर्तं मा लज्जस्व । अपनेष्यामि तावत् तेऽवगुण्ठनम् । ततस्त्वां भर्ताभिज्ञास्यति । ] ( यथोक्तं करोति )

राजा—( शकुन्तलां निर्वर्ण्य । आत्मगतम् )

इदमुपनतमेवं रूपमक्लिष्टकान्ति
प्रथमपरिगृहीतं स्यान्न वेत्यव्यवस्यन् ।
भ्रमर इव विभाते कुन्दमन्तस्तुषारं
न खलु सपदि भोक्तुं नैव शक्नोमि हातुम् ॥ १९ ॥

( विचारयन् स्थितः )

प्रतीहारी—( स्वगतम् ) अहो धम्मावेक्खिदा भट्टिणो । ईदिसं णाम सुहोवणदं रूवं देक्खिअ को अण्णो विआरेदि । [ अहो धर्मापेक्षिता भर्तुः । ईदृशं नाम सुखोपनत रूपं दृष्ट्वा कोऽन्यो विचारयति ।]

शार्ङ्गरवः--भो राजन्, किमिति जोषमास्यते ।

राजा--भोस्तपोधनाः, चिन्तयन्नपि न खलु स्वीकरणमत्रभवत्याः स्मरामि । तत् कथमिमामभिव्यक्तसत्त्वलक्षणां प्रत्यात्मानं क्षेत्रिणमाशङ्कमानः प्रतिपत्स्ये ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જેનો એક આશરો સગાંનું ઘર છે (જે પોતાનાં સગાંને ત્યાં જ રહે છે) તે પરણેલી સ્ત્રી સતી હોય છતાં લોકો અન્યથા માને છે. તેથી પ્રિય ન હોય તો પણ સ્ત્રી, પતિની પાસે (હોય એમ) પોતાનાં સગાં ઇચ્છે છે. (૧૭)

રાજા—અને શું આ સ્ત્રીને પહેલાં હું પરણ્યો છું ?

શકુન્તલા—( ખેદ સાથે સ્વગત ) ઓ મનહા, તારું ધારવું ખરું હતું.

શાર્ઙ્ગરવ—

કરેલા કૃત્ય તરફ અણગમો છે ? ફરજ પ્રત્યે વિમુખતા છે ? ઇરાદાપૂર્વકનું અપમાન છે ?

રાજા--ખોટી ધારણાથી આ સવાલ કેમ ?

શાર્ઙ્ગરવ--

ઘણુંખરું આવા વિકારો સત્તાથી મત્ત થયેલાઓને અસર કરે છે. (૧૮)

રાજા--મારું ભયંકર રીતે અપમાન થાય છે.

ગૌતમી--બેટા એક ક્ષણ શરમ ન રાખ. હું તારો પડદો જરા કાઢી નાખીશ. પછી પતિ તને ઓળખશે. ( તેમ કરે છે. )

રાજા—( શકુન્તલાને ધારીને જોઈને-સ્વગત )

આમ હાજર કરાયેલું આ અસ્ખલિત કાંતિવાળું રૂપ, પહેલાં મેં લગ્ન કર્યું હશે કે નહિ તે નક્કી ન કરી શકવાથી, સવાર પડતાં અંદર ઝાકળવાળા કુન્દ પુષ્પને જેમ ભ્રમર તેમ, હું એકદમ ઉપભોગ કરવા કે ત્યજી દેવા ખરેખર શક્તિમાન નથી જ. (૧૯)

( વિચાર કરતો ઊભો રહે છે. )

પ્રતીહારી--( પોતાના પ્રત્યે ) વાહ ! મહારાજનું ધર્મનું માન ! સહેજમાં લવાયેલી આવી સુંદરતા જોઈને ખરેખર બીજો કોણ વિચાર કરે ?

શાર્ઙ્ગરવ--ઓ રાજાજી, તમે શાન્ત બેઠા છો. એમ કેમ ?

રાજા--અરે મુનિઓ, વિચાર કરતાં પણ આ શ્રીમતીને સ્વીકાર્યાનું ખરેખર મને યાદ આવતું નથી. તેથી આ સીમન્તિનીની પ્રત્યે મારી જાતને ક્ષેત્રી તરીકે સંશય ધરાવતો હું ( એને ) કેવી રીતે સ્વીકારું ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



शकुन्तला—( अपवार्य ) अज्जस्स परिणए एव्व संदेहो । कुदो दाणिं मे दूराहिरोहिणी आसा । [ ( अपवार्य ) आर्यस्य परिणये एव संदेहः कुत इदानीं मे दूराधिरोहिण्याशा । ]

शाङ्गरवः—मा तावत् ।

कृताभिमर्शामनुमन्यमानः
सुतां त्वया नाम मुनिर्विमान्यः ।
मुष्टं प्रतिग्राहयता स्वमर्थं
पात्रीकृतो दस्युरिवासि येन ॥ २० ॥

शारद्वतः—शार्ङ्गरव, विरम त्वमिदानीम् । शकुन्तले, वक्तव्यमुक्तमस्माभिः । सोऽयमत्रभवानेवमाह । दीयतामस्मै प्रत्ययप्रतिवचनम् ।

शकुन्तला—( अपवार्य ) इमं अवत्थन्तरं गदे तारिसे अणुराए किं वा सुमराविदेण । अत्ता दाणिं मे सोअणीओ त्ति ववसिदं एदं । ( प्रकाशम् ) अज्जउत्त, ( अर्धोक्ते ) संसइदे दाणिं परिणए ण एसो समुदाआरो । पोरव, जुत्तं णाम दे तह पुरा अस्समपदे सहावुत्ताणहिअअं इमं जणं समअपुव्वं पतारिअ संपदं ईदिसेहिं अक्खरेहिं पच्चाचक्खिदुं । [ ( अपवार्य ) इदमवस्थान्तरं गते तादृशेऽनुरागे किं वा स्मारितेन । आत्मेदानीं मे शोचनीय इति व्यवसितमेतत् । ( प्रकाशम् ) आर्यपुत्र, ( अर्धोक्ते ) संशयिते इदानीं परिणये नैष समुदाचारः । पौरव, युक्तं नाम ते तथा पुराश्रमपदे स्वभावोत्तानहृदयमिमं जनं समयपूर्वं प्रतार्य सांप्रतमीदृशैरक्षरैः प्रत्याचष्टुम् । ]

राजा—( कर्णौ पिधाय ) शान्तं पापम् ।

व्यपदेशमाविलयितुं किमीहसे जनमिमं च पातयितुम् ।
कूलंकषेव सिन्धुः प्रसन्नमम्भस्तटतरुं च ॥ २१ ॥

शकुन्तला—होदु । जइ परमत्थतो परपरिग्गहसङ्किणा तुए एव्वं पउत्तं ता अहिण्णाणेन इमिणा तुए आसङ्कं अवणइस्सं । [ भवतु । यदि परमार्थतः परपरिग्रहशङ्किना त्वयैवं प्रवृत्तं तदभिज्ञानेनानेन तवाशङ्कामपनेष्यामि । ]

राजा—उदारः कल्पः ।

शकुन्तला—( मुद्रास्थानं परामृश्य ) हद्धी । हद्धी । अङ्गुलीअअसुण्णा मे अङ्गुली । [ हा धिक् हा धिक् । अङ्गुलीयकशून्या मेऽङ्गुलिः । ( सविषादं गौतमीमुखमवेक्षते )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**શકુન્તલા**—(બાજુ પર) આર્યપુત્રને લગ્ન માટે જ શંકા છે. હવે મારી મોટી રાખેલી આશાઓ ક્યાં ?

**શાઙ્ગર્રવ**—જરૂર નહિ (સ્વીકારતા)

પોતાનું ચોરાયેલું ધન પાછું આપી જેમ ચોરને ( સત્પાત્ર ઠરાવ્યો હોય ) તેમ બળથી હરાયેલી પુત્રી વિશે અનુમતિ આપતા, તને જેણે સુપાત્ર ઠરાવ્યો તે મુનિ ખરેખર તારાથી અપમાનિત થવાને યોગ્ય છે. ( ૨૦ )

**શારદ્વત**—શાઙ્ગર્રવ, તું હવે બસ કર. શકુન્તલા. અમે કહેવાનું કહ્યું છે. તે આ મહારાજ આમ કહે છે. એમને ( કંઈ ) ખાતરી થાય તેવો જવાબ આપ.

**શકુન્તલા**—(બાજુ પર) તેવો પ્રેમ આવી બદલાયેલી સ્થિતિ પામ્યો છે ત્યારે યાદ કરાવવાથી પણ શું ? મારે પોતાની જાતનો જ હવે શોક કરવાનો રહ્યો. એ આ નક્કી છે. (મોટેથી) આર્યપુત્ર, ( એટલું કહીને ) જ્યારે હવે લગ્નનો શક છે તો આ યોગ્ય આચાર નથી. ઓ પૌરવ, સ્વભાવે ભોળા હૃદયના આ જનને એ રીતે આશ્રમમાં કબૂલાત કરીને છેતરીને હવે આવા શબ્દોથી ધુતકારી કાઢવી તમને ખરેખર યોગ્ય છે ?

**રાજા**—( કાને હાથ દઈને ) પાપ ત્યજાઓ !

સ્વચ્છ પાણી કલુષિત કરતી અને કિનારા પરનું વૃક્ષ પાડવા ઇચ્છતી કાંઠે અથડાતી નદીની માફક તારા કુટુમ્બને કલંકિત કરવા અને આ માણસને ઊતારી પાડવા કેમ ઇચ્છે છે ? (૨૧)

**શકુન્તલા**—વારુ. જ્યારે ( મને ) સાચોસાચ બીજાની સ્ત્રી માનતા તમે આમ વર્ત્યા તો ઓળખના આ નિશાનથી હું તમારો શક દૂર કરીશ.

**રાજા**—બહુ સારો વિચાર !

**શકુન્તલા**—( વીંટીની જગ્યાએ હાથ લગાડીને) અરે હાય ! અરે હાય ! મારી આંગળી વીંટી વગરની છે. (ગૌતમી તરફ દિલગીરી સાથે જુએ છે.)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**गौतमी**—णूगं दे सक्कावदारब्भन्तरे सचीतित्थसलिलं वन्दमाणाए पब्भट्ठं अंगुलोअअं । [ नूनं ते शक्रावताराभ्यन्तरे शचीतीर्थसलिलं वन्दमानायाः प्रभ्रष्टमङ्गुलीयकम् । ]

**राजा**—( सस्मितम् ) इदं तत् प्रत्युत्पन्नमति स्त्रैणमिति यदुच्यते ।

**शकुन्तला**—एत्थ दाव विहिणा दंसिद पहुत्तणं । अवरं दे कहिस्सं । [ अत्र तावद् विधिना दर्शितं प्रभुत्वम् । अपरं ते कथयिष्यामि । ]

**राजा**—श्रोतव्यमिदानीं संवृत्तम् ।

**शकुन्तला**—णं एक्कस्सिं दिअहे वेदसलदामण्डवे णलिणीपत्तभाअणगअं उअअं तुह हत्थे सण्णिहिदं आसि । [ नन्वेकस्मिन् दिवसे वेतसलतामण्डपे नलिनीपत्रभाजनगतमुदकं तव हस्ते संनिहितमासीत् ।

**राजा**—शृणुमस्तावत् ।

**शकुन्तला**—तक्खणं सो मे पुत्तकिदओ दीहापङ्गो णाम मिअपोदओ उवट्ठिदो। तुए अअं दाव पढमं पिअउ त्ति अणुअम्पिणा उवच्छन्दिदो उअएण । ण उण दे अपरिचआदो हत्थब्भासं उवगदो । पच्छा तस्सिं एव्व मए गहिदे सलिले णेण किदो पणओ । तदा तुमं इत्थं पहसिदो सि सव्वो सगन्धेसु विस्ससिदि । दुवेवि तुम्हे आरण्णआत्ति । [ तत्क्षणं स मे पुत्रकृतको दीर्घापाङ्गो नाम मृगपोतक उपस्थितः । त्वयायं तावत् प्रथमं पिबत्वित्यनुकम्पिनोपच्छन्दित उदकेन । न पुनस्तेऽपरिचयाद्धस्ताभ्यासमुपगतः । पश्चात् तस्मिन्नेव मया गृहीते सलिलेऽनेन कृतः प्रणयः । तदा त्वमित्थं प्रहसितोऽसि। सर्वः सगन्धेषु विश्वसिति द्वावपि युवामारण्यकाविति । ]

**राजा**—एवमादिभिरात्मकार्यनिर्वर्तिनीनामनृतमयवाङ्मधुभिराकृष्यन्ते विषयिणः ।

**गौतमी**—महाभाअ, ण अरुहसि एव्वं मन्तिदुं । तवोवणसंवड्ढिदो अणभिण्णो । अअं जणो कइदवस्स । [ महाभाग, नार्हस्येवं मन्त्रयितुम् । तपोवनसंवर्धितोऽनभिज्ञोऽयं जनः कैतवस्य । ]

**राजा**—तापसवृद्धे,

स्त्रीणामशिक्षितपटुत्वममानुषीणां
संदृश्यते, किमुत याः प्रतिबोधवत्यः ।
प्रागन्तरिक्षगमनात् स्वमपत्यजात-
मन्यैर्द्विजैः परभृताः खलु पोषयन्ति ॥ २२ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ગૌતમી—ઘણું કરીને શક્રાવતારમાં શચીતીર્થના જળમાં તું પ્રણામ કરતી હતી ત્યારે વીંટી સરી પડી.

રાજા—(હાસ્ય સાથે) 'સ્ત્રીઓ હાજરજવાબી બુદ્ધિની હોય' એ જે કહેવાય છે તે આ.

શકુન્તલા—અલબત્ત, નસીબે અહીં પ્રભુતા બતાવી. હું આપને બીજું કહીશ.

રાજા—હવે સાંભળવા જેવું થયું.

શકુન્તલા—ઠીક. એક દિવસે નેતરના લતામંડપમાં કમલપત્રના પડિયામાં રહેલું પાણી તમારી પાસે હાથમાં હતું.

રાજા—સાંભળીએ ત્યારે—

શકુન્તલા—તે ક્ષણે તે મારું માનેલું બાળક દીર્ઘાપાઙ્ગ નામનું મૃગબાળ આવી પહોંચ્યું. 'તો એ ભલે પહેલું પીએ.' એમ દયા બતાવતા તમે તેને પાણી ધર્યું. પણ સહવાસ વગર તે તમારા હાથ નજીક આવ્યું નહિ. પછી જ્યારે એ જ (પાણી) મેં લીધું ત્યારે તેણે (પાણીને) પ્રેમ કર્યો. (=પીધું). ત્યારે તમે હસ્યા હતા, કે બધાં સગાંમાં વિશ્વાસ રાખે છે. તમે બંનેય વનવાસી છો.

રાજા—પોતાનો હેતુ સાધનારી સ્ત્રીઓનાં આવાં અને બીજાં મધ જેવાં મીઠાં (સાવ) અસત્ય વચનોથી વિષયી માણસો લલચાય.

ગૌતમી—ઓ મહાભાગ, આપને એવું બોલવું છાજતું નથી. તપોવનમાં ઊછરેલી હોવાથી આ છોકરી દગાથી અજ્ઞાત છે.

રાજા—ઓ તપસ્વિની માજી,

મનુષ્યથી ઈતર નારી જાતિની સ્ત્રીઓની અશિક્ષિત ચાલાકી જણાય છે. તો પછી જેને સમજશક્તિ છે તેનું તો શું? કોયલો ખરેખર, પોતાનાં બચ્ચાં, આકાશમાં ઊડતાં થાય તે પહેલાં બીજાં પક્ષિઓ પાસે પોષાવે છે. (૨૨)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



शकुन्तला—( सरोषम् ) अणज्ज, अत्तणो हिअआणुमाणेण पेक्खसि । को दाणिं अण्णो धम्मकञ्चुअप्पवेसिणो तिणच्छण्णकूवोवमस्स तव अणुकिदिं पडिवज्जिस्सदि । [ ( सरोषम् ) अनार्य, आत्मनो हृदयानुमानेन पश्यसि । क इदानीमन्यो धर्मकञ्चुकप्रवेशिनस्तृणच्छन्नकूपोपमस्य तवानुकृतिं प्रतिपत्स्यते । ]

राजा—( आत्मगतम् ) संदिग्धबुद्धिं मां कुर्वन्नकैतव इवास्याः कोपो लक्ष्यते । तथा ह्यनया

मय्येव विस्मरणदारुणचित्तवृत्तौ
वृत्तं रहः प्रणयमप्रतिपद्यमाने ।
भेदाद्भ्रुवोः कुटिलयोरतिलोहिताक्ष्या
भग्नं शरासनमिवातिरुषा स्मरस्य ॥ २३ ॥

( सप्रकाशम् ) भद्रे, प्रथितं दुष्यन्तस्य चरितम् । तथापीदं न लक्ष्यते ।

शकुन्तला—सुट्ठु दाव अत्त सच्छन्दचारिणी किदह्मि जा अहं इमस्स पुरुवंसप्पच्चएण मुहमहुणो हिअअविसस्स हत्थब्भासं उवगदा । [ सुष्ठु तावदत्र स्वच्छन्दचारिणी कृतास्मि याहमस्य पुरुवंशप्रत्ययेन मुखमधोर्हृदयविषस्य हस्ताभ्याशमुपगता । ] ( पटान्तेन मुखमावृत्य रोदिति । )

शार्ङ्गरवः—इत्थमात्मकृतमप्रतिहतं चापलं दहति ।

अतः परीक्ष्य कर्तव्यं विशेषात् संगतं रहः ।
अज्ञातहृदयेष्वेवं वैरीभवति सौहृदम् ॥ २४ ॥

राजा—अयि भोः, किमत्रभवतीप्रत्ययादेवास्मान् संयुतदोषाक्षरैः क्षिणुथ ।

शार्ङ्गरवः—( सासूयम् ) श्रुतं भवद्भिरधरोत्तरम् ।

आ जन्मनः शाठ्यमशिक्षितो य-
स्तस्याप्रमाणं वचनं जनस्य ।
परातिसंधानमधीयते यै-
र्विद्येति ते सन्तु किलाप्तवाचः ॥ २५ ॥

राजा—भोः सत्यवादिन्, अभ्युपगतं तावदस्माभिरेवम् । किं पुनरिमामतिसंधाय लभ्यते ।

शार्ङ्गरवः—विनिपातः ।

राजा—विनिपातः पौरवैः प्रार्थ्यते इति न श्रद्धेयम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા—(ગુસ્સે થઈને) ઓ અનાર્ય, પોતાના હૃદયના માપે માપો છો ? સદ્‌ગુણનો ડગલો પહેરનાર (અને) ઘાસથી ઢંકાયેલા કૂવા જેવા તમારું હવે બીજો કોણ અનુકરણ કરી શકે ?

રાજા—( પોતાના પ્રત્યે ) મને શંકિત મનનો કરતો આનો ગુસ્સો જાણે કપટરહિત જણાય છે. કેમ કે તેનાથી—

ભુલકણાપણાથી જેનું માનસિક વર્તન ભયંકર છે, જે એકાંતમાં
થયેલો પ્રેમ સ્વીકારતો નથી, તેવા મારી તરફ જ જાણે
ઘણી જ લાલ આંખોવાળીથી (તેનાથી) કામદેવનું બાણ ઘણા
ગુસ્સામાં (તેને) વાંકી ભમરો ચડાવીને મરાયું. (૨૩)

(મોટેથી) ઓ કલ્યાણી, દુષ્યન્તનું ચારિત્ર્ય જાણીતું છે; તો પણ આ દેખાતું નથી.

શકુન્તલા—ઠીક ખરેખર, પુરુના વંશમાં વિશ્વાસ રાખીને જે (હું) મુખમાં મધ અને હૃદયમાં ઝેર રાખનારા આના હાથમાં ફસાઈ પડી તે, હું અહીં સ્વચ્છન્દ–ચારિણી કરાઈ છું. (વસ્ત્રનો છેડો મોઢે ઢાંકીને રુદન કરે છે.)

શાર્ઙ્ગરવ—આવી રીતે જાતે કરેલી, ન રોકાયેલી ઉદ્ધતાઈ બાળે છે.

માટે ખાસ કરીને ખાનગી સંગતિ તપાસ્યા પછી કરવી
જોઈએ. જેમનાં હૃદય અજાણ્યાં હોય તેમના પ્રત્યેની મૈત્રી
આમ દુશ્મનાવટમાં પરિણમે છે. (૨૪)

રાજા—અરે ! અરે ! આ દેવીશ્રી ઉપરના વિશ્વાસથી જ અમને શું કરવા દોષયુક્ત શબ્દોથી વીંધો છો ?

શાર્ઙ્ગરવ—( ઈર્ષાથી ) ગોગ્ય ક્રમનું ઊલટું તમે સાંભળ્યું કે ?

જન્મથી જે દગાથી અજ્ઞાત છે તે માણસનું વચન અસત્ય
છે. બીજા પ્રત્યેના દગાનો જેમનાથી વિદ્યા તરીકે અભ્યાસ
કરાય છે તે ખરેખર ભલે પ્રમાણભૂત વચનોવાળા હોય. (૨૫)

રાજા—અરે સત્યવક્તા, ત્યારે અમે એ સ્વીકાર્યું. છતાં આને છેતરવાથી અમને શું મળવાનું ?

શાર્ઙ્ગરવ—વિનિપાત.

રાજા—પુરુના વંશજોથી અધઃપતન નોતરાય એ વિશ્વાસપાત્ર નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**शारद्वतः**--शार्ङ्गरव, किमुत्तरेण । अनुष्ठितो गुरोः संदेशः । प्रतिनिवर्तामहे वयम् । ( राजानं प्रति )

तदेषा भवतः पत्नी त्यज वैनां गृहाण वा ।
उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी ॥ २६ ॥

गौतमि, गच्छाग्रतः । ( प्रस्थिताः )

**शकुन्तला**--कहं इमिणा किदवेण विप्पलद्ध ह्मि । तुह्मे वि मं परिच्चअह । [कथमनेन कितवेन विप्रलब्धास्मि । यूयमपि मां परित्यजथ । (अनुप्रतिष्ठते)

**गौतमी**--( स्थित्वा ) वच्छ सङ्गरव, अणुगच्छदि इअं क्खु णो करुणपरिदेविणी सउन्दला । पच्चादेसपरुसे भत्तुणि किं वा मे पुत्तिआ करेदु [ ( स्थित्वा ) वत्स शार्ङ्गरव, अनुगच्छतीयं खलु नः करुणपरिदेविनी शकुन्तला । प्रत्यादेशपरुषे भर्तरि किं वा मे पुत्रिका करोतु । ]

**शार्ङ्गरवः** --( सरोषं निवृत्य ) किं पुरोभागे स्वातन्त्र्यमवलम्बसे ।

( शकुन्तला भीता वेपते )

**शार्ङ्गरवः**--शकुन्तले,

यदि यथा वदति क्षितिपस्तथा
त्वमसि किं पितुरुत्कुलया त्वया ।
अथ तु वेत्सि शुचिव्रतमात्मनः
पतिकुले तव दास्यमपि क्षमम् ॥ २७ ॥

तिष्ठ । साधयामो वयम् ।

**राजा**--भोस्तपस्विन्, किमत्रभवतीं विप्रलभसे ।

कुमुदान्येव शशाङ्कः सविता बोधयति पङ्कजान्येव ।
वशिनां हि परपरिग्रहसंश्लेषपराङ्मुखी वृत्तिः ॥ २८ ॥

**शार्ङ्गरवः**--यदा तु पूर्ववृत्तमन्यसङ्गाद्विस्मृतो भवांस्तदा कथमधर्मभीरुः ।

**राजा**--भवन्तमेवात्र गुरुलाघवं पृच्छामि ।

मूढः स्यामहमेषा वा वदेन्मिथ्येति संशये ।
दारत्यागी भवाम्याहो परस्त्रीस्पर्शपांसुलः ॥ २९ ॥

**पुरोहितः**—( विचार्य ) यदि तावदेवं क्रियताम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**શારદ્વત**—શાઙ્ગર્રવ, જવાબથી શું ? ગુરુની આજ્ઞા પાળી છે. આપણે પાછા ફરીશું.

(રાજા પ્રત્યે)

તો આ તમારી પત્ની. એને ત્યજો કે સ્વીકારો; કારણ કે પત્ની ઉપર (પતિનો) હક પ્રત્યેક રીતે સ્વીકારાયેલો છે. (૨૬)

ગૌતમી, આગળ થાઓ. (તેઓ ચાલવા માંડે છે.)

**શકુન્તલા**—કેવી રીતે ? આ ધૂર્તે તો મને છેતરી. તમે પણ મને છોડો છો ? (પાછળ જાય છે.)

**ગૌતમી**—(ઊભી રહીને) બેટા, શાઙ્ગર્રવ, દયા ઉપજે એમ રુદન કરતી આ શકુન્તલા ખરેખર આપણી પાછળ આવે છે. જ્યારે પતિ ત્યજવામાં ઘાતકી છે ત્યારે મારી બિચારી દીકરી ઘણું કરીને બીજું શું કરે ?

**શાઙ્ગર્રવ**--(ગુસ્સા સાથે પાછો ફરીને) ભાગ્યહીન છોકરી, સ્વતંત્રતાથી કેમ વર્તે છે ?

(શકુન્તલા બીકથી ધ્રૂજે છે)

**શાઙ્ગર્રવ**—ઓ શકુન્તલા,

જો રાજા જેવી કહે છે તેવી તું હોય તો કુટુંબ વિરુદ્ધ ચાલનારી તારાથી પિતાને શું ? વળી જો તું પોતાનું વ્રત પવિત્ર માનતી હોય તો પતિના કુળમાં તારું દાસીપણું પણ પૂરતું છે. (૨૭)

રહે. અમે જઈએ છીએ.

**રાજા**—અરે ઋષિ, તમે આ શ્રીમતીને કેમ ભ્રમમાં નાખો છો ?

ચંદ્ર કુમુદને જ, (અને) સૂર્ય કમળને જ જગાડે છે; કારણ કે સંયમીનો સ્વભાવ પરપુરુષની સ્ત્રીના આશ્લેષથી વિરુદ્ધ છે. (૨૮)

**શાઙ્ગર્રવ**—પણ જ્યારે તમે પહેલાં બનેલું બીજાંના સંગથી ભૂલી ગયા છો ત્યારે (તમે) અધર્મભીરુ કેવી રીતે ?

**રાજા**—તમને જ આમાં સારું નરસું (ઉત્તમ અધમ) પૂછું છું.

હું મૂઢ છું કે આ અસત્ય બોલે છે એ સંદેહમાં હું પત્નીને ત્યજનારો (થાઉં) કે પારકી સ્ત્રીના સ્પર્શે દૂષિત થાઉં ? (૨૯)

**પુરોહિત**—(વિચારીને) જો (એમ છે તો) ત્યારે આમ થવા દો.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—अनुशास्तु मां भवान् ।

पुरोहितः—अत्रभवती तावदाप्रसवादस्मद्गृहे तिष्ठतु । कुत इदमुच्यत इति चेत् । त्वं साधुभिरादिष्टपूर्वः । प्रथममेव चक्रवर्तिनं पुत्रं जनयिष्यसीति । स चेन्मुनिदौहित्रस्तल्लक्षणोपपन्नो भविष्यति, अभिनन्द्य शुद्धान्तमेनां प्रवेशयिष्यसि । विपर्यये तु पितुरस्याः समीपनयनमवस्थितमेव ।

राजा—यथा गुरुभ्यो रोचते ।

पुरोहितः—वत्से, अनुगच्छ माम् ।

शकुन्तला—भअवदि वसुहे, देहि मे विवरं । [ भगवति वसुधे, देहि मे विवरम् । ] ( रुदती प्रस्थिता । निष्क्रान्ता सह पुरोधसा तपस्विभिश्च )

( राजा शापव्यवहितस्मृतिः शकुन्तलागतमेव चिन्तयति )

( नेपथ्ये । ) आश्चर्यम् ।

राजा—( आकर्ण्य ) किं नु खलु स्यात् ।

( प्रविश्य ) पुरोहितः—( सविस्मयम् ) देव, अद्भुतं खलु संवृत्तम् ।

राजा—किमिव ।

पुरोहितः—देव, परावृत्तेषु कण्वशिष्येषु

सा निन्दन्ती स्वानि भाग्यानि बाला
बाहूत्क्षेपं क्रन्दितुं च प्रवृत्ता ।

राजा—किं च ।

पुरोहितः—

स्त्रीसंस्थानं चाप्सरस्तीर्थमारा-
दुत्क्षिप्यैनां ज्योतिरेकं जगाम ॥ ३० ॥

( सर्वे विस्मयं रूपयन्ति )

राजा—भगवन्, प्रागपि सोऽस्माभिरर्थः प्रत्यादिष्ट एव । किं वृथा तर्केणान्विष्यते । विश्राम्यतु भवान् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—આપ મને સૂચના કરો.

પુરોહિત—તો આ બહેન પ્રસવ થતાં સુધી આપણે ત્યાં ભલે રહે. આમ કેમ કહું છું એમ જો તમે પૂછો તો હું આમ કહું છું—'પ્રથમ જ તમને ચક્રવર્તી પુત્ર થશે' એમ પહેલાં તમને સાધુઓએ આશીર્વાદ આપ્યા છે. જો તે ઋષિનો દુહિતૃ તેવા ચિહ્નવાળો હોય તો આપ એને અભિનંદન આપીને અંતઃપુરમાં દાખલ કરજો. પણ ઊલટું હોય તો તેના પિતાને ઘેર મોકલવાનું નક્કી જ છે.

રાજા—જેમ ગુરુને ગમે તેમ.

પુરોહિત—પુત્રી, મારી પાછળ આવ.

શકુન્તલા—ઓ માતા પૃથ્વી, મને માર્ગ આપ.

(રડતી ચાલે છે. અને પુરોહિત તથા ઋષિઓ સાથે જાય છે.)

(જેની યાદશક્તિ શાપથી ઢંકાયેલી છે તે રાજા શકુન્તલાની બાબત ઉપર જ વિચાર કરે છે.)

(પડદા પાછળ) આશ્ચર્ય !

રાજા—(કાન દઈને) ખરેખર શું હશે ?

(પ્રવેશ કરીને)

પુરોહિત—(અચંબા સાથે)

મહારાજ, ખરેખર (એક) ચમત્કાર થયો છે.

રાજા—ખરેખર શું ?

પુરોહિત—મહારાજ, કણ્વના શિષ્યો ગયા ત્યારે—

તે યુવાન છોકરી પોતાના ભાગ્યને દોષ દેતી હાથ ઊંચા અફાળીને રડવા લાગી.

રાજા—અને શું ?

પુરોહિત—

અને તે જ ક્ષણે (च च) એક સ્ત્રીઆકારની જ્યોતિ દૂરથી તેને ઊંચકીને અપ્સરાતીર્થ તરફ ગઈ. (૩૦)

(બધા આશ્ચર્ય દાખવે છે.)

રાજા—પૂજ્ય ગુરુ, અગાઉ પણ એ વસ્તુનો અમે અસ્વીકાર જ કર્યો છે. આપ તર્કથી શા માટે તેની નકામી તપાસ કરાય છે ? આપ આરામ કરો.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



पुरोहितः—( विलोक्य ) विजयस्व । ( निष्क्रान्तः )

राजा—वेत्रवति, पर्याकुलोऽस्मि । शयनभूमिमार्गमादेशय ।

प्रतीहारी—इदो इदो देवो । [ इत इतो देवः ] ( प्रस्थिता )

राजा—( परिक्रम्य स्वगतम् )

कामं प्रत्यादिष्टां स्मरामि न परिग्रहं मुनेस्तनयाम् ।
बलवत्तु दूयमानं प्रत्याययतीव मे हृदयम् ॥ ३१ ॥

( निष्क्रान्ताः सर्वे )

इति पञ्चमोऽङ्कः

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પુરોહિત—(જોઈને) જય થાઓ. (બહાર જાય છે.)

રાજા—વેત્રવતી, હું અસ્વસ્થ છું. શયનગૃહનો માર્ગ બતાવ.

પ્રતીહારી—આ બાજુ. મહારાજ, આ બાજુ.

(જાય છે.)

રાજા—(તે બાજુ જતાં—સ્વગત)

માન્યું (કે) ત્યજેલી ઋષિકન્યા મારી પત્ની હોવાનું મને સંભરતું નથી. પણ ઘણું જ દુઃખતુ મારું હૃદય જાણે મને (તેમ હોવાની) ખાતરી આપે છે. (૩૧)

(બન્ને જાય છે.)

પાંચમો અંક સમાપ્ત

---



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# षष्ठोऽङ्कः

( ततः प्रविशति नागरिकः श्यालः पश्चाद् बद्धपुरुषमादाय रक्षिणौ च )

**रक्षिणौ**—( ताडयित्वा ) अले कुम्भीलआ, कहेहि कहिं तुए एशे मणिबन्धणुक्किण्णणामहेए लाअकीए अङ्गुलीअए शमाशादिए । [ अरे कुम्भीलक, कथय कुत्र त्वयैतन्मणिबन्धनोत्कीर्णनामधेयं राजकीयमङ्गुलीयकं समासादितम् । ]

**पुरुषः**—( भीतिं नाटयित्वा ) पशीदन्तु भावमिश्शे । अहके ण ईदिशकम्मकाली [ प्रसीदन्तु भावमिश्राः । अहं नेदृशकर्मकारी । ]

**प्रथमः**—किं शोहणे ब्रह्मणेत्ति कलिअ रज्जा पडिग्गहे दिण्णे । [ किं शोभनो ब्राह्मण इति कृत्वा राज्ञा प्रतिग्रहो दत्तः । ]

**पुरुषः**—सुणध दाणिं । अहके शक्कावदालब्भन्तलवाशी धीवले । [ शृणुतेदानीम्, अहं शक्रावतारभ्यन्तरवासी धीवरः । ]

**द्वितीयः**—पाडच्चला, किं अम्हेहिं जादी पुच्छदा । [ पाटच्चर, किमस्माभिर्जातिः पृष्टा । ]

**श्यालः**—सूअअ, कहेदु सव्वं अणुक्कमेण । मा णं अन्तरा पडिबन्धह । ] [ सूचक, कथयतु सर्वमनुक्रमेण । मैनमन्तरा प्रतिबध्नात । ]

**उभौ**—जं आवुत्ते आणवेदि । कहेहि । [ यदावुत्त आज्ञापयति । कथय । ]

**पुरुषः**—अहके जालुग्गालादीहिं मच्छबन्धणोवाएहिं कुटुम्बभलणं कलेमि । [ अहं जालोद्गालादिभिर्मत्स्यबन्धनोपायैः कुटुम्बभरणं करोमि । ]

**श्यालः**—( विहस्य ) विसुद्धो दाणिं आजीवो । [ विशुद्ध इदानीमाजीवः । ]

**पुरुषः**—भट्टा । मा एव्वं भण ।

शहजे किल जे विणिन्दिए ण हु दे कम्म विवज्जणीअए ।
पशुमालणकम्मदालुणे अणुकम्पामिदुए वि शोत्तिए ॥ १ ॥

भर्तः । मैवं भण ।

सहजं किल यद् विनिन्दितं न खलु तत् कर्म विवर्जनीयम् ।
पशुमारणकर्मदारुणोऽनुकम्पामृदुरपि श्रोत्रियः । ]

**श्यालः**—तदो तदो । [ ततस्ततः ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## અંક ૬

[ પછી નાગરિક શ્યાલ, ( શહેરની પોલીસનો વડો અમલદાર ) અને તેની પાછળ એક બાંધેલા પુરુષ સાથે બે રક્ષકો પ્રવેશ કરે છે ]

રક્ષકો—( મારીને ) એય ચોર, કહે. આ રત્નજડિત અને નામ કોતરેલી રાજાની વીંટી તેં કયાંથી મેળવી ?

પુરુષ—( બીતિ દાખવીને ) આપ માબાપ પ્રસન્ન થાઓ. હું એવું કામ કરનારો નથી.

પહેલો રક્ષક—'લાયક બ્રાહ્મણ છે' એમ કહીને રાજાએ શું ભેટ આપી હતી ?

પુરુષ—હવે સાંભળો. શક્રાવતારમાં રહેનારો હું માછીમાર છું.

બીજો—ચોટ્ટા, શું અમે જાત પૂછી હતી ?

શ્યાલ—સૂચક, તેને બધું ક્રમ પ્રમાણે કહેવા દે. વચ્ચે તેને રોક નહિ

બે રક્ષકો—જેમ આપ સાહેબનો હુકમ. કહે.

પુરુષ—માછલી પકડવાની જાળ, આંકડા વગેરે ઉપાયોથી હું કુટુંબનો નિર્વાહ કરું છું.

શ્યાલ—( હસીને ) ખરેખર પવિત્ર ધંધો.

પુરુષ—માબાપ, એવું ન બોલો.

કહે છે કે જે વખોડવા જેવો ધંધો સહજ હોય તે ખરેખર
છોડવો જોઈએ નહિ. વિદ્વાન બ્રાહ્મણ દયાથી આર્દ્ર હોય તો
પણ પશુને મારવાના કામમાં ક્રાતકી હોય છે. (૧)

શ્યાલ—પછી ? પછી ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



पुरुषः—एक्कश्शिं दिअशे खण्डशो लोहिअमच्छे मए कप्पिदे । जाव तश्श उदलब्भन्तले पेक्खामि दाव एशे लदणभाशुलं अङ्गुलीअअं देक्खिअं । पच्छा अहके शे विक्कआअ दंशअन्ते गहिदे भावमिश्शेहिं । मालेह वा मुञ्चेह वा । अअं शे आअमवुत्तन्ते । [ एकस्मिन् दिवसे खण्डशो रोहितमत्स्यो मया कल्पितः । यावत् तस्योदराभ्यन्तरे प्रेक्षे तावदेतद् रत्नभासुरमङ्गुलीयकं दृष्टम् । पश्चादहं तस्य विक्रयाय दर्शयन् गृहीतो भावमिश्रैः । मारयत वा मुञ्चत वा । अयमस्यागमवृत्तान्तः । ]

श्यालः—जाणुअ, विस्सगन्धी गोहादी मच्छबन्धो एव्व णिस्संसअं । अङ्गुलीअदंसणं शे विमरिसिदव्वं । राअउलं एव्व गच्छामो । [ जानुक, विस्रगन्धी गोधादी मत्स्यबन्ध एव निःसंशयम् । अङ्गुलीयकदर्शनमस्य विमर्शयितव्यम् । राजकुलमेव गच्छामः । ]

रक्षिणौ—तह । गच्छ अले गण्ठिभेदअ । [ तथा । गच्छ अरे ग्रन्थिभेदक । ]

( सर्वे परिक्रामन्ति । )

श्यालः—सूअअ, इमं पुरदुआरे अप्पमत्ता पडिवालह जाव इमं अङ्गुलीअअं जहागमणं भट्टिणो णिवेदिअ तदो सासणं पडिच्छिअ णिक्कमामि । [ सूचक इमं पुरद्वारेऽप्रमत्तौ प्रतिपालयतं, यावदिदमङ्गुलीयकं यथागमनं भर्त्रे निवेद्य ततः शासनं प्रतीप्य निष्क्रामामि । ]

उभौ—पविशदु आवुत्ते शामिपशादश्श । [ प्रविशत्वावुत्तः स्वामिप्रसादाय । ]

( निष्क्रान्तः श्यालः )

प्रथमः—जाणुअ, चिलाअदि क्खु अवुत्ते । [ जानुक, चिरायते खल्वावुत्तः । ]

द्वितीयः—णं अवशलोवशप्पणीआ लाआणो । [ नन्ववसरोपसर्पणीया राजानः । ]

प्रथमः—जाणुअ, फुल्लन्ति मे हत्था इमश्श वहश्श शुमणा पिणद्धुं [ जानुक, स्फुरतो मम हस्तावस्य वधस्य सुमनसः पिनद्धुम् । ( पुरुषं निर्दिशति )

पुरुषः—ण अलुहदि भावे अकालणमालणे होदुं । [ नार्हति भावोऽकारणमारणो भवितुम् । ]

द्वितीयः—( विलोक्य ) एशे अह्माणं शामी पत्तहत्थे लाअशाशणं पडिच्छिअ इदोमुहे देक्खीअदि । गिद्धबली भविश्शशि शुणो मुहं वा देक्खिश्शशि । [ ( विलोक्य ) एष नौ स्वामी पत्रहस्तो राजशासनं प्रतीष्येतोमुखो दृश्यते । गृध्रबलिर्भविष्यसि, शुनो मुखं वा द्रक्ष्यसि । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પુરુષ—એક દિવસ મેં રોહિત માછલીના કટકા કર્યા. (તેના) પેટની અંદર જ્યાં જોઉં છું ત્યાં રત્નથી ચળકતી આ વીંટી દેખાઈ. પાછળથી તેને વેચવા માટે બતાવતાં મને આપ માંમાપે પકડયો. મારો કે છોડો. આ (વીંટી) મળ્યાની આ વાત છે.

શ્યાલ—જાનુક, કાચા માંસની ગંધવાળો (પુરુષ) ખરેખર (ગોધા) માછલીનું માંસ ખાનાર માછીમાર જ છે. તેણે વીંટી જોયાની બાબત વિચાર કરવા જેવી છે. આપણે રાજમ્હેલ તરફ જ જઈએ.

રક્ષકો—વારુ. ચાલ એય, ખિસ્સાકાતરુ.

(બધા જાય છે.)

શ્યાલ—સૂચક, આની શહેરના દરવાજા ઉપર સાવધ રહીને ચોકી કરજો. દરમિયાન હું રાજાને આ વીંટી શી રીતે મળી તે નિવેદન કરીને ફરી (તેમનો) હુકમ લઇને બહાર આવું છું.

બંને રક્ષકો—આપશ્રી સ્વામીની અનુજ્ઞા માટે પ્રવેશ કરો.

(શ્યાલ બહાર જાય છે.)

પહેલો—જાનુક, ભાઇ સાહેબ ખરેખર વાર કરે છે.

બીજો—કેમ વળી ? રાજાઓ પાસે તક મળે જવું જોઈએ.

પહેલો—જાનુક, આ વધની માળા બાંધવા મારા હાથ ચળવળે છે (પુરુષને બતાવે છે)

પુરુષ—કારણ વગર હત્યારા થવું આપને શોભતું નથી.

બીજો—(જોઇને) આ અમારા સ્વામી રાજાની આજ્ઞા મેળવીને હાથમાં કાગળ સાથે આ તરફ મુખવાળા દેખાય છે. તું ગીધનો ભોગ બનીશ; કાં તો કૂતરાનું મુખ જોઇશ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(प्रविश्य) श्यालः—सूअअ, मुञ्चेदु एसो जालोअजीवी । उववण्णो क्खु अङ्गुलीअअस्स आअमो । [ सूचक, मुच्यतामेष जालोपजीवी । उपपन्नः खल्वङ्गुलीयकस्यागमः । ]

सूचकः—जह आवुत्ते भणादि । [ यथावुत्तो भणति । ]

द्वितीयः—एसो जमसदणं पविसिअ पडिणिवुत्तो । [ एष यमसदनं प्रविश्य प्रतिनिवृत्तः । ] (पुरुषं परिमुक्तबन्धनं करोति)

पुरुषः—(श्यालं प्रणम्य) भट्टा, अह कीलिशे मे आजीवे । [ भर्तः, अथ कीदृशो मे आजीवः । ]

श्यालः—एशे भट्टिणा अङ्गुलीअअमुल्लसंमिदो पसादो वि दाविदो । [ एष भर्त्राङ्गुलीयकमूल्यसंमितः प्रसादोऽपि दापितः । (पुरुषायार्थं प्रयच्छति)

पुरुषः—(सप्रणामं प्रतिगृह्य) भट्टा, अणुग्गहिदह्मि । [ भर्तः अनुगृहीतोऽस्मि ]

सूचकः—एशे णाम अणुग्गहे जे शूलादो अवदालिअ हत्थिक्खन्धे पडिट्ठाविदे। [ एष नामानुग्रहो यच्छूलादवतार्य हस्तिस्कन्धे प्रतिष्ठापितः । ]

जानुकः—आवुत्त, पालिदोशिअं कहेदि । महालिहलदणेन तेण अङ्गुलीअएण भट्टिणो बहुमदेण होदव्वं त्ति । [ आवुत्त, पारितोषिकं कथयति । महार्हरत्नेन तेनाङ्गुलीयकेन भर्तुः बहुमतेन भवितव्यमिति । ]

श्यालः—ण तस्सिं महारुहं रदणं भट्टिणो बहुमदं त्ति तक्केमि । तस्स दंसणेण भट्टिणो अभिमदो जणो स्सुमराविदो । मुहुत्तअं पकिदिगम्भीरो वि पज्जस्सुणअणो आसि । [ न तस्मिन् महार्हं रत्नं भर्तुर्बहुमतमिति तर्कयामि । तस्य दर्शनेन भर्तुरभिमतो जनः स्मारितः । मुहूर्तं प्रकृतिगम्भीरोऽपि पर्यश्रुनयन आसीत् । ]

सूचकः—शेविदं णाम आवुत्तेण । [ सेवितं नामावुत्तेन । ]

जानुकः—णं भणाहि इमश्श कए मच्छिआभत्तुणो त्ति । [ ननु भण अस्य कृते मात्स्यिकभर्तुरिति । ] (पुरुषमसूयया पश्यति)

पुरुषः—भट्टालक, इदो अद्धं तुह्माणं शुमणोमुल्लं होदु । [ भट्टारक, इतोऽर्धं युष्माकं सुमनोमूल्यं भवतु । ]

जानुकः—एत्तके जुज्जइ [ एतावद्युज्यते ]

श्यालः—धीवर, महत्तरो तुमं पिअवअस्सओ दाणिं मे संवुत्तो । कादम्बरीसक्खिअं अह्माण पढमसोहिदं इच्छीअदि । ता सोण्डिआपणं एव्व गच्छामो । [ धीवर, महत्तरस्त्वम् प्रियवयस्यक इदानीं मे संवृत्तः । कादम्बरीसाक्षिकमस्माकं प्रथमसौहृदमिष्यते । तच्छौण्डिकापणमेव गच्छामः । ]

(निष्क्रान्ताः सर्वे)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(અંદર આવીને)

શ્યાલ—સૂચક, આ માછીમારને છોડી મૂકો. વીંટી મેળવ્યાનું વૃત્તાન્ત ખરેખર વ્યાજબી છે.

સૂચક—આપ સાહેબ જેમ કહો તેમ.

બીજો—આ યમના ધામમાં જઈને પાછો આવ્યો.

(પુરુષને બંધન મુક્ત કરે છે.)

પુરુષ—(શ્યાલને પગે લાગીને) સાહેબ, ત્યારે મારો ધંધો કેવો છે?

શ્યાલ—રાજાજીએ વીંટીની કિંમત જેટલી બક્ષિસ પણ આને આપવાની કહી છે. (તે માણસને પૈસા આપે છે.)

પુરુષ—(નમન સાથે સ્વીકારીને) માબાપ, મારા પર કૃપા થઈ.

સૂચક—ખરેખર, આ કૃપા, કે શૂળિ ઉપરથી ઊતારીને હાથીની ડોક ઉપર બેસાડ્યો છે.

જાનુક—ભાઈ સાહેબ, બક્ષિસ બતાવે છે કે, ખૂબ કિંમતી રત્નથી તે વીંટીની કિંમત મહારાજે ઘણી આંકી હશે.

શ્યાલ—એમાં કિંમતી રત્નની કિંમત મહારાજે કરી નથી એમ મને લાગે છે. તેના દર્શનથી મહારાજને પ્રિયજનનું સ્મરણ થયું છે. કુદરતી રીતે ગંભીર છતાં તે ઘડીક આંસુ ભરેલી આંખવાળા થયા હતા.

સૂચક—પ્રભુ, આપે ખરેખર સેવા બજાવી.

જાનુક—કેમ, આ માછીમારના વડા માટે એમ કહોને? (અદેખાઈથી તે પુરુષ તરફ જુએ છે.)

પુરુષ—શેઠ સાહેબ, આનું અર્ધું આપનું ફૂલનું મૂલ્ય થાઓ.

જાનુક—એટલું વ્યાજબી છે.

શ્યાલ—માછીમાર, તું વધુ મોટો છે. હવે મારો પ્રિય મિત્ર થયો છે. આપણી પહેલી મૈત્રી દારૂની સાક્ષીથી થાય એમ ઇચ્છા છે. તો કલાલની દુકાને જ આપણે જઈએ.

(બધા જાય છે.)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



इति प्रवेशकः ।

( ततः प्रविशत्याकाशयानेन सानुमती नामाप्सराः )

**सानुमती**—णिव्वत्तिदं मए पज्जाअणिव्वत्तणिज्जं अच्छरातित्थसाणिज्झं जाव साहुजणस्स अभिसेअकालो । त्ति सपदं इमस्स राएसिणो उदन्तं पच्चक्खीकरिस्सं । मेणआसंबन्धेण सरीरभूदा मे सउन्दला । ताए अ दुहिदुणिमित्तं आदिट्ठपुव्वह्मि । ( समन्तादवलोक्य ) किं णु क्खु उदुच्छवे वि णिरुच्छवारम्भं विअ राअउलं दीसइ । अत्थि मे विहवो पणिधाणेण सव्वं परिण्णादुं । किंदु सहीए आदरो मए माणइदव्वो । होदु । इमाणं एव्व उज्जाणपालिआणं तिरक्खरिणीपडिच्छण्णा पस्सवत्तिणी भविअ उवलहिस्सं । ( नाटयेनावतीर्य स्थिता ) [ निर्वर्तितं मया पर्यायनिर्वर्तनीयमप्सरस्तीर्थसांनिध्यं यावत् साधुजनस्याभिषेककालः । इति सांप्रतमस्य राजर्षेरुदन्तं प्रत्यक्षीकरिष्यामि । मेनकासंबन्धेन शरीरभूता मे शकुन्तला । तया च दुहितृनिमित्तमादिष्टपूर्वास्मि ( समन्तादवलोक्य ) किं नु खलु ऋतूत्सवेऽपि निरुत्सवारम्भमिव राजकुलं दृश्यते । अस्ति मे विभवः प्रणिधानेन सर्वं परिज्ञातुम् । किं तु सख्याः आदरो मया मानयितव्यः । भवतु । अनयोरेवोद्यानपालिकयोस्तिरस्करिणीप्रतिच्छन्ना पार्श्ववर्तिनी भूत्वोपलप्स्ये । ]

( नाटयेनावतीर्य स्थिता )

( ततः प्रविशति चूताङ्कुरमवलोकयन्ती चेटी । अपरा च पृष्ठतस्तस्याः । )

**प्रथमा**—

आअम्बहरिअपण्डुर वसन्तमासस्स जीअसव्वस्स ।
दिट्ठोसि चूदकोरअ उदुमङ्गल तुमं पसाएमि ॥ २ ॥

आताम्रहरितपाण्डुर वसन्तमासस्य जीवसर्वस्व ।
दृष्टोऽसि चूतकोरक ऋतुमङ्गल त्वां प्रसादयामि ॥

**द्वितीया**—परहुदिए, किं एआइणी मन्तेसि । [ परभृतिके, किमेकाकिनी मन्त्रयसे । ]

**प्रथमा**—महुअरिए चूदकलिअं देक्खिअ उम्मत्तिआ परहुदिआ होदि । [ मधुकरिके, चूतकलिकां दृष्ट्वोन्मत्ता परभृतिका भवति । ]

**द्वितीया**—( सहर्षं त्वरयोपगम्य ) कहं उवट्ठिदो महुमासो । [ कथमुपस्थितो मधुमासः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



## પ્રવેશક સમાપ્ત

( પછી આકાશ માર્ગે સાનુમતી નામની અપ્સરા આવે છે. )

સાનુમતી—ઋષિઓને માટે સ્નાનનો સમય હોય છે ત્યાં સુધી વારા ફરતી પાળવાની અપ્સરા તીર્થની હાજરી મેં પાળી છે. હવે હું આ રાજર્ષિના સમાચાર પ્રત્યક્ષ કરીશ. મેનકા સાથેના સંબંધથી શકુન્તલા મારું અંગ બની છે. અને પુત્રી માટે ( કંઈક કરવા ) તેનાથી મને આગળથી કહેવાયું છે. ( આજુ બાજુ જોઈને ) ઋતુના ઉત્સવમાં પણ રાજમહેલ જાણે ઉત્સવ વગરનો ખરેખર કેમ જણાતો હશે ! મને બધું સમાધિથી જાણવાની સત્તા છે પણ સખીનો આદર મારે માન્ય કરવો જોઈએ. ઠીક અદૃશ્ય થવાનો ભુગ્ગો ધારણ કરીને આ બાગની રક્ષિકાઓ પાસે જ છુપાઈને હું જાણીશ.

( નીચે ઊતરવાનું દેખાડી ઊભી રહે છે. )

( પછી આંબાના મોર જોતી દાસી અને તેની પાછળ બીજી પ્રવેશ કરે છે. )

પહેલી—

જરા લાલ લીલી, સફેદ ઓ આંબાની મંજરી, વસંત માસનું જીવન સર્વસ્વ, ઋતુઓનું મંગળ, તું દેખાઈ છે. હું તને વધાવું છું. (૨)

બીજી—ઓ પરભૃતિકા, એકલી કેમ ગણગણે છે ?

પહેલી—ઓ મધુકરિકા, આંબાની કળિ જોઈને પરભૃતિકા ઉન્મત્ત થાય છે.

બીજી—( ઉતાવળથી, ખુશ થઈને નજીક જઈને ) શું વસંતમાસ આવ્યો ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**प्रथमा**--महुअरिए, तव दाणि कालो एसो मदविब्भमगीदाणं । [ मधुकरिके, तवेदानीं काल एष मदविभ्रमगीतानाम् । ]

**द्वितीया**--सहि, अवलम्ब मं जाव अग्गपादट्ठिआ भविअ चूदकलिअं गेण्हिअ कामदेवच्चण करेमि । [ सखि अवलम्बस्व मां यावदग्रपादस्थिता भूत्वा चूतकलिकां गृहीत्वा कामदेवार्चनं करोमि । ]

**प्रथमा**--जइ मम, वि क्खु अद्धं अच्चणफलस्स । [ यदि ममापि खल्वर्धमर्चनफलस्य । ]

**द्वितीया**—अकहिदे वि एदं संपज्जइ । जदो एक्कं एव्व णो जीविदं दुधाट्ठिदं सरीरं । ( सखीमवलम्ब्य स्थिता चूताङ्कुरं गृह्णाति । ) अए अप्पडिबुद्धो वि चूदप्पसवो एत्थ बन्धणभङ्गसुरभी होदि । ( कपोतहस्तकं कृत्वा )

तुं सि मए चूदङ्कुर दिण्णो कामस्स गहिदधणुस्स ।
पहिअजणजुवइलक्खो पञ्चब्भहिओ सरो होहि ॥ ३ ॥

( चूताङ्कुरं क्षिपति ) [ अकथितेऽप्येतत् संपद्यते । यत् एकमेव नौ जीवितं द्विधास्थितं शरीरम् । ( सखीमवलम्ब्य स्थिता चूताङ्कुरं गृह्णाति ) अये अप्रतिबुद्धोऽपि चूतप्रसवोऽत्र बन्धनभङ्गसुरभिर्भवति । ( कपोतहस्तकं कृत्वा )
त्वमसि मया चूताङ्कुर, दत्तः कामाय गृहीतधनुषे ।
पथिकजनयुवतिलक्ष्यः पञ्चाभ्यधिकः शरो भव ॥ ]

( चूताङ्कुरं क्षिपति )

( प्रविश्यापटीक्षेपेण कुपितः )

**कञ्चुकी**--मा तावत् । अनात्मज्ञे, देवेन प्रतिषिद्धे वसन्तोत्सवे त्वमाम्रकलिकाभङ्गं विमाद्भसे ।

**उभे**--( भीते ) पसीददु अज्जो । अग्गहीदत्था ओ वअं [ प्रसीदत्वार्यः । अगृहीतार्थे आवाम् । ]

**कञ्चुकी**—न किल श्रुतं युवाभ्यां यद्वासन्तिकैस्तरुभिरपि देवस्य शासनं प्रमाणीकृतं तदाश्रयिभिः पत्रिभिश्च । तथा हि ।

चूतानां चिरनिर्गतापि कलिका बध्नाति न स्वं रजः
संनद्धं यदपि स्थितं कुरबकं तत् कोरकावस्थया ।
कण्ठेषु स्खलितं गतेऽपि शिशिरे पुंस्कोकिलानां रुतं
शङ्के संहरति स्मरोऽपि चकितस्तूणार्धकृष्टं शरम् ॥ ४ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પહેલી--મધુકરિકા, હવે માદક વિલાસગાન (ગાવા)નો તારો આ સમય છે.

બીજી--સખી, મને ટેકો કર; દરમિયાન માગ પગના આગળના ભાગ ઉપર ઊભી રહી આમ્રકળિ લઈ, હું કામદેવની પૂજા કરું.

પહેલી--જો મારું પણ ખરેખર, પૂજાનું અર્ધું ફળ હોય તો.

બીજી—ન કહેવામાં આવે તો પણ આ થાય. કારણ કે આપણું જીવન એક જ છે, શરીર બે ભાગમાં રહેલું છે.

(પોતાની સખીને અઢેલીને ઊભી રહે છે અને આંબાની મંજરી લે છે.) અરે, આમ્રવૃક્ષની મંજરી પૂરી ખીલી નથી. તો યે ડાંખળી તોડતાં અહીં સુગન્ધિદાર બને છે. (હાથનો ખોબો બનાવીને)

એ આંબાની મંજરી, તને મેં જેણે ધનુષ્ય ધારણ કર્યું છે તેવા કામદેવને આપી. મુસાફરોની સ્ત્રીઓનું તું પાંચ કરતાં ચઢિયાતું બાણ બન. (૩)

(આંબાની મંજરી નીચે નાંખે છે.)

(ગુસ્સામાં પડદો ખસેડી પ્રવેશ કરીને)

કંચુકી—જરા નહિ (કર). એ ભાનઅળી, મહારાજે વસંતોત્સવની મના કરી છે ત્યારે તું આંબાની કળિ તોડવાનું કેમ શરૂ કરે છે?

બન્ને--(બીને) આપ કૃપા કરો. અમે તે હકીકત જાણી નથી.

કંચુકી--ખરેખર! તમે સાંભળ્યું નથી કે વસંતમાં વૃક્ષોએ અને તેના ઉપર આશ્રય લેનાર પંખીઓએ પણ રાજાનું શાસન પ્રમાણ ગણ્યું છે.

કારણ કે –

આંબાની કળિ ઘણા વખતથી બહાર આવી છે પણ પોતાની પરાગ બાંધતી નથી. પેલું કુરબક પણ, કે જે તૈયાર થઈ રહ્યું છે, (તે) કળિના રૂપમાં રહ્યું છે. નર-કોયલનો અવાજ શિશિર ગઈ તો પણ ગળામાં થોથરાય છે. અને શંકા છે. (કે) કામદેવ પણ નવાઈ પામીને ભાથામાંથી અર્ધું ખેંચેલું બાણ રોકે છે. (૪)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सानुमती—णत्थि, संदेहो। महाप्पहाओ राएसी। [ नास्ति संदेहः। महाप्रभावो राजर्षिः। ]

प्रथमा—अज्ज, कति दिअहाइं अह्माणं मित्तावसुणा रट्ठिएण भट्टिणीपादमूलं पेसिदाणं। एत्थ अ णो पमदवणस्स पालणकम्म समप्पिदं। ताआअन्तुअदाए अस्सुदपुव्वो अह्मेहिं एसो वुत्तन्तो। [ आर्य, कति दिवसान्यावयोर्मित्रावसुना राष्ट्रियेण भट्टिनीपादमूलं प्रेषितयोः। अत्र च नौ प्रमदवनस्य पालनकर्म समर्पितम् तदागन्तुकतयाश्रुतपूर्व आवाभ्यामेष वृत्तान्तः। ]

कञ्चुकी—भवतु। न पुनरेवं प्रवर्तितव्यम्।

उभे—अज्ज, कोदूहलं णो। जइ इमिणा जणेण सोदव्वं कहेदु अज्जो किंणिमित्तं भट्टिणा वसन्तूसवो पडिसिद्धो। [ आर्य, कौतूहलं नौ। यद्यनेन जनेन श्रोतव्यं कथयत्वार्यः किंनिमित्तं भर्त्रा वसन्तोत्सवः प्रतिषिद्धः। ]

सानुमती—उस्सवप्पिआ क्खु मणुस्सा। गुरुणा कारणेण होदव्वं। [ उत्सवप्रियाः खलु मनुष्याः। गुरुणा कारणेन भवितव्यम्। ]

कञ्चुकी—बहुलीभूतमेतत् किं न कथ्यते। किमत्र भवत्योः कर्णपथं नायातं शकुन्तलाप्रत्यादेशकौलीनम्।

उभे—सुदं रट्ठिअमुहादो जाव अंगुलीअअदंसणं। [ श्रुतं राष्ट्रियमुखाद् यावदङ्गुलीयकदर्शनम्। ]

कञ्चुकी—तेन ह्यल्पं कथयितव्यम्। यदैव खलु स्वाङ्गुलीयकदर्शनादनुस्मृतं देवेन सत्यमूढपूर्वा मया तत्रभवती रहसि शकुन्तला मोहात् प्रत्यादिष्टेति तदाप्रभृत्येव पश्चात्तापमुपगतो देवः। तथा हि।

रम्यं द्वेष्टि, यथा पुरा प्रकृतिभिर्न प्रत्यहं सेव्यते
शय्याप्रान्तविवर्तनैर्विगमयत्युन्निद्र एव क्षपाः।
दाक्षिण्येन ददाति वाचमुचितामन्तःपुरेभ्यो यदा
गोत्रेषु स्खलितस्तदा भवति च व्रीडाविलक्षश्चिरम् ॥ ५ ॥

सानुमती—पिअं मे। [ प्रियं मे। ]

कञ्चुकी—अस्मात् प्रभवतो वैमनस्यादुत्सवः प्रत्याख्यातः।

उभे—जुज्जइ। [ युज्यते। ]

( नेपथ्ये। ) एदु एदु भवं। [ एतु एतु भवान्। ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સાનુમતી—શંકા નથી. રાજર્ષિ ઘણા પ્રભાવવાળા છે.

પહેલી—વડીલ શ્રી, થોડા દિવસ થયા મહારાજના સાળા મિત્રાવસુએ અમને રાણીની ચરણ સેવામાં મોકલ્યાં છે. અને અહીં આનંદઉદ્યાન સાચવવાનું કામ અમને સોંપ્યું છે. તેથી અજાણ્યાં હોવાથી આ બનાવ અમે પહેલાં સાંભળ્યો નથી.

કંચુકી—બહુ સારું. ફરી આ પ્રમાણે વર્તશો નહિ.

બંને—મહાનુભાવ, અમને કુતૂહલ થયું છે. જો અમારા જેવાને સાંભળવા યોગ્ય હોય તો આપ કહો. મહારાજે વસંતોત્સવની મના કયા કારણથી કરી છે?

સાનુમતી—મનુષ્યો ખરેખર ઉત્સવપ્રિય હોય છે. મોટું કારણ હશે.

કંચુકી—બહુ જાહેર થયેલું આ કેમ ન કહેવાય? શકુન્તલાનો ત્યાગ કર્યાની લોકવાત અહીં તમારા કાને નથી આવી શું?

બંને—રાજના સાળાને મુખે વીંટીના દર્શન સુધી સાંભળ્યું હતું.

કંચુકી—ત્યારે ખરેખર થોડું કહેવાનું છે.

'તે શકુન્તલાને હું ખાનગીમાં પહેલાં (ગાંધર્વ લગ્નથી) ચોક્કસ પરણ્યો હતો, (અને) મોહથી ત્યાગ કર્યો.' એમ જે વખતે પોતાની વીંટી જોવાથી મહારાજને ખરેખર યાદ આવ્યું ત્યારથી જ મહારાજને પશ્ચાત્તાપ થયો છે. કારણ કે—

સુંદરતાને તે ધિક્કારે છે. પહેલાંની માફક પ્રધાનો રોજ તેમની સેવા કરતા નથી. પથારીની કિનાર ઉપર ઊંઘ્યા વગર જ આળોટીને (તે) રાત કાઢે છે. અને (च) જ્યારે અંતઃપુરમાં સભ્યતાથી યોગ્ય શબ્દો બોલે છે ત્યારે નામમાં ભૂલ થતાં લાંબા સમય સુધી શરમથી ગૂંચાયેલા રહે છે. (૫).

સાનુમતી—મને ગમ્યું.

કંચુકી—આવા ભારે આઘાતથી ઉત્સવની મના કરવામાં આવી છે.

બંને—યોગ્ય છે.

( પડદા પાછળ ) પધારો આપ પધારો.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



कञ्चुकी--( कर्णं दत्त्वा ) अये, इत एवाभिवर्तते देवः । स्वकर्मानुष्ठीयताम्।

उभे—तह । [ तथा । ] ( निष्क्रान्ते । )

( ततः प्रविशति पश्चात्तापसदृशवेषो राजा विदूषकः प्रतीहारी च )

कञ्चुकी--( राजानमवलोक्य ) अहो, सर्वास्ववस्थासु रमणीयत्वमाकृतिविशेषाणाम् । एवमुत्सुकोऽपि प्रियदर्शनो देवः । तथा हि ।

H.K. S.

प्रत्यादिष्टविशेषमण्डनविधिर्वामप्रकोष्ठार्पितं
बिभ्रत् काञ्चनमेकमेव वलयं श्वासोपरक्ताधरः ।
चिन्ताजागरणप्रताम्रनयनस्तेजोगुणादात्मनः
संस्कारोल्लिखितो महामणिरिव क्षीणोऽपि नालक्ष्यते ॥ ६॥

सानुमती--( राजानं दृष्ट्वा ) ठाणे क्खु पच्चादेसविमाणिदा वि इमस्स किदे सउन्दला किलम्मदि । [ स्थाने खलु प्रत्यादेशविमानिताप्यस्य कृते शकुन्तला क्लाम्यति । ]

राजा—( ध्यानमन्दं परिक्रम्य )

प्रथमं सारङ्गाक्ष्या प्रियया प्रतिबोध्यमानमपि सुप्तम् ।
अनुशयदुःखायेदं हतहृदयं संप्रति विबुद्धम् ॥ ७ ॥

सानुमती—णं ईदिसाणि तवस्सिणीए भाअहेआणि । [ नन्वीदृशानि तपस्विन्या भागधेयानि । ]

विदूषकः—( अपवार्य ) लङ्घिदो एसो भूओ वि सउन्दलावाहिणा । ण आणे कहं चिकिच्छिदव्वो भविस्सदि त्ति । [ ( अपवार्य ) लङ्घित एष भूयोऽपि शकुन्तलाव्याधिना । न जाने कथं चिकित्सितव्यो भविष्यतीति । ]

कञ्चुकी—( उपगम्य ) जयतु जयतु देवः । महाराज, प्रत्यवेक्षिताः प्रमदवनभूमयः । यथाकाममध्यास्तां विनोदस्थानानि महाराजः ।

राजा—वेत्रवति, मद्वचनादमात्यमार्यपिशुनं ब्रूहि । चिरप्रबोधान्न संभावितमस्माभिरद्य धर्मासनमध्यासितुम् । यत् प्रत्यवेक्षितं पौरकार्यमार्येण तत् पत्रमारोप्य दीयतामिति ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કંચુકી—(સાંભળીને) અરે, મહારાજ આ તરફ જ વળે છે. પોતાને કામે વળગો.

બંને—તેમ (થાઓ)

(બંને બહાર જાય છે.)

(પછી શોકને અનુરૂપ વેષે રાજા, વિદૂષક અને પ્રતીહારી પ્રવેશ કરે છે.)

કંચુકી—(રાજાને જોઈને) અહો (દરેક સ્થિતિમાં વિશિષ્ટ આકૃતિઓની સુંદરતા! આમ ઉત્સુક છતાં મહારાજ આનંદદાયક દેખાવના જણાય છે. કારણ કે,

(મહારાજ) ક્ષીણ છે છતાં ચળકાટ માટે ઘસેલા મહામણિની જેમ પોતાના તેજના ગુણથી તેવા દેખાતા નથી. ડાબા આગલા હાથમાં માત્ર એક સુવર્ણ કંકણ પહેરતા તેમણે ખાસ શણગારના વિધિ ત્યજી છે તેમનો અનરોષ્ઠ નિસાસા મૂકવાથી ફિક્કો છે. તેમની આંખ ચિન્તાના ઉજાગરાથી ઘણી જ લાલ થઈ છે. (૬)

સાનુમતી—(રાજાને જોઈને) અસ્વીકારથી અપમાનિતા થઈ છતાં શકુન્તલા ખરેખર વ્યાજબી રીતે આને માટે ઝૂરે છે.

રાજા—(વિચારમાં ધીમે આગળ ચાલીને)

મૃગાક્ષી પ્રિયાએ (શકુન્તલાએ) પહેલાં જગાડ્યું તોયે ઊંઘતું આ મારું હૃદય હવે પશ્ચાત્તાપના દુઃખ માટે જાગ્યું છે. (૭)

સાનુમતી—ખરેખર, બાચારીનું આવું ભાગ્ય!

વિદૂષક—(બાજુ પર) શકુન્તલાના રોગથી આ ફરીથી પણ ઝલાયો છે. કેવી રીતે તપાસાવો જોઈએ તે મને સૂઝતું નથી.

કંચુકી—(નજીક આવીને) જય થાઓ. મહારાજનો જય થાઓ. મહારાજ, આનંદોદ્યાનનો ભાગ તપાસ્યો છે. ઇચ્છા મુજબ, વિહાર સ્થાન ઉપર મહારાજ ભલે બેસે.

રાજા—વેત્રવતી, અમાત્ય શ્રી પિશુનને મારી આજ્ઞા પ્રમાણે કહે કે—લાંબો વખત જાગવાથી અમારાથી ન્યાયાસન પર બેસવાનું આજે શક્ય થયું નથી. પ્રજાનું જે કામકાજ શ્રીમાને જોયું હોય તે પત્રમાં લખીને આપી જવું.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रतीहारी—जं देवो आणवेदि । [ यद्देव आज्ञापयति । ] ( निष्क्रान्ता )

राजा—वातायन, त्वमपि स्वं नियोगमशून्यं कुरु ।

कञ्चुकी—यदाज्ञापयति देवः ( निष्क्रान्तः )

विदूषकः—किदं भवदा णिम्मच्छिअं । साअदं सिसिरातवच्छेअरमणीए इमस्सि पमदवणुद्देसे अत्ताणं रमइस्ससि । [ कृतं भवता निर्मक्षिकम् । सांप्रतं शिशिरातपच्छेदरमणीयेऽस्मिन् प्रमदवनोद्देशे आत्मानं रमयिष्यसि । ]

राजा—वयस्य, रन्ध्रोपनिपातिनोऽनर्था इति यदुच्यते तदव्यभिचारि वचः । कुतः ।

मुनिसुताप्रणयस्मृतिरोधिना
मम च मुक्तमिदं तमसा मनः ।
मनसिजेन सखे प्रहरिष्यता
धनुषि चूतशरश्च निवेशितः ॥ ८ ॥

विदूषकः—चिट्ठ दाव । इमिणा दण्डकट्ठेण कन्दप्पवाणं णासइस्सामि । [ तिष्ठ तावत् । अनेन दण्डकाष्ठेन कन्दर्पबाणं नाशयिष्यामि । ] ( दण्डकाष्ठमुद्यम्य चूताङ्कुरं पातयितुमिच्छति )

राजा—( सस्मितम् ) भवतु । दृष्टं ब्रह्मवर्चसम् । सखे, क्वोपविष्टः प्रियायाः किंचिदनुकारिणीषु लतासु दृष्टिं विलोभयामि ।

विदूषकः—ण आसण्णपरिआरिआ चदुरिआ भवदा संदिट्ठा । माहवीमण्डवे इमं वेलं अदिवाहिस्सं । तहिं मे चित्तफलअगदं सहत्थलिहिदं तत्तहोदीए सउन्दलाए पडिकिदिं आणेहि त्ति [ ननु आसन्नपरिचारिका चतुरिका भवता संदिष्टा । माधवीमण्डपे इमां वेलामतिवाहयिष्ये । तत्र मे चित्रफलकगतां स्वहस्तलिखितां तत्रभवत्याः शकुन्तलायाः प्रतिकृतिमानयेति । ]

राजा—ईदृशं हृदयविनोदनस्थानम् । तत् तमेव मार्गमादेशय ।

विदूषकः—इदो इदो भवं । [ इत इतो भवान् । ]

( उभौ परिक्रामतः । सानुमत्यनुगच्छति )

विदूषकः—एसो मणिसिलापट्टअसणाहो माहवीमण्डवो उवहाररमणिज्जदाए णिस्संसअं साअदेण विअ णो पडिच्छदि । ता पविसिअ णिसीददु भवं । [ एष मणिशिलापट्टकसनाथो माधवीमण्डप उपहाररमणीयतया निःसंशयं स्वागतेनेव नौ प्रतीच्छति । तत् प्रविश्य निषीदतु भवान् । ]

( उभौ प्रवेशं कृत्वोपविष्टौ )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રતીહારી—જેવી મહારાજની આજ્ઞા.

( જાય છે. )

રાજા—વાતાયન, તમે પણ તમારી જગ્યાએ જાઓ.

કંચુકી—જેવી પ્રભુની આજ્ઞા.

( જાય છે. )

વિદૂષક—આપે માખી વગરનું કર્યું. હવે ઠંડી અને તાપ અટકવાથી સુંદર આ આનંદ ઉદ્યાનના પ્રદેશમાં આપને (પોતાને) આનંદ આપશો.

રાજા—મિત્ર, 'દુઃખો છિદ્રોમાં જ ધસે છે.' એમ જે કહેવાય છે તે કહેવત ખોટી નથી. કેમ ?

જ્યાં મારું આ મન તે ઋષિકન્યાના પ્રણયની યાદને રોકતા
તમસથી મુક્ત થયું ત્યાં ઓ મિત્ર, મારવા તત્પર કામદેવે
ધનુષ્ય ઉપર આંબાનું ( આંબાની મંજરીનું ) બાણ સજ્યું. (૮)

વિદૂષક—જરા થોભો. હું આ લાકડીના દંડથી કામદેવનું બાણ નષ્ટ કરીશ.

( કાષ્ટ દંડ ઊંચો કરીને આંબાનો મોર પાડવા ઇચ્છે છે. )

રાજા—( હસીને ) ભલે બ્રાહ્મણનું તેજ દેખાયું. ઓ મિત્ર, મારી પ્રિયાને કંઇક અનુસરતી લતાઓમાં ક્યાં બેસીને દષ્ટિને ખુશ કરું ?

વિદૂષક—કેમ ? અંગત દાસી ચતુરિકાને આપે હુકમ આપ્યો છે કે હું માધવી લતા મંડપમાં આ સમય પસાર કરીશ. ત્યાં ચિત્ર કાઢવાના પાટિયા ઉપર મારા પોતાના હાથે દોરેલી તે શકુન્તલાની છબિ લઈ આવ.

રાજા—હૃદયનું આવું વિનોદ સ્થાન ! માટે ત્યાંનો જ રસ્તો બતાવ.

વિદૂષક—આ બાજુ મહારાજ, આ બાજુ.

( બંને તે બાજુ જાય છે. સાનુમતી પાછળ જાય છે. )

વિદૂષક—આ રત્નશિલાના પથ્થરવાળો માધવી લતાનો મંડપ ઉપહારની રમણીયતાથી નિઃસંશય, જાણે આપણને સ્વાગતથી જ આવકારે છે. તેથી પ્રવેશ કરીને આપ ભલે બેસો.

( બંને અંદર જઈ બેસે છે. )



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**सानुमती**—लदासंस्सिदा देक्खिस्सं दाव सहीए पडिकिदिं । तदो से भत्तुणो बहुमुहं अणुराअं णिवेदइस्सं । [ लतासंश्रिता द्रक्ष्यामि तावत् सख्याः प्रतिकृतिम् । ततस्तस्यै भर्तुर्बहुमुखमनुरागं निवेदयिष्यामि । ] ( तथा कृत्वा स्थिता )

**राजा**—सखे, सर्वमिदानीं स्मरामि शकुन्तलायाः प्रथमवृत्तान्तम् कथितवानस्मि भवते च । स भवान् प्रत्यादेशवेलायां मत्समीपगतो नासीत् । पूर्वमपि न त्वया कदाचित् संकीर्तितं तत्रभवत्या नाम । कच्चिदहमिव विस्मृतवानसि त्वम् ।

**विदूषकः**—ण विसुमरामि । किंतु सव्वं कहिअ अवसाणे उण तुए परिहासविअप्पो एसो ण भूदत्थो त्ति आचक्खिदं । मए वि मिप्पिण्डबुद्धिणा तह एव्व गहीदं । अहवा भविदव्वदा क्खु बलवदी । [ न विस्मरामि । किंतु सर्वं कथयित्वावसाने पुनस्त्वया परिहासविकल्प एष न भूतार्थ इत्याख्यातम् । मयापि मृत्पिण्डबुद्धिना तथैव गृहीतम् । अथवा भवितव्यता खलु बलवती ] 12. C. ऱ.

**सानुमती**—एव्वं णेदं । [ एवं नु इदम् । ]

**राजा**—( ध्यात्वा ) सखे, त्रायस्व माम् ।

**विदूषकः**—भो, किं एदं । अणुववण्णं क्खु ईदिसं तुइ । कदा वि सप्पुरिसा सोअपत्तप्पाणो ण होन्ति । णं पवादे वि णिक्कम्पा गिरीओ । [ भोः, किमेतत् । अनुपपन्नं खल्वीदृशं त्वयि । कदापि सत्पुरुषाः शोकपात्रात्मानो न भवन्ति । प्रवातेऽपि निष्कम्पा गिरयः । ] S p. C-

**राजा**—वयस्य, निराकरणविक्लवायाः प्रियायाः तामवस्थामनुस्मृत्य बलवदशरणोऽस्मि । सा हि ।

इतः प्रत्यादेशात् स्वजनमनुगन्तुं व्यवसिता ✓
स्थिता तिष्ठेत्युच्चैर्वदति गुरुशिष्ये गुरुसमे ।
पुनर्दृष्टिं बाष्पप्रसरकलुषामर्पितवती
मयि क्रूरे यत् तत् सविषमिव शल्यं दहति माम् ॥ ९॥

**सानुमती**—अम्महे ईदिसि सकज्जपरदा । इमस्स संदावेण अहं रमामि । [ अहो ईदृशी स्वकार्यपरता । अस्य संतापेनाहं रमे ]

**विदूषकः**—भो, अत्थि मे तक्को । केण वि तत्तहोदी आआसचारिणा णीदे त्ति । [ भोः, अस्ति मे तर्कः : केनापि तत्रभवत्याकाशचारिणा नीतेति । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સાનુમતી—લતાના આશ્રયથી હું જરા (મારી) સખીની છબિ જોઈશ. પછી હું તેને પતિના ઘણા ઘણા પ્રેમનું નિવેદન કરીશ.

( તેમ કરીને ઊભી રહે છે. )

રાજા—મિત્ર, હવે મને શકુન્તલાનું પૂર્વવૃત્તાન્ત બધું યાદ આવે છે. અને મેં તને કહ્યું હતું તે તું અસ્વીકાર વખત મારી પાસે ન હતો. પહેલાં પણ તેં તેનું નામ કોઈ વખત દીધું ન હતું. તું મારા માફક ભૂલી ગયો હતો શું ?

વિદૂષક—હું ભૂલતો નથી. પણ બધું કહ્યા પછી છેવટે ફરી તમે, 'આ વાત મશ્કરીની છે ખરી નહિ' એમ કહ્યું હતું. માટીના ગોળા જેવી બુદ્ધિવાળા મેં પણ તેમ જ લીધું. અથવા ભાગ્ય ખરેખર બળવાન છે.

સાનુમતી—આ ખરેખર આમ છે.

રાજા—(વિચાર કરીને) મિત્ર, મને બચાવ.

વિદૂષક—અરે આ શું ? આવું તમને ખરેખર શોભતું નથી. સત્પુરુષો કદાપિ પોતે દુઃખનો ભોગ થતા નથી. ઝંઝાવાતમાં પણ પર્વતો ડોલ્યા વગરના રહે છે.

રાજા—મિત્ર, ના પાડવાથી દુઃખી પ્રિયાની તે સ્થિતિ સંભારીને હું ઘણો જ નિરાધાર બન્યો છું. કારણ કે તે—

અહીંના અસ્વીકારથી સ્નેહીઓની પાછળ ચાલવા માંડી. 'ઊભી રહે' એમ પિતાતુલ્ય ગુરુશિષ્યે મોટેથી કહ્યું ત્યારે (તે) ઊભી રહી. ઘાતકી એવા મારા તરફ, આંસુ પડવાથી ઝાંખી થયેલી નજર ફરીથી નાખી. એ બધુંય મને ઝેરી તીર માફક બાળે છે.

સાનુમતી—અરે, સ્વાર્થ પરાયણતા આવી હોય છે ! તેના દુઃખથી હું ખુશી થઈ છું

વિદૂષક—અરે ! મારું એમ ધારવું છે કે તેને કોઈક આકાશગામી ઊંચકી ગયું હતું.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—कः पतिदेवतामन्यः परामर्ष्टुमुत्सहेत । मेनका किल सख्यास्ते जन्मप्रतिष्ठेति श्रुतवानस्मि । तत्सहचारिणीभिः सखी ते हृतेति मे हृदयमाशङ्कते ।

सानुमती—संमोहो क्खु विम्हअणिज्जो ण पडिवोहो [ संमोहः खलु विस्मयनीयो न प्रतिबोधः । ]

विदूषकः—जइ एव्वं अत्थि क्खु समाअमो कालेण तत्तहोदीए [ यद्येवमस्ति खलु समागमः कालेन तत्रभवत्या । ]

राजा—कथमिव ।

विदूषकः—ण क्खु मादापिदरा भत्तुविओअदुक्खिअं दुहिदरं देक्खिदुं पारेन्ति । [ न खलु मातापितरौ भर्तृवियोगदुःखितां दुहितरं द्रष्टुं पारयतः । ]

राजा—वयस्य,

स्वप्नो नु माया नु मतिभ्रमो नु ।
क्लिष्टं नु तावत्फलमेव पुण्यम् ।
असंनिवृत्त्यै तदतीतमेते
मनोरथा नाम तटप्रपाताः ॥ १० ॥

R. C.

विदूषकः—मा एव्वं । णं अङ्गुलीअअं एव्व णिदंसणं अवस्संभावी अचिन्तणिज्जो समाअमो होदि त्ति । [ मैवम् । नन्वङ्गुलीयकमेव निदर्शनमवश्यंभाव्यचिन्तनीयः समागमो भवतीति । ]

राजा—( अङ्गुलीयकं विलोक्य ) अये, इदं तावदसुलभस्थानभ्रंशि शोचनीयम् ।

तव सुचरितमङ्गुलीय नूनं
प्रतनु ममेव विभाव्यते फलेन ।
अरुणनखमनोहरासु तस्या—
श्च्युतमसि लब्धपदं यदङ्गुलीषु ॥ ११ ॥

सानुमती—जइ अण्णहत्थगदं भवे सच्चं एव्व सोअणिज्जं भवे । [ यद्यन्यहस्तगतं भवेत् सत्यमेव शोचनीयं भवेत् । ]

विदूषकः—भो इअं णाममुद्दा केण उग्घादेण तत्तहोदीए हत्थब्भासं पाविदा । [ भोः, इयं नाममुद्रा केनोद्घातेन तत्रभवत्या हस्ताभ्याशं प्रापिता । ]

सानुमती—मम वि कोदूहलेण आआरिदो एसो । [ ममापि कौतूहलेनाकारित एषः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—જેને (તેનો) પતિ દેવ છે તેને બીજું કોણ જબરાઈથી અડકી શકે? 'તારી સખીનું જન્મ સ્થાન મેનકા છે' એમ મેં સાંભળ્યું છે. તારી સખીને તેની સાથે ફરનારાં લઈ ગયાં હોય એમ મારું મન શંકા કરે છે.

સાનુમતી—સંમોહ જ ખરેખર વિસ્મય પમાડે તેવો છે; જાગૃતિ નહિ.

વિદૂષક—જો એમ હોય તો ખરેખર તેની સાથે સમયસર સમાગમ છે.

રાજા—કેવી રીતે ખરેખર?

વિદૂષક—માબાપ ખરેખર, પુત્રીને પતિના વિયોગે દુઃખી જોઈ શકે નહિ.

રાજા—મિત્ર,

તે સત્ય હતું? કે માયા? કે મનનો ભ્રમ? કે એટલેથી જ પૂરું
થયેલું પુણ્યનું ફળ? તે જતું રહ્યું છે—કદી નહિ આવવા.
આ આશાઓ ખરેખર ભેખડ ઉપરના પ્રપાત જેવી છે.(૧૦)

વિદૂષક—એમ નહિ (કહો) 'અવશ્ય થવાનો સમાગમ અણધાર્યો થાય છે' એમ ખરેખર વીંટી જ એક દાખલા રૂપ છે.

રાજા—(વીંટી જોઈને) અરે, સહેજે ન મળે તેવી જગ્યાએથી પડેલી આ ત્યાં સુધી શોચનીય છે.

એ વીંટી, તારું સુચરિત મારી માફક ફળને લીધે ખરેખર
બહુ થોડું લાગે છે. કારણ તેની લાલ નખથી સુંદર આંગ-
ળીઓ ઉપર જગ્યા મળ્યા પછી તું સરકી પડી. (૧૧)

સાનુમતી—જો કોઈ બીજાના હાથમાં પડી હોત તો ખરેખર જ શોચનીય બનત.

વિદૂષક—અરે. આ નામવાળી વીંટી તેના હાથમાં કયા પ્રસંગે મૂકાઈ હતી?

સાનુમતી—મારા કુતૂહલથી આ પણ પ્રેરાયો છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—श्रूयताम् । स्वनगराय प्रस्थितं मां प्रिया सबाष्पमाह कियच्चिरेणार्यपुत्रः प्रतिपत्तिं दास्यतीति ।

विदूषकः—तदो तदो । [ ततस्ततः । ]

राजा—पश्चादिमां मुद्रां तदङ्गुलौ निवेशयता मया प्रत्यभिहिता ।

एकैकमत्र दिवसे दिवसे मदीयं
नामाक्षरं गणय गच्छसि यावदन्तम् ।
तावत् प्रिये, मदवरोधगृहप्रवेशं
नेता जनस्तव समीपमुपैष्यतीति ॥ १२ ॥

तच्च दारुणात्मना मया मोहान्नानुष्ठितम् ।

सानुमती—रमणीओ क्खु अवही विहीणा विसंवादिदो । [ रमणीयः खल्ववधिर्विधिना विसंवादितः । ]

विदूषकः—कहं धीवलकप्पिअस्स लोहिअमच्छस्स उदलब्भन्तले आसि । [ कथं धीवरकल्पितस्य रोहितमत्स्यस्योदराभ्यन्तर आसीत् । ]

राजा—शचीतीर्थं वन्दमानायाः सख्यास्ते हस्ताद्गङ्गास्रोतसि परिभ्रष्टम् ।

विदूषकः—जुज्जइ । [ युज्यते । ]

सानुमती—अदो एव्व तवस्सिणीए सउन्दलाए अधम्मभीरुणो इमस्स राएसिणो परिणए संदेहो आसि । अहवा ईदिसो अणुराओ अहिण्णाणं अवेक्खदि । कहं विअ एदं । [ अत एव तपस्विन्याः शकुन्तलाया अधर्मभीरोरस्य राजर्षेः परिणये संदेह आसीत् । अथवेदृशोऽनुरागोऽभिज्ञानमपेक्षते । कथमिवैतत् । ]

राजा—उपालप्स्ये तावदिदमङ्गुलीयकम् ।

विदूषकः—( आत्मगतम् ) गहीदो णेण पन्था उम्मत्तआणं । [ गृहीतोऽनेन पन्था उन्मत्तानाम् । ]

राजा—

कथं नु तं बन्धुरकोमलाङ्गुलिं
करं विहायासि निमग्नमम्भसि ।

अथवा ।

अचेतनं नाम गुणं न लक्षयेन्मयैव कस्मादवधीरिता प्रिया ॥ १३ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—સાંભળ. 'કેટલા સમય પછી આર્યપુત્ર ખબર મોકલશે' એમ હું જ્યારે પોતાની રાજધાની તરફ આવવા નીકળ્યો ત્યારે પ્રિયાએ આંસુ સાથે મને પૂછ્યું.

વિદૂષક—પછી? પછી?

રાજા—પછી આ વીંટી તેની આંગળી પર પહેરાવતાં મેં જવાબ આપ્યો—

અહીં મારા નામનો એક એક અક્ષર એક એક દિવસે ગણજે. ઓ પ્રિયા, તું તેના છેડે પહોંચીશ ત્યાં મારા અંતઃપુરમાં પ્રવેશ કરાવનાર માણસ તારી સમીપ હાજર થશે. એમ. (૧૨)

અને તે સખત હૃદયના મારાથી મોહથી પળાયું નહિ.

સાનુમતી—ખરેખર, સુંદર સંયોગ વિધિએ બગાડી મૂકયો!

વિદૂષક—માછીમારે કાપેલી રોહિત માછલીના પેટની અંદર શી રીતે હતી?

રાજા—શચીતીર્થમાં પ્રણામ કરતી તારી સખીના હાથમાંથી (તે) ગંગાના પ્રવાહમાં સરકી પડી.

વિદૂષક—બરાબર છે.

સાનુમતી—તેથી જ પાપથી બીતા આ રાજર્ષિને બિચારી શકુન્તલા સાથેના લગ્નમાં શંકા હતી. અથવા આવો સ્નેહ ઓળખના ચિહ્નની અપેક્ષા રાખે તે કેવી રીતે ખરેખર?

રાજા—હું હવે આ વીંટીને ઠપકો આપીશ.

વિદૂષક—(પોતાના મનમાં.) એણે પાગલનો રસ્તો લીધો.

રાજા—

સુંદર અને નાજુક આંગળીઓવાળો તે હાથ છોડીને તું કેમ ખરેખર પાણીમાં ઊંડી ઊતરી? અથવા તો હું સ્વીકાર કરું છું; (નામ) (કે) જડ વસ્તુ ગુણ જોતી નથી. મેં જ કેમ પ્રિયાને તરછોડી? (૧૩)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



विदूषकः--( आत्मगतम् ) कहं बुभुक्खाए खादिदव्वो ह्मि । [ कथं बुभुक्षया खादितव्योऽस्मि । ]

राजा--अकारणपरित्यक्ते, अनुशयतप्तहृदयस्तावदनुकम्प्यतामयं जनः पुनर्दर्शनेन ।

( प्रविश्यापटीक्षेपेण चित्रफलकहस्ता )

चतुरिका--इअं चित्तगदा भट्टिणी । [ इयं चित्रगता भट्टिणी । ] ( चित्रफलकं दर्शयति )

विदूषकः--साहु वअस्स । महुरावत्थाणदंसणिज्जो भावाणुप्पवेसो । खलदि विअ मे दिट्ठी णिण्णुण्णअप्पदेसेसु । [ साधु वयस्य । मधुरावस्थानदर्शनीयो भावानुप्रवेशः । स्खलतीव मे दृष्टिर्निम्नोन्नतप्रदेशेषु । ]

सानुमती--अम्मो एसा राएसिणो णिउणदा । जाणे सही अग्गदो मे वट्टदि त्ति । [ अहो एषा राजर्षेर्निपुणता । जाने सख्यग्रतो मे वर्तते इति । ]

राजा--

यद्यत् साधु न चित्रे स्यात् क्रियते तत् तदन्यथा ।
तथापि तस्या लावण्यं रेखया किंचिदन्वितम् ॥ १४ ॥

सानुमती--सरिसं एदं पच्छादावगरुणो सिणेहस्स अणवलेवस्स अ । [ सदृशमेतत् पश्चात्तापगुरोः स्नेहस्यानवलेपस्य च । ]

विदूषकः--भो दाणिं तिण्णि तत्तहोदीओ दीसन्ति । सव्वाओ अ दंसणीआओ । कदमा एत्थ तत्तहोदि सउन्दला । [ भोः इदानीं तिस्रस्तत्रभवत्यो दृश्यन्ते । सर्वाश्च दर्शनीयाः । कतमात्र तत्रभवती शकुन्तला । ]

सानुमती--अणभिण्णो क्खु ईदिसस्स रूवस्स मोहदिट्ठी अअं जणो । [ अनभिज्ञः खल्वीदृशस्य रूपस्य मोघदृष्टिरयं जनः । ]

राजा--त्वं तावत् । कतमां तर्कयसि ।

विदूषकः--( निर्वर्ण्य ) तक्केमि जा एसा सिढिलकेसबन्धणुव्वन्तकुसुमेण केसन्तेण उब्भिण्णसेअबिन्दुणा वअणेण विसेसदो ओसरिआहिं बाहाहिं अवसेअसिणिद्धतरुणपल्लवस्स चूअपादवस्स पासे ईसिपरिस्सन्ता विअ आलिहिदा सा सउन्दला । इदराओ सहीओ त्ति । [ ( निर्वर्ण्य ) तर्कयामि यैषा शिथिलकेशबन्धमोद्वान्तकुसुमेन केशान्तेनोद्भिन्नस्वेदबिन्दुना वदनेन विशेषतोऽपसृताभ्यां बाहुभ्यामवसेकस्निग्धतरुणपल्लवस्य चूतपादपस्य पार्श्वे ईषत्परिश्रान्तेवालिखिता सा शकुन्तला । इतरे सख्याविति । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**राजा**—निपुणो भवान् । अत्र मे भावचिह्नम् ।

स्विन्नाङ्गुलिविनिवेशो रेखाप्रान्तेषु दृश्यते मलिनः ।
अश्रु च कपोलपतितं दृश्यमिदं वर्णिकोच्छ्वासात् ॥ १५ ॥

चतुरिके अर्धलिखितमेतद् विनोदस्थानम् । गच्छ । वर्तिकां तावदानय ।

**चतुरिका**—अज्ज माढव्व, अवलम्ब चित्तफलअं जाव आअच्छामि । [ आर्य माढव्य, अवलम्बस्व चित्रफलकं यावदागच्छामि । ]

**राजा**—अहमेवैतदवलम्बे ( यथोक्तं करोति ) ( निष्क्रान्ता चेटी )

**राजा**—अहं हि

साक्षात् प्रियामुपगतामपहाय पूर्वं
चित्रार्पितां पुनरिमां बहु मन्यमानः ।
स्रोतोवहां पथि निकामजलामतीत्य
जातः सखे प्रणयवान् मृगतृष्णिकायाम् ॥ १६ ॥

**विदूषकः**—( आत्मगतम् ) एसो अत्तभवं णदिं अदिक्कमिअ मिअतिण्हिअं संकन्तो ( प्रकाशम् ) भो, अवरं किं एत्थ लिहिदव्वं । ( आत्मगतम् ) एषोऽत्रभवान्नदीमतिक्रम्य मृगतृष्णिकां संक्रान्तः । ( प्रकाशम् ) भोः, अपरं किमत्र लेखितव्यम् । ]

**सानुमती**—जो जो पदेसो सहीए मे अहिरूवो तं तं आलिहिदुकामो भवे । [ यो यः प्रदेशः सख्या मेऽभिरूपस्तं तमालेखितुकामो भवेत् । ]

**राजा**—श्रूयताम् ।

कार्या सैकतलीनहंसमिथुना स्रोतोवहा मालिनी
पादास्तामभितो निषण्णहरिणा गौरीगुरोः पावनाः ।
शाखालम्बितवल्कलस्य च तरोर्निर्मातुमिच्छाम्यधः
शृङ्गे कृष्णमृगस्य वामनयनं कण्डूयमानां मृगीम् ॥ १७ ॥

**विदूषकः**—( आत्मगतम् ) जह अहं देक्खामि पूरीदव्वं णेण चित्तफलअं लम्बकुच्चाणं तावसाणं कदम्बेहिं । [ ( आत्मगतम् ) यथाहं पश्यामि पूरयितव्यमनेन चित्रफलकं लम्बकूर्चानां तापसानां कदम्बैः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—તું ચતુર છે. આમાં મારા ભાવનું ચિન્હ છે.

(મારી)પરસેવો થતી આંગળીની મેલી છાપ ચિત્રના છેડા ઉપર જણાય છે; અને રંગના જમાવથી, ગાલ ઉપર પડેલું આ મારાં આંસુનું ટીપું (ચોખ્ખું) જણાય છે. (૧૫)

ચતુરિકા, (મારા) વિનોદનું આ સ્થાન અર્ધું આલેખાયું છે. જા જરા પીંછી લઈ આવ.

ચતુરિકા—આર્ય માઢવ્ય, હું આવું ત્યાં સુધી (આ) ચિત્રફલક પકડો.

રાજા—હું જ તે પકડી રાખીશ. (કહ્યા પ્રમાણે કરે છે) (દાસી જાય છે.) કારણ કે પહેલાં સાક્ષાત આવેલી મારી પ્રિયાને તરછોડીને ફરી ચિત્રમાં ઉતારેલી આને બહુમાન કરતો (હું), રસ્તામાં પુષ્કળ પાણીવાળી નદીને પસાર કરીને, એ મિત્ર, મૃગજળ માટે ઇચ્છાવાળો થયો છું. (૧૬)

વિદૂષક—(પોતાના મનમાં) આ મહારાજા નદી ઓળંગીને મૃગજળમાં ગયા છે.

(મોટેથી) અરે, અહીં બીજું શું દોરવાનું છે?

સાનુમતી—જે જે ભાગ મારી સખીને ગમતો હશે તે તે ચીતરવાની ઇચ્છાવાળો થાય.

રાજા—સાંભળ.

રેતાળ કિનારા ઉપર આરામ કરતાં હંસનાં જોડકાંવાળી નદી માલિની દોરવાની છે. તેની બંને બાજુએ હિમાલયનાં પવિત્ર શિખરો કે જેના ઉપર હરણ આરામ કરતાં હોય, અને જેની ડાળીઓએ વલ્કલ લટકાવ્યું છે તેવા વૃક્ષની નીચે કાળિયારના શીંગડા ઉપર ડાબી આંખ ઘસતી મૃગલી દોરવાની હું ઇચ્છા રાખું છું. (૧૭)

વિદૂષક—(મનમાં) મને લાગે છે ત્યાં સુધી ચિત્રનું (આખું પાટિયું આણે) લાંબી દાઢીવાળા જોગટાઓના ટોળાથી ભરી દેવું જોઇએ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—वयस्य, अन्यच्च । शकुन्तलायाः प्रसाधनमभिप्रेतमत्र विस्मृतमस्माभिः ।

विदूषकः—किं विअ । [ किमिव । ]

सानुमती—वणवासस्स सोउमारस्स विणअस्स अ जं सरिसं भविस्सदि ।
[ वनवासस्य सौकुमार्यस्य विनयस्य च यत् सदृशं भविष्यति । ]

राजा—

कृतं न कर्णार्पितबन्धनं सखे-
शिरीषमागण्डविलम्बिकेसरम् ।
न वा शरच्चन्द्रमरीचिकोमलं
मृणालसूत्रं रचितं स्तनान्तरे ॥ १८ ॥

विदूषकः—भो, किं णु तत्तहोदी रत्तपल्लवसोहिणा अग्गहत्थेण मुहं आवारिअ चइदचइदा विअ ठिदा । ( सावधानं निरूप्य ) आ, एसो दासीएपुत्तो कुसुमरसपाडच्चरो तत्तहोदीए वअणं अहिलङ्घदि महुअरो । [ भोः, किं नु तत्रभवती रक्तपल्लवशोभिनाग्रहस्तेन मुखमावार्य चकितचकितेव स्थिता । ( सावधानं निरूप्य । ) आः, एष दास्याःपुत्रः कुसुमरसपाटच्चरस्तत्रभवत्या वदनमभिलङ्घते मधुकरः । ]

राजा—ननु वार्यतामेष धृष्टः ।

विदूषकः—भवं एव्व अविणीदाणं सासिदा इमस्स वारणे पहविस्सदि [ भवानेवाविनीतानां शासितास्य वारणे प्रभविष्यति । ]

राजा—युज्यते । अयि भोः कुसुमलताप्रियातिथे, किमत्र परिपतनखेदमनुभवसि ।

एषा कुसुमनिषण्णा तृषितापि सती भवन्तमनुरक्ता ।
प्रतिपालयति मधुकरी न खलु मधु विना त्वया पिबति ॥ १९ ॥

सानुमती—अज्ज अभिजादं क्खु एसो वारिदो । [ अद्याभिजातं खल्वेष वारितः । ]

विदूषकः—पडिसिद्धा वि वामा एसा जादी । [ प्रतिषिद्धापि वामैषा जातिः । ]

राजा—एवं भोः, न मे शासने तिष्ठसि । श्रूयतां तर्हि संप्रति ।

अक्लिष्टबालतरुपल्लवलोभनीयं
पीतं मया सदयमेव रतोत्सवेषु ।
बिम्बाधरं स्पृशसि चेद् भ्रमर प्रियाया-
स्त्वां कारयामि कमलोदरबन्धनस्थम् ॥ २० ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—મિત્ર, અને બીજું. અહીં (દોરવા) ઇચ્છેલો શકુન્તલાનો શણગાર અમે ભૂલી ગયા છીએ.

વિદૂષક—તે વળી શું ?

સાનુમતી—જે વનવાસ, કોમળતા અને વિનયને છાજે એવું હશે (તે)

રાજા—

એ મિત્ર, શિરીષ પુષ્પ કે જેની દાંડી તેના કાનમાં મૂકેલી (છે) અને જેની રેષાઓ તેના ગાલ ઉપર લટકે છે તે બતાવ્યું નથી. કે શરદ ઋતુના ચંદ્રના કિરણ જેવા કોમળ કમળતંતુનો હાર વક્ષઃસ્થલ ઉપર બતાવાયો નથી. (૧૮)

વિદૂષક—અરે, તેઓ શ્રીમતી જાણે બહુ બીક લાગી હોય તેમ લાલ પાંદડાં જેવા શોભતા હાથના આગળના ભાગથી (હથેળીથી) મોં ઢાંકીને કેમ ઊભાં છે ? (વધુ બારીક જોઇને.)

અરે, આ પુષ્પરસ ચોરનારો દાસીપુત્ર ભ્રમર તેમના મુખ તરફ ધસે છે.

રાજા—આ ધૃષ્ટને ખરેખર અહીંથી કાઢો.

વિદૂષક—અવિનીતોનું શાસન કરનાર આપ જ તેને હાંકી કાઢવા શક્તિમાન થશો.

રાજા—બરાબર છે. અરે એય કુસુમલતાના માનીતા અતિથિ, અહીં ભટકવાની તસ્દી કેમ લે છે ?

પુષ્પ ઉપર બેઠેલી, તારા પ્રત્યે પ્રેમવાળી આ ભ્રમરી તરસી છે તો પણ રાહ જુએ છે. ખરેખર તે તારા વગર મધ ચૂસતી નથી. (૧૯)

સાનુમતી—આજ વિનય સાથે ખરેખર આને કાઢી મૂક્યો છે.

વિદૂષક—રોક્યા છતાં આ જાતિ ઊંધી.

રાજા—અરે, આમ તું મારી આજ્ઞામાં રહેતો નથી ? ત્યારે હવે સાંભળ—

એ મધુકર,

જો તું વૃક્ષના નહિ હરકત કરાયેલા કુમળા (બાલ) પાંદડા જેવા સુંદર, મારાથી પ્રેમના ઉત્સવમાં ધીમેથી જ ચૂમાયેલા, (મારી) પ્રિયાના બિમ્બ જેવા અધરોષ્ઠને અડકીશ તો હું તને કમળની પોલાણના બંધનમાં પુરાવીશ. (૨૦)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**विदूषकः**—एव्वं तिक्खणदण्डस्स किं ण भाइस्सदि । ( प्रहस्य । आत्मगतम् ) एसो दाव उम्मत्तो । अहं पि एदस्स सङ्गेण ईदिसवण्णो विअ संवुत्तो । ( प्रकाशम् ) भो, चित्तं क्खु एदं [ एवं तीक्ष्णदण्डस्य किं न भेष्यति । (प्रहस्य । आत्मगतम् ) एष तावदुन्मत्तः । अहमप्येतस्य सङ्गेनेदृशवर्ण इव संवृत्तः । ( प्रकाशम् ) भोः, चित्रं खल्वेतत् । ]

**राजा**—कथं चित्रम् ।

**सानुमती**—अहं पि दाणिं अवगदत्था, किं उण जहलिहिदाणुभावी एसो । [ अहमपीदानीमवगतार्था, किं पुनर्यथालिखितानुभाव्येषः । ]

**राजा**—वयस्य, किमिदमनुष्ठितं पौरोभाग्यम् ।

> दर्शनसुखमनुभवतः साक्षादिव तन्मयेन हृदयेन ।
> स्मृतिकारिणा त्वया मे पुनरपि चित्रीकृता कान्ता ॥ २१ ॥

( बाष्पं विहरति )

**सानुमती**—पुव्वावरविरोही अपुव्वो एसो विरहमग्गो । [ पूर्वापरविरोध्यपूर्व एष विरहमार्गः । ]

**राजा**—वयस्य, कथमेवमविश्रान्तदुःखमनुभवामि ।

> प्रजागरात् खिलीभूतस्तस्याः स्वप्ने समागमः ।
> बाष्पस्तु न ददात्येनां द्रष्टुं चित्रगतामपि ॥ २२ ॥

**सानुमती**—सव्वहा पमज्जिदं तुए पच्चादेसदुक्खं सउन्दलाए ।
[ सर्वथा प्रमार्जितं त्वया प्रत्यादेशदुःखं शकुन्तलायाः । ]

( प्रविश्य । ) **चतुरिका**—जेदु जेदु भट्टा । वट्टिआकरण्डअं गेण्हिअ इदोमुहं पत्थिद ह्मि । [ जयतु जयतु भर्ता । वर्तिकाकरण्डकं गृहीत्वेतोमुखं प्रस्थितास्मि । ]

**राजा**—किं च ।

**चतुरिका**—सो मे हत्थादो अन्तरा तरलीआदुदिआए देवीए वसुमदीए अहं एव्वं अज्जउत्तस्स उवणइस्सं त्ति सबलक्कारं गहिदो । [ स मे हस्तादन्तरा तरलिकाद्वितीयया देव्या वसुमत्याहमेवार्यपुत्रस्योपनेष्यामीति सबलात्कारं गृहीतः । ]

**विदूषकः**—दिट्ठिआ तुमं मुक्का । [ दिष्ट्या त्वं मुक्ता । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વિદૂષક--આમ જેની શિક્ષા આવી સખત છે તેનાથી કેમ નહિ ડરે? (હસીને પોતાના પ્રત્યે) ત્યારે આ ગાંડો થઈ ગયો. તેની સંગતિથી હું પણ જાણે તેના જેવા રંગનો થઈ ગયો છું. (મોટેથી) અરે, આ ખરેખર ચિત્ર છે.

રાજા--કેવી રીતે ચિત્ર?

સાનુમતી--મને પણ હવે અર્થ સમજાયો, તો જે ચીતર્યા પ્રમાણે અનુભવે તેવા આની શી વાત?

રાજા--મિત્ર, આ શું દુષ્કર્મ કર્યું?

તેનામાં તન્મય હૃદયથી સાક્ષાત દર્શનની જાણે મઝા લેતો
હતો ત્યારે તેં યાદશક્તિ જગાડીને મારી પ્રિયાને ફરીથી પણ
ચિત્રમાં ફેરવી નાખી. (૨૧)

આંસુ પાડે છે)

સાનુમતી--આગળનું અને પાછળનું વિરુદ્ધ છે તે આ વિરહની રીત અપૂર્વ છે.

રાજા--મિત્ર, કેવું આ અનંત દુઃખ અનુભવું છું?

ઉજાગરાને લીધે સ્વપ્નમાં તેનો સંયોગ રૂંધાયો છે; જ્યારે
આંસુ એને ચિત્રમાં ઉતારેલી પણ જોવા દેતાં નથી. (૨૨)

સાનુમતી--શકુન્તલાનું ત્યાગનું દુઃખ તમે તદ્દન ભૂસી નાખ્યું છે.

(પ્રવેશ કરીને)

ચતુરિકા--જય થાઓ. સ્વામીનો જય થાઓ. પીંછીઓની પેટી લઈ હું આ બાજુ આવવા નીકળી હતી--

રાજા--પછી શું?

ચતુરિકા--રસ્તામાં રાણીજી વસુમતીએ કે જેની સાથે તરલિકા હતી તેમણે 'હું જ તે સ્વામી પાસે લઈ જઈશ' એમ કરી મારા હાથમાંથી તે જબરાઈથી લઇ લીધું.

વિદૂષક--સદ્ભાગ્યે તને છોડી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**चतुरिका**— जाव देवीऐ विडवलग्गं उत्तरीअं तरलीआ मोचेदि ताव मए णिव्वाहिदो अत्ता । [ यावद्देव्या विटपलग्नमुत्तरीयं तरलिका मोचयति तावन्मया निर्वाहित आत्मा । ]

**राजा**—वयस्य, उपस्थिता देवी बहुमानगर्विता च । भवानिमां प्रतिकृतिं रक्षतु ।

**विदूषकः**—अत्ताणं त्ति भणाहि । ( चित्रफलकमादायोत्थाय च ) जइ भवं अन्तेउरकालकूडादो मुच्चीअदि तदो मं मेहप्पडिच्छन्दे पासादे सद्दावेहि । ( द्रुतपदं निष्क्रान्तः ) [ आत्मानमिति भण । ( चित्रफलकमादायोत्थाय च ) यदि भवानन्तःपुरकालकूटान्मुच्यते तदा मां मेघप्रतिच्छन्दे प्रासादे शब्दापय । ( द्रुतपदं निष्क्रान्तः ) ]

**सानुमती**—अण्णसंकन्तहिअओ वि पढमसंभावणं अवेक्खदि सिढिलसोहदो दाणिं एसो । [ अन्यसंक्रान्तहृदयोऽपि प्रथमसंभावनमपेक्षते शिथिलसौहृद इदानीमेषः । ]

( प्रविश्य पत्रहस्ता ) **प्रतीहारी**—जेदु जेदु देवो । [ जयतु जयतु देवः । ]

**राजा**—वेत्रवति, न खल्वन्तरा दृष्टा त्वया देवी ।

**प्रतीहारी**—अह इं । पत्तहत्थं मं देक्खिअ पडिणिउत्ता । [ अथ किम् । पत्रहस्तां मां प्रेक्ष्य प्रतिनिवृत्ता । ]

**राजा**—कार्यज्ञा कार्योपरोधं मे परिहरति ।

**प्रतीहारी**—देव अमच्चो विण्णवेदि । अत्थजादस्स गणणाबहुलदाए एक्कं एव पोरकज्जं अवेक्खिदं । तं देवो पत्तारूढं पच्चक्खीकरेदु त्ति । [ देव, अमात्यो विज्ञापयति : अर्थजातस्य गणनाबहुलतयैकमेव पौरकार्यमवेक्षितम् । तद्देवः पत्रारूढं प्रत्यक्षीकरोत्विति । ]

**राजा**—इतः पत्रिकां दर्शय । ( प्रतीहार्युपनयति )

**राजा**—( अनुवाच्य ) कथम् । समुद्रव्यवहारी सार्थवाहो धनमित्रो नाम नौव्यसने विपन्नः । अनपत्यश्च किल तपस्वी । राजगामी तस्यार्थसंचय इत्येतदमात्येन लिखितम् । ( सविषादम् ) कष्टं खल्वनपत्यता । वेत्रवति, बहुधनत्वाद्बहुपत्नीकेन तत्रभवता भवितव्यम् । विचार्यतां यदि काचिदापन्नसत्त्वा तस्य भार्यासु स्यात् ।

**प्रतीहारी**—देव, दाणिं एव्व साकेदअस्स सेट्ठिणो दुहिआ णिव्वुत्तपुंसवणा जाआ से सुणीअदि । [ देव, इदानीमेव साकेतकस्य श्रेष्ठिनो दुहिता निर्वृत्तपुंसवना जायास्य श्रूयते । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ચતુરિકા—રાણીજીનું ડાળીમાં ભરાયેલું ઉત્તરીય જ્યાં તરલિકા છોડાવતી હતી ત્યાં હું નાસી છૂટી.

રાજા—મિત્ર, રાણી નજીકમાં છે અને તે બહુમાનથી અભિમાની છે. આ ચિત્ર સંભાળ.

વિદૂષક—મને એમ કહો. (ચિત્રફલક લઈને ઊભા થઈને) જો આપ અંતઃપુરના હળાહળ ઝેરમાંથી મુક્ત થાઓ તો મને મેઘપ્રતિચ્છંદ મહેલમાં બૂમ પાડશો. (ત્વરિત પગલાથી જાય છે.)

સાનુમતી—બીજે હૃદય રોકાયેલું છે છતાં આ કે જેનો પ્રેમ હવે ઓછો થયો છે તે પ્રથમના પ્રેમની અપેક્ષા કરે છે.

(હાથમાં કાગળ સાથે આવીને)

પ્રતીહારી—જય થાઓ, મહારાજનો જય થાઓ.

રાજા—વેત્રવતી, તેં ખરેખર રસ્તામાં રાણીજીને ન જોયાં?

પ્રતીહારી—કેમ નહિ? હાથમાં કાગળ સાથે મને જોઈને તેઓ ચાલ્યાં ગયાં.

રાજા—ફરજને જાણવાવાળી (તે) મારા કામની હરકત ટાળે છે.

પ્રતીહારી—મહારાજ, પ્રધાન જણાવે છે કે—'એકઠા થયેલા ખજાનાની લાંબી ગણત્રીને લીધે એક જ પ્રજાજનના ખટલાની તપાસ કરી હતી. કાગળમાં જણાવેલું તે મહારાજ ભલે જુએ.'

રાજા—કાગળ અહીં બતાવ. (પ્રતીહારી તે નજીક લાવે છે.)

રાજા—(વાંચીને) કેવી રીતે? ધનમિત્ર નામનો અગ્રગણ્ય ધનાઢ્ય, દરિયાઈ સફરથી વેપાર કરનારો વેપારી નાવના તોફાનથી ગુજરી ગયો અને કહેવાય છે કે તે બિચારો અનપત્ય (સંતાનહીન) છે. તેનો ધનનો સંચય રાજ્યમાં જાય છે.' એમ આ પ્રધાન લખે છે. (દિલગીરી સાથે) ખરેખર અનપત્યતા દુઃખ છે. વેત્રવતી, ઘણું ધન હોવાથી તેને ઘણી સ્ત્રીઓ હશે. તેની સ્ત્રીઓમાંની કોઇક જો આપન્નસત્ત્વા હોય તો તપાસ કરો.

પ્રતીહારી—મહારાજ, એમ સંભળાય છે કે વ્યાપારી સાકેતકની પુત્રી, આની પત્નીને હમણાં જ પુંસવન ક્રિયા (સીમંતની ક્રિયા) કરવામાં આવી હતી.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**राजा**—ननु गर्भः पित्र्यं रिक्थमर्हति । गच्छ । एवममात्यं ब्रूहि ।

**प्रतीहारी**--जं देवो आणवेदि । [ यद्देव आज्ञापयति । ] ( प्रस्थिता )

**राजा**--एहि तावत् ।

**प्रतीहारी**--इअंह्मि । [ इयमस्मि ]

**राजा**--किमनेन संततिरस्ति नास्तीति ।

येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना ।
स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ॥ २३ ॥

**प्रतीहारी**—एव्वं णाम घोसइदव्वं । ( निष्क्रम्य । पुनः प्रविश्य ) काले पवुट्ठं विअ अहिणन्दिदं देवस्स सासणं [ एवं नाम घोषयितव्यम् । ( निष्क्रम्य पुनः प्रविश्य ) काले प्रवृष्टमिवाभिनन्दितं देवस्य शासनम् । ]

**राजा**--( दीर्घमुष्णं च निःश्वस्य ) एवं भोः संततिच्छेदनिरवलम्बानां कुलानां मूलपुरुषावसाने संपदः परमुपतिष्ठन्ते । ममाप्यन्ते पुरुवंशश्रिय एष वृत्तान्तः ।

**प्रतीहारी**--पडिहदं अमङ्गलम् [ प्रतिहतममङ्गलम् ]

**राजा**--धिङ् मामुपस्थितश्रेयोऽवमानिनम् ।

**सानुमती**--असंसअं सहिं एव्व हिअए करिअ णिन्दिदो णेण अप्पा । [असंशयं सखीमेव हृदये कृत्वा निन्दितोऽनेनात्मा । ]

**राजा**--

संरोपितेऽप्यात्मनि धर्मपत्नी
त्यक्ता मया नाम कुलप्रतिष्ठा ।
कल्पिष्यमाणा महते फलाय
वसुंधरा काल इवोप्तबीजा ॥ २४ ॥

**सानुमती**—अपरिच्छिण्णा दाणिं दे संददी भविस्सदि । [ अपरिच्छिन्नेदानीं ते संततिर्भविष्यति । ]

**चतुरिका**--( जनान्तिकम् ) अए, इमिणा सत्थवाहवुत्तन्तेण दिउणुव्वेओ भट्टा । णं अस्सासिदुं मेहप्पडिच्छन्दादो अज्जं माढव्वं गेण्हिअ आअच्छेहि । [ ( जनान्तिकम् ) अयि, अनेन सार्थवाहवृत्तान्तेन द्विगुणोद्वेगो भर्ता । एनमाश्वासयितुं मेघप्रतिच्छन्दादार्यं माढव्यं गृहीत्वागच्छ । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—ખરેખર, ગર્ભ પિતાના ધનને યોગ્ય છે. જા. પ્રધાનને એમ કહે.

પ્રતીહારી—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે. )

રાજા—જરા પાછી આવ.

પ્રતીહારી—આ રહી હું.

રાજા—'કોઈને સંતતિ હોય કે ન હોય' એમ એથી શું ?

'જે જે સ્નેહીજનથી પ્રજા વિખૂટી પડી તેને તે તે, પાપી સિવાય, દુષ્યન્ત છે' એમ ઘોષણા કરો. (૨૩)

પ્રતીહારી—આ પ્રમાણે અવશ્ય ઢંઢેરા પીટાવવો જોઈએ.

( બહાર જઈને પાછી અંદર આવીને ) મહારાજનો હુકમ (પ્રજાજનોથી) માગ્યા મેહુલા સમાન આવકારાયો છે.

રાજા—( ઊનો ઊંડો નિઃશ્વાસ મૂકીને ) અરે ! આમ સંતતિ વગરનાં આધાર વગરનાં કુટુંબોનું ધન મૂળ પુરુષના મૃત્યુ પછી બીજાને જાય છે. મારા અંત પછી પણ પુરુવંશની જાહોજલાલીની આ દશા થશે.

પ્રતીહારી—અમંગળનો નાશ થાઓ.

રાજા—આવેલા શ્રેયની અવગણના કરનાર મને ધિક્કાર છે !

સાનુમતી—ખરેખર, (મારી) સખીને જ અંતરમાં રાખીને આણે પોતાની જાતને ધિક્કારી છે.

રાજા—

મારી 'જાત' (તેનામાં) મૂકી હતી તો પણ, કુળનો આધાર, (અને) ખરા સમયે બી રોપાયેલી પૃથ્વીની માફક મહાન ફળ દેવાવાળી હતી તે (મારી) ધર્મપત્નીનો મેં ખરેખર ત્યાગ કર્યો. (૨૪)

સાનુમતી—તમારી સંતતિ હવે અસ્ખલિત થશે.

ચતુરિકા—(બાજુ પર) અરે, આ વેપારીના વૃત્તાન્તથી સ્વામી બમણા દુઃખી થયા છે. તેમને શાન્તિ આપવા મેઘપ્રતિચ્છંદ મહેલમાંથી આર્ય માઢવ્યને બોલાવી પાછી આવ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रतीहारी— सुदट्ठु भणासि । [ सुष्ठु भणसि । ] ( निष्क्रान्ता )

राजा—अहो दुष्यन्तस्य संशयमारूढाः पिण्डभाजः । कुतः ।

अस्मात् परं बत यथाश्रुति संभृतानि
को नः कुले निवपनानि नियच्छतीति ।
नूनं प्रसूतिविकलेन मया प्रसिक्तं
धौताश्रुशेषमुदकं पितरः पिबन्ति ॥ २५ ॥

( मोहमुपगतः )

चतुरिका—( ससंभ्रममवलम्ब्य ) समस्ससदु भट्टा । [ समाश्वसितु भर्ता । ]

सानुमती—हद्धी हद्धी । सदि क्खु दीवे ववधाणदोसेण एसो अन्धआरदोसं अणुहोदि । अहं दाणिं एव्व णिव्वुदं करेमि । अहवा सुदं मए सउन्दलं समस्सासअन्तीए महेन्दजणणीए मुहादो जण्णभाओस्सुआ देवा एव्व तह अणुचिट्ठिस्सन्ति जह अइरेण धम्मपदिणिं भट्टा अहिणन्दिस्सदि त्ति । ता जुत्तं एदं कालं पडिपालिदुं । जाव इमिणा वुत्तन्तेण पिअसहिं समस्सासेमि । उद्भ्रान्तकेन निष्क्रान्ता) [ हा धिक् हा धिक् । सति खलु दीपे व्यवधानदोषेणैषोऽन्धकारदोषमनुभवति । अहमिदानीमेव निर्वृतं करोमि । अथवा श्रुतं मया शकुन्तलां समाश्वासयन्त्या महेन्द्रजनन्या मुखाद्यज्ञभागोत्सुका देवा एव तथानुष्ठास्यन्ति यथाचिरेण धर्मपत्नीं भर्ताभिनन्दिष्यतीति । तद् युक्तमेतं कालं प्रतिपालयितुम् । यावदनेन वृत्तान्तेन प्रियसखीं समाश्वासयामि । ] ( उद्भ्रान्तकेन निष्क्रान्ता )

( नेपथ्ये । ) अव्वह्मण्णं अव्वह्मण्णम् । [ अब्रह्मण्यम् अब्रह्मण्यम् । ]

राजा—( प्रत्यागतः । कर्णं दत्त्वा ) अये माढव्यस्येवार्तस्वरः । कः कोऽत्र भोः ।

( प्रविश्य ) प्रतीहारी—(ससंभ्रमम्) परित्ताअदु देवो संसअगदं वअस्सम् । [ परित्रायतां देवः संशयगतं वयस्यम् । ]

राजा—केनात्तगन्धो माणवकः ।

प्रतीहारी—अदिट्ठरूवेण केण वि सत्तेण अदिक्कमिअ मेहप्पडिच्छन्दस्स पासादस्स अग्गभूमिं आरोविदो । [ अदृष्टरूपेण केनापि सत्त्वेनातिक्रम्य मेघप्रतिच्छन्दस्य प्रासादस्याग्रभूमिमारोपितः । ]

राजा—( उत्थाय ) मा तावत् ममापि सत्त्वैरभिभूयन्ते गृहाः । अथवा

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રતીહારી—બરાબર કહો છો.

( જાય છે. )

રાજા—અરે ! દુષ્યન્તના પિતૃઓ સંશયમાં પડ્યા છે. કેમકે,

' હાય ! આના પછી અમારા કુળમાં શાસ્ત્રોક્ત રીતિથી તૈયાર કરેલાં તર્પણ કોણ કરશે ? ' એમ વિચાર કરતાં પિતૃઓ ખરેખર, સંતતિ વગરના મારાથી અપાયેલું, આંસુ ધોઈને બાકી રહેલું પાણી પીએ છે. (૨૫)

( મૂર્છિત થાય છે. )

ચતુરિકા—( જલદીથી તેમને ટેકો દઈને ) મહારાજ શાંત થાઓ.

સાનુમતી—અરે હાય ! અરે હાય ! દીવો ખરેખર છે છતાં પડદાની ભૂલથી આ અંધકારનું દુઃખ ભોગવે છે. હું અત્યારે જ તેને સુખી કરી શકું છું અથવા મેં શકુન્તલાને આશ્વાસન આપતાં મહેન્દ્રનાં માતુશ્રીના મુખેથી સાંભળ્યું છે કે યજ્ઞના ફળની ઈચ્છા રાખતા દેવો જ એવું ગોઠવશે કે સ્વામી પરિણીત સ્ત્રીને થોડા વખતમાં આવકારે. તેથી એટલો વખત વાટ જોવી યોગ્ય છે. દરમિયાન પ્રિય સખીને આ સમાચારથી આશ્વાસન આપું.

( આકાશ તરફ કૂદકો મારી પ્રયાણ કરે છે. )

( નેપથ્યમાં ) અરે, બ્રાહ્મણ પ્રત્યે ગુનો ! બ્રાહ્મણ પ્રત્યે ગુનો !

રાજા—(ભાનમાં આવીને—સાંભળીને) અરે ! વેદનાભરી બૂમ માઢવ્યના જેવી છે. કોણ ! અરે અહીં કોણ છે ?

( પ્રવેશીને )

પ્રતીહારી—( ગભરાટ સાથે ) ભયમાં પડેલા મિત્રનું મહારાજ ભલે રક્ષણ કરે.

રાજા—માણવક કોનાથી દબાઈ ગયો છે ?

પ્રતીહારી—કોઈક અદૃશ્ય રૂપવાળી આકૃતિએ તેને હરાવીને મેઘપ્રતિચ્છંદ મહેલના ઊંચામાં ઊંચે મજલે ચઢાવ્યો છે.

રાજા—( ઊઠીને ) નહિ ખરેખર ! મારું ઘર પણ ભૂતાવળથી દબાયું છે ! અથવા—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अहन्यहन्यात्मन एव ताव-
ज्ज्ञातुं प्रमादस्खलितं न शक्यम् ।
प्रजासु कः केन पथा प्रयाती-
त्यशेषतो वेदितुमस्ति शक्तिः ॥

( नेपथ्ये । ) भो वअस्स, अविहा अविहा । [ भो वयस्य, अविहा अविहा । ]

राजा—( गतिभेदेन ) परिक्रामन् ) सखे, न भेतव्यं न भेतव्यम् ।

( नेपथ्ये । ) ( पुनस्तदेव पठित्वा ) कहं ण भाइस्सं । एस मं को वि पच्चवणदसिरोहरं इक्खुं विअ तिण्णभङ्गं करेदि । [ कथं न भेष्यामि । एष मां कोऽपि प्रत्यवनतशिरोधरमिक्षुमिव त्रिभङ्गं करोति । ]

राजा—( सदृष्टिक्षेपम् ) धनुस्तावत् ।

( प्रविश्य शार्ङ्गहस्ता । )

यवनी—भट्टा, एदं हत्थावावसहिदं सरासणं । [ भर्तः एतद्धस्तावापसहितं शरासनम् । ] ( राजा सशरं धनुरादत्ते )

( नेपथ्ये । )

एष त्वामभिनवकण्ठशोणितार्थी
शार्दूलः पशुमिव हन्मि चेष्टमानम् ।
आर्तानां भयमपनेतुमात्तधन्वा
दुष्यन्तस्तव शरणं भवत्विदानीम् ॥ २७ ॥

राजा—( सरोषम् ) कथं मामेवोद्दिशति । तिष्ठ कुणपाशन, त्वमिदानीं न भविष्यसि । ( शार्ङ्गमारोप्य ) वेत्रवति, सोपानमार्गमादेशय ।

प्रतीहारी—इदो इदो देवो । [ इत इतो देवः । ]

( सर्वे सत्वरमुपसर्पन्ति )

राजा—( समन्ताद्विलोक्य ) शून्यं खल्विदम् ।

( नेपथ्ये । ) अविहा अविहा । अहं अत्तभवन्तं पेक्खामि । तुमं मं ण पेक्खसि । विडालग्गहिदो मूसओ विअ णिरासो ह्मि जीविदे संवुत्तो । [ अविहा अविहा । अहमत्रभवन्तं पश्यामि । त्वं मां न पश्यसि । बिडालगृहीतो मूषक इव निराशोऽस्मि जीविते संवृत्तः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પહેલું તો દિવસે દિવસે ભૂલોથી ચ્યુત થયેલી પોતાની જાતને જ જાણવી શકય નથી. પ્રજામાં કોણ કયે રસ્તે જાય છે એ સંપૂર્ણ જાણી શકાય એવી શક્તિ છે? (૨૬)

( પડદા પાછળ ) અરે મિત્ર! અરર! અરર!

રાજા—( ગતિ બદલીને-ફરીને ) મિત્ર, ડર મા, ડરીશ નહિ.

( પડદા પાછળ-ફરીથી પાછું એનું એ બોલીને )

હું કેવી રીતે ન ડરું? અહીં કોઈક, પાછળ નમેલી ગરદનવાળા મારા, શેરડીની માફક ત્રણ કટકા કરે છે.

રાજા—( નજર નાખીને ) જરા ધનુષ્ય!

( ધનુષ્ય સાથે આવીને )

યવની—મહારાજ, આ હાથની ખોળ સાથે ધનુષ્ય.

( રાજા બાણ સાથે ધનુષ્ય લે છે. )

( પડદા પાછળ )

વાઘ જેમ જાનવરને તેમ, ગળાના તાજા લોહીની ઇચ્છાવાળો હું તરફડિયાં મારતા તને અહીં મારી નાખું છું. દુઃખીનો ડર મટાડવાને જેણે ધનુષ્ય હાથમાં લીધું છે તે દુષ્યન્ત હવે ભલે તારું શરણ થાય. (૨૭)

રાજા—( ગુસ્સા સાથે ) કેવી રીતે! મને ઉદ્દેશ કરે છે. ઠેર, શબ ખાનાર! તું હવે રહીશ નહિ. ( ધનુષ્ય ખેંચે છે. ) વેત્રવતી, દાદરનો રસ્તો બતાવ.

પ્રતીહારી—આ બાજુ મહારાજ, આ બાજુ.

( બધાં જલદી જાય છે. )

રાજા—( આસપાસ જોઈ ને ) આ ખરેખર ખાલી છે.

( પડદા પાછળ ) અરે હાય! અરે હાય! હું આપને જોઉં છું તમે મને જોતા નથી. બિલાડીથી પકડાયેલા ઊંદરની જેમ હું જીવન માટે નિરાશ થયો છું.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा--भोस्तिरस्करिणीगर्वित, मदीयं शस्त्रं त्वां द्रक्ष्यति । एष तमिषुं संदधे

यो हनिष्यति वध्यं त्वां रक्ष्यं रक्षिष्यति द्विजम् ।
हंसो हि क्षीरमादत्ते तन्मिश्रा वर्जयत्यपः ॥ २८ ॥

( अस्त्रं संधत्ते )

( ततः प्रविशति मातलिर्विदूषकश्च । )

मातलिः--

कृताः शरव्यं हरिणा तवासुराः
शरासनं तेषु विकृष्यतामिदम् ।
प्रसादसौम्यानि सतां सुहृज्जने
पतन्ति चक्षूंषि न दारुणाः शराः ॥ २९ ॥

राजा--( अस्त्रमुपसंहरन् ) अये, मातलिः । स्वागतं महेन्द्रसारथे ।

विदूषकः--अहं जेण इट्ठिपसुमारं मारिदो सो इमिणा साअदेण अहिणन्दीअदि ।
[ अहं येनेष्टिपशुमारं मारितः सोऽनेन स्वागतेनाभिनन्द्यते । ]

मातलिः--( सस्मितम् ) आयुष्मन्, श्रूयतां यदस्मि हरिणा भवत्सकाशं प्रेषितः ।

राजा--अवहितोऽस्मि ।

मातलिः--अस्ति कालनेमिप्रसूतिर्दुर्जयो नाम दानवगणः ।

राजा--अस्ति । श्रुतपूर्वं मया नारदात् ।

मातलिः--

सख्युस्ते स किल शतक्रतोरजय्य-
स्तस्य त्वं रणशिरसि स्मृतो निहन्ता ।
उच्छेत्तुं प्रभवति यन्न सप्तसप्ति-
स्तन्नैशं तिमिरमपाकरोति चन्द्रः ॥ ३० ॥

स भवानात्तशस्त्र एव इदानीं तमैन्द्ररथमारुह्य विजयाय प्रतिष्ठताम् ।

राजा--अनुगृहीतोऽहमनया मघवतः संभावनया । अथ माढव्यं प्रति भवता किमेवं प्रयुक्तम् ।

मातलिः--तदपि कथ्यते । किंचिन्निमित्तादपि मनःसंतापादायुष्मान् मया विक्लवो दृष्टः । पश्चात् कोपयितुमायुष्मन्तं तथा कृतवानस्मि । कुतः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—અરે ઓ (અદૃશ્ય) છુરખાથી મગરૂર! મારું શસ્ત્ર તને જોશે. તે બાણ આ ચઢાવું—

જે તને મારી નાખવા યોગ્યને મારી નાખશે, રક્ષણ કરવા યોગ્ય બ્રાહ્મણનું રક્ષણ કરશે. કારણ કે રાજહંસ દૂધ લે છે. તેની સાથે મેળવેલું પાણી રહેવા દે છે. (૨૮)

(શસ્ત્ર સાધે છે.)

(પછી માતલિ અને વિદૂષક પ્રવેશ કરે છે.)

માતલિ—

હરિએ રાક્ષસોને તમારું લક્ષ્ય બનાવ્યા છે. આ ધનુષ્ય તેમના સામે ખેંચો. મિત્રજનો ઉપર સત્ પુરુષોની કૃપાથી મૃદુ નજર પડે છે; દારુણ બાણ નહિ. (૨૯)

રાજા—(તીર વાળી લઈને) અરે! માતલિ! સ્વાગત, મહેન્દ્રના સારથિ!

વિદૂષક—યજ્ઞના પશુની માફક જેણે મને મારી નાખ્યો હતો તે તેનાથી આવકાર પૂર્વક બોલાવાય છે!

માતલિ—(હાસ્ય સાથે) આયુષ્માન, સાંભળો કે હું ઇન્દ્રથી આપની પાસે કેમ મોકલાયો છું.

રાજા—ધ્યાન આપું છું.

માતલિ—કાલનેમિના વંશનો દુર્જય નામનો રાક્ષસગણ છે.

રાજા—છે. નારદ પાસેથી મેં પહેલાં સાંભળ્યું હતું.

માતલિ—

કહે છે કે તે તમારા મિત્ર ઇન્દ્રથી જીતાય એવો નથી. યુદ્ધના મોરચે તમે તેનો નાશ કરનારા નિર્માયા છો. સૂર્ય જેનો નાશ નથી કરી શકતો તે રાત્રીના અંધકારને ચંદ્ર હઠાવે છે. (૩૦)

તો લીધેલા ધનુષ્ય સાથે જ આપ હવે તે ઇન્દ્રના રથમાં બેસીને વિજય કૂચ કરો.

રાજા—ઇન્દ્રના આ માનથી હું આભારી છું. પણ માઢવ્ય સાથે તમે આમ કેમ વર્તન કર્યું?

માતલિ—તે પણ કહેવાય છે. કંઇ પણ કારણથી માનસિક વેદનાથી આપ આયુષ્માનને મેં દુઃખી જોયા હતા. પછી આયુષ્માનને ગુસ્સે કરવા માટે હું તેમ વર્ત્યો હતો. કારણ કે,—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ज्वलति चलितेन्धनोऽग्निर्विप्रकृतः पन्नगः फणां कुरुते ।
प्रायः स्वं महिमानं क्षोभात् प्रतिपद्यते हि जनः ॥ ३१ ॥

राजा—(जनान्तिकम्) वयस्य, अनतिक्रमणीया दिवस्पतेराज्ञा । तदत्र परिगतार्थं कृत्वा मद्वचनादमात्यपिशुनं हि ।

त्वन्मतिः केवला तावत् परिपालयतु प्रजाः ।
अधिज्यमिदमन्यस्मिन् कर्मणि व्यापृतं धनुः ॥ ३२ ॥

विदूषकः—जं भवं आणवेदि । [यद्भवानाज्ञापयति ।] (निष्क्रान्तः)

मातलिः—आयुष्मान् रथमारोहतु ।

(राजा रथाधिरोहणं नाटयति)

(निष्क्रान्ताः सर्वे)

इति षष्ठोऽङ्कः

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



હલાવાયેલા બળતણથી આગ ભભૂકી ઊઠે છે. ઓળંગાયેલો સાપ ફેણ ઊંચી કરે છે. કારણ લોકો ઘણુંખરું ગુસ્સાથી પોતાની મહત્તા મેળવે છે (૩૧)

રાજા—(બાજુ ઉપર) મિત્ર, સ્વર્ગના અધિપતિનો હુકમ ઉથાપાય એવો નથી તેથી આમાં માહિતી આપીને પ્રધાન પિશુનને મારા તરફથી કહેજે—

કેવળ તમારી બુદ્ધિથી થોડો વખત પ્રજાનું પાલન કરજો. સજેલું આ ધનુષ્ય બીજા કામમાં રોકાયેલું છે. (૩૨)

વિદૂષક—જેવી આપની આજ્ઞા.

(બહાર જાય છે.)

માતલિ—આયુષ્માન રથ ઉપર ભલે બેસે.

(રથ ઉપર ચડવાનો અભિનય કરે છે.)

(બધા જાય છે.)

છઠ્ઠો અંક સમાપ્ત

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

## सप्तमोऽङ्कः

( ततः प्रविशत्याकाशयानेन रथाधिरूढो राजा मातलिश्च )

राजा--मातले, अनुष्ठितनिदेशोऽपि मघवतः सत्क्रियाविशेषादनुपयुक्तमिवात्मानं समर्थये ।

मातलिः—( सस्मितम् ) आयुष्मन् , उभयमप्यपरितोषं समर्थये ।

प्रथमोपकृतं मरुत्वतः
प्रतिपत्त्या लघु मन्यते भवान् ।
गणयत्यवदानविस्मितो
भवतः सोऽपि न सत्क्रियागुणान् ॥ १ ॥

राजा—मातले, मा मैवम् । स खलु मनोरथानामप्यभूमिर्विसर्जनावसरसत्कारः । मम हि दिवौकसां समक्षमर्धासनोपवेशितस्य

अन्तर्गतप्रार्थनमन्तिकस्थं
जयन्तमुद्वीक्ष्य कृतस्मितेन ।
आमृष्टवक्षोहरिचन्दनाङ्का
मन्दारमाला हरिणा पिनद्धा ॥ २ ॥

मातलिः--किमिव नामायुष्मानमरेश्वरान्नार्हति । पश्य ।

सुखपरस्य हरेरुभयैः कृतं
त्रिदिवमुद्धृतदानवकण्टकम् ।
तव शरैरधुनानतपर्वभिः
पुरुषकेसरिणश्च पुरा नखैः ॥ ३ ॥

राजा--अत्र खलु शतक्रतोरेव महिमा स्तुत्यः ।

सिध्यन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्याः
संभावनागुणमवेहि तमीश्वराणाम् ।
किं वाभविष्यदरुणस्तमसां विभेत्ता
तं चेत् सहस्रकिरणो धुरि नाकरिष्यत् ॥ ४ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# અંક ૭

( પછી આકાશમાર્ગે રથમાં બેઠેલો રાજા તથા માતલિ પ્રવેશ કરે છે.)

રાજા—માતલિ, મેં હુકમ બજાવ્યો છે. છતાં ઇન્દ્રના અસાધારણ માનને લીધે જાણે હું મારી જાતને (તેમને) ઉપયોગ વગરનો ગણું છું.

માતલિ—(હસીને) આયુષ્માન, મને લાગે છે કે (તમે) બંનેય અસંતોષી છો.

ઈન્દ્ર તરફ પ્રથમ કરેલા ઉપકારને ( તેમણે આપેલા ) માનને લીધે આપ ક્ષુલ્લક ગણો છો. આપની ઝળકતી ફત્તેહથી વિસ્મય પામેલા તે પણ તમને આપેલા માનની કિંમત ગણતા નથી. (૧)

રાજા—માતલિ, ના એવું નહિ (બોલ)

વિદાય વખતનું તે માન ખરેખર મનોરથની પણ ભૂમિ નથી. કારણ કે દેવોની હાજરીમાં અડધી ગાદી ઉપર બેસાડેલા મને,

પાસે બેઠેલા, (મનની) અંદર રહેલી ઇચ્છા રાખતા, જયન્ત સામું જોઇને જેમણે હાસ્ય કર્યું હતું, તે ઇન્દ્રે ( પોતાની ) છાતીના ભૂંસાયેલા પીળા ચંદનના ડાઘવાળી મંદાર (પુષ્પ)ની માળા પહેરાવી હતી. (૨)

માતલિ—અમરેશ્વર તરફથી કઈ ચીજ લેવા માટે આયુષ્માન ખરેખર લાયક નથી ? જુઓ—

મોજમાં આસક્ત ઈન્દ્રનું સ્વર્ગ રાક્ષસો રૂપી કાંટાથી બે (રીત) થી મુક્ત કરાયું છે—હમણાં આપના વળેલા સાંધાવાળા બાણથી, અને પહેલાં નૃસિંહના નખથી. (૩)

રાજા—અહીં ખરેખર ઈન્દ્રનો મહિમા જ વખાણવા જેવો છે.

નિયુક્ત કરેલાઓ, જે ભલભલાં કામોમાં પણ ફત્તેહ પામે છે તે સ્વામીએ ( તે માણસના કરેલા ) માનની અસર જાણ. સહસ્રકિરણે (સૂર્યે) જો તેને ધૂંસરી ઉપર ન બેસાડ્યો હોત તો અરુણ શું અંધારાનો ભેદનાર થઈ શક્ત કે ? (૪)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मातलिः--सदृशमेतदायुष्मतः । ( स्तोकमन्तरमतीत्य ) आयुष्मन्, इतः पश्य नाकपृष्ठप्रतिष्ठितस्य सौभाग्यमात्मयशसः ।

विच्छित्तिशेषैः सुरसुन्दरीणां
वर्णैरमी कल्पलतांशुकेषु ।
विचिन्त्य गीतक्षममर्थबन्धं
दिवौकसस्त्वच्चरितं लिखन्ति ॥ ५ ॥

राजा--मातले, असुरसंप्रहारोत्सुकेन पूर्वेद्युर्दिवमधिरोहता न लक्षितः स्वर्गमार्गः । कतमस्मिन् मरुतां पथि वर्तामहे ।

मातलिः--

त्रिस्रोतसं वहति यो गगनप्रतिष्ठां
ज्योतींषि वर्तयति च प्रविभक्तरश्मि ।
तस्य व्यपेतरजसः प्रवहस्य वायो-
र्मार्गो द्वितीयहरिविक्रमपूत एषः ॥ ६ ॥

राजा--मातले, अतः खलु सबाह्यान्तःकरणो ममान्तरात्मा प्रसीदति । ( रथाङ्गमवलोक्य । ) मेघपदवीमवतीर्णौ स्वः ।

मातलिः--कथमवगम्यते ।

राजा--

अयमरविवरेभ्यश्चातकैर्निष्पतद्भि-
र्हरिभिरचिरभासां तेजसा चानुलिप्तैः ।
गतमुपरि घनानां वारिगर्भोदराणां
पिशुनयति रथस्ते सीकरक्लिन्ननेमिः ॥ ७ ॥

मातलिः--क्षणादायुष्मान् स्वाधिकारभूमौ वर्तिष्यते ।

राजा--( अधोऽवलोक्य ) मातले । वेगावतरणादाश्चर्यदर्शनः संलक्ष्यते मनुष्यलोकः । तथा हि ।

शैलानामवरोहतीव शिखरादुन्मज्जतां मेदिनी
पर्णाभ्यन्तरलीनतां विजहति स्कन्धोदयात् पादपाः ।
संतानात् तनुभावनष्टसलिला व्यक्तिं भजन्त्यापगाः
केनाप्युत्क्षिपतेव पश्य भुवनं मत्पार्श्वमानीयते ॥ ८ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



માતલિ—આ આયુષ્માનને યોગ્ય છે. (થોડું અંતર વટાવીને) આયુષ્માન અહીંથી, સ્વર્ગની જમીન ઉપર દક્ષતાથી જમાવેલી પોતાની કીર્તિનું સૌભાગ્ય જુઓ.

ગાવા લાયક (પદ) રચના વિચાર્યા પછી સ્વર્ગ સુંદરીઓના શણગારથી (પોતાની જાતને શણગારતાં) બાકી રહેલા રંગથી, કલ્પલતાના કપડા ઉપર અહીં સ્વર્ગમાં રહેનારાઓ તમારું પરાક્રમ લખે છે. (૫)

રાજા—માતલિ, રાક્ષસો સાથે લડવા માટે અધીરા મેં આકાશમાં ચડતાં તે દહાડે સ્વર્ગનો રસ્તો જોયો નથી. આપણે પવનના કયા રસ્તે છીએ ?

માતલિ—

હરિના બીજા પગલાથી પવિત્ર થયેલો, રજસ રહિતનો, જે આકાશમાં રહેતી ત્રણ પ્રવાહવાળી નદી વહે છે (વહન કરે છે અને જે કિરણો ફેલાય તે રીતે નક્ષત્રોને ગોળ ફેરવે છે, તે પ્રવહ વાયુનો આ માર્ગ છે. (૬)

રાજા—માતલિ, તેથી જ ખરેખર અંદર અને બહારની ઇન્દ્રીયો સાથે મારો અંતર આત્મા પ્રસન્ન થાય છે. (રથના એક પૈડા તરફ જોઇને) આપણે વાદળાંના પ્રદેશમાં ઊતર્યા છીએ.

માતલિ—કેવી રીતે જણાયું ?

રાજા—

છંટકાવથી ભીની થયેલી નેમિ (ધરી) વાળો, આ તમારો રથ આરાના ગાળામાંથી પસાર થતાં ચાતકો વડે વિજળીના ઝબકારથી લેપાયેલા અશ્વો વડે અંદર પાણીવાળાં વાદળાં ઉપરનું ગમન બતાવે છે. (૭)

માતલિ—ક્ષણમાં આયુષ્માન પોતાના રાજ્યની ભૂમિ ઉપર હશે.

રાજા—(નીચે જોઇને) માતલિ, ત્વરિત ઊતરવાથી માનુષી દુનિયા વિસ્મયકારક દેખાવની લાગે છે. કારણ કે,

ઉપસી આવતા પર્વતના શિખરમાંથી પૃથ્વી જાણે નીચે ઊતરે છે. થડ દેખાવમાં આવવાથી પાંદડાની અંદર ઢંકાયેલાં રહેવાની સ્થિતિ વૃક્ષો છોડી દે છે. તનુભાવને લીધે નષ્ટ થયેલા પાણીવાળી નદી મોટી થવાથી વ્યક્ત થાય છે. જુઓ. ઊંચે ફેંકતા કોઇથી જાણે પૃથ્વી મારી નજીક લવાય છે. (૮)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**मातलिः**—साधु दृष्टम्। ( सबहुमानमवलोक्य ) अहो, उदाररमणीया पृथिवी।

**राजा**—मातले, कतमोऽयं पूर्वापरसमुद्रावगाढः कनकरसनिस्यन्दी सांध्य इव मेघपरिघः सानुमानालोक्यते ।

**मातलिः**—आयुष्मन्, एष खलु हेमकूटो नाम किंपुरुषपर्वतस्तपःसंसिद्धिक्षेत्रम्। पश्य ।

स्वायंभुवान्मरीचेर्यः प्रबभूव प्रजापतिः ।
सुरासुरगुरुः सोऽत्र सपत्नीकस्तपस्यति ॥ ९ ॥

**राजा**—तेन ह्यनतिक्रमणीयानि श्रेयांसि । प्रदक्षिणीकृत्य भगवन्तं गन्तुमिच्छामि।

**मातलिः**—प्रथमः कल्पः । ( नाट्येनावतीर्णौ )

**राजा**—(सविस्मयम्)

उपोढशब्दा न रथाङ्गनेमयः
प्रवर्तमानं न च दृश्यते रजः ।
अभूतलस्पर्शतया निरुद्धति-
स्तवावतीर्णोऽपि रथो न लक्ष्यते ॥ १० ॥

**मातलिः**—एतावानेव शतक्रतोरायुष्मतश्च विशेषः ।

**राजा**—मातले, कतमस्मिन् प्रदेशे मारीचाश्रमः ।

**मातलिः**—( हस्तेन दर्शयन् )

वल्मीकार्धनिमग्नमूर्तिरुरसा संदष्टसर्पत्वचा
कण्ठे जीर्णलताप्रतानवलयेनात्यर्थसंपीडितः ।
अंसव्यापि शकुन्तनीडनिचितं बिभ्रज्जटामण्डलं
यत्र स्थाणुरिवाचलो मुनिरसावभ्यर्कबिम्बं स्थितः ॥ ११॥

**राजा**—नमस्ते कष्टतपसे ।

**मातलिः**—( संयतप्रग्रहं रथं कृत्वा) एतावददितिपरिवर्धितमन्दारवृक्षं प्रजापतेराश्रमं प्रविष्टौ स्वः ।

**राजा**—स्वर्गादधिकतरं निर्वृतिस्थानम् । अमृतह्रदमिवावगाढोऽस्मि ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



માતલિ—ખરેખર અવલોકન કર્યું. (બહુ માન સાથે જોઈને) અહો! પૃથ્વી કેવી ભવ્ય અને સુંદર છે!

રાજા—માતલિ, પૂર્વ અને પશ્ચિમના સમુદ્રમાં ડૂબેલો, સોનાના રસના ઝરાવાળો, સંધ્યાનાં વાદળાંના આગળા જેવો આ કયો પર્વત દેખાય છે?

માતલિ—આયુષ્માન હેમકૂટ નામનો, આ ખરેખર કિંપુરૂષનો પર્વત છે. તપની સંપૂર્ણ સિદ્ધિની તે જગ્યા છે. જુઓ—

સ્વયંભૂના (બ્રહ્માના) પુત્ર મરીચિથી જે પ્રજાપતિ પ્રગટ થયા (અને) જે દેવ દાનવના ગુરૂ છે, તે અહીં તેમની પત્ની સાથે તપ કરે છે. (૯)

રાજા—ત્યારે ખરેખર શ્રેય ઉલ્લંઘાય નહિ. પૂજ્ય મુનિની પ્રદક્ષિણા કરીને જવા ઇચ્છું છું.

માતલિ—સરસ વિચાર!

(ઊતરવાનો દેખાવ કરે છે.)

રાજા—(વિસ્મય સાથે)

પૈડાના પુઠીયાએ અવાજ કર્યો નથી. ધૂળ પણ (ચ) ઊડતી જણાતી નથી. પૃથ્વીના પડને ન અડકવાથી આંચકો લાગ્યા વગરનો તમારો રથ ઊતર્યો છતાં (તેમ થયાનું) જણાતું નથી. (૧૦)

માતલિ—એટલો જ ઇન્દ્ર અને આયુષ્માનનો તફાવત.

રાજા—માતલિ. મારીચનો આશ્રમ કયા પ્રદેશમાં છે?

માતલિ—(હાથ વડે બતાવીને)

કીડીઓના રાફડામાં જેમનું શરીર અર્ધું દટાયું છે, જેમની છાતીએ સાપની ચામડી બરોબર ચોટેલી છે, જૂની લતાની ડાળીનાં ગૂંછળાંથી જે ગળા આગળ અત્યંત દબાય છે. (અને) ખભા ઢાંકી દેતું, પક્ષીઓના માળાથી ભરેલું જટામંડળ (જે) ધારણ કરે છે, તેવા મુનિ જ્યાં સૂર્યના બિમ્બ સામે વૃક્ષના થડની માફક નિશ્ચળ ઊભા છે. (૧૧)

રાજા—દારૂણ તપવાળાને નમસ્કાર.

માતલિ—(રથની લગામ ખેંચીને)—(રથ અટકાવીને) અદિતિએ ઊછેરેલા મંદાર વૃક્ષવાળા, પ્રજાપતિના આશ્રમમાં આપણે અહીં પ્રવેશ્યા છીએ.

રાજા—સ્વર્ગથી પણ વધુ આનંદવાળું સ્થાન! હું જાણે અમૃતસરોવરમાં ડૂબ્યો છું.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मातलिः—( रथं स्थापयित्वा ) अवतरत्वायुष्मान् ।

राजा—( अवतीर्य ) मातले, भवान् कथमिदानीम् ।

मातलिः—संयन्त्रितो मया रथः । वयमप्यत्रतरामः । ( तथा कृत्वा ) इत आयुष्मन् । ( परिक्रम्य ) दृश्यन्तामत्रभवतामृषीणां तपोवनभूमयः

राजा—ननु विस्मयादवलोकयामि ।

प्राणानामनिलेन वृत्तिरुचिता सत्कल्पवृक्षे वने
तोये काञ्चनपद्मरेणुकपिशे धर्माभिषेकक्रिया ।
ध्यानं रत्नशिलातलेषु विबुधस्त्रीसंनिधौ संयमो
यत् काङ्क्षन्ति तपोभिरन्यमुनयस्तस्मिंस्तपस्यन्त्यमी ॥१२॥

मातलिः—उत्सर्पिणी खलु महतां प्रार्थना । ( परिक्रम्य । आकाशे ) अये वृद्धशाकल्य किमनुतिष्ठति भगवान् मारीचः । किं ब्रवीषि । दाक्षायण्या पतिव्रताधर्ममधिकृत्य पृष्टस्तस्यै महर्षिपत्नीसहितायै कथयतीति ।

राजा—( कर्णं दत्त्वा ) अये, प्रतिपाल्यावसरः खलु प्रस्तावः ।

मातलिः—( राजानमवलोक्य ) अस्मिन्नशोकवृक्षमूले तावदास्तामायुष्मान् , यावत् त्वामिन्द्रगुरवे निवेदयितुमन्तरान्वेषी भवामि ।

राजा—यथा भवान् मन्यते । ( स्थितः )

मातलिः—आयुष्मन्, साधयाम्यहम् । ( निष्क्रान्तः )

राजा—( निमित्तं सूचयित्वा )

मनोरथाय नाशंसे किं बाहो स्पन्दसे वृथा ।
पूर्वावधीरितं श्रेयो दुःखं हि परिवर्तते ॥ १३ ॥

( नेपथ्ये । ) मा क्खु मा क्खु चावलं करेहि । कहं गदो जेव अत्तणो पकिदिं ।
[ मा खलु मा खलु चापलं कुरु । कथं गत एवात्मनः प्रकृतिम् । ]

राजा—( कर्णं दत्त्वा । ) अभूमिरियमविनयस्य । को नु खल्वेष निषिध्यते । ( शब्दानुसारेणावलोक्य । सविस्मयम् ) अये, को नु खल्वयमनुबध्यमानस्तपस्विनीभ्यामबालसत्त्वो बालः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



માતલિ—(રથ રોકીને) આયુષ્માન ભલે ઊતરે.

રાજા—(ઊતરીને) માતલિ, તું હવે કેવી રીતે (ઊતરીશ)?

માતલિ—રથને મેં રોક્યો છે. અમે પણ ઉતરીશું. (તેમ કરીને) આ રસ્તે આયુષ્માન, (વધુ આગળ જઈને) આ ઋષિઓના તપોવનના પ્રદેશ જુઓ.

રાજા—ખરેખર હું વિસ્મયથી જોઉં છું.

કલ્પવૃક્ષો છે તે વનમાં જીવનનું ઉચિત પોષણ હવાથી ! સુવર્ણ કમળની રજથી પીળા પાણીમાં ધાર્મિક સ્નાનની ક્રિયા ! રત્નજડિત પથ્થરો ઉપર ધ્યાન ! અપ્સરાઓનાં સાંનિધ્યમાં સંયમ ! બીજા મુનિઓ જે તપથી માગે છે ત્યાં આ (મુનિઓ) તપ કરે છે. (૧૨)

માતલિ—મોટા લોકોની પ્રાર્થના ખરેખર મોટી હોય છે. (જરા આગળ ચાલીને) (આકાશ તરફ) અરે એ વૃદ્ધ શાકલ્ય ! ભગવાન મારીચ શું કરે છે? શું કહે છે? દાક્ષાયણીએ પતિવ્રતા ધર્મને અનુલક્ષીને પ્રશ્ન કર્યા પ્રમાણે બીજા મહામુનિઓની પત્નીઓ સાથે તેને સમજાવે છે એમ?

રાજા—(કાન દઈને) અરે વિષય એવો છે કે ખરેખર આપણે તક માટે વાટ જોવી જોઈએ.

માતલિ—(રાજા સામું જોઈને) આ અશોક વૃક્ષના મૂળ પાસે આયુષ્માન ત્યાં સુધી બેસો કે જ્યાં સુધી હું ઈન્દ્રના પિતાને તમારું નિવેદન કરવા તક શોધું.

રાજા—જેમ તને ઠીક લાગે તેમ (કર). (થોભે છે.)

માતલિ—આયુષ્માન, હું જાઉં છું.

(બહાર જાય છે.)

રાજા—(શુકન સૂચવીને)

મનોરથ માટે આશા નથી. ઓ હાથ, તું ફોગટ કેમ ફરકે છે? (મારું) સુખ પહેલેથી દૂર કર્યું છે. દુઃખ ખરેખર આજુબાજુ છે. (૧૩)

(પડદા પાછળ) નહિ ખરેખર. ઉદ્ધતાઈ ખરેખર ન કર. કેમ ! પોતાની પ્રકૃતિ તરફ વળ્યો જ?

રાજા—(સાંભળીને) આ અવિનય માટે જગ્યા નથી. ખરેખર આ કોણ રોકાય છે? (અવાજની દિશા તરફ જોઈને—આશ્ચર્ય સાથે) અરે, બે તાપસીઓ વડે અનુસરાતો ન કળાય તેવા શૌર્યવાળો આ બાળક ખરેખર કોણ હશે?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अर्धपीतस्तनं मातुरामर्दक्लिष्टकेसरम् ।
प्रक्रीडितुं सिंहशिशुं बलात्कारेण कर्षति ॥ १४ ॥

( ततः प्रविशति यथानिर्दिष्टकर्मा तपस्विनीभ्यां बालः )

बालः--जिम्भ सिङ्घ, दन्ताइं दे गणइस्सं । [ जृम्भस्व सिंह, दन्तांस्ते गणयिष्ये । ]

प्रथमा--अविणीद, किं णो अच्चणिव्विसेसाणि सत्ताणि विप्पअरेसि । हन्त, वड्ढइ दे संरम्भो । ठाणे क्खु इसिजणेण सव्वदमणो त्ति किदणामहेओ सि । [ अविनीत, किं नोऽपत्यनिर्विशेषाणि सत्वानि विप्रकरोषि । हन्त वर्धते तव संरम्भः । स्थाने खलु ऋषिजनेन सर्वदमन इति कृतनामधेयोऽसि । ]

राजा--किं नु खलु बालेऽस्मिन्नौरस इव पुत्रे स्निह्यति मे मनः । नूनमनपत्यता मां वत्सलयति ।

द्वितीया--एसा क्खु केसरिणी तुमं लङ्घेदि जइ से पुत्तअं ण मुञ्चेसि । [ एषा खलु केसरिणी त्वां लङ्घयति यदि तस्याः पुत्रकं न मुञ्चसि । ]

बालः--( सस्मितम् ) अह्महे, बलिअं क्खु भीदो ह्मि । [ अहो, बलीयः खलु भीतोऽस्मि । ] ( अधरं दर्शयति )

राजा--

महतस्तेजसो बीजं बालोऽयं प्रतिभाति मे ।
स्फुलिङ्गावस्थया वह्निरेधापेक्ष इव स्थितः ॥ १५ ॥

प्रथमा--वच्छ, एदं बालमिइन्दअं मुञ्च । अवरं दे कीलणअं दाइस्सं । [ वत्स, एनं बालमृगेन्द्रं मुञ्च । अपरं ते क्रीडनकं दास्यामि । ]

बालः--कहिं देहि णं । [ कुत्र । देह्येतत् । ] [ हस्तं प्रसारयति ]

राजा--कथं चक्रवर्तिलक्षणमप्यनेन धार्यते । तथा ह्यस्य

प्रलोभ्यवस्तुप्रणयप्रसारितो
विभाति जालग्रथिताङ्गुलिः करः ।
अलक्ष्यपत्रान्तरमिद्धरागया
नवोषसा भिन्नमिवैकपङ्कजम् ॥ १६ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અર્ધું સ્તનપાન કરેલા ગમે તેમ પકડવાથી અસ્તવ્યસ્ત થયેલી કેશવાળીવાળા સિંહબાળને રમવા માટે બળાત્કારથી માતા પાસેથી ખેંચે છે. (૧૪)

( પછી ઉપર જણાવ્યા પ્રમાણે કામ કરતો બાળક તથા બે તાપસીઓ આવે છે. )

બાળક—અલ્યા સિંહ ? મોઢું ફાડ. તારા દાંત ગણીશ.

પહેલી—ઓ અસંસ્કારી, અમારાં છોકરાં જેવાં પશુઓને કેમ ખીજવે છે ? હં......તારું તોફાન વધતું જાય છે. ખરેખર, ઋષિઓએ તારું સર્વદમન એ નામ બરાબર આપ્યું છે.

રાજા—મારું મન આ બાળક પ્રત્યે પોતાના જ સંતાન જેવું ખરેખર કેમ મોહ પામે છે ? ખરેખર, નિઃસંતાનપણું મને સ્નેહ કરાવે છે.

બીજી—જો તું તેનું બચ્ચું છૂટું નહિ કરે તો આ સિંહણ તારા ઉપર જરૂર હુમલો કરશે.

બાળક—( હસીને ) અહો ખરેખર ! હું બહુ ડરી ગયો ! ( નીચેનો હોઠ બતાવે છે. )

રાજા—

આ છોકરો મને ચિનગારીની અવસ્થામાં રહેલા, બળતણની અપેક્ષા રાખતા અગ્નિની પેઠે મહાન તેજનું બીજ લાગે છે ( ૧૫ )

પહેલી—ભાઈ, આ નાના મૃગેન્દ્રને છોડી દે. હું તને બીજું રમકડું આપીશ.

બાળક—ક્યાં છે ? લાવ તે. ( હાથ લાંબો કરે છે. )

રાજા—અરે ? ચક્રવર્તી રાજાનાં ચિન્હ પણ આ ધરાવે છે. કારણ તેનો ઇચ્છિત વસ્તુ લેવા માટે લંબાવેલો, જાળની માફક ગૂંથાયેલી આંગળીઓવાળો હાથ, જેણે ( કમળની ) લાલાશ વધારી છે તેવી નવી ઉષાથી ( વહેલી પરોઢથી ) વિકસાવાયેલા, (અને) જેની પાંદડીઓ વચ્ચેનો ગાળો દેખાતો નથી એવા એક કમળની માફક શોભે છે. (૧૬)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



द्वितीया—सुव्वदे, ण सक्को एसो वाआमेरेण विरमायिदुं । गच्छ तुमं । ममकेरए उडए मक्कण्डेअस्स इसिकुमारअस्स वण्णचित्तिो मित्तिआमोरओ चिट्ठदि । तं से उवहर । [ सुव्रते, न शक्य एष वाचामात्रेण विरमयितुम् । गच्छ त्वम् । मदीय उटजे मार्कण्डेयस्यर्षिकुमारस्य वर्णचित्रितो मृत्तिकामयूरकस्तिष्ठति । तमस्योपहर ।]

प्रथमा—तह । [ तथा ] ( निष्क्रान्ता )

बालः—इमिणा एव्व दाव कीलिस्सं । [ अनेनैव तावत् क्रीडिष्यामि । ] ( तापसीं विलोक्य हसति )

राजा—स्पृहयामि खलु दुर्ललितायास्मै ।

आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचः प्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो
धन्यास्तदंगरजसा मलिनीभवन्ति ॥ १७ ॥

तापसी—होदु । ण मं अअं गणेदि । ( पार्श्वमवलोकयन्ती । ) को एत्थ इसिकुमाराणं । ( राजानमवलोक्य ) भद्दमुह, एहि दाव । मोएहि इमिणा दुम्मोअहत्थग्गहेण डिम्भलीलाए बाहीअमाणं बालमिइन्दअं । [ भवतु । न मामयं गणयति । ( पार्श्वमवलोकयन्ती ) कोऽत्र ऋषिकुमाराणाम् । ( राजानमवलोक्य ) भद्रमुख, एहि तावत् । मोचयानेन दुर्मोचहस्तग्रहेण डिम्भलीलया बाध्यमानं बालमृगेन्द्रम् । ]

राजा—( उपगम्य । सस्मितम् ) अयि भो महर्षिपुत्र,

एवमाश्रमविरुद्धवृत्तिना
संयमः किमिति जन्मतस्त्वया ।
सत्त्वसंश्रयसुखोऽपि दूष्यते
कृष्णसर्पशिशुनेव चन्दनः ॥ १८ ॥

तापसी—भद्दमुह, ण हु अअं इसिकुमाओ । [ भद्रमुख, न खल्वयं ऋषिकुमारः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બીજી—સુવ્રતા ફક્ત બોલીને આને વારી શકાય તેવો નથી. તું જા. મારી ઝૂંપડીમાં (એક) રંગથી ચીતરેલો માર્કણ્ડેય ઋષિકુમારનો માટીનો મોર છે. તે એને લાવી આપ.

પહેલી—બરાબર છે. (જાય છે.)

બાળક—ત્યાં સુધી આનાથી જ રમીશ.

(તાપસી તરફ જોઈ હસે છે.)

રાજા—આ મસ્તીખોર છોકરા તરફ મને ખરેખર ઇચ્છા થાય છે.

જેના કળિ સમા દાંત કારણ વગરના હાસ્યથી આછા દેખાય છે, જેનો ન સમજાય તેવા શબ્દોથી બોલવાનો પ્રયાસ સુંદર હોય છે. જે ખોળામાં આશ્રય ઇચ્છે છે તે પુત્રોને ધારતા, તેમના શરીરની રજથી મલિન થાય છે તે ધન્ય છે. (૧૭)

તાપસી—ઠીક. મને એ ગાંઠતો નથી.

(પાછળ નજર કરીને) ઋષિકુમારોમાંના કોણ અહીં છે? (રાજાને જોઈને) ઓ ભલા ભાઈ, જરા આવો: જેની હાથની પકડ છોડાવાય એવી નથી તેવા આના બાળપણથી હેરાન થતા સિંહબાળને છોડાવો.

રાજા—(હાસ્ય સાથે નજીક જઈને) અરે ઓ મહર્ષિના પુત્ર,

આમ જન્મથી (જ) આશ્રમ વિરુદ્ધ વૃત્તિવાળા તારાથી, પ્રાણીઓના આશ્રય માટે સારો છતાં સંયમ, કાળા સાપનું બચ્ચું જેમ ચંદનને (દૂષિત કરે) તેમ શા માટે દૂષિત થાય છે? (૧૮)

તાપસી—ભલા ભાઈ, આ ખરેખર ઋષિપુત્ર નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—आकारसदृशं चेष्टितमेवास्य कथयति । स्थानप्रत्ययात्तु वयमेवंतर्किणः । ( यथाभ्यर्थितमनुतिष्ठन् बालस्पर्शमुपलभ्य । आत्मगतम् )

अनेन कस्यापि कुलांकुरेण
स्पृष्टस्य गात्रेषु सुखं ममैवम् ।
कां निर्वृतिं चेतसि तस्य कुर्याद्
यस्यायमङ्गात् कृतिनः प्ररूढः ॥ १९ ॥

तापसी—( उभौ निर्वर्ण्य ) अच्छरिअं अच्छरिअं [ आश्चर्यमाश्चर्यम् । ]

राजा—आर्ये, किमिव ।

तापसी—इमस्स बालअस्स रूवसंवादिणी दे आकिदि त्ति । विह्माविदह्मि अपरिइदस्स वि दे अप्पडिलोमो संवुत्तो त्ति । [ अस्य बालकस्य रूपसंवादिनी ते आकृतिरिति । विस्मापितास्मि अपरिचितस्यापि तेऽप्रतिलोमः संवृत्त इति ।

राजा—( बालकमुपलालयन् ) न चेन्मुनिकुमारोऽयम्, अथ कोऽस्य व्यपदेशः ।

तापसी—पुरुवंसो । [ पुरुवंशः । ]

राजा—( आत्मगतम् ) कथमेकान्वयो मम । अतः खलु मदनुकारिणमेनमत्रभवती मन्यते । अस्त्येतत् पौरवाणामन्त्यं कुलव्रतम् ।

भवनेषु रसाधिकेषु पूर्वं
क्षितिरक्षार्थमुशन्ति ये निवासम् ।
नियतैकयतिव्रतानि पश्चात्
तरुमूलानि गृहीभवन्ति तेषाम् ॥ २० ॥

( प्रकाशम् ) न पुनरात्मगत्या मानुषाणामेष विषयः ।

तापसी—जह भद्दमुहो भणादि । अच्छरासंबन्धेण इमस्स जणणी एत्थ देवगुरुणो तवोवणे पसूदा । [ यथा भद्रमुखो भणति । अप्सरःसंबन्धेनास्य जनन्यत्र देवगुरोस्तपोवने प्रसूता ।

राजा—( आत्मगतम् ) हन्त, द्वितीयमिदमाशाजननम् । ( प्रकाशम् ) अथ सा तत्रभवती किमाख्यस्य राजर्षेः पत्नी ।

तापसी—को तस्स धम्मदारपरिच्चाइणो णाम संकीत्तिदुं चिन्तिस्सदि । [ कस्तस्य धर्मदारपरित्यागिनो नाम संकीर्तयितुं चिन्तयिष्यति । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—તેના દેખાવ જેવું એનું વર્તન જ કહી આપે છે. પણ જગ્યાના કારણથી અમે એમ અટકળ કરી.

( વિનંતી કર્યા મુજબ કરતાં બાળકનો સ્પર્શ થવાથી–સ્વગત )

કોઇના કુળ–અંકૂર આના સ્પર્શથી મને ગાત્રોમાં આવો
આનંદ થાય છે તો જે ભાગ્યશાળી શરીરથી આ ઉત્પન્ન
થયો છે તેના મનને (i) કેટલો આનંદ કરતો હશે ? (१९)

તાપસી—( બંનેને બારીકાઈથી જોઇને ) નવાઈ ! નવાઈ !

રાજા—ભલી બાઈ, શું ખરેખર ?

તાપસી—તમારી આકૃતિ આ બાળકના દેખાવને મળતી આવે છે તે. ' અપરિચિત છતાં—તે તમારી સામો થતો નથી ' એમ હું વિસ્મય પામું છું.

રાજા—( બાળકને હેતથી રમાડીને ) જો આ મુનિકુમાર નથી તો એનો વંશ કયો છે ?

તાપસી—પુરુવંશ.

રાજા—( પોતાના પ્રત્યે ) શું ? મારા એક વંશનો ? તેથી (j) ખરેખર એને આ બહેન મને મળતો હોવાનું ધારે છે. પુરુવંશનાનું છેલ્લું કુળવ્રત આ છે—

પહેલાં આનંદથી ઊભરાતા મહેલમાં પૃથ્વીના સંરક્ષણ માટે
જે નિવાસ ઇચ્છે છે તેમનાં પાછળથી, યતિની એક પ્રતિજ્ઞા
જ્યાં પળાય છે તે વૃક્ષોનાં મૂળ રહેવાનાં સ્થળ બને છે. (२०)

( મોટેથી ) પણ પોતાની ગતિથી ( આવવાની ) માનવીઓની આ ભૂમિ નથી.

તાપસી—આપશ્રી કહો છો તેમ (k) અપ્સરાના સંબંધથી આની માતા અહીં દેવોના પિતાના તપોવનમાં પ્રસૂત થઈ હતી.

રાજા—( પોતાના પ્રત્યે ) હં...! આ બીજું આશાનું કિરણ ! ( મોટેથી ) તો તે શ્રીમતી કયા નામના રાજર્ષિની પત્ની છે ?

તાપસી—ધર્મપત્નીને ત્યજી દેનાર તેનું નામ લેવા કોણ વિચાર કરે ?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—( स्वगतम् ) इयं खलु कथा मामेव लक्ष्यीकरोति । यदि तावदस्य शिशोर्मातरं नामतः पृच्छामि । अथवानार्यः परदारव्यवहारः ।

( प्रविश्य मृन्मयूरहस्ता )

तापसी—सव्वदमण, सउन्दलावण्णं पेक्ख । [ सर्वदमन, शकुन्तलावण्यं प्रेक्षस्व । ]

बालः—( सदृष्टिक्षेपम् ) कहिं वा मे अज्जू । [ कुत्र वा मम माता । ]

उभे—णामसारिस्सेण वञ्चिदो माउवच्छलो । [ नामसादृश्येन वञ्चितो मातृवत्सलः । ]

द्वितीया—वच्छ, इमस्स मित्तिआमोरअस्स रम्मत्तणं देक्ख त्ति भणिदो सि । [ वत्स, अस्य मृत्तिकामयूरकस्य रम्यत्वं पश्येति भणितोऽसि । ]

राजा—( आत्मगतम् ) किं वा शकुन्तलेत्यस्य मातुराख्या । सन्ति पुनर्नामधेयसादृश्यानि । अपि नाम मृगतृष्णिकेव नाममात्रप्रस्तावो मे विषादाय कल्पेत ।

बालः—अज्जुए, रोअदि मे एसो भद्दमोरओ । [ मातः, रोचते म एष भद्रमयूरकः । ] ( क्रीडनकमादत्ते )

प्रथमा—( विलोक्य । सोद्वेगम् ) अह्महे, रक्खाकरण्डअं से मणिबन्धे ण दीसदि । [ अहो, रक्षाकरण्डकमस्य मणिबन्धे न दृश्यते । ]

राजा—अलमलमावेगेन । नन्विदमस्य सिंहशावविमर्दात् परिभ्रष्टम् । ( आदातुमिच्छति )

उभे—मा क्खु मा क्खु एदं अवलम्बिअ । कहं गहिदं णेण । [ मा खलु मा खल्विदमवलम्ब्य । कथं गृहीतमनेन । ( विस्मयादुरोनिहितहस्ते परस्परमवलोकयतः )

राजा—किमर्थं प्रतिषिद्धाः स्मः ।

प्रथमा—सुणादु महाराओ । एसा अवराजिदा णाम ओसही इमस्स जातकम्मसमए भअवदा मारीएण दिण्णा । इदं किल मादापिदरो अप्पाणं च वज्जिअ अवरो भूमिपडिदं ण गेण्हादि । [ शृणोतु महाराजः । एषापराजिता नामौषधिरस्य, जातकर्मसमये भगवता मारीचेन दत्ता । एतां किल मातापितरावात्मानं च वर्जयित्वापरो भूमिपतितां न गृह्णाति । ]

राजा—अथ गृह्णाति ।

प्रथमा—तदो तं सप्पो भविअ दंसइ [ ततस्तं सर्पो भूत्वा दशति । ]

राजा—भवतीभ्यां कदाचिदस्याः प्रत्यक्षीकृता विक्रिया ।

उभे—अणेअसो । [ अनेकशः । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—( સ્વગત ) ખરેખર આ વાત મને જ લાગુ પડે છે. જો આ બાળકની માતાનું નામ બાબત જરા પૂછું—અથવા કોઈની પત્ની સંબંધી તપાસ અવિનયી છે.

( માટીના મોર સાથે પ્રવેશ કરીને. )

તાપસી—આ સર્વદમન, શકુન્તલાવણ્ય જો.

બાળક—( નજર કરીને ) ક્યાં ખરેખર મારી માતા ?

બંને—માટી ઘેલો નામના સરખાપણથી છેતરાયો.

બીજી—બેટા, ' આ માટીના મોરની સુંદરતા જો.' એમ તને કહ્યું.

રાજા—( સ્વગત ) અથવા આની માતાનું નામ શું શકુન્તલા છે ? પણ નામોનું સરખાપણું હોય છે. શું તેમ શક્ય છે કે માત્ર નામનો પ્રસ્તાવ મૃગજળની માફક મારા દુઃખ માટે નહિ થાય ?

બાળક—માતાજી, આ સુંદર મોર (મને) ગમે છે. ( રમકડું લે છે. )

પહેલી—( જોઈને ઉદ્વેગ સાથે ) અહો ! આના કાંડા ઉપર રક્ષાનું માદળિયું દેખાતું નથી.

રાજા—બસ. ગભરાટથી બસ. ખરેખર, સિંહબાળ સાથે આના મસ્તીભર્યા વર્તનથી આ પડ્યું. ( લાવવા ઈચ્છા કરે છે )

બંને—ના ખરેખર. એ ખરેખર ન લેશો. અરે આ શું ? તેણે લીધું ! ( છાતી ઉપર હાથ રાખીને બંને વિસ્મયતાથી એક બીજા તરફ જુએ છે. )

રાજા—અમે ( તેમ કરતાં ) શા માટે રોકાયા !

પહેલી—મહારાજ, સાંભળો. આ અપરાજિતા નામની વનસ્પતિ ભગવાન મારીચે આના જન્મકર્મ વખતે આપેલી છે. ખરેખર, માતા પિતા અને પોતાના સિવાય જમીન પર પડેલી તેને બીજો ન લે.

રાજા—જો ( અન્ય ) લે તો ?

પહેલી—તો સર્પ થઈ તેને ડસે છે.

રાજા—આપ બંનેએ આ ક્રિયા નજરે કદી જોઈ છે ?

બંને—ઘણીવાર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—( सहर्षम् । आत्मगतम् ) कथमिव संपूर्णमपि मे मनोरथं नाभिनन्दामि। ( बालं परिष्वजते )

द्वितीया—सुव्वदे, एहि । इमं वुत्तन्तं णिअमव्वावुडाए सउन्दलाए णिवेदेम्ह। [ सुव्रते एहि । इमं वृत्तान्तं नियमव्यापृतायै शकुन्तलायै निवेदयावः । ( निष्क्रान्ते )

बालः—मुञ्च मं । जाव अज्जूए सआसं गमिस्सं । [ मुञ्च माम् । यावन्मातुः सकाशं गमिष्यामि । ]

राजा—पुत्रक, मया सहैव मातरमभिनन्दिष्यसि ।

बालः—मम क्खु तादो दुस्सन्दो । ण तुमं । [ मम खलु तातो दुष्यन्तः । न त्वम् । ]

राजा—( सस्मितम् ) एष विवाद एव प्रत्याययति ।

( ततः प्रविशत्येकवेणीधरा शकुन्तला )

शकुन्तला—विआरकाले वि पकिदित्थं सव्वदमणस्स ओसहिं सुणिअ ण मे आसा आसि अत्तणो भाअहेएसु । अहवा जह साणुमदीए आचक्खिदं तह संभावीअदि एदं । [ विकारकालेऽपि प्रकृतिस्थां सर्वदमनस्यौषधिं श्रुत्वा न म आशासीदात्मनो भागधेयेषु । अथवा यथा सानुमत्याख्यातं तथा संभाव्यत एतत् । ]

राजा—( शकुन्तलां विलोक्य ) अये, सेयमत्रभवती शकुन्तला । यैषा

वसने परिधूसरे वसाना
नियमक्षाममुखी धृतैकवेणिः ।
अतिनिष्करुणस्य शुद्धशीला
मम दीर्घं विरहव्रतं बिभर्ति ॥ २१ ॥

शकुन्तला—( पश्चात्तापविवर्णं राजानं दृष्ट्वा ) ण क्खु अज्जउत्तो विअ । तदो को ऐसो दाणिं किदरक्खामङ्गलं दारअं मे गत्तसंसग्गेण दूसेदि । [ न खल्वार्यपुत्र इव । ततः क एष इदानीं कृतरक्षामङ्गलं दारकं मे गात्रसंसर्गेण दूषयति । ]

बालः—( मातरमुपेत्य ) अज्जुए, एसो को वि पुरिसो मं पुत्त त्ति आलिङ्गदि। [ मातः, एष कोऽपि पुरुषो मां पुत्र इत्यालिङ्गति । ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—( હર્ષ સાથે સ્વગત ) મારા મનોરથ પૂરા થયા છતાં કેમ ખરેખર નથી વધાવતો ? ( બાળકને ભેટે છે. )

બીજી—સુવ્રતા, આવ. આ બનાવ વ્રતમાં રોકાયેલી શકુન્તલાને જણાવીએ. ( તે બંને જાય છે. )

બાળક—મને છોડો કે જેથી હું માતા પાસે જાઉં.

રાજા—બેટા, મારી સાથે જ માતાને આવકાર દેજે.

બાળક—મારા પિતા ખરેખર દુષ્યન્ત છે; તમે નહિ.

રાજા—(હાસ્ય સાથે ) આ વિરોધ જ ખાતરી કરાવે છે.

( પછી એક વેણી ધારતી શકુન્તલા આવે છે.)

શકુન્તલા—વિકાર વખતે પણ સર્વદમનની ઔષધિ કુદરતી રૂપમાં રહી સાંભળીને મને મારા ભાગ્યની આશા ન હતી. અથવા જેમ સાનુમતીએ કહ્યું હતું તેમ આ શક્ય છે.

રાજા—( શકુન્તલાને જોઈને ) અરે, આ તો દેવી શકુન્તલા ! જે આ—

મલિન વસ્ત્ર ધારતી, નિયમથી ફિક્કા મુખવાળી, એક વેણી
ધારતી, શુદ્ધ ચારિત્ર્યવાળી, ઘણા ઘાતકી મારું દીર્ઘ વિરહવ્રત
ધારે છે. (૨૧)

શકુન્તલા—( પસ્તાવાથી ફિક્કા પડી ગયેલા રાજાને જોઈને ) મારા સ્વામી જેવા ખરેખર નથી. ત્યારે હવે આ કોણ રક્ષા મંગળ કરેલા મારા બાલુડાને ( એના ) ગાત્રના સ્પર્શથી દૂષિત કરે છે ?

બાળક—મા, આ કોઈક માણસ મને 'આ પુત્ર' એમ કહીને ભેટે છે !

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—प्रिये, क्रौर्यमपि मे त्वयि प्रयुक्तमनुकूलपरिणामं संवृत्तम्, यदहमिदानीं त्वया प्रत्यभिज्ञातमात्मानं पश्यामि ।

शकुन्तला—(आत्मगतम्) हिअअ, अस्सस अस्सस परिच्चत्तमच्छरेण अणुअम्पिअह्मि देव्वेण । अज्जउत्तो क्खु एसो । [(आत्मगतम्) हृदय, आश्वसिहि आश्वसिहि । परित्यक्तमत्सरेणानुकम्पितास्मि दैवेन । आर्यपुत्रः खल्वेषः ।]

राजा—प्रिये,

स्मृतिभिन्नमोहतमसो दिष्ट्या प्रमुखे स्थितासि मे सुमुखि ।
उपरागान्ते शशिनः समुपगता रोहिणी योगम् ॥ २२ ॥

शकुन्तला—जेदु जेदु-[जयतु जयतु] (अर्धोक्ते वाष्पकण्ठी विरमति)

राजा—सुन्दरि,

बाष्पेण प्रतिषिद्धेऽपि जयशब्दे जितं मया ।
यत् ते दृष्टमसंस्कारपाटलोष्ठपुटं मुखम् ॥ २३ ॥

बालः—अज्जुए, को एसो । [मातः, क एषः ।]

शकुन्तला—वच्छ, दे भाअहेआइं पुच्छेहि । [वत्स, ते भागधेयानि पृच्छ] (रोदिति)

राजा—

सुतनु हृदयात् प्रत्यादेशव्यलीकमपैतु ते
किमपि मनसः संमोहो मे तदा बलवानभूत् ।
प्रबलतमसामेवंप्रायाः शुभेषु हि वृत्तयः
स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया ॥ २४ ॥

(पादयोः पतति)

शकुन्तला—उट्ठेदु उट्ठेदु अज्जउत्तो । णूणं मे सुअरिअप्पडिबन्धअं पुराकिदं तेसु दिअहेसु परिणामसुहं आसि जेण साणुक्कोसो वि अज्जउत्तो मइ विरसो संवुत्तो । [उत्तिष्ठतु उत्तिष्ठत्वार्यपुत्रः । नूनं मे सुचरितप्रतिबन्धकं पुराकृतं तेषु दिवसेषु परिणाममुखमासीद्येन सानुक्रोशोऽप्यार्यपुत्रो मयि विरसः संवृत्तः ।]

(राजोत्तिष्ठति)

शकुन्तला—अह कहं अज्जउत्तेण सुमरिदो दुक्खभाई अअं जणो । [अथ कथमार्यपुत्रेण स्मृतो दुःखभाग्ययं जनः ।]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


રાજા—ઓ પ્રિય, મેં તારા પ્રત્યે બતાવેલી ક્રૂરતા પણ લાભદાયક પરિણામ વાળી થઈ છે, કારણ હું હવે તારાથી મારી જાતને ઓળખાયેલી જોઉં છું.

શકુન્તલા—(પોતાના પ્રત્યે) મનડા, ધીરજ ધર. હિંમત રાખ. દ્વેષ છોડી દીધો છે તેના ભાગ્યે મારા પર દયા કરી છે. આ ખરેખર મારા સ્વામી છે.

રાજા—પ્રિય,

જેનો અંધકાર રૂપી ભ્રમ સ્મૃતિથી નષ્ટ થયો છે તેવા મારા સમક્ષ તું સદ્‌ભાગ્યે ઊભી છે. ઓ સુમુખી, ગ્રહણ પછી રોહિણી ચંદ્રનો સંયોગ પામી છે. (૨૨)

શકુન્તલા—જય હો. જય હો. (અર્ધું બોલીને આંસુ ભરેલા કંઠે—બોલતી બંધ થઈ જાય છે.)

રાજા—ઓ સુન્દરી,

'જય' શબ્દ આંસુથી રોકાયો છે છતાં હું જીત્યો છું કારણ કે શણગાર વગરનું, આછા લાલ (ફિક્કા) હોઠવાળું તારું મુખ મેં જોયું છે. (૨૩)

બાળક—મા, આ કોણ?

શકુન્તલા—બાપુ, તારા ભાગ્યને પૂછ. (રડે છે.)

રાજા—

ઓ સુતનુ, ત્યાગ કર્યાનું દુઃખ તું તારા મનમાંથી કાઢી નાખ. ગમે તેમ, ત્યારે મારા મનમાં મોટો મોહ બળવાન હતો. કારણ કે ઘણું ખરું તમસ પ્રબળ હોય તેમની શુભ માટે એવી વૃત્તિઓ હોય છે. અંધ મનુષ્ય મસ્તક ઉપર નાખેલી માળાને પણ સાપની શંકાથી ફેંકી દે છે. (૨૪)

(પગે પડે છે)

શકુન્તલા—ઊઠો, નાથ, ઊઠો. ખરેખર પહેલાં કરેલું–સત્કૃત્યોને અવરોધતું, (દુષ્કૃત્ય) તે દિવસોમાં ફળની નજીક હશે; જેને લીધે મારા પ્રિય, દયાવાન હોવા છતાં મારા પ્રત્યે લાગણીશૂન્ય બન્યા હતા.

(રાજા ઊઠે છે.)

શકુન્તલા—પછી દુઃખ જેના ભાગ્યમાં છે તે આ માણસ આર્યપુત્રને શી રીતે યાદ આવ્યું?

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा--उद्धृतविषादशल्यः कथयिष्यामि ।

मोहान्मया सुतनु पूर्वमुपेक्षितस्ते
यो बाष्पबिन्दुरधरं परिबाधमानः ।
तं तावदाकुटिलपक्ष्मविलग्नमद्य
कान्ते प्रमृज्य विगतानुशयो भवेयम् ॥ २५ ॥

( यथोक्तमनुतिष्ठति )

शकुन्तला--( नाममुद्रां दृष्ट्वा ) अज्जउत्त, एदं तं अङ्गुलीअअं । [ आर्यपुत्र, एतत् तदङ्गुलीयकम् । ]

राजा--अस्मादङ्गुलीयोपलम्भात् खलु स्मृतिरुपलब्धा ।

शकुन्तला--विसमं किदं णेण जं तदा अज्जउत्तस्स पच्चाअणकाले दुल्लहं आसि । [ विषमं कृतमनेन यत् तदार्यपुत्रस्य प्रत्यायनकाले दुर्लभमासीत् । ]

राजा--तेन हृतुसमवायचिह्नं प्रतिपद्यतां लता कुसुमम् ।

शकुन्तला-- ण से विस्ससामि । अज्जउत्तो एव्व णं धारेदु । [ नास्य विश्वसिमि । आर्यपुत्र एवैतद्धारयतु । ]

( ततः प्रविशति मातलिः )

मातलिः--दिष्ट्या धर्मपत्नीसमागमेन पुत्रमुखदर्शनेन चायुष्मान् वर्धते ।

राजा--अभूत् संपादितस्वादुफलो मे मनोरथः । मातले, न खलु विदितोयमाखण्डलेन वृत्तान्तः स्यात् ।

मातलिः--( सस्मितम् ) किमीश्वराणां परोक्षम् । एत्वायुष्मान् । भगवान् मारीचस्ते दर्शनं वितरति ।

राजा--शकुन्तले, अवलम्ब्यतां पुत्रः । त्वां पुरस्कृत्य भगवन्तं द्रष्टुमिच्छामि ।

शकुन्तला--हिरिआमि अज्जउत्तेण सह गुरुसमीवं गन्तुं । [ जिह्रेम्यार्यपुत्रेण सह गुरुसमीपं गन्तुम् । ]

राजा--अप्याचरितव्यमभ्युदयकालेषु । एह्येहि ।

( सर्वे परिक्रामन्ति )

( ततः प्रविशत्यदित्या सार्धमासनस्थो मारीचः )

मारीचः--( राजानमवलोक्य ) दाक्षायणि,

पुत्रस्य ते रणशिरस्ययमग्रयायी
दुष्यन्त इत्यभिहितो भुवनस्य भर्ता ।
चापेन यस्य विनिवर्तितकर्म जातं
तत् कोटिमत् कुलिशमाभरणं मघोनः ॥ २६ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા—દુઃખનો ભાર ઓછો થયે કહીશ.

ઓ સુતનુ, અધરોષ્ઠને કષ્ટ કરતું, જે તારાં આંસુનું ટીપું મેં પહેલાં મોહથી અવગણ્યું હતું તે હવે સહેજ વળેલી પાંપણોને વળગી રહ્યું છે તેને, આજે લૂછી નાખ્યા પછી ઓ પ્રિયા, હું પશ્ચાત્તાપમાંથી મુક્ત થઈશ. (૨૫)

( કહ્યા પ્રમાણે કરે છે. )

શકુન્તલા—( નામવાળી વીંટી જોઈને ) આર્યપુત્ર, આ તે વીંટી.

રાજા—આ વીંટી મળ્યાથી ખરેખર સ્મૃતિ થઈ હતી.

શકુન્તલા—આણે ખરાબ કર્યું કારણ તે આર્યપુત્રને ખાતરી કરાવવા વખતે દુર્લભ હતી.

રાજા—ત્યારે ખરેખર ઋતુના સંયોગનું ચિહ્ન (એવું) પુષ્પ, વેલ ભલે મેળવે.

શકુન્તલા—હું તેનો વિશ્વાસ કરતી નથી. મારા નાથ જ ભલે તે પહેરે.

( પછી માતલિ આવે છે. )

માતલિ—સદ્ભાગ્યે આયુષ્માન પોતાની ધર્મપત્ની સાથેના સંયોગથી અને પુત્રનું મુખ જોવાથી ભાગ્યશાળી થયા છે.

રાજા—મારા મનોરથને મીઠું ફળ મળ્યું છે. માતલિ, આ વૃત્તાંતની ખરેખર ઇન્દ્રને ખબર નહિ હોય.

માતલિ—( હસીને ) દેવોને શું અજ્ઞાત હોય? ચાલો આયુષ્માન, ભગવાન મારીચ તમને દર્શન આપે છે.

રાજા—શકુન્તલા, પુત્રને લઈ લે. હું તને આગળ રાખીને ભગવાનને મળવા ઇચ્છું છું.

શકુન્તલા—સ્વામી સાથે વડીલો સમક્ષ જતાં મને શરમ આવે છે.

રાજા—અભ્યુદયના વખતમાં તે પણ કરવું જોઈએ. આવ, આવ.

( બધાં જાય છે. )

( પછી અદિતિ સાથે એક આસનથી બેઠેલા મારીચ પ્રવેશે છે. )

મારીચ—( રાજાને જોઈને ) દાક્ષાયણી,

લડાઈને મોખરે જે તારા પુત્રની આગળ ચાલે છે, કામ થઈ જવાથી જેના ધનુષ્યને લીધે ઇન્દ્રનું તે તીક્ષ્ણ વજ્ર ( માત્ર ) ઘરેણાં જેવું થયું છે, તે આ દુષ્યન્ત એ નામનો પૃથ્વીનો સ્વામી છે. (૨૬)



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अदितिः—संभावणीआणुभावा से आकिदि । [ संभावनीयानुभावास्याकृतिः । ]

मातलिः—आयुष्मन्, एतौ पुत्रप्रीतिपिशुनेन चक्षुषा दिवौकसां पितरावायुष्मन्तमवलोकयतः । तावुपसर्प ।

राजा—मातले,

प्राहुर्द्वादशधा स्थितस्य मुनयो यत् तेजसः कारणं
भर्तारं भुवनत्रयस्य सुषुवे यद्यज्ञभागेश्वरम् ।
यस्मिन्नात्मभुवः परोऽपि पुरुषश्चक्रे भवायास्पदं
द्वन्द्वं दक्षमरीचिसंभवमिदं तत् स्रष्टुरेकान्तरम् ॥ २७ ॥

मातलिः—अथ किम् ।

राजा—( उपगम्य ) उभाभ्यामपि वासवनियोज्यो दुष्यन्तः प्रणमति ।

मारीचः—वत्स चिरं जीव । पृथिवीं पालय ।

अदितिः—वच्छ, अप्पडिरहो होहि । [ वत्स अप्रतिरथो भव । ]

शकुन्तला—दारअसहिदा वो पादवन्दणं करेमि । [ दारकसहिता वां पादवन्दनं करोमि । ]

मारीचः—वत्से,

आखण्डलसमो भर्ता जयन्तप्रतिमः सुतः ।
आशीरन्या न ते योग्या पौलोमीसदृशी भव ॥ २८ ॥

अदितिः—जादे भत्तुणो अभिमदा होहि । अअं च दीहाउ, वच्छओ उहअकुलणन्दणो होदु । उवविसह । [ जाते भर्तुरभिमता भव । अयं च दीर्घायुर्वत्स उभयकुलनन्दनो भवतु । उपविशत ।

( सर्वे प्रजापतिमभित उपविशन्ति । )

मारीचः—( एकैकं निर्दिशन् )

दिष्ट्या शकुन्तला साध्वी सदपत्यमिदं भवान् ।
श्रद्धा वित्तं विधिश्चेति त्रितयं तत् समागतम् ॥ २९ ॥

राजा—भगवन्, प्रागभिप्रेतसिद्धिः । पश्चाद्दर्शनम् । अतोऽपूर्वः खलु वोऽनुग्रहः । कुतः ।

उदेति पूर्वं कुसुमं ततः फलं
घनोदयः प्राक् तदनन्तरं पयः ।
निमित्तनैमित्तिकयोरयं क्रम-
स्तव प्रसादस्य पुरस्तु संपदः ॥ ३० ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અદિતિ—આની આકૃતિ પ્રભાવસૂચક છે.

માતલિ—આયુષ્માન, આ દેવોનાં માતાપિતા તમારા તરફ પુત્રપ્રેમ સૂચવતી નજરથી જુએ છે. તેમની પાસે જાઓ –

રાજા—માતલિ,

દક્ષ અને મરીચિથી ઉદ્‌ભવેલું આ તે જોડું છે કે જે બ્રહ્માથી એક (પેઢી)થી જુદું છે, જેને મુનિઓ બાર (વિભાગ) રૂપે રહેલા તેજનું મૂળ કહે છે. જેણે યજ્ઞનો મુખ્ય ભાગ લેનારના (દેવોના) ઈશ્વર (અને) ત્રિલોકના પતિને જન્મ આપ્યો, (અને) જેમાં બ્રહ્મા.થી પણ ઉચ્ચ એવા પુરુષે જન્મ માટે વાસ કર્યો? (૨૭)

માતલિ—ત્યારે શું?

રાજા—(નજીક જઈને) ઇન્દ્રનો અનુચર દુષ્યન્ત આપ બન્નેયને પ્રણામ કરે છે.

મારીચ—પુત્ર, દીર્ઘાયુ થા. પૃથ્વીને પાળ.

અદિતિ—પુત્ર, અજીત યોદ્ધો રહે.

શકુન્તલા—બાળક સાથે આપના ચરણને વંદન કરું છું.

મારીચ—પુત્રી,

સ્વામી ઇન્દ્ર જેવો છે. પુત્ર જયન્ત જેવો છે. બીજી આશિષ તને યોગ્ય નથી. તું પૌલોમી જેવી થા. (૨૮)

અદિતિ—બેટા, પતિની બહુ માનીતી થા અને આ દીર્ઘાયુ બાળક બન્ને કુળને આનંદ આપનાર થાઓ. બેસ.

(બધાં પ્રજાપતિની આજુબાજુ બેસે છે.)

મારીચ—(દરેકને ઉદ્દેશીને)

કેટલું સદ્‌ભાગ્ય! સાધ્વી શકુન્તલા, આ ઉમદા બાળક, (અને) તું! શ્રદ્ધા, ધન અને વિધિ એમ તે ત્રિપુટીનો સમાગમ થયો છે. (૨૯)

રાજા—પ્રભુ, પહેલી ઇચ્છાની પ્રાપ્તિ, પછી દર્શન! આથી ખરેખર આપની કૃપા અપૂર્વ છે. કેમકે,

પહેલું પુષ્પ દેખાય છે; પછી ફળ. પ્રથમ વાદળાનો ઉદય, તે પછી પાણી. કારણ અને કાર્યનો આ ક્રમ છે. પણ આપની કૃપા પહેલાં સંપત્તિ છે. (૩૦)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**मातलिः**—एवं विधातारः प्रसीदन्ति ।

**राजा**—भगवन्, इमामाज्ञाकरीं वो गान्धर्वेण विवाहविधिनोपयम्य कस्यचित् कालस्य बन्धुभिरानीतां स्मृतिशैथिल्यात् प्रत्यादिशन्नपराद्धोऽस्मि तत्रभवतो युष्मत्सगोत्रस्य कण्वस्य । पश्चादङ्गुलीयकदर्शनादूढपूर्वां तद्दुहितरमवगतोऽहम् । तच्चित्रमिव मे प्रतिभाति ।

यथा गजो नेति समक्षरूपे
तस्मिन्नपक्रामति संशयः स्यात् ।
पदानि दृष्ट्वा तु भवेत् प्रतीतिः
तथाविधो मे मनसो विकारः ॥ ३१ ॥

**मारीचः**—वत्स, अलमात्मापराधशङ्कया । संमोहोऽपि त्वय्युपपन्नः । श्रूयताम् ।

**राजा**—अवहितोऽस्मि ।

**मारीचः**—यदैवाप्सरस्तीर्थावतरणात् प्रत्यक्षवैक्लव्यां शकुन्तलामादाय मेनका दाक्षायणीमुपगता तदैव ध्यानादवगतोऽस्मि दुर्वाससः शापादियं तपस्विनी सहधर्मचारिणी त्वया प्रत्यादिष्टा नान्यथेति । स चायमङ्गुलीयकदर्शनावसानः ।

**राजा**—( सोच्छ्वासम् ) एष वचनीयान्मुक्तोऽस्मि ।

**शकुन्तला**—( स्वगतम् ) दिट्ठिआ अकारणपच्चादेशी ण अज्जउत्तो । ण हु सत्तं अत्ताणं सुमरेमि । अहवा पत्तो मए स हि सावो विरहसुण्णहिअआए ण विदिदो । अदो सहीहिं संदिट्ठह्मि भत्तुणा अङ्गुलीअअं दंसइदव्वं त्ति । [ ( स्वगतम् ) दिष्ट्याकारणप्रत्यादेशी नार्यपुत्रः । न खलु शप्तमात्मानं स्मरामि । अथवा प्राप्तो मया स हि शापो विरहशून्यहृदयया न विदितः । अतः सखीभ्यां संदिष्टास्मि भर्तुरङ्गुलीयकं दर्शयितव्यमिति । ]

**मारीचः**—वत्से विदितार्थासि । तदिदानीं सहधर्मचारिणं प्रति न त्वया मन्युः कार्यः । पश्य ।

शापादसि प्रतिहता स्मृतिरोधरूक्षे
भर्तर्यपेततमसि प्रभुता तवैव ।
छाया न मूर्छति मलोपहतप्रसादे
शुद्धे तु दर्पणतले सुलभावकाशा ॥ ३२ ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આતલિ--વિધાતાઓ આમ તુષ્ઠ થાય છે.

રાજા—ભગવાન, આપની આજ્ઞાનુસારિણી આને, ગાંધર્વલગ્નથી પરણીને, તેનાં સગાં વડે થોડા વખત પછી લાવવામાં આવી ત્યારે સ્મૃતિ શિથિલ થવાથી ત્યાગ કરીને આપના ગોત્રના પૂજ્ય કણ્વનો મેં અપરાધ કર્યો છે. પછીથી વીંટીના દર્શન થવાથી તેમની પુત્રીને પહેલાં પરણેલી મેં જાણી. આ બધું જાણે મને વિચિત્ર લાગે છે !

જેવી રીતે રૂપ (હાથીનું શરીર) પ્રત્યક્ષ હોય ત્યારે 'આ હાથી નથી.' એમ, (અને) તે ગયા પછી સંદેહ થાય; પણ પગલાં જોઈને ખાતરી થાય; તેવી રીતનો મારા મનનો વિકાર છે. (૩૧)

મારીચ--પુત્ર, તારી પોતાની ભૂલને માટે સંદેહથી બસ. તને સંમોહ પણ થયો હતો. સાંભળ.

રાજા--હું સાંભળું છું.

મારીચ--જેવું દુઃખ દેખીતું હતું તે શકુન્તલાને લઈને મેનકા જે વખતે અપ્સરાતીર્થને ઓવારેથી દાક્ષાયણી પાસે આવી-તે જ સમયે 'આ બિચારી સહધર્મચારિણીનો દુર્વાસાશાપથી તેં ત્યાગ કર્યો હતો; બીજી રીતે નહિ' એમ મેં ધ્યાનથી જાણ્યું અને અહીં તે વીંટીના દર્શનથી નષ્ટ થાય છે.

રાજા—(મુક્તિના નિઃશ્વાસ સાથે) અહીં હું કલંકમાંથી મુક્ત થયો છું.

શકુન્તલા--(પોતાના પ્રત્યે) સદ્‌ભાગ્યે મારા પ્રિય વગર કારણે મારો ત્યાગ કરનારા નથી. ખરેખર મને શાપિત થયાનું યાદ આવતું નથી. અથવા ખરેખર, વિરહથી શૂન્ય મનવાળી મેં અપાયેલો શાપ ન જાણ્યો. તેથી 'પતિને વીંટી બતાવવી' એમ મારી સખીઓએ કહ્યું હતું.

મારીચ--પુત્રી, ખરી હકીકતોની ખબર પડી. માટે હવે તારા સહધર્મચારી પ્રત્યે તારે ક્રોધ ન કરવો જોઈએ. જો—

પતિ જ્યારે શાપથી સ્મૃતિ રુંધાવાથી ક્રૂર હતા ત્યારે તું ત્યજાઈ. (એનું) તમસ જતાં (તેના ઉપર) તારી જ મહત્તા છે. ધૂળથી જેની ચમક અવરોધાઈ છે એવા કાચની સપાટી ઉપર છાયા અસર કરતી નથી પણ શુદ્ધ (દર્પણ) ઉપર (તેને) સુલભ અવકાશ છે. (૩૨)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



राजा—यथाह भगवान् ।

मारीचः—वत्स, कच्चिदभिनन्दितस्त्वया विधिवदस्माभिरनुष्ठितजातकर्मा पुत्र एष शाकुन्तलेयः ।

राजा—भगवन्, अत्र खलु मे वंशप्रतिष्ठा । ( बालं हस्तेन गृह्णाति )

मारीचः—तथा भाविनमेनं चक्रवर्तिनमवगच्छतु भवान् । पश्य ।

रथेनानुद्धातस्तिमितगतिना तीर्णजलधिः
पुरा सप्तद्वीपां जयति वसुधामप्रतिरथः ।
इहायं सत्त्वानां प्रसभदमनात् सर्वदमनः
पुनर्यास्यत्याख्यां भरत इति लोकस्य भरणात् ॥ ३३ ॥

राजा—भगवता कृतसंस्कारे सर्वमस्मिन् वयमाशास्महे ।

अदितिः—भअवं, इमाए दुहिदुमणोरहसंपत्तीए कण्णो वि दाव सुदवित्थरो करीअदु । दुहिदुवच्छला मेणआ इह एव्व उपचरन्ती चिट्ठदि । [ भगवन्, अस्या दुहितृमनोरथसंपत्तेः कण्वोऽपि तावच्छ्रुतविस्तरः क्रियताम् । दुहितृवत्सला मेनकेहैवोपचरन्ती तिष्ठति । ]

शकुन्तला—( आत्मगतम् ) मणोरहो क्खु मे भणिदो भअवदीए । [ मनोरथः खलु मे भणितो भगवत्या । ]

मारीचः—तपः प्रभावात् प्रत्यक्षं सर्वमेव तत्रभवतः ।

राजा—अतः खलु मामनभिक्रुद्धो मुनिः ।

मारीचः—तथाप्यसौ प्रियमस्माभिः प्रष्टव्यः । कः कोऽत्र भोः ।

( प्रविश्य ) शिष्यः—भगवन्, अयमस्मि ।

मारीचः—गालव, इदानीमेव विहायसा गत्वा मम वचनात् तत्रभवते कण्वाय प्रियमावेदय यथा पुत्रवती शकुन्तला तच्छापनिवृत्तौ स्मृतिमता दुष्यन्तेन प्रतिगृहीतेति ।

शिष्यः—यदाज्ञापयति भगवान् । ( निष्क्रान्तः )

मारीचः—वत्स, त्वमपि स्वापत्यदारसहितः सख्युराखण्डलस्य रथमारुह्य ते राजधानीं प्रतिष्ठस्व ।

राजा—यदाज्ञापयति भगवान् ।

मारीचः—अपि च

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


રાજા—જેમ આપ ભગવાન કહો છો તેમ.

મારીચ—વત્સ અમે જેના જન્મ સંસ્કાર વિધિથી કર્યાં છે તે આ શકુન્તલાથી જન્મેલા પુત્રને શું તેં આવકાર્યો?

રાજા—ભગવાન, અહીં ખરેખર મારા કુળની પ્રતિષ્ઠા છે. (પુત્રને હાથમાં લે છે)

મારીચ—તેવી રીતે તું તેને ભાવિ ચક્રવર્તી જાણ. જો.

આંચકા વગરના સ્થિર ગતિવાળા રથથી સમુદ્ર ઓળંગી
તે અપ્રતીમ યોદ્ધો ચોક્કસ સાત દ્વીપોની પૃથ્વી જીતશે.
બળાત્કારે પ્રાણીઓને દમવાથી અહીં આ સર્વદમન છે.
પૃથ્વીનું ભરણ પોષણ કરવાને લીધે ફરીથી (તે) 'ભરત'
એ નામ ધારણ કરશે. (૩૩)

રાજા—આપ પૂજ્યે તેને સંસ્કાર કર્યા છે તેથી એનામાં બધું ધારીએ છીએ.

અદિતિ—ભગવાન, આ પુત્રીના મનોરથની પરિપૂર્ણતા (થયા) ની ખબર ત્યારે કણ્વને પણ મોકલાવો. પુત્રીવત્સલ મેનકા અહીં જ સેવામાં હાજર છે.

શકુન્તલા—(પોતાના પ્રત્યે) માતાજીએ ખરેખર મારો મનોરથ કહ્યો.

મારીચ—(તેમના) તપના પ્રભાવથી તેમને બધું જ પ્રત્યક્ષ છે.

રાજા—તેથી ખરેખર, મુનિ મારા પ્રત્યે ગુસ્સે ન હતા.

મારીચ—છતાં પણ આપણે આ પ્રિય કહાવવું જોઈએ. કોણ? અરે અહીં કોણ છે?

(આવીને) શિષ્ય—ભગવાન, હું આ રહ્યો.

મારીચ—ગાલવ, અત્યારે જ આકાશમાર્ગે જઈને મારા વચનથી ભગવાન કણ્વને ખુશખબર આપ કે તેના (દુષ્યન્તના) શાપનો અંત આવતાં જેને સ્મૃતિ થઈ છે તે દુષ્યન્તે પુત્રવતી શકુન્તલાને સ્વીકારી છે.

શિષ્ય—જેવી ભગવાનની આજ્ઞા.

(બહાર જાય છે.)

મારીચ—પુત્ર, તું પણ પુત્ર અને પત્ની સાથે મિત્ર ઈન્દ્રના રથમાં બેસીને તારી રાજધાની તરફ જા.

રાજા—જેવી ભગવાનની આજ્ઞા.

મારીચ—વધુમાં—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



तव भवतु बिडौजाः प्राज्यवृष्टिः प्रजासु
त्वमपि विततयज्ञः स्वर्गिणः प्रीणयस्व ।
युगशतपरिवर्तानेवमन्योन्यकृत्यै-
र्नयतमुभयलोकानुग्रहश्लाघनीयैः ॥ ३४ ॥

राजा—भगवन् । यथाशक्ति श्रेयसे यतिष्ये ।

मारीचः—वत्स, किं ते भूयः प्रियमुपहरामि ।

राजा—अतः परमपि प्रियमस्ति । यदिह भगवान् प्रियं कर्तुमिच्छति तर्हीदमस्तु ।

( भरतवाक्यम् )

प्रवर्ततां प्रकृतिहिताय पार्थिवः
सरस्वती श्रुतमहतां महीयताम् ।
ममापि च क्षपयतु नीललोहितः
पुनर्भवं परिगतशक्तिरात्मभूः ॥ ३५ ॥

( निष्क्रान्ताः सर्वे )

इति सप्तमोऽङ्कः

समाप्तमिदमभिज्ञानशाकुन्तलं नाम नाटकम् ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઇન્દ્ર તારી પ્રજા પ્રત્યે વરસાદથી ઉદાર થાય. તું પણ યજ્ઞ કરીને દેવતાઓને પ્રસન્ન કર. આમ બંને લોક ઉપરની કૃપાથી પ્રશસ્ય (એવાં) પરસ્પર ઉપકારનાં કર્મોથી સો સો યુગનું પરિવર્તન પસાર કરો. (૩૪)

રાજા—ભગવાન, શક્તિ પ્રમાણે શ્રેય માટે યત્ન કરીશ.

મારીચ—પુત્ર, તારું બીજું શું ભલું કરું?

રાજા—આનાથી બીજું પણ પ્રિય છે? જો હજી (इह) ભગવાન પ્રિય કરવા માગતા હોય તો આ થાઓ—

( ભરતવાક્ય )

રાજા પ્રજાના હિત માટે મહેનત કરો. વિદ્યામાં બહુ વધેલાની વાણીને માન આપો અને જેની શક્તિ બધે વ્યાપ્ત છે તે સ્વયંભૂ મહાદેવ મારો પણ પુનર્જન્મ નષ્ટ કરો. (૩૫)

( બધા જાય છે. )

## સાતમો અંક સમાપ્ત

અહીં અભિજ્ઞાનશાકુન્તલ નામનું નાટક સમાપ્ત થાય છે.

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# ટિપ્પણ

## અંક ૧

### પ્રસ્તાવના

[ મંગળ સ્તવન પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. તે તેની પત્નીને બોલાવે છે અને મહાકવિ કાલિદાસનું અભિજ્ઞાનશાકુન્તલ નામનું નાટક રજૂ કરવાનું છે તેમ તેને કહે છે. પ્રેક્ષકોના મનોરંજન માટે તે નટીને ગીત ગાવાનું કહે છે. ગીત ગવાઈ રહ્યા પછી હરણ પાછળ રથ દોડાવતા દુષ્યન્તના પ્રવેશનું સૂત્રધાર સૂચન કરે છે અને તખ્તા ઉપરથી જતો રહે છે ]

अथ—કોઈ પણ સંસ્કૃત કૃતિ अथ થી શરૂ થાય છે અને इति થી સમાપ્ત થાય છે. કહે છે કે ' ओम् ' કાર શબ્દ સાથે ' अथ ' શબ્દ પણ બ્રહ્માના મુખમાંથી નીકળ્યો હતો. ॐकारश्चाथ शब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा । कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥

IMP શીર્ષક—આ નાટકનાં ત્રણ જુદાં નામ વિદ્વાનો આપે છે. (૧) अभिज्ञानशाकुन्तलम् (२) अभिज्ञानशकुन्तलम् અને (૩) अभिज्ञानशाकुन्तला પ્રથમ રીત વધુ સરસ વધુ પ્રખ્યાત અને વધુ સરળ છે. अभिज्ञायते अनेन इति अभिज्ञानम् । જેનાથી કંઈ યાદ આવે તે નિશાની, शकुन्तैः लाता शकुन्तला । પક્ષીથી ઉછેરાયેલી. शकुन्तलामधिकृत्य कृतं नाटकं शाकुन्तलम् । શકુન્તલા ઉપર લખાયેલું નાટક. अधिकृत्य कृते ग्रन्थे पा. ४–३–८७ પ્રમાણે આવાં રૂપો થાય છે. अभिज्ञानप्रधानं शाकुन्तलम् अभिज्ञानशाकुन्तलम् ( મધ્યમપદલોપી સમાસ) નાટક કે જે શકુન્તલાને અનુલક્ષીને લખાયું છે અને જેમાં અભિજ્ઞાન મુખ્ય ભાગ ભજવે છે. અહીં વીંટી અભિજ્ઞાન છે. तद्धितेष्वचामादेः ७–२–११ પ્રમાણે अ નો आ થાય (२) (अ) अभिज्ञानेन स्मृता शकुन्तला—अभिज्ञानशकुन्तला ( મધ્યમ પદલોપી સમાસ ) 'અભેદોપચાર' થી નાટક સાથે લેવાનું. 'અભિજ્ઞાનથી શકુન્તલા કેવી રીતે યાદ આવી' તે નાટક (ब) अभिज्ञानेन स्मृता शकुन्तला यस्मिन् तन्नाटकम्—અભિજ્ઞાનથી શકુન્તલા યાદ આવે છે તે નાટક (क) अभिज्ञानं च शकुन्तला च अभिज्ञानशाकुन्तलम्—અભિજ્ઞાન અને શકુન્તલા. ' सर्वो द्वन्द्वो विभाषया एकवद्भवतीति वाच्यम् ' એ વાર્તિક પ્રમાણે ઉપરનો દ્વન્દ્વ સમાસ એકવચન નપુંસકલિંગ થાય. (૩) अभिज्ञानेन स्मृता शकुन्तला; 'लक्षणा' થી નાટક સાથે લેવાનું. સંસ્કૃત રૂપકો દસ પ્રકારનાં કહ્યાં છે. ( નાટક, પ્રકરણ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ભાણ, પ્રહસન, ડિમ, વ્યાયોગ, સમવકાર, વીથિ, અંક, અને ઇહામૃગ) પ્રસ્તુત કૃતિ, 'નાટક' પ્રકારની છે.

શ્લોક ૧ અન્વય—या स्रष्टुराद्या सृष्टिः, या विधिहुतं हविर्वहति, या च होत्री, ये द्वे कालं विधत्तः श्रुतिविषयगुणा या विश्वं व्याप्य स्थिता, यां सर्वबीजप्रकृतिरिति आहुः यया प्राणिनः प्राणवन्तः ताभिः प्रत्यक्षाभिः अष्टाभिः तनुभिः प्रपन्नः ईशः वः पातु । (સ્રગ્ધરા)

અહીં શિવનાં આઠ સ્વરૂપનો ઉલ્લેખ છે. તે નીચે પ્રમાણે છે (૧) અપ્—या स्रष्टुराद्या सृष्टिः—પાણી. કહે છે કે પાણી બ્રહ્માની પહેલી કૃતિ છે. જુઓ. મનુ૦ ૧–૮ सोऽभिध्याय शरीरात् स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः । अप एव ससर्जादौ तासु बीजमवासृजत् । ઉપનિષદ્‌માં આથી જુદી હકીકત આવે છે. तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः अद्भ्य पृथिवी...ઈ. (૨) અગ્નિ—या विधिहुतं हविर्वहति । અગ્નિ દેવોનું મુખ કહેવાય છે. અગ્નિમાં હોમેલી આહુતિ તે જે દેવને અર્પણ થઈ હોય તે દેવને તે પહોંચાડે છે. जातवेदा देवेभ्यो हव्यं वहतु । अग्निमुखा वै देवाः । (૩) હોત્રી—યજમાન યજ્ઞ કરનાર. યજ્ઞ કરનારને યજ્ઞકાર્ય દરમિયાન શિવસ્વરૂપ કહ્યો છે, જુઓ રઘુ૦ ૯–૨૧ अधिवसंस्तनुमध्वरदीक्षितामसमभासमभासयदीश्वरः । (૪) (૫) સૂર્ય, ચંદ્ર, ये द्वे कालं विधत्तः ।—દિવસ અને રાત્રી—એમ બે વિભાગનું જે નિયમન કરે છે તે. दिवाकर, अहस्कर, निशाकर, क्षपाकर, વગેરે સૂર્યચંદ્રનાં નામ સુવિદિત છે. મનુ સૂર્યને જ કાળનો વિભાગ કરનાર કહે છે. આથી ઘણા સૌર્ય અને ચાંદ્રવર્ષમાં વિભાગ એમ અર્થ લે છે. પણ તે બરાબર નથી. (૬) આકાશ. શ્રુતિ૦—જેનો ગુણ શબ્દ છે.

શબ્દશઃ—જેનો ગુણ શ્રુતિનો વિષય છે. એટલે કે આકાશ. અહીં ન્યાય દર્શનનો ઉલ્લેખ છે. આકાશનો ગુણ શબ્દ છે. शब्दगुणम् आकाशम् तच्चैकं विभु नित्यं च । तर्कसंग्रह જુઓ. મનુ૦—आकाशं जायते तस्मात् तस्य शब्दगुणं विदुः । જુઓ—રઘુ૦ ૧૩–૧ अथात्मनः शब्दगुणं गुणज्ञः पदं विमानेन विगाहमानः । સાંખ્ય દર્શનમાંથી પણ કવિએ વિચાર લીધો હોય. પૃથ્વિ, अप्, तेज वायु અનેઆકાશ—એ પાંચ 'મહાભૂત' માંથી પાંચ તન્માત્રા (गन्ध, रस, रूप, स्पर्श, शब्द) ઉત્પન્ન થઈ એમ કહ્યું છે. આ આકાશ વિશ્વવ્યાપી—વિભુઃ છે. જુઓ. विक्रमो०—व्याप्य स्थितं रोदसि । શિવ સર્વવ્યાપી છે એ અહીં સૂચન છે. स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठद् दशाङ्गुलम् । ઋગ્વેદ–પુરુષ–

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સુક્ત. (૭) પૃથ્વી. જેને બધા (અનાજના) બીજની પ્રકૃતિ (મૂળ કારણ) કહે છે. 'પ્રકૃતિ' એ સાંખ્ય દર્શનનો ખાસ શબ્દ છે. मूलप्रकृतिविकृतिर्महदाद्याः षोडशविकारास्तु...ઈ. કાલિદાસ એને પૃથ્વી અર્થમાં વાપરે છે. જુઓ. કુમાર૦ ૪–૧૫ માલ૦ ૧–૦. 'सर्वेषां वीजप्रकृतिः'—'બધાનું મૂળકારણ' એમ ઘણા સમજાવે છે. પણ તે બરાબર નથી (૮) હવા—જેનાથી પ્રાણી જીવે છે. વાયુને जगत्प्राण કહ્યો છે. वायुना जीवाः प्राणवन्तः ।

प्रत्यक्षाभिः—प्रतिगता अक्षाणि इन्द्रियाणि प्रत्यक्षाः (प्रादितत्०) ताभिः। આમાંનાં બધાં સ્વરૂપ પ્રત્યક્ષ નથી. ન્યાયદર્શન પ્રમાણે આકાશ અને વાયુ પ્રત્યક્ષ નથી પણ અનુમેય છે. स्पर्शानुमेयो वायुः ।

प्रपन्नः—યુક્ત. प्र+पद् નું ક. ભૂ. કૃ.

શ્રી રાય प्रपन्नः એટલે જણાતાં, અનુમિત થતાં એમ અર્થ લે છે. આઠ પ્રત્યક્ષ રૂપથી ઈશ્વર અનુમિત થાય છે. આ અનુમાન પ્રત્યક્ષ પ્રમાણ ઉપર આધારિત હોવાથી બાધિત નથી. કેટલાક प्रसन्न વાંચે છે અને નીચે પ્રમાણે સમજાવે છે—प्रसन्नः ईशः प्रत्यक्षाभिः अष्टाभिस्तनुभिः वः अवतु—શિવ પ્રસન્ન થાઓ અને આઠ પ્રત્યક્ષ રૂપે તમારું રક્ષણ કરો.

શિવનાં આઠ સ્વરૂપો માટે જુઓ—

માલ૦–૧–૧ अष्टाभिर्यस्य कृत्स्नं जगदपि तनुभि...कुमार०–१–५७ तत्राग्निमाधाय समित्समिद्धं...अष्टमूर्तिः ।; रघु० २–३ अवेहि मां किंकरमष्टमूर्तेः વાયુપુરાણ—भूमिरापोऽनलो वायुरात्मा व्योम रविः शशि । इत्यष्टौ सर्वलोकानां प्रत्यक्षा हरमूर्तयः ।; महिम्नस्तोत्रम्—त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवहः; त्वमापस्त्वं व्योमस्त्वमुधरणिरात्मा त्वमिति च ।—'જલ, અગ્નિ, વાયુ, ભૂમ સૂર્ય, ચન્દ્ર, આકાશ, હોતા ને પોતા ત્રિશે વ્યાપે તું અવિનાશ.'

ભરતનાટ્યશાસ્ત્ર પ્રમાણે નાન્દી–સ્તવનમાં આશિષ, પ્રાર્થના અને વસ્તુનું સૂચન હોવું જોઈએ.

आशीर्नमस्क्रियारूपः श्लोकः काव्यार्थसूचकः नान्दीति कथ्यते । अर्थतो शब्दतो वापि मनाक्काव्यार्थसूचनम् ।—દશ૦ તે પ્રમાણે પ્રસ્તુત નાન્દીમાં પણ या सृष्टिः બ્રહ્માની અપૂર્વ નિર્મિતિ શકુન્તલા બતાવે છે. चित्रे निवेश्य...ઈ. અને वहति०—શકુન્તલા અને દુષ્યન્તનું ગાંધર્વ લગ્ન, અને તેનું સીમન્ત બતાવે છે. या च होत्री, द्वे कालं, અનુક્રમે કણ્વ અને બે સખીઓનું સૂચન કરે છે. श्रुति०શકુન્તલાના વ્યાપક ગુણ સૂચવે છે. यामाहुः—બધાના આધાર ભર-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તની માતા શકુન્તલાનું સૂચન કરે છે. ईशः માં દુષ્યન્તનું સૂચન છે. પંચ મહાભૂત તત્ત્વો તો તેના શરીરમાં હતાં જ ઉપરાંત સૂર્યચંદ્રનું તેનામાં તેજ હતું. તે બધા લોકપાલોનો અવતાર હતો.

विधिहुतं हविः वहति—મહાકવિના મનમાં પણ અમારું જ મંતવ્ય હશે એમ તો ન કહેવાય. છતાં જ્યારે સમીક્ષકો નાન્દી શ્લોકમાં અનેક સૂચનો જુએ છે ત્યારે અમે પણ અહીં અમારો નમ્ર મત રજૂ કરી લઈએ.

विधिहुतं हविः वहति—એ શબ્દો દ્વારા જાણે મહાકવિ પહેલેથી જ વાચકને ચેતવે છે કે જોજો—મારા દુષ્યન્તને અન્યાય ન કરશો. દુષ્યન્ત અને શકુન્તલાનું મિલન તદ્દન વિધિપૂર્વકનું જ છે. સ્વયં વિધિ જ તે ઇચ્છે છે તેથી સ્તો સારંગ એને દૂર દૂર ઘસડી ગયો.

नान्दी—નાટકની રજૂઆતમાં વિઘ્નો ન નડે માટે આ કોઈ દેવની પ્રાર્થના છે. સૂત્રધાર અને નટો આ પ્રાર્થના કરે છે; દેવતાઓને પ્રસન્ન કરવાનો આનો ઉદ્દેશ હોવાથી તે નાન્દી કહેવાય છે. देवद्विजनृपादीनामाशीर्वादपरायणा । नन्दन्ति देवता यस्यां तस्मान्नान्दीति कथ्यते । નાટકની શરૂઆત થતાં પહેલાં પૂર્વરંગ નામના કાર્યક્રમમાં જુદા જુદા ૨૨ કાર્યક્રમો ગણાવ્યા છે. બીજા બધા કાર્યક્રમો કરે કે ન કરે પણ નાન્દી તો કરવો જ પડે. આના ત્રણ ઉદ્દેશ આગળ જણાવ્યા છે. પૂર્વરંગ થાય ત્યાં સુધી શાંત બેસી રહેવાની પ્રેક્ષકોની ધીરજ કદાચ ન રહે. તેથી પાછળથી એમ નક્કી થયું કે પૂર્વરંગ નેપથ્યમાં થાય તો ચાલે. માત્ર નાન્દી સ્ટેઈજ ઉપર કરવો. નાન્દીના ચાર અર્થો બતાવ્યા છે–(૧) દેવોની સ્તુતિ કે પ્રેક્ષકો માટે આશીર્વચન. (૨) પૂર્વરંગના ૨૨ કાર્યક્રમોમાંનો છેલ્લો કાર્યક્રમ. એમાં પ્રેક્ષકો ભેગા મળી પ્રાર્થના ગાય. (૩) નાટકના આરંભે ગવાતું સંગીત–આધુનિક ઑરકેસ્ટ્રાને મળતું. (૪) નાટકના આરંભ માટે વગાડાતો ઢોલ. અત્યારે જે ઘંટડી વગાડાય છે તેવું કંઈક—नन्दन्ति देवताः अस्याम् । नन्दयति देवद्विजनृपादीन् । नन्दति सामाजिकाः अस्याम्, नन्दिः आनन्दः अस्याम्–અર્થાત્ નાન્દી એટલે બધાને આનંદ આપતો કાર્યક્રમ.

વધુ માટે જુઓ પરિશિષ્ટ ૧ સૂત્રધાર વગેરે શાસ્ત્રના પારિભાષિક શબ્દો માટે પણ જૂઓ પરિશિષ્ટ ૧.

नेपथ्य—આ શબ્દના નીચે પ્રમાણે અર્થ થાય છે. (૧) પડદો (૨) શણગારનો ઓરડો (૩) શરીર શણગાર (૪) અભિનેતાનો પોશાક.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अवसितम्--પૂરું થયું હોય તો. अव+सो ઉપરથી.

आर्यपुत्र--સંસ્કૃત નાટકમાં પત્ની તખ્તા ઉપર પતિને આ શબ્દથી સંબોધતી. सर्वस्त्रीभिः पतिर्वाच्यः आर्यपुत्रेति यौवने। आर्य-कर्तव्यमाचरन् कार्यमकर्तव्यमनाचरन्। तिष्ठति प्रकृताचारे स वा आर्य इति स्मृतः।

अभिरूपभूयिष्ठा--अभिरूपाः भूयिष्ठा यस्यामिति। भूयिष्ठ 'ઘણા પણ બધા નહિ.' કાલિદાસ ખરેખર પ્રખ્યાત હતા કારણ પ્રેક્ષકોનો મોટો વર્ગ વિદ્વાન હતો. 'प्राप्तरूपा स्वरूपाभिरूपा बुधमनोज्ञयोः' अमरः. नामधेय--धेय પ્રત્યય, भाग, रूप અને नामन् ને લગાડવામાં આવે તો અર્થમાં ફેરફાર થતો નથી. જુઓ વાર્તિક--भागरूपनामभ्यो धेयः।

तत् प्रतिपात्रम्०---पात्रे पात्रे इति वीप्सायां अव्ययी---અહીં સૂત્રધાર નાટકની રજૂઆતની ત્રણ મુશ્કેલીઓ ગણાવે છે---(૧) સભા વિદ્વાનોની હતી તેથી તેને છેતરી ન શકાય. (૨) નાટકના લેખક કાલિદાસ છે કે જેમની કૃતિ રજૂ કરવામાં સારી કાળજી અને હુંશિયારી રાખવી પડે. (૩) નાટક નવું હતું અને પહેલી વાર જ ભજવવાનું હતું. આમ કપરી કસોટી હોવાથી દરેક પાત્ર ઉપર બરાબર ધ્યાન આપવાની સૂત્રધાર સૂચના કરે છે.*

सुविहित०---તમારી પાત્ર પસંદ કરવાની કુશળતાથી.

परिहास्यते--કર્મણિ ભવિષ્યકાળ---हा+परि છોડી દેવું.

भूतार्थम्---સત્ય. ચતુર્થી સંપ્રદાને વપરાઈ છે.

कर्मणा यमभिप्रैति...ઈ. અથવા क्रियार्थोपपदस्य च कर्मणि स्थानिनः।

શ્લોક ૨ અન્વય--विदुषां परितोषात् आ, प्रयोगविज्ञानं साधु न मन्ये। बलवत् शिक्षितानाम् अपि चेतः आत्मनि अप्रत्ययम्। ( આર્યા )

आ--અમુક ચોક્કસ સમય મર્યાદા બતાવે છે. 'થી' 'ત્યાં સુધી' 'અહીં સુધી' વગેરે અર્થ બતાવે છે. પંચમી વિભક્તિ લે છે. 'आङ् मर्यादाभिविध्योः' પા. ૨-૧-૧૩. અહીં 'आ' મર્યાદા બતાવે છે. बलवत्--ક્રિયા વિશેષણ છે. ખૂબ-અતિશય-अत्यर्थ નો અર્થ થાય. अप्रत्ययम्--પોતાનામાં વિશ્વાસ વગરનું. નટીને સૂત્રધારની કુશળતામાં ખૂબ વિશ્વાસ હોય છે. સૂત્રધાર એને આછો ઠપકો આપે છે.

પહેલા વિશેષ વાક્યનું બીજું સામાન્ય વાક્ય સમર્થન કરે છે. તેથી **અર્થાન્તરન્યાસ અલંકાર છે.**

---

* શરદરંજનરાય પૃષ્ટ. ૬૭

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જુઓ रघु० १ १०—तं सन्तः श्रोतुमर्हन्ति सदसद्व्यक्तिहेतवः । हेम्नः संलक्ष्यते ह्यग्नौ विशुद्धिः श्यामिकापि वा ॥

श्रुतिप्रसादनतः—પ્રેક્ષકોના મનોરંજન માટે.

'अन्यारादितरर्तेदिक्शब्दाञ्चूत्तरपदादाह्यियुक्ते' पा. २-३-२९ પ્રમાણે અહીં પંચમી છે.

શ્લોક ૩ અન્વય–दिवसाः सुभगसलिलावगाहाः । पाटलसंसर्गसुरभिवनवाताः प्रच्छायसुलभनिद्राः परिणामरमणीयाः । ( આર્યા )

सुभगः सलिले अवगाहः येषु—જેમાં પાણીમાં પડ્યા રહેવું આનંદ આપે છે. पाटलानां संसर्गेण सुरभिः वनस्य वातः येषु—પાટલ ( પુષ્પ )ના સંસર્ગથી જેમાં વનનો પવન સુગંધી હોય છે. प्रकृष्टा छाया येषु ते प्रच्छायाः । तेषु सुलभा निद्रा येषु । ખૂબ છાયાવાળા પ્રદેશમાં જેમાં ઊંઘ સુલભ છે. परिणामे ( સાંજે—અંતભાગમાં ) रमणीयाः—રમણીય. જુઓ ઋતુ૦—प्रचण्डसूर्यः स्पृहणीयचन्द्रमाः सदावगाहक्षमवारिसंचयः । दिनान्तरम्योऽभ्युपशान्तमन्मथो निदाघकालोयमुपागतः प्रिये ॥

પ્રસ્તુત શ્લોકમાં प्रचण्डसूर्य કે अभ्युपशान्तमन्मथत्व નો ઉલ્લેખ નથી. તેથી તે વધારે ઉપભોગક્ષમ છે.

શ્લોક ૪—(ગીતિ) – दयमानाः—દયાળુ–ઘણા 'ધીમેથી' અર્થ લે છે. प्रमदाः—યુવાન સ્ત્રીઓ, ईषत्०—હળવે હળવે. केसर—રેષાઓ. शिखानि—ટોચ–ઉપરનો ભાગ, ઉપરની રેષાઓ. अव०—પહેરે છે.

સાધારણ રીતે યુવતીઓ ફૂલને ગમે તેમ તોડે પણ આ યુવતીઓ દયાળુ મનવાળી હોવાથી પુષ્પો બહુ ધીમે ધીમે પકડતી અને પહેરતી.

શિરીષ પુષ્પોનો કાનના અલંકાર તરીકે ઉપયોગ કરવામાં આવતો. જુઓ મેઘ૦—चारुकर्णे शिरीषम्, रघु०–१६–४८ च्युतं न कर्णादपि कामिनीनां शिरीषपुष्पं सहसा पपात ।

શિરીષપુષ્પ એટલાં બધાં કુમળાં હોય છે કે ભ્રમરો તેને હળવે હળવે ચૂસે છે અને યુવાન સ્ત્રીઓ તેને હળવે હળવે પહેરે છે. સૂત્રધાર ગ્રીષ્મનું માત્ર વાસ્તવિક જ વર્ણન કરે છે; જ્યારે નટી તેની પાછળના ભાવ પણ બતાવે છે.

અહીં શિરીષપુષ્પ શકુન્તલાનું, 'ભ્રમરોનું હળવેથી ચૂસવું' દુષ્યન્ત–શકુન્તલાનો પ્રથમ સંયોગ, અને 'યુવતીઓની તેમના પ્રત્યેની દયા' અપ્સરા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એએ શકુન્તલા પ્રત્યે બતાવેલી દયાનું આછું સૂચન કરે છે.× આ બધામાં કેટલું તથ્ય છે એ તો કાલિદાસ જ જાણે !

रागवद्ध–रागेण बद्ध। રાગમાં એકતાન થયેલી.

आलिखित इव—ગીતના તાનમાં બધા એટલા લીન થઈ ગયા હતા કે પ્રેક્ષકો કંઈ જોતા નહોતા. તેમને કશું સ્પર્શતું પણ ન હતું. ગીતના સ્વરથી ઇતર વસ્તુ તેમને સંભળાતી ન હતી તેમ અસર પણ નહોતી કરતી. આથી જાણે તે ચીતરેલા હોય તેવા નિસ્તબ્ધ લાગતા હતા. सर्वतः–બધી બાજુએ.

आर्यमिश्रैः–मिश्र માનસૂચક શબ્દ છે અને તે હંમેશ બહુવચનમાં વપરાય છે. आर्याः सुकुलादिसंपन्नाः। यदाह भरतः 'कुलं शीलं दया दानं धर्म सत्यं कृतज्ञता। अद्रोह इति येष्वेतत्तानार्यान् संप्रचक्षते। मिश्राः वेदान्तवेदिनः.' पुण्ये मिश्रवचनं नित्यं बहुवचनान्तम् ॥

आज्ञापय અને विज्ञापय–ઊંચા અને નીચા પુરુષના વ્યવહારના શબ્દો છે.

શ્લોક ૫ ( અનુષ્ટુભ )

हारिणा—મુગ્ધ કરે તેવા. प्रसभं જોરપૂર્વક.

अस्मि—अहम्ના અર્થમાં વપરાયો છે. જુઓ મલ્લિનાથ किरात ૩-૬ आसंस्तेरस्मि जगत्सु जातः। 'अस्मीत्यस्मदर्थानुवादेऽहमर्थेरपि' इति।

सारङ्ग–सारं अंगं यस्य। સારંગનો અર્થ પ્રાણી અથવા પક્ષી થાય ત્યારે જ આ ખાસ સન્ધિ ( पररूप ) થાય છે. शकन्ध्वादिषु पररूपं वाच्यम्। ( सारङ्गः पशुपक्षिणोः। साराङ्गोऽन्यः। सि० कौ० )

सारांग એટલે મુનિ અર્થ થાય. હૂંશિયાર અભિનેતા સારંગ શબ્દ એવી રીતે બોલે કે તે સારંગ બોલ્યો કે સારાંગ તે ખબર ન પડે. સારાંગ શબ્દ દ્વારા દુર્વાસાનું સૂચન થાય છે. દુર્વાસા જોરપૂર્વક શકુન્તલાને દુષ્યન્ત પાસેથી ઘસડી ગયો એમ સૂચન થાય છે.× અહીં એવું સૂચન હોય કે નહિ એ તો શી ખબર પણ આટલું તો કહીશ–विधिरहो बलवानिति मे मतिः। વિધિની ગતિ ન્યારી છે. વિધિ જ જાણે દુષ્યન્તને સારંગની પૂંઠે ઘસડે છે અને શકુન્તલા પાસે ખેંચી આણે છે. અહીં પ્રતીતિ થાય છે કે દુષ્યન્ત એની મધુલોલુપતાથી શકુન્તલા પાસે નથી આવતો. પણ વિધિ જ આ બંને સમાન ગુણનાં નર-નારીનો સંયોગ ઇચ્છે છે. શકુન્તલા અને દુષ્યંતનો સંયોગ !

× રાય પૃ. ૭૪ અને ૭૭.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જાણે ભાગીરથી અને સાગરનો સંયોગ! અહીં તો સ્વયં જહ્નુ કન્યા સાગરને જ પામી છે.

अस्मि અને गीतरागं ને દુષ્યન્ત અને સારંગ સાથે સરખાવ્યાં છે. તેથી અહીં ઉપમા અલંકાર છે.

દશ્ય ૧

[ એક મૃગ પાછળ દુષ્યન્ત રથ દોડાવતો આવે છે. તેઓ ઘણા આગળ નીકળી જાય છે. તે મૃગ કણ્વઋષિના આશ્રમનું હોય છે તેથી તાપસો તેને બચાવે છે. તાપસોના આગ્રહથી દુષ્યન્ત કણ્વ નથી હોતા તો પણ તેમના આશ્રમમાં જાય છે. ]

आयुष्मान् આયુષ્માન, ખૂબ લાંબું જીવનારા. (૧) પહેલાંના વખતમાં રથ મૃગયામાં અને લડાઈમાં વપરાતો. રાજાનું જીવન તે વખતે જોખમમાં હોય, તેથી આ સંબોધન યોગ્ય છે. (૨) વળી સારથિ અનુભવી અને વૃદ્ધ હોવાથી પણ આ સંબોધન યોગ્ય છે.*

શ્લોક ૬ ( અનુષ્ટુભ. )

कृष्णसार–કાળિયાર. कृष्णश्च सारश्च कृष्णसारः कार्मुक–ધનુષ્ય. पिनाकी—શિવના ધનુષ્યનું નામ પિનાક છે. શિવ પિનાક ધારણ કરે છે તેથી તે પિનાકી કહેવાય છે.

मृगानु०—मृगं साधु अनुसरतीति (૧) એક વખત દક્ષે યજ્ઞ કર્યો. તેણે બધા દેવોને બોલાવ્યા પણ શિવને ન બોલાવ્યા. આથી ગુસ્સે થયેલા શિવ પોતાની પત્ની સતી સાથે ત્યાં ગયા, યજ્ઞનો ધ્વંસ કર્યો, દેવોને વિખેરી નાખ્યા, ઘોડાને કબજે કર્યો અને મૃગ રૂપે નાસી જતા યજ્ઞની પાછળ પડ્યા. મહાભારત સૌપ્તિકપર્વ પ્રમાણે દેવોએ યજ્ઞ કર્યો હતો અને શિવને બોલાવ્યા ન હતા.. મહાભારત શાંતપર્વમાં દક્ષના જ યજ્ઞની વાત આવે છે પણ જુદી રીતે. તે નીચે પ્રમાણે છે–શિવ એક વખત મેરુ પર્વત ઉપર સતી સાથે બેઠા હતા. બધા દેવો પણ ત્યાં હાજર હતા. તેવામાં દક્ષના યજ્ઞમાં આમંત્રણ આવવાથી બધા દેવો ત્યાં ગયા. પણ શિવને આમંત્રણ ન હોવાથી તે ન ગયા. સતીએ ન જવાનું કારણ પૂછ્યું ત્યારે શિવે કહ્યું કે તેને આમંત્રણ નથી. સતીને દુઃખ થવાથી પોતાની યોગશક્તિથી અને ગણો દ્વારા શિવે યજ્ઞનો વિધ્વંસ કર્યો. મૃગ રૂપે નાસી જતા યજ્ઞ દેવતા પાછળ પિનાકધારી શિવ પણ ગયા. વાયુ પુરાણ

* કાળે.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રમાણે શિવે જાતે વીરભદ્ર નામના રાક્ષસનું સ્વરૂપ લીધું અને મૃગ રૂપે નાસી જતા યજ્ઞ દેવતા પાછળ ગયા. પુરાણમાં આને લગતી એક વધારે વાત આવે છે. પોતાની પુત્રી સંધ્યા માટે બ્રહ્માને એક વખત વિકૃત ભાવ થયા. તે હરિણી રૂપે નાસી ગઈ તો બ્રહ્મા મૃગ રૂપે તેની પાછળ પડયા. આ જોઈને શિવ તે બ્રહ્મા પાછળ પડયા. મૃગરૂપધારી બ્રહ્માને શિવે તીર માર્યું. બ્રહ્મા અને તીર નક્ષત્રો તરીકે આકાશમાં રહ્યા. જુઓ મહિમ્નસ્તોત્ર २२ प्रजानाथं नाथ प्रसभमभिकं स्वां दुहितरं गतं रोहिद्भूतां रिरमयिषुमृष्यस्य वपुषा। धनुष्पाणेर्यातं दिवमपि सपत्राकृतममुं, त्रसंतं तेऽद्यापि त्यजति न मृगव्याधरभसः॥

અહીં એક વસ્તુ નોંધવા જેવી છે. મૃગની પૂંઠે પડેલા ધનુર્ધારી દુષ્યન્તને જોતાં સૂતને પણ કેટલા પવિત્ર ખ્યાલ આવે છે! એને એ સાક્ષાત્ 'પિનાકપાણિ' જ દેખાય છે. એ શિવ સ્વરૂપ નૃપાળ આજે તો મધુલોલુપ ન જ હોય.

હરણ પાછળ દોડતો દુષ્યન્ત જાણે મૃગ પાછળ દોડતા પિનાકપાણિ શિવ હોય તેવું સૂતને લાગે છે. તેથી અહીં ઉત્પ્રેક્ષા અલંકાર છે.

જુઓ रघु० ११-४४. विद्रुतक्रतुमृगानुसारिणं येन बाणमसृजद्वृषध्वजः।

શ્લોક ७ અન્વય—पश्य, अनुपतति स्यन्दने ग्रीवाभङ्गाभिरामं मुहुः दत्तदृष्टिः शरपतनभयात् पश्चार्धेन पूर्वकायं भूयसा प्रविष्टः श्रमविवृतमुखभ्रंशिभिः अर्धावलीढैः दर्भैः कीर्णवर्त्मा, उदग्रप्लुतत्वात् वियति बहुतरम् उर्व्यां स्तोकं प्रयाति। (સ્રગ્ધરા)

अनुपतति—પાછળ પડતા. स्यन्दने—રથ ઉપર. ग्रीवायाः भङ्गः तेन अभिरामं यथा स्यात् तथा। રથ દોડતો પાછળ આવતો હોવાથી અને અંતર વધુ ન હોવાથી 'રથ કેટલે દૂર છે, કેટલે દૂર છે' એ આતુરતામાં હરણ ડોક મરડી મરડીને ઘડિયે ઘડિયે પાછળ જોતું હતું.

**बद्धदृष्टिः—दत्तदृष्टिः**

(१) દૃષ્ટિ સ્થિર રાખીને. જુઓ रघु० १-४०

स्यन्दनाबद्धदृष्टिषु (२) દૃષ્ટિ નાખીને.

बद्धदृष्टिः કરતાં दत्तदृष्टिः વધારે સારુ છે. मुहुः શબ્દ તે બતાવે છે. દોડતા હરણની નજર રથ ઉપર સ્થિર હોઈ શકે નહિ. કારણ તેમ કરતાં તે દોડી ન શકે અને બાણનો ભોગ થઈ પડે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



पश्चार्धेन०—अपरस्यार्थेपश्चभावो वक्तव्यः પ્રમાણે અપર પછી અર્ધ આવે ત્યારે પશ્ચ થઈ જાય છે. शरस्य पतनं शरपतनं, तस्मात् भयं। तस्मात्। બાણ પડે તો પાછલા ભાગમાં પડે એટલે બીકથી તે આગલા ભાગમાં સંકોરી દીધો હતો. भूयसा–ઘણે ભાગે. पूर्वं० पूर्वं कायस्य આગલા ભાગમાં. अवलीढैः– ચાવેલા કોળિયા. विवृत–પહોળું થયેલું. कीर्णवर्त्मा–कीर्णं—वर्त्म येन सः— થાકને લીધે અને ભયને લીધે હરણનું મુખ ખુલ્લું થઈ ગયેલું હોવાથી તેના મોઢામાંથી અર્ધું ચાવેલું દર્ભ ઘાસ રસ્તા ઉપર વેરાયું હતું. उदग्र–મોટા प्लुत०–કૂદકાથી. ફાળથી- वियति–આકાશમાં. उर्वी—પૃથ્વી. स्तोकम्—થોડું.

અલબત્ત, વારંવાર પાછળ જોવામાં એની ગતિ કંઈક ઓછી થાય છતાં પણ તે જાણે આકાશમાં જ દોડતું હોય એવા વેગથી હજી પણ દોડે છે. अयं पुनरिदानीमपि वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति હરણના દોડવામાં આ એક વિઘ્ન નથી. પાછલા ભાગમાં બાણ પડશે એ બીકે એ આખો ભાગ એને એના શરીરના આગળના ભાગમાં સંકોરી લેવો પડયો છે. આથી પણ એ ધાર્યું દોડી ન શકે. ત્રીજું વિઘ્ન એ છે કે તે ખૂબ થાકી ગયું છે. એનું મુખ થાકથી ખુલ્લું જ રહે છે. આમ ત્રણ ત્રણ વિઘ્નો છે છતાં (इदानीमपि) એ તો જાણે આકાશમાં જ ફાળ ભરે છે. કેટલું વેગથી દોડતું હશે તે! અહીં ઉત્પ્રેક્ષા અલંકાર છે.

અહીં હરણના થાકનું અને દોડનું આબેહૂબ વર્ણન છે. તેથી સ્વભાવોક્તિ અલંકાર પણ છે.

तदेव—એક ક્ષણ પહેલાં હરણ દેખાતું હતું. પણ રાજા જ્યાં સૂતને બતાવવા જાય છે ત્યાં તે તેને દેખાતું નથી. આથી આશ્ચર્ય અને પ્રશ્ન છે*

दुरासदः—પકડવામાં મુશ્કેલ.

શ્લોક ૮ અન્વય—रश्मिषु मुक्तेषु निरायतपूर्वकायाः, निष्कम्पचामरशिखाः, निभृतोर्ध्वकर्णाः, आत्मोद्धतैः अपि रजोभिः अलङ्घनीयाः अमी रथ्याः मृगजवाक्षमयेव धावन्ति। (વસન્તતિલકા)

रश्मि—લગામ. रथ्याः ઘોડા. मृग०—મૃગનો વેગ સહન ન કરતાં હોય તેમ. ખરી રીતે તો અશ્વો કુદરતી રીતે ખૂબ દોડતા હતા. પણ કવિ કલ્પે છે કે તે હરણના વેગની ઈર્ષ્યાથી વધારે દોડે છે. આથી અહીં ઉત્પ્રેક્ષા અલંકાર છે.

* જુઓ પૃષ્ઠ ૮૩

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



निरायत०--લગામ ઢીલી થતાં આગળનો ભાગ સાધારણ રીતે લંબાય. આ ખૂબ વેગ બતાવે છે.

निष्कम्प०--ખૂબ વેગને લીધે ચમરો જાણે સ્થિર દેખાતા હતા. જુઓ. विक्रमो०—चित्रारम्भविनिश्चलं हयशिरस्यायामवच्चामरम् ।

निभृतो०--સ્થિર અને ઉપર જતા. ( સાવ સીધા નહિ ) आत्मोद्धतै०-ધૂળ ખૂબ જોરથી ઉડતી હતી પણ ઘોડા એટલા જલદી જતા હતા કે ધૂળ તેમના શરીર સુધી પહોંચે તે પહેલાં તો તે ક્યાંય આઘા જતા રહેતા હતા. શ્રી રાય ધારે છે કે પવન અનુકૂળ હશે અને પાછળથી વાતો હશે. છતાં પણ ધૂળ ઘોડાને સ્પર્શતી નહોતી આમ તે પવન કરતાં પણ જલદી જતા હતા.

પહેલી ત્રણ લીટીમાં અશ્વોનું સુંદર વર્ણન છે તેથી અહીં સ્વભાવોક્તિ અલંકાર છે.

हरितः--સૂર્યના અશ્વો. हरीन्--ઈન્દ્રના અશ્વો.

શ્લોક ૯ અન્વય--यद् आलोके सूक्ष्मं तत् सहसा विपुलतां व्रजति; यत् अर्द्धा विच्छिन्नं तत् कृतसंधानमिव भवति । यत् प्रकृत्या वक्रं तदपि नयनयोः समरेखं भवति । रथजवात् मे क्षणमपि किंचित् दूरे न पार्श्वे न । (શિખરિણી)

आलोके--જોવામાં. विपुलतां--મોટું. प्रकृत्या–સહજ રીતે. 'प्रकृत्यादिभ्य उपसंख्यानम्' ( पा. २-३-१८ ) પ્રમાણે તૃતીયા. अर्द्धा--ખરેખર.

આગગાડીમાં મુસાફરી કરનારને આમાંનું શું પ્રત્યક્ષ નથી થતું?

અહીં 'सूक्ष्मं विपुलतां' માં વિરોધાભાસ છે. વેગને લીધે એમ લાગે છે (रथजवात्) એ વિરોધનો પ્રતીકાર છે. તેવી રીતે विच्छिन्नं વગેરેમાં સમજવું. આથી અહીં વિરોધાભાસ અલંકાર છે.

प्रगृह्यन्ताम्—રથનો વેગ એટલો બધો હતો કે વચ્ચમાં આવેલા તાપસો પણ ભયમાં હતા. આથી જ રાજા સસંભ્રમ રથ રોકાવે છે.

आत्मनातृतीयः–પોતાની સાથે ત્રીજો. वैखानस–વાનપ્રસ્થાશ્રમ ગાળતો બ્રાહ્મણ. वैखानसो वनेवासी वानप्रस्थश्च तापसः । ब्रह्मणो नखाज्जातो वैखानसः । यद्वा विखनसमुनिप्रोक्तसूत्रमार्गानुसारिणः । વિખનસે બતાવેલા નિયમો પ્રમાણે ચાલનાર. विखनसं ब्रह्म वेत्ति असौ ।

શ્લોક ૧૦ અન્વય—अस्मिन् मृदुनि मृगशरीरे अयं बाणः तूलराशिविचारिनः इव न खलु संनिपात्यः । हरिणकानां अतिलोलं जीवितं च क्व; निशितनिपाताः वज्रसाराः ते शराः क्व । ( માલિની )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



बत--અનુકમ્પા અથવા ધિક્કાર બતાવે છે. અહીં ખેદ બતાવે છે. खेदानुकम्पा सन्तोषविस्मयामन्त्रे बत। ( अमरः ) हरिणक બિચારાં હરણ.

**तुलराशाविव—पुष्पराशाविव.**

(૧) तुल०---આશ્રમવાસીઓ એવા અજ્ઞ ન હોય કે તેમને રૂ અને અગ્નિનો ખ્યાલ ન આવે. (૨) પુષ્પ૦ એ પાઠાંતર વધુ કાવ્યમય છે છતાં क्व बत વગેરે મૃગનું તરત નાશ પામે તેવું જીવન બતાવે છે. આથી હું तूल०–પસંદ કરું છું. लोलं ચંચળ. निशित–તીક્ષ્ણ. निपात–પડવું. અહીં क्व–क्व० માં બે અનુરૂપ વસ્તુ વચ્ચે સંબંધ છે તેથી વિષમ અલંકાર છે. મૃગ शरीर અને तूलराशि, તથા બાણ અને અગ્નિ વચ્ચે સરખામણી છે. ઉપરાંત वज्रसाराः સમાસ દ્વારા પણ वज्र અને शर વચ્ચે સરખામણી બતાવી છે. તેથી પ્રથમાર્ધમાં ઉપમા અલંકાર છે.

વાંચો શ્રી ઉમાશંકર જોષીનું આ શ્લોકનું સમશ્લોકી-

> 'નહિ જ નહિ ઘટે રે છોડવું બાણ આવા,
> મૃદુલ મૃગ શરીરે, અગ્નિશું પુષ્પપુંજે,
> અરરર હરિણોનું જીવવું લોલ ક્યાં, ને.
> કહીં તવ શર તીખાં વજ્રશા ત્રાટકતાં ?'

શ્લોક ૧૧--( અનુષ્ટુભ )

तत्—તેથી. साधु-સારું. શ્રી રાય साधु નો ખાસ અર્થ જોતા નથી. કારણ સારું ખેંચેલું કે ગમે તેવું બાણ–જો તે પાછું જ ખેંચવા ધાર્યું હોય તો ખેંચી લેવાય. ઉપરાંત દુષ્યંત જેવા બાણાવળીનું બાણ સારું તાકેલું કહેવું ઠીક નથી. એના ધનુષ્યના ટંકારથી જ કામ થઈ જતું હતું. તો પછી બાણ તાકવાની વાત જ ક્યાં ? का कथा बाणसंधाने ज्याशब्देनैव दूरतः। हुङ्कारेणेव धनुषः स हि विघ्नानपोहति રૈવામાં પણ દુષ્યન્ત જેવો બાણાવળી નથી–तत्र शरैरधुनानतपर्वभिः पुरुषकेसरिणश्च पुरा नखैः ॥

कृत०–ખેંચેલું. सायकम्–બાણ. प्रतिसंहर–પાછું ખેંચી લો. आर्तत्राणाय–દુઃખીઓને બચાવવા. अनागसि–નિર્દોષને. અહીં દુષ્યન્તને આછો ઠપકો છે કે તમારું બાણ એક ઉદ્દેશ માટે છે, જ્યારે તમે તે બીજા ઉદ્દેશ માટે વાપરો છો.* वः शस्त्रम् ખાસ નોંધવા જેવું છે. वः શબ્દ પૌરવોના કુળનો રિવાજ બતાવે છે–તેથી કટાક્ષ વધારે અસરકારક બને છે. आपन्नाभयसत्रेषु दीक्षिताः खलु पौरवाः।

---

* રાય પૃ. ૮૩

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૧૨--(અનુષ્ટુભ)

પહેલાં સૂર્યવંશ અને ચંદ્રવંશ એમ બે વંશ હતા. વિવસ્વત્-(સૂર્ય)નો પુત્ર સૂર્યવંશનો સ્થાપક હતો. કકુત્સ્થ, દિલિપ રઘુ વગેરે આ વંશના હતા. અત્રિનો પુત્ર સોમ અથવા ચન્દ્ર આ વંશનો સ્થાપક હતો. सोम-बुध-पुरूरवस्--आयु-नहुष ययाति—આ ક્રમણે વંશાવળી છે. યયાતિને પાંચ પુત્રો હતા, તેમાંના પુરુ અને યદુએ પુરુવંશ અને યદુવંશની સ્થાપના કરી. દુષ્યન્ત અને ભરત આ પુરુવંશના હતા.

युक्तरूपम्—અત્યંત યોગ્ય. प्रशंसायाम्ના અર્થમાં रूप ઉમેરવામાં આવે છે. प्रशंसायां रूपम् ( पाणिनि–५–३–६६ ) અહીં યોગ્યતાની અતિશયતા બતાવે છે. चक्रवर्तिनम्–चक्रं वर्तयतीति। બધા રાજાઓ ઉપર અધિપત્ય ભોગવતો. चक्रवर्ती सार्वभौमः ( अमर ) આ શ્લોક બે વસ્તુ બતાવે છે. (૧) દુષ્યન્ત અનપત્ય હતો (૨) તેને ચક્રવર્તી પુત્ર થવાનો હતો. અહીં પણ જાણે મહા કવિ સૂચવે છે કે મારો દુષ્યન્ત શાપને યોગ્ય નથી. પણ આશીર્વાદને યોગ્ય છે. સ્વયં વિધિ જ જાણે વૈખાનસનું રૂપ ધારી દુષ્યન્તને આ આશિષ આપે છે.

कुलपतेरनु—महर्षेरुप

પ્રથમ પાઠ કણ્વનો મોટો પ્રભાવ બતાવે છે તેથી હું તે સ્વીકારું છું.

कुलपतिः—૧૦,૦૦૦ વિદ્યાર્થીઓને પાળે અને ખવડાવે અને શિખવાડે તે કુલપતિ કહેવાય. मुनीनां दशसाहस्रं योऽन्नदानादिपोषणात्। अध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः॥

मालिनी—માલિની નદી. સહરાનપુર અને ઔધ જિલ્લામાં વહે છે અને અયોધ્યાથી ૫૦ માઈલ દૂર ગોગ્રામાં મળે છે. લાસાંના મત પ્રમાણે આનું અત્યારનું નામ चुक्क છે. અને તે સરયૂને મળતી નદી છે.

अतिपातः—અવરોધ.

આ પણ વિધિની જ ઘટના છે કે આશ્રમના તાપસો સમિધ લેવા નીકળ્યા છે. નહિ તો દુષ્યંત તો પેલા મૃગને મારીને પાછો જાત. પણ વિધિના પ્રાબલ્યને લીધે જ તાપસો આવી દુષ્યંતને કણ્વના આશ્રમે નિમંત્રે છે.

શ્લોક ૧૩ અન્વય—तपोधनानां प्रतिहतविघ्नाः रम्याः क्रिया समवलोक्य, मौर्वीकिणाङ्कः मे भुजः कियत् रक्षति ' इति ज्ञास्यसि । ( આર્યા )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**प्रतिहताः विघ्नाः यासाम्**—જેમાંથી વિઘ્નો દૂર થયાં છે. આ રાજાને લીધે હોય છે એટલે તે જોઈ તેને આનંદ થાય જ માટે 'रम्याः' કહ્યું છે. ખાસ કરીને તો પોતે તપસ્વીઓના તપનું કેવું રક્ષણ કરે છે એ જોઈ સંતોષ મેળવવા જ તે આશ્રમમાં જવા પ્રેરાય છે. **मौर्वी०**—मौर्वीकृतः किणः (મધ્યમ-પદલોપી સમાસ) मौर्वीकिणः अङ्कः यस्य 'મુર્વ' નામના છોડમાંથી બનાવેલી દોરી. ધનુષ્યની દોરીના ડાઘવાળો—દોરીથી પડેલા આંટણવાળો क्रियद्—કેટલું.

**इदानीं...गतः।**

**सोमतीर्थ**—પ્રભાસ. અહીં સોમ રોગમુક્ત થયો હતો તેથી આ સોમ-તીર્થ કહેવાયું. વાંચો—पुण्यं प्रभासं समुपाजगाम यत्रोडुराड् यक्ष्मणा क्लिश्यमानः। एवं तु तीर्थप्रवरं पृथिव्यां प्रभासनात्तस्य तु स प्रभासः॥

આ વાક્ય નીચેની પાંચ બાબતો બતાવે છે.

(૧) કણ્વને આ એક જ સંતાન હતું. જો પુત્ર હોત તો તેમણે શકુન્તલાને અતિથિ સત્કાર માટે નિયુક્ત ન કરી હોત.

(૨) કણ્વ હાજર નથી અને તે લાંબા સમય માટે ગયા છે. કારણ પ્રભાસ દૂર છે.

(૩) શકુન્તલાના અમંગળનું અને આખરી સુખનું સૂચન.

(૪) કણ્વની યોગશક્તિ. તેમણે યોગથી શકુન્તલાનું ભાવિ જોયું હોય અને તેથી પણ ગયા હોય.

(૫) બ્રાહ્મણ ધર્મની શક્તિ.

અહીં મહાકવિ પોતે જ સૂચવે છે કે એની શકુન્તલા કંઈ શાપની સજાને યોગ્ય નહોતી. શાપ રૂપી સજા મળે એવું કશું એણે કર્યું નહોતું. એ કેવળ એનું પ્રતિકૂળ દૈવ હતું. તે શમાવવા સ્વયં કણ્વ જ સોમતીર્થ જાય છે. દૈવ પોતે જ આ લગ્ન ઇચ્છે છે. તેથી એ સફળ કરવા જાણે દૈવ પોતે જ આગળ જાય છે. આમ દુષ્યંત ચંચળ નથી પણ સ્વયં દેવતા અને વિધિ જ એને શકુન્તલા પાસે લઈ જાય છે.

અહીં એક બાબત પ્રત્યે ધ્યાન દોરીશ. શાકુન્તલના પહેલા જ અંકમાં કાલિદાસના પુરોગામી ભાસની અસર સ્પષ્ટ દેખાય છે. આ પહેલા જ દૃશ્યમાં ભાસના સ્વપ્નવાસવદત્તાના પહેલા જ દૃશ્યની છાયા સ્પષ્ટ છે. બંનેના પ્રથમ અંકનું દૃશ્ય તપોવનમાં હોય છે.

સ્વપ્નવાસવદત્તામાં પદ્માવતીની માતાનું તપોવન હોય છે જ્યારે શાકુન્તલમાં મહર્ષિ કણ્વનો આશ્રમ છે. સ્વપ્ન૦માં પણ પ્રથમ દૃશ્ય નિષેધથી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શરૂ થાય છે—न खलु न खलुत्सारणा कार्या । શાકુન્તલમાં પણ તેવા નિષેધથી જ દશ્ય શરૂ થાય છે–आश्रममृगोऽयं न हन्तव्यो, न हन्तव्यो । સ્વપ્નવાસવદત્તામાં પણ કહે છે કે—न परुषमाश्रमवासिषु प्रयोज्यम् । શાકુન્તલમાં પણ કહે છે–

न खलु न खलु बाणः संनिपात्योऽयमस्मिन् मृदुनि मृगशरीरे तूलराशाविवाग्निः ।

......तत् साधुकृतसंधानं प्रतिसंहर सायकम् ।

आर्तत्राणाय वः शस्त्रं न प्रहर्तुमनागसि ॥

બન્ને નાટકોમાં આશ્રમનું વર્ણન લગભગ સરખું છે. સ્વપ્ન૦માં નીચે પ્રમાણે આશ્રમનું વર્ણન છે—

विस्रब्धं हरिणाश्चरन्त्यचकिता देशागतप्रत्यया वृक्षाः पुष्पफलैः समृद्धविटपाः सर्वे दयारक्षिताः । भूयिष्ठं कपिलानि गोकुलधनान्यक्षेत्रवत्यो दिशो निःसन्दिग्धमिदं तपोवनमयं धूमो हि बह्वाश्रयः ॥ શાકુન્તલમાં પણ नीवाराः शुकगर्भ...ઈ. અને कुल्याम्भोभिः...ઈ. એ બે શ્લોકમાં આશ્રમનું વર્ણન છે.

સ્વપ્નવાસવદત્તામાં પદ્માવતી અર્થીઓની ઇચ્છા સંતોષે છે. શાકુન્તલમાં શકુન્તલાને અતિથિસત્કાર માટે નીમી હોય છે. આમાં કાલિદાસ ઉપરની ભાસની સ્પષ્ટ છાયા દેખાય છે.

દશ્ય ૨

[રાજા આશ્રમમાં દાખલ થાય છે ત્યારે શકુન્તલા અને તેની બે સખીઓ નિત્ય નિયમ પ્રમાણે વૃક્ષોને પાણી પાતી હોય છે અને હળવી ગમ્મત કરતી હોય છે. રાજા આ બધું વૃક્ષની ઓથે રહી જુએ છે. તેને શકુન્તલાને પરણવાની અભિલાષા જાગે છે. પણ તે સખીઓ સમક્ષ હાજર થવાની વાટ જોતો હોય છે. એવામાં એક ભમરો શકુન્તલાને પીડા કરે છે. સખીઓ તેને છોડાવતી નથી અને દુષ્યન્તને બોલાવવાનું કહે છે. તકનો લાભ લઈ દુષ્યન્ત હાજર થાય છે. દુષ્યન્ત પોતે રાજા છે તેમ છુપાવવા પ્રયત્ન કરે છે છતાં ચતુર સખીઓ સમજી જાય છે કે તે દુષ્યન્ત છે. રાજા અને શકુન્તલા પરસ્પર આકર્ષાય છે. સખીઓ આ ભાવ જાણીને શકુન્તલાની મશ્કરી કરે છે. શકુન્તલા જવા ઊઠે છે પણ સખીઓ તેને પરાણે રોકે છે. શકુન્તલા અપ્સરા મેનકાની અને મહર્ષિ વિશ્વામિત્રની પુત્રી છે, કણ્વ તેના પાલક પિતા છે અને તે તેને પરણાવવા માગે છે વગેરે વાતો અનસૂયા દુષ્યન્તને કહે છે. તેવામાં રાજાના સૈન્યના અવરોધથી એક હાથી તોફાને ચડ્યો છે વગેરે સમા-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ચાર આવવાથી સખીઓ જવા ઊઠે છે. રાજા પણ પાછો જાય છે. જતાં જતાં શકુન્તલા પોતાના ભાવ સ્પષ્ટ રીતે વ્યક્ત કરે છે. ]

पुण्याश्रमदर्शनेन०--રાજાનું પવિત્ર મન બતાવે છે. શકુન્તલા દ્વારા કણ્વને પોતાની તપસ્વીઓ પ્રત્યેની ભક્તિનું નિવેદન કરી પોતે જાતે પાવન થવા જ એ આશ્રમમાં જાય છે. કોઈ લોલુપતાથી એ શકુન્તલા પાસે જતો નથી.

શ્લોક ૧૪ અન્વય--शुकगर्भकोटरमुखभ्रष्टाः नीवाराः तरूणां अधः (दृश्यन्ते) क्वचित् प्रस्निग्धाः उपलाः इङ्गुदीफलभिदः सूच्यन्त एव। विश्वासोपगमात् अभिन्नगतयः मृगाः शब्दं सहन्ते। तोयाधारपथा च वल्कलशिखानिस्यन्दरेखाङ्किताः (सन्ति) (શાર્દૂલવિક્રીડિતમ્)

शुक०--शुकाः गर्भे येषां ते शुकगर्भाः। (बहु०)

तादृश्यः कोटराः (પોલાણ) शुकगर्भकोटराः। तेषां मुखानि शुकगर्भकोटरमुखानि। तेभ्यो भ्रष्टाः (પડેલા). પોપટો પોતાનાં બચ્ચાં માટે નીવારના દાણા લઈ જતા હશે. બચ્ચાં આતુરતાથી છેક પોલાણના દ્વાર (મુખ) આગળ આવતાં હશે. ઉતાવળમાં થોડા દાણા પડી જાય તેનો અહીં ઉલ્લેખ છે. प्रस्निग्धाः--અતિશય (प्र) ચીકણા. તે પથ્થરોથી આખો દિવસ ઇંગુદિફળ તોડવામાં આવતાં હશે તેથી ચીકણા.

इङ्गुदी--આ વૃક્ષના ફળનું તેલ ઋષિઓ કામમાં લેતા હશે. अभिन्न० હરણાં મનુષ્યના પગરવથી નાસી જતાં તેથી આશ્રમ પાસે હશે એમ લાગે છે. तोयाधारपथाः--જલાશયના સ્થળનો રસ્તો. शिखा--છેડા. निस्यन्द--ટપકતાં પાણીનાં ટીપાં रेखा--રેખા. अङ्किताः--અંકિત થયેલા. મુનિઓ વલ્કલ ધોઈને લઈ જતા હશે ત્યારે તેમાંથી પાણીનાં ટીપાં જમીન ઉપર પડે તે સ્વાભાવિક છે.

શ્લોક ૧૫ અન્વય--शाखिनः पवनचपलैः कुल्याम्भोभिः धौतमूलाः (वर्तन्ते), किसलयरुचां रागः आज्यधूमोद्गमेन भिन्नः, एते च नष्टाशङ्काः हरिणशिशवः अर्वाक् च्छिन्नदर्भाङ्कुरायां उपवनभुवि मन्दमन्दं चरन्ति। (મન્દાક્રાન્તા)

कुल्या--નીક. कुल्याल्पा--कृत्रिमा सरित्।

चपल--હાલતા. रुचां--તેજ. राग--રંગ. आज्य--ઘી. नष्टाशङ्काः--બીક વગરનાં. જેમની શંકા જતી રહી છે તેવાં. अर्वाक्--આગળના ભાગમાં. मन्दमन्दम्--બહુ જ ધીમેથી. द्विरुक्ति--ના ત્રણ અર્થ થાય--आभीक्ष्ण्ये वीप्सायां चद्योत्य पदस्य द्विर्वचनं स्यात्। (सि. कौ) અહીં વીપ્સા બતાવે છે. જુઓ મેઘ०--मन्दं मन्दं नुदति पवन...ई. उपवनम् उपगतं वनम्--જેમાં કુદરતી અને કૃત્રિમ દૃશ્યો હોય તે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ બન્ને શ્લોકોમાં આશ્રમના ઋષિઓનું શાંત જીવન દેખાય છે. આ શ્લોક વાંચતાં આપણે પણ આશ્રમની શાંતિ અનુભવીએ છીએ. શરદરંજન રાય આ શ્લોક આપતા નથી.

તેઓ માને છે કે આ શ્લોક કાલિદાસનો નથી. कुल्या એટલે નીક અને आलवाल એટલે ક્યારો. પણ શ્રી રાય आलवाल અને कुल्या વચ્ચે ભેદ ગણતા નથી. તેમના મત પ્રમાણે આ શ્લોકના પ્રથમાર્ધમાં આશ્રમનું વર્ણન છે, આશ્રમના વિસ્તારનું નહિ. તેમના મત પ્રમાણે ત્રીજી લીટીમાં ૧૪ મા શ્લોકની ત્રીજી લીટીની જ પુનરુક્તિ છે. કાલિદાસ જેવા મહાન લેખક આવી પુનરુક્તિ ન કરે. ૧૪ મો શ્લોક આનંદવર્ધનના ધ્વન્યાલોકમાં છે તેથી તે કાલિદાસનો છે એમ રાય કહે છે. પંદરમો શ્લોક આથી તેઓ કાઢી નાખે છે. પણ શ્લોકનો ભાવ એટલો સરસ છે કે એ કાલિદાસનો નથી એમ કહેતાં વિચાર કરવો પડે. આશ્રમની પાસેનાં વૃક્ષોને છોકરીઓ પાણી પાતી પણ દૂરનાં ઉપવનનાં વૃક્ષોને નીકો મારફત પાણી પવાતું. ત્યાં પણ ઘાસ ઊગી નીકળ્યું હશે. હરણો પણ ચરતાં ચરતાં છેક ત્યાં જઈ પહોંચતાં. અહીં તપોવનના આ બહારના ભાગનું વર્ણન છે. મૃગની પાછળ પાછળ દુષ્યન્ત છેક તપોવનના આ બહારના ભાગ સુધી આવી પહોંચે છે એ એને ખબર રહેતી નથી. આશ્રમવાસી તપસ્વીઓ પેલા મૃગને બચાવે છે ત્યારે રાજાને ખ્યાલ આવે છે કે એ છેક તપોવન પાસે આવી પહોંચ્યો છે. દુષ્યન્ત ધીમે ધીમે આશ્રમ પાસે આવી પહોંચે છે એનો ખ્યાલ આપવા આ બે શ્લોક જરૂરી છે. એક સૂચન હું કરીશ. ૧૪મા શ્લોકમાં આશ્રમની પાસેના ઉપવનના ભાગનું વર્ણન લાગે છે અને ૧૫મા શ્લોકમાં આશ્રમથી જરા દૂરના ભાગનું વર્ણન લાગે છે. તેથી ૧૫ મો શ્લોક પહેલો વાંચીએ તો વધારે સારું લાગે કારણ પહેલાં રાજા આશ્રમથી દૂરનો તપોવનનો ભાગ જુએ અને તે પછી તે અંદરનો ભાગ જુએ.

**विनीतवेषेण०**--विनीतश्चासौ वेषश्च तेन।--સાદા વેષમાં. જુઓ. मनु० ८-२-विनीतवेषाभरणः पश्येत् कार्याणि कार्यिणाम्। રાજાનો વિનય બતાવે છે. તે આશ્રમવાસીઓને કેટલું માન આપતો હતો તે બતાવે છે. આને લીધે તાપસકન્યાઓ સાથેનું દૃશ્ય વધારે સુંદર બને છે. કારણ જો રાજવી ઠાઠથી જાય તો બધા ગભરાઈ જાય અને કવિના ઉદ્દેશની મજા મારી જાય.

**શ્લોક ૧૬ અન્વય**--इदमाश्रमपदं शान्तम्; बाहुः च स्फुरति; इह अस्य फलं कुतः, अथवा भवितव्यानां द्वाराणि सर्वत्र भवन्ति। (આર્યા)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



भवितव्यानाम्—થવાનું છે તેનાં.

આશ્રમમાં પ્રવેશતાં જ રાજાનો જમણો હાથ ફરકે છે. આ શુભ સૂચન છે અને શકુન્તલાનો ભાવિ સમાગમ સૂચવે છે. આવી રીતે નિમિત્તોથી પણ કાલિદાસ ભાવી બનાવોનું સૂચન કરે છે. वामेतरभुजस्पन्दो वरस्त्रीलाभसूचकः ।

અહીં પણ એ જ વાત સૂચવીશ કે દુષ્યન્તના મનમાં પણ કોઈ લોલુપવૃત્તિ હતી નહિ. એ તદ્દન સાદા વેશે તપોવનમાં પ્રવેશે છે-પણ આ શું? એનો જમણો બાહુ ફરકી કેમ રહ્યો છે? વિધાતાના આ સૂક્ષ્મ સૂચનમાં પણ એને વિશ્વાસ બેસતો નથી. આ આશ્રમમાં તે વળી આ શુભ સૂચનનું ફળ ક્યાં? છતાં એના મનમાં શ્રદ્ધા ઉદ્ભવે છે કે ભાવિ તો ગમે તે રીતે બને છે જ.

જુઓ—भट्टि—अभिमतफलशंसी चारु पुस्फोर बाहुः । तस्य स्फुरति पौलस्त्यः सीतासंगमशंसिनि निचखानाधिकक्रोधः शरं सव्येतरे भुजे ॥; रघु० १२–९०; अयं मां स्पन्दितैर्बाहुराश्वासयति दक्षिणः ॥; विक्रमो० ३–१०. "सर्वङ्कषा भगवति भवितव्यतैव ।"

પ્રથમાર્ધની વિશેષ ઉક્તિનું भवितव्यानाम्...ઈ. સામાન્ય ઉક્તિ સમર્થન કરે છે. તેથી **અર્થાન્તરન્યાસ અલંકાર** છે.

दक्षिणेन—'एनपा द्वितीया'—एन (प्) જેને અંતે હોય તેવા શબ્દો દ્વિતીયા લે છે. स्वप्रमाण०—પોતાના માપના. જુઓ रघु० १४–७८—
—पयोघटैराश्रमबालवृक्षान् संवर्धयन्तीस्वबलानुरूपैः ।

**अहो मधुरम्०** मधु राति इति मधुरम् । અથવા मधु अस्यास्ति ।—'મધ વહાવતું' અથવા મીઠા રસ વાળું—આનો લાક્ષણિક અર્થ 'સુંદર' થાય.

આ વાક્ય તાપસકન્યાઓનું સૌંદર્ય બતાવે છે. તેની રાજા ઉપર કેવી અસર થઈ તેનું પણ સૂચન કરે છે. આમ અહીં કાલિદાસની સૂચનશૈલી દેખાય છે. કાલિદાસના બધાય નાયકો જરાં રસિયા તો ખરા જ. દુષ્યંત સૌંદર્યપૂજક છે. સુંદર કન્યાઓને જોતાં તે બોલી ઉઠે છે કે કેવું મધુરું દર્શન! પુરૂરવા પણ સૌંદર્યનો જ પ્રશંસક હોય છે. તેથી જ તે ગાંધર્વ-કન્યાને જોવા જરા થોભે છે. કાલિદાસ પોતે જ સૌંદર્યના પ્રશંસક હોય તો એના નાયકો કેમ ન હોય? બંને સરખી રીતે આશ્ચર્ય ઉપજાવે છે.

**શ્લોક १७ (આર્યા)**

शुद्धान्त—અંતઃપુર.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજાના મનમાં એમ હશે કે પોતાના અંતઃપુરમાં જ પૃથ્વી ઉપર બીજે ન મળે તેવાં અજોડ સ્ત્રીરત્નો હશે. પણ આ બાળાઓને જોઈને તેની તે માન્યતા શિથિલ થવા માંડે છે. આશ્રમબાળાઓ અંતઃપુરનાં સ્ત્રીરત્નોને સૌન્દર્યમાં ટપી જાય તે વનલતાઓ ઉદ્યાનલતાને ટપી જાય તેની બરાબર છે.× આમ અહીં નિદર્શના અલંકાર છે.

आल०--ક્યારા ભરવા.

**अस्ति मे०**--શકુન્તલાનો પ્રકૃતિ પ્રત્યેનો પ્રેમ બતાવે છે. પિતાની આજ્ઞા ન હોત તો પણ તેણે વૃક્ષોને પાણી પાયું જ હોત. માનવનો પ્રકૃતિ સાથે કેવો સંબંધ કાલિદાસ બતાવે છે તે અહીં સ્પષ્ટ થાય છે. શકુન્તલાના પહેલા જ પ્રવેશમાં કાલિદાસ બતાવે છે કે શકુન્તલાના પાત્રને કોઈ અન્યાય કરશો નહિ. એની શકુન્તલા તો સમષ્ટિમાં છેક પ્રકૃતિ સુધી ઓતપ્રોત થઈ ગઈ છે. કેવળ પિતાની આજ્ઞાથી તે વૃક્ષોને પાણી પાય છે એવું નથી. એ પોતે પણ પ્રકૃતિમાં એકરૂપ થઈ ગઈ છે. આશ્રમનાં વૃક્ષો તરફ એને ભાંડુ જેવું હેત છે. આથી વધારે સમષ્ટિનિષ્ટ પ્રેમ બીજે ક્યાં જડશે! કાલિદાસની શકુન્તલા શાપને યોગ્ય છે જ નહિ.

इमाम्०--હવે દુષ્યન્તની આંખ ધીમે ધીમે શકુન્તલા ઉપર ઠરે છે તે બતાવે છે. બીજી બે છોકરીઓની તકલીફ તેના ખ્યાલમાં નથી આવતી. છતાં હજી તેનો ભાવ સ્નેહમાં પરિણમ્યો નથી.

શ્લોક ૧૮ અન્વય--यः ऋषिः इदं अव्याजमनोहरं वपुः तपःक्षमं साधयितुं इच्छति किल, सः नीलोत्पलपत्रधारया शमीलतां छेत्तुं ध्रुवं व्यवस्यति। (વંશસ્થ)

अव्याज કુદરતી રીતે સુંદર. नीलोत्पल--નીલકમળ. તે ચંદ્રથી ખીલે તેથી વધારે કોમળ હોય છે.

शमी--અહીં ખાસ કરીને શમીવૃક્ષ કહ્યું કારણ તાપસો તેની ડાળીઓ યજ્ઞ માટે કાપે છે. આ વૃક્ષ કાપવું બહુ કઠણ છે. એક એકદમ કોમળ અને બીજું એકદમ કઠણ છે.—'શકુન્તલાને તપ કરાવવું તે નીલકમળના પાનથી શમીવૃક્ષ કાપવા બરાબર છે. એને તપશ્ચર્યામાં યોજવાનો પ્રયત્ન તો કમળપત્રની ધારથી શમીલતાને કાપવા જેવો નિષ્ફળ જ જવાનો. આમ અહીં નિદર્શના અલંકાર છે.

---

× રાય પૃષ્ટ ૧૦૯

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જુઓ—'છેત્તું वज्रमणीन् शिरीषकुसुमप्रान्तेन संनह्यते ।'

**विश्रब्धाम्-विश्वस्ताम्--विश्रब्धम्**

विश्रब्धाम्---આરામથી, ભય વગર. એકાંત હોવાથી સખીઓ સાથે લહેરથી ફરતી. विश्वस्ताम् પાઠ પણ આ જ ભાવ બતાવે છે. विश्रब्धम् રાજા સાથે જાય છે. વૃક્ષનો ઓથો હોવાથી રાજા તેને નીરાંતે જોઈ શકે, પણ તે દુષ્યન્ત જેવા માટે યોગ્ય ન ગણાય. તેથી હું પ્રથમ પાઠ સ્વીકારું છું.

अत्र पयोधर०--જૂનાં કપડાં નાનાં પડી ગયાં છે. આ શકુન્તલાનું નવયૌવન બતાવે છે.

શ્લોક ૧૯ અન્વય--स्तन...च्छादिना स्कन्धदेशे उपहित...ना वल्कलेन अस्या इदं अभिनवं वपुः पाण्डुपत्रोदरेण पिनद्धं कुसुमं इव स्वां शोभां न पुष्यति । (માલિની)

सूक्ष्म०---કપડાં—નાનાં પડી ગયાં હોવાથી મોટી ગાંઠ મારવી અશક્ય હતી. उपहित—બાંધેલી. ग्रन्थि--ગાંઠ. अभिनवं--ખીલતું. पाण्डु--સફેદ. पत्रो०—પાનની અંદર. पिनद्धम्--ઢંકાયેલું. અહીં શકુન્તલાના શરીરના ફૂલ સાથે અને પીળા બરછટ વલ્કલની વૃક્ષના પાકા પાન સાથે સરખામણી થઇ છે તેથી ઉપમા અલંકાર છે.

वपुषः वयसः--

વલ્કલ વાર્ધક્યમાં શોભે, યૌવનમાં નહિ. આ રીતે જોતાં वयसः પાઠ સારો છે પણ वपुस् પ્રસ્તુત હોવાથી હું वपुषः પાઠ રાખું છું. જુઓ कुमार०—किमित्यपास्याभरणानि यौवने धृतं त्वया वार्धकशोभि वल्कलम् ।

न—न—બે નકાર વધારે ભારદર્શક હકાર બતાવે છે. વલ્કલ સૌએ ટકા આંખને ન ગમે. પણ તે પહેરવાથી શકુન્તલાની શોભા ઓછી થાય છે. તેવું નથી. બલ્કે તે અલંકાર જેટલી જ શોભા આપે છે.

શ્લોક ૨૦ અન્વય— शैवलेन अनुविद्धं अपि सरसिजं रम्यम्; मलिनमपि लक्ष्म हिमांशोः लक्ष्मीं तनोति; वल्कलेन अपि इयं तन्वी अधिकमनोज्ञा; मधुराणां आकृतीनां किमिव हि मण्डनं न ? (માલિની)

शैवल—શેવાળ. सरसिजं—આ યોગારુઢ શબ્દ છે. એટલે કે એના બે અર્થ છે—(૧) સરોવરમાં ઊગે તે (ગમે તે) (વ્યુત્પત્તિ અનુસાર) (૨) કમળ (વપરાશથી તે આ જ અર્થ બતાવે છે.) मलिन—કાળો. लक्ष्म—ડાઘ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मनोज्ञा—સુંદર. मनोजानाति अन्तः प्रविश्य प्रियत्वात्—તેના સૌંદર્યથી મનને ખુશ કરનાર. मण्डनं—ઘરેણું.

હવે ધીમે ધીમે તે શકુન્તલા પ્રત્યે માન અને ભાવથી જુએ છે. × છતાં હજી એના ભાવ સ્નેહમાં પરિણમ્યા નથી.

છેલ્લું વાક્ય સામાન્ય છે અને આગળના વાક્યનું સમર્થન કરે છે. તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે. આ શ્લોક માધુર્ય બતાવે છે. જુઓ સાહિત્યદર્પણ.

સરખાવો—

किरात०—न रम्यमाहार्यमपेक्षते गुणम् । भास—प्रर्वशोभनीयं सुरूपं नाम ।

केसर०—ઘણે ભાગે બકુલ વૃક્ષ છે. वाते०—પવનથી હાલતી. શકુન્તલા એનાં વનવાસી ભાંડુમાં કેટલી તન્મય થઈ ગઈ છે તે જુઓ. સગાં ભાંડુ સાથે વાત કરતી હોય તેમ જ તે વૃક્ષો અને લતાઓ સાથે બોલે છે. કેસરવૃક્ષ જાણે તેને પલ્લવાંગુલિનિર્દેશથી બોલાવી રહ્યું છે. अतः खलु०—પ્રિયંવદા શકુન્તલાને લતા સાથે સરખાવે છે તેથી શકુન્તલા ખુશ થઈ જાય છે. શકુન્તલા અને પ્રિયંવદાનો આ વાર્તાલાપ સખીસહજ નિખાલસભાવે જ થાય છે. છતાં તે અજ્ઞાત રીતે રાજાના ભાવને પ્રણયમાં પલટાવે છે એમ કહેવું ભૂલ ભરેલું છે.

प्रियंवदा—નામને અનુરૂપ ગુણ હોય છે. प्रियमपि०—પ્રિય છતાં હિતકારક વચન દુર્લભ હોય છે. જુઓ रघु०—तामूचतुस्के प्रियमप्यमिथ्या । किरात०—हितं मनोहारि च दुर्लभं वचः । न विव्यथे तस्य मनो न हि प्रियं प्रवक्तुमिच्छन्ति मृषा हितैषिणः ॥ હજી પણ રાજાના ભાવ પ્રણયમાં પરિણમ્યા નથી. પ્રિયંવદા ટીખળમાં બોલે છે. રાજા તે સાચું માને છે. કારણ શકુન્તલા બધી રીતે લતા જેવી જ છે. જ્યારે અનસૂયા અને પ્રિયંવદાની વાતનું કેન્દ્ર શકુન્તલા છે, જ્યારે શકુન્તલા અત્યારે કુલપતિ કણ્વની જગ્યાએ છે, અને જ્યારે તે પોતે એને કુલપતિ કણ્વની પ્રતિનિધિ તરીકે મળવા આવ્યો છે ત્યારે તેનું પણ ખાસ શકુન્તલા પ્રત્યે ધ્યાન દોરાય તે સ્વાભાવિક છે.

---

× રાય—પૃષ્ઠ—૧૧૮

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૨૧ (આર્યા) અહીં શકુન્તલાને લતા સાથે સરખાવી છે.

| | |
|---|---|
| शकुन्तला | लता |
| अधरः | किसलयरागः |
| बाहू | कोमलविटप० |
| यौवनम् | कुसुमम् |

આમ અહીં સરસ ઉપમા છે.

लोभनीय०—શ્રી રાય બતાવે છે કે આ શબ્દ સૂચક છે. દુષ્યન્તને પોતાને પણ ખબર પડતી નથી તેમ ધીમે ધીમે તે શકુન્તલાને મેળવવા ઇચ્છે છે. તેથી તે લોભનીય યૌવન કહે છે.—હજી તેના જ હૃદયમાં શકુન્તલા પ્રત્યે ખાસ અભિલાષા જાગી નથી. તે પ્રિયંવદાની ઉક્તિ પછી શકુન્તલાને વધારે ધારીને જુએ છે. તેને લાગે છે કે પ્રિયંવદા સાચું જ બોલી. શકુન્તલા તદ્દન લતા જેવી છે. અને એને અંગે અંગે લોભનીય યૌવન વ્યાપ્ત થયું છે. લતાની માફક એને પણ કોઈ કેસર વૃક્ષ જોઈએ ખરું. પણ એ કેસર વૃક્ષ પોતે થઈ શકે એવો ખ્યાલ સરખોયે એને આવતો નથી. શકુન્તલા પરણેલી છે કે કુંવારી એ જાણ્યા પુરુવંશના રાજામાં એવા ભાવ અજ્ઞાત રીતે પણ ક્યાંથી ઉદ્‌ભવે? न परिहार्ये वस्तुनि पौरवाणां मनः प्रवर्तते ॥

सन्नद्धम् શબ્દનો કાલિદાસને શોખ છે.

જુઓ—विक्र०—नवजलधरः संनद्धोऽयम्

रघु—३. लतेव संनद्धमनोज्ञपल्लवा

मेघ०—कः सन्नद्धे विरहविधुरां त्वय्युपेक्षेत जायाम् ।

स्वयंवरवधू०—સહકાર અને નવમાલિકા લતાના યુગલનું વર્ણન કરવાનો કાલિદાસને શોખ છે.

જુઓ. रघु० ८—६१—मिथुनं परिकल्पितं त्वया सहकारः फलिनी च नन्विमौ ।

शाकु० ४—चूतेन संश्रितवती नवमालिकेयम् ......

આ પછીની શકુન્તલાની અને પ્રિયંવદાની ઉક્તિ તેમની નિર્દોષ મસ્તી અને યૌવનભાવ બતાવે છે. પ્રિયંવદાની ઉક્તિ રાજાના મનમાં હવે ધીમે ધીમે શકુન્તલા પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરે છે. પોતે શકુન્તલાનો અનુરૂપ પતિ થઈ શકે કે નહિ તે વિચાર તેના મગજમાં આવે છે. આ ઉપરાંત અનસૂયા પ્રિયંવદા જેવી ટીખળી અને બટકબોલી નથી તે અહીં સ્પષ્ટ થાય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



तदात्मानमपि०---શકુન્તલા અને વનજ્યોત્સ્ના કેટલાં એકાકાર થઈ ગયાં છે ! શકુન્તલા જો વનજ્યોત્સ્નાને ભૂલે તો તો પોતાની જાતને પણ વિસરી જાય. આથી વધુ સમષ્ટિનિષ્ઠ પ્રેમ બીજો કયો હોઈ શકે ? વનજ્યોત્સ્ના સાથે એકરૂપ બનેલી શકુન્તલાના પ્રેમને વ્યક્તિનિષ્ઠ કહી જ કેવી રીતે શકાય ? આવી લતાએ લતાએ એકરૂપ થયેલી શકુન્તલાને શાપની સજા યોગ્ય હતી વગેરે શે બોલાય ?

हला रमणीये खलु०---પ્રકૃતિમાં એક થઈ ગયેલી શકુન્તલાને આ વિચાર સ્વાભાવિક રીતે આવે. ટીખળી પ્રિયંવદા જ્યારે એ માટે શકુન્તલાની મજાક કરે છે ત્યારે પણ તે કહે છે કે એ તારા જ મનોરથ હશે. પ્રિયંવદા તો 'अहं'...ઈ. શકુન્તલાને અનુલક્ષીને બોલી હતી. પણ શકુન્તલા ગુસ્સામાં अहं એટલે શકુન્તલા નહિ પણ બોલનાર પોતે એમ અર્થ લઈ જવાબ આપે છે કે अहम् अपि એટલે 'હું' નહિ પણ બોલનાર પ્રિયંવદા પોતે જ એવો વર મેળવવા ઇચ્છતી હશે.

પ્રિયંવદાના આ ટીખળથી રાજાને ખાતરી થાય છે કે શકુન્તલા કુંવારી છે. હવે તેના મનમાં શકુન્તલા પ્રત્યે સ્પષ્ટ અભિલાષા જાગે છે. એ તરત તે વ્યક્ત કરે છે. अपि नाम...ઈ. શબ્દો આ નવા ઊગેલા ભાવ બતાવે છે.

असवर्ण०—જો શકુન્તલા કણ્વની બ્રાહ્મણ પત્નીથી ઉત્પન્ન થયેલી પુત્રી હોય તો તેને ક્ષત્રિય રાજા દુષ્યન્ત ન પરણી શકે, પણ જો અસવર્ણ=બ્રાહ્મણ નહિ તેવી=ક્ષત્રિય પત્નીની તે પુત્રી હોય તો દુષ્યન્ત તેને છૂટથી પરણી શકે.

જુઓ મનુ० शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते । ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥ રાજા કેટલો ઉચ્ચ ચારિત્ર્યવાળો છે એની અહીં પ્રતીતિ થાય છે. હજી પણ જો શકુન્તલા ક્ષત્રિય ન હોય તો આ પુરુવંશનો પ્રદીપ એ વસ્તુ ત્યજવા જેવી ગણી પોતાની જાગેલી અભિલાષા પણ રોકી શકે એટલો સંયમી મુનિ છે.

શ્લોક ૨૨ અન્વય—असंशयं क्षत्रपरिग्रहक्षमा, यत मे आर्यं मनः अस्याम् अभिलाषि । संदेहपदेषु वस्तुषु हि अन्तःकरणप्रवृत्तयः सतां प्रमाणम् (વંશસ્થવિલ)

क्षत्र०—परिग्रह—લગ્ન. क्षत्रस्य परिग्रहः, तस्य क्षमा. આ શ્લોક દશરૂપકમાં 'અભિલાષ'ના ઉદાહરણ તરીકે આપ્યો છે. અહીં અર્થાન્તરન્યાસ અલંકાર છે.

तथापि तत्त्वत एनामुपलप्स्ये ।---પહેલેથી જ કાલિદાસ દુષ્યન્તને કેટલો

× રાય—પૃષ્ઠ ૧૨૨.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ઉચ્ચ ચારિત્ર્યવાળો બતાવે છે! પોતાના અંતઃકરણને પ્રમાણભૂત માનનારા અને પોતાના ચારિત્ર્યની વિશુદ્ધિમાં વિશ્વાસ ધરાવનારા આવા સંતમાં વિષયભોગની કલ્પના થઈ જ શેં શકે? प्रथितं दुष्यन्तस्य चरितं । तथापीदं न लक्ष्यते । દુષ્યન્તનું આવું ઉચ્ચ ચારિત્ર્ય પ્રસિદ્ધ છે. એનામાં લોલુપતા કલ્પી જ કેમ શકાય? એ લોલુપ હોત તો શકુન્તલા પરણેલી છે કે કુંવારી, એ ક્ષત્રિય છે કે અસવર્ણ, એ પોતે તપસ્વિની રહી તપ કરવા માગે છે, કે પરણવા માગે છે, તથા ઋષિ પોતે પરણાવવા માગે છે કે નહિ–વગેરે કશું જોવા સુધી એ રોકાત જ નહિ. એ રાજા હતો. જો તે સાચે જ લોલુપ હોત તો એ ગમે તે રીતે આશ્રમની લલામભૂતા શકુન્તલાને વરી શક્યો હોત. પણ એ તો પ્રજાનું રક્ષણ કરનાર રાજમુનિ હતો. એવો ત્રાસ એ કરી જ ન શકે.

"પોતાના ચારિત્ર્યની શુદ્ધિમાં શ્રદ્ધાવાળો હોઈ અંતઃકરણની પ્રવૃત્તિને રાજા પ્રમાણરૂપ જ ગણે છે! લોકનું રક્ષણ કરવાવાળા ધર્મિષ્ટ રાજાની આટલી બધી ઉત્કૃષ્ટ સ્થિતિ અત્યંત આવશ્યક છે. પરંપરાએ ચાલતા આવેલા રાજ્યધર્મનું રક્ષણ કરવા ધર્માધિકારના સ્થાનને શોભાવે એવા આત્માને જન્મ આપવા શકુન્તલા પાત્ર જ છે એમ એની ધર્મિષ્ટ અંતઃકરણની પ્રવૃત્તિએ જ એને પ્રેરણા કરી. વિષયભોગની કલ્પના આવા સંતમાં અસંબદ્ધ છે અને પાંચમા અંકમાં એની આપણને સર્વાંશે પ્રતીતિ થાય છે. અહીંથી ઘણી બારીકાઈથી કરવામાં આવેલી ચોકસી પણ રાજાની આ જ ઉચ્ચ વૃત્તિની સાબિતી આપે છે. ઋષિએ એને તપશ્ચર્યામાં યોજી હોય અથવા એણે તાપસવૃત્તિનો સંકલ્પ કર્યો હોય તો ધર્મિષ્ટ રાજાને તેનો ભંગ કરાવવો જરાય રુચતો નથી. આ સર્વની ખાતરી કરીને છેવટે ૨૫ મા શ્લોકમાં કહે છે તેમ હૃદયને એના ભણી વળવા છૂટ આપે છે."

[ એમ. સી. પટેલ કૃત
અભિજ્ઞાનશાકુન્તલ ]

પોતાના અંતઃકરણના પ્રમાણમાં દુષ્યન્તને શ્રદ્ધા છે છતાં તે શકુન્તલા વિશેની સાચી વિગતો તપાસવા ઇચ્છે છે. તેને ખાતરી છે કે એ તપાસનું પરિણામ પણ એના અંતઃકરણના જવાબથી વિરુદ્ધ આવવાનું નથી. એટલે કે એ તપાસને અંતે પણ એમ જ પુરવાર થવાનું છે કે શકુન્તલા દુષ્યન્તને માટે અયોગ્ય નથી. છતાં પણ તે ચંચળ બની ઉતાવળ કરતો નથી.

[ એમ. સી. પટેલ કૃત શાકુન્તલ ]



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૨૩ અન્વય—(हे) मधुकर, वेपथुमतीं चलापाङ्गां दृष्टिं बहुशः स्पृशसि, कर्णान्तिकचरः रहस्याख्यायीव मृदु स्वनसि करं व्याधुन्वत्याः रतिसर्वस्वं अधरं पिबसि तत्त्वान्वेषात् वयं हताः, त्वं कृती खलु । (શિખરિણી)

व्याधुन्वत्याः...હલાવતી.

करं-करौ

શરદરંજન રાય करौ પાઠ રાખે છે, પણ करं વધુ સહજ લાગે છે.

શકુન્તલાની સાથે બહુ વધુ પડતી છૂટ લેનાર ભ્રમરની રાજાને ઈર્ષ્યા આવે છે. ભ્રમરને બહુ છૂટ લેનાર પ્રેમી તરીકે વર્ણવ્યો છે. વળી આ ભ્રમર એક વખત નહિ પણ વારંવાર (बहुशः) શકુન્તલાને સ્પર્શે છે. ઈર્ષ્યાનું ખાસ તો એ જ કારણ છે. એવો પ્રેમી સફળ થાય છે જ્યારે દુષ્યન્ત કહે છે તેમ તેના જેવો વિનયી પ્રેમી રહી જાય છે. અરે, એની આંખ આગળ ભ્રમર જે છૂટ લે છે તે તેને જોવી પડે છે.

"શકુન્તલા તારા જ ભણી જોઈ રહી છે. એની ચપળ વાંકી દૃષ્ટિને અડીને તું કૃતાર્થ થયો. હું તો હજી એની દૃષ્ટિને પાત્ર પણ નથી થયો। સંભોગનાં ત્રણે અંગો, સ્પર્શ ગુપ્ત વાર્તાલાપ અને રસપાન એ સર્વનો તું ભોક્તા થયો."

આ શ્લોક પહેલાં નીચે પ્રમાણે એક શ્લોક ઘણી આવૃત્તિઓ આપે છે—साधु, बाधनमपि रमणीयमस्याः ।

यतो यतो षट्चरणोऽभिवर्तते, ततस्ततः प्रेरितलोललोचना । विवर्तितभ्रूरियमद्य शिक्षते, भयादकामापि हि दृष्टिविभ्रमम् ॥ अपि च (सासूयम् इव)

"જ્યાં જ્યાં ભ્રમર જાય છે ત્યાં ત્યાં તે ચંચળ દૃષ્ટિ નાખે છે. ભયથી ભ્રમરો નચાવતી તે અકામા હોવા છતાં આજ દૃષ્ટિવિભ્રમ શીખે છે."

શ્લોક ૨૪ (આર્યા)—दुर्विनीत—અવિનયી मुग्धा—ભોળી. અહીં ભ્રમરે કેટલો મોટો અપરાધ કર્યો છે તે સ્પષ્ટ થાય છે. કારણ તે ભોળી બાળાને હેરાન કરે છે. રાજા પોતે पौरव શબ્દ વાપરે છે કારણ તે એનો રાજ ભાવ છુપાવવા માગે છે. पौरवे मयि—એ સત્ય છે. પણ એ બોલે છે તે ઉપરથી पौरवे दुष्यन्ते. સમજાય છે. તેથી જ છોકરીઓ એને રાજા તરીકે ઓળખી શકતી નથી.

(૧) આ પ્રસંગને લીધે રાજાનો પ્રવેશ બહુ જ સ્વાભાવિક લાગે છે. (૨) રાજા આશ્રમની મુલાકાતે આવે છે એમ સાદી ઘોષણામાં નાટ્યરસ ન

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રહેત. આમ ભ્રમરની હેરાનગતિ, શકુન્તલાનો રોષ અને રાજાનો પ્રવેશ એમ કવિ સુંદર સહજ વિધાન કરે છે.

इदानींमतिथि०—આ ઉક્તિ અનસૂયાની સમયસૂચકતા અને હુંશિયારી બતાવે છે. રાજા પ્રશ્ન કરે છે ત્યારે શકુન્તલા ગભરાય છે. પ્રિયંવદાને પણ કંઈ સૂઝતું નથી. તે વખતે અનસૂયા પળ સાચવી લે છે. એક વખત તે શકુન્તલાને બદલે જવાબ આપે છે. તે પછી તે તેના પિતાએ તેને કહેલી અતિથિસત્કારની આજ્ઞા યાદ દેવડાવે છે.

किं नु खलु०—અહીં દુષ્યન્તને જોતાં પ્રથમવાર શકુન્તલાને પ્રેમનાં અંકુર ફૂટે છે. પહેલાં તેણે કદી આવું અનુભવ્યું નથી. આ પહેલી જ વખત કોઈ પુરુષને જોતાં તે બેધ્યાન થાય છે. ભોળી બાળા પોતાના ભાવ સ્પષ્ટ સમજાવી શકતી નથી.

मधुरं ને બદલે चतुरम् પાઠ પણ જોવામાં આવે છે. ઘણે સ્થળે 'प्रियं' શબ્દ પણ કાઢી નાખવામાં આવ્યો છે.

राजर्षिवंशः—છોકરીઓ રાજાને ઓળખી ગઈ લાગે છે; પણ તે સ્પષ્ટ કહેતી નથી. અનસૂયા અહીં બહુ વિનયી અને શહેરી ભાષા વાપરે છે. દુષ્યંતને તે મનમાં બીજા રાજાઓ સાથે સરખાવે છે. તે કહે છે, 'તમે કોઈ રાજકુમાર લાગો છો. તમે તમારી પ્રજામાં બહુ પ્રખ્યાત લાગો છો. ( विरह-पर्युत्सुकजनः ) તમે સાધારણ રાજા કરતાં વધુ સુકુમાર દેખાઓ છો.' 'રાય' तपोवन परिश्रमस्य એ પાઠ રાખે છે. आत्मापहार—પોતાની જાતને છુપાવવી તે. कथं—રાજા આમ વિચાર કરે છે—"પોતે કોણ છે તે, આને જાણવું છે. હું જૂઠું બોલી ન શકું છતાં મારી જાતને છુપાવવા માગું છું. સાચું પણ બોલવું અને જાતને છુપાવવી એ બંને કેવી રીતે સચવાય ?"

यः **पौरवेण० राज्ञा**—આ સાચું પણ છે અને જૂઠાણું પણ છે. 'पौरवेण राज्ञा એટલે તેના પિતા અને ધર્માધિકારે એટલે એનું રાજ્ય. આમ તે આટલું સાચું બોલે છે. આ વાક્યના નીચે પ્રમાણે બે અર્થ થાય—(૧) દુષ્યન્તથી (૨) પુરુવંશના રાજાથી—એટલે કે તેના પિતાથી. ધર્માધિ-કારે—(૧) ધર્મના અધિકાર ઉપર. ( અમલદાર તરીકે ) (૨) ધર્મના આસન ઉપર. જુઓ ઙ. ચ, ૧ धर्मासनाद्विशति वासगृहं नरेन्द्रः ।

सनाथा०—नाथः ના બે અર્થ થાય—नाथ्यते याच्यते अर्थिभिः इति नाथः—રાજા. અથવા પતિ. नाथ्यते पत्न्या इति नाथः—नाथेन सह वर्तमाना.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ધર્મ આચરનારાઓમાં પુરૂષો પણ હોય અને સ્ત્રીઓ પણ હોય. આથી આ વાક્યના નીચે પ્રમાણે બે અર્થ થાય—(૧) તપસ્વીઓને હવે લાગે છે કે તેમની સંભાળ લેનાર રાજા છે. પણ અપરિણીત ઋષિ કન્યાઓને નીચેનો અર્થ પણ લાગે-(૨) ઋષિ કન્યાઓને હવે સ્વામી મળ્યો, અર્થાત્ તમને એ સ્વામીભાવે જોશે.

शृङ्गार०—શકુન્તલા અનસૂયાના ઉપરના વાક્યનો બીજો અર્થ કરે છે કારણ હજી હમણાં જ રાજાના આવતાં પહેલાં જ સખીઓએ એની લગ્ન બાબતમાં ખૂબ મશ્કરી કરી હતી. ઉપરાંત તે આ આગંતુક તરફ એકદમ આકર્ષાઈ હતી તેથી પણ તે અનસૂયાના વાક્યનો બીજો અર્થ લે છે. जीवितसर्वस्वेन—સર્વસ્વ=પોતાનું ધન—(૧) ઉત્તમ ફળ ફૂલ વગેરેથી (૨) શકુન્તલા રૂપી ધન. शाश्वते ब्रह्मणि—શાશ્વત બ્રહ્મચર્ય. कौशिक—મહર્ષિ વિશ્વામિત્ર जातशङ्कः—બીનેલા.

**वसन्तावतारसमये—वसन्तोदारसमये.**

(૧) વસન્તના પ્રારંભ સમયે. (૨) રમ્ય વસંત સમયે. બંને પાઠ સારા છે.

શ્લોક ૨૫ ( અનુષ્ટુભ )—तरलं ચંચળ. અહીં ' संभवःस्यात् ' અને उदेति—એ વસ્તુતઃ એક સામાન્ય બે વખત બે વાક્યમાં આવે છે. તેથી અહીં પ્રતિવસ્તૂપમા અલંકાર છે. જેમ વિદ્યુતનો ચમકારો તો આકાશમાં જ ઉદ્‌ભવે તેમ આવું લાવણ્ય પણ સ્વર્ગમાં જ લભ્ય હોઈ શકે. પૃથ્વીમાંથી વિદ્યુતનો ચમકારો જેમ અસંભવિત છે તેમ મૃત્યુ લોકમાં આ સૌંદર્ય પણ અલભ્ય જ.

लब्धावकाशः०—અહીં રાજા બે કારણોથી પ્રેરાય છે–(૧) શકુન્તલા સુંદર છે ઉપરાંત તે બ્રાહ્મણકન્યા નથી. (૨) એનો જન્મ. એ अप्सरःसंभवा છે અને ક્ષત્રિય છે. આમ સામાન્ય ક્ષત્રિય છોકરી કરતાં તે ઊંચી કક્ષાએ છે.

किंतु सख्याः परिहासो०—આ વાક્ય એના પછીના સંદર્ભને બંધ બેસતું નથી એમ કહી શ્રી રાય કાઢી નાખે છે. બંગાળી વાચના પણ આ વાક્ય આપતી નથી. પ્રો. ગજેન્દ્રગડકર કહે છે કે આના પછી જે પ્રશ્ન પ્રિયંવદા પૂછે છે તે માટે આ વાક્ય ખાસ જરૂરી છે. નહિ તો રાજા કંઈક પૂછવા માગે છે એમ પ્રિયંવદાને કેવી રીતે ખ્યાલ આવે ? રાજાએ શકુન્તલાની બાબતમાં નીચેની વિગતો જાણી (૧) તે બ્રાહ્મણકન્યા નથી (૨) તે અપ્સરાથી સંભવી છે (૩) તે અપરિણીત છે (૪) તે તપ આચરે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રાજા પોતે શકુન્તલા પ્રત્યે પૂરો આકર્ષાયો છે કારણ તે ક્ષત્રપરિગ્રહ ક્ષમા છે તેમ એને ખાતરી થઈ છે. પણ તે તપ કરે છે એ છેલ્લી વાત જાણીને રાજા મૂંઝાય છે. તે સ્વાભાવિક રીતે પૂછવા માગે જ કે શકુન્તલા ક્યાં સુધી તપ કરવાની છે. આમ આ પ્રશ્ન પૂછવાની એની ઉત્સુકતા પ્રિયંવદા સમજી શકે. તેથી આ આખા વાક્યની કંઈ જરૂર નથી એમ 'રાય' બતાવે છે.

પરંતુ રાજા સખીઓનો વાર્તાલાપ સાંભળી ગયો છે. એમાં પ્રિયંવદાએ કરેલી મજાકનો શકુન્તલાએ જે જવાબ આપ્યો હતો તેથી રાજાના મનમાં અનેક વિચાર આવે છે. એનું મન હિંમત ધરતું નથી. શા કારણથી? એ વાતચીત અનેક રીતે ઘટાવી શકાય. એક તો વરપ્રાર્થનાના ભાવની સખીઓએ કેવળ મશ્કરી જ કરી હોય એટલે કે આવા તપોવનમાં વસનારના લગ્ન સંબંધી વાત જ શી? બીજો અર્થ એ કે મશ્કરીમાં લગ્નભાવના કહી બતાવી તેના ઉત્તરમાં શકુન્તલાએ એમ જ કહ્યું કે તમારા જ મનનો એવો મનોરથ હશે, એટલે મારા મનનો નહિ. આ સાંભળીને રાજાને શંકા થાય. પહેલો અર્થ ઘટાવવો યોગ્ય નથી કારણ તે વખતે તપોવનમાં પણ લગ્ન થતાં. ચોથા અંકમાં કણ્વ પણ કહે છે કે અનસૂયા અને પ્રિયં-વદાને પણ પરણાવી દેવાની છે. તેથી એ અર્થ નહિ લેવાનો. સખીઓના વાર્તાલાપ ઉપરથી પણ એમ જ ફલિત થાય છે કે તપોવનમાં લગ્ન નહોતાં થતાં એમ નહિ. શકુન્તલાએ કહ્યું હતું કે મારું લગ્ન થાય એ તમારા મનોરથ હશે મારા નહિ—એ વાક્ય રાજાના મનમાં શંકા ઉત્પન્ન કરે કે શકુન્તલા પોતે પરણવા માગતી હશે કે કૌમાર્યવ્રત ધારવા માગતી હશે.

અથવા તો બીજી રીતે પણ રાજાના મનમાં શંકા જાગે. જ્યારે શકુન્તલા નવમાલિકા સામે ટીકી ટીકીને જોઈ રહી ત્યારે પ્રિયંવદાએ મજાક કરી હતી કે તને તો અનુરૂપ વરને વરવાના કોડ છે. આથી પણ દુષ્યંતના મનમાં શંકા થાય કે શકુન્તલાના મનમાં તો કોઈ પુરુષ વસી નહિ ગયો હોય? એમ હોય તો પોતાને નિરાશ જ થવાનું રહ્યું અથવા એ પણ એટલું જ સત્ય છે કે પ્રિયંવદાની વાત કેવળ મજાક જ હોય. આમ તેનું મન અનેક શંકાઓ કરે છે. તેના મનની આ મૂંઝવણ વ્યક્ત કરવા આ સ્વગત ઉક્તિ જરૂરની છે જ.

अनियन्त्र०—न विद्यते नियन्त्रणं यस्य तादृशः अनुयोग यस्य सः ( तपस्विजनः )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લો૦ ૨૬ અન્વય—अनया मदनस्य व्यापाररोधि वैखानसं व्रतं आप्रदानात् निषेवितव्यम् किम्, आहो इयं सदृशेक्षणवल्लभाभिः हरिणाङ्गनाभिः समम् अत्यन्तमेव निवत्स्यति ? ( વસંતતિલકા )

वैखानसम्—वैखानसस्य इदम् इति.

मदन—मादयत्यनेन इति मदनः । रोधि–રોકતું.

अत्यन्तमेव सदृशेक्षण॰–अत्यन्तमात्मसदृशेक्षण॰–मदिरेक्षण॰

अत्यन्तम्—કાયમ જન્મ પર્યંત. एव—ખરેખર सदृश॰—समान इव पश्यति; સમાન પછી दृक કે दृश આવે તો 'समान'ને 'स' થાય. 'दृग्दृशवतुषु' પા. ૬–૩–૮૯ સરખી આંખો હોવાથી ખાસ सदृशेक्षणाभ्यां वल्लभाभिः। બીજા પાઠમાં आत्म॰ છે તે એ રીતે સમજાવાય (૧)—आत्मसदृशे ईक्षणे यासां ताः—अत एव वल्लभाः ताभिः પોતાના જેવી આંખો હોવાથી ખાસ. (૨) आत्मसदृशेक्षणवल्लभा—आभिः આમની સાથે, કે જેમની તે, ( शकुन्तला ). તેમની ( હરણોની ) પોતાની આંખો જેવી ( આંખોવાળી ) હોવાથી, ખાસ હતી. ત્રીજો પાઠ સારો નથી. પ્રથમ પાઠ સ્પષ્ટ અને સારો હોવાથી, હું તે લઉં છું. બીજા પાઠમાં પણ एव નથી. તેથી તે ઠીક નથી.

વાંચો શ્રી ઉમાશંકરભાઈનું સમશ્લોકી–

"થાતાં વિવાહ સુધી, તે વ્રત તાપસોનું
શું સેવશે, મદનની રૂંધતું પ્રવૃત્તિ ?
કે વ્હાલી જે નિજ સમા નયનોથી, તેની
સાથે સદાય વસશે શું મૃગાંગનાની ?"

धर्मचरणेऽपि॰—ધર્મચર્યા કરવી ન કરવી એ એના પોતાના હાથમાં નથી. ગુરૂની ઈચ્છાનુસાર જ એનું જીવન છે. ગુરુએ તો એને યોગ્ય વરની સાથે પરણાવવાનો સંકલ્પ કર્યો છે.

न खलु दुरवापेयं॰—હવે એના મનની ઝાંખી પંચાત નથી રહી. તેથી રાજાનું ધ્યાન માત્ર વરની યોગ્યતા ભણી જ આકર્ષાય છે. પોતે એ સંકલ્પ પ્રમાણે યોગ્ય વર છે કે નહિ તેનો જ તે વિચાર કરે છે.

શ્લોક ૨૭ ( આર્યા )—स्पर्शक्षमं—સ્પર્શને યોગ્ય. પ્રથમાર્ધમાં રાજા કહે છે કે હવે એને કોઈ શંકા રહી નથી કારણ શકુન્તલા વિશેની બધી માહિતી

૧ રાય પૃષ્ટ ૧૪૬

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એણે મેળવી લીધી છે. દ્વિતીયાર્ધનો નીચે પ્રમાણે અર્થ થાય-તેં માત્ર પ્રકાશઃ જ જોયો હતો અને માન્યું હતું કે તે અગ્નિ છે. પણ એ તો રત્ન છે. અગ્નિ નહિ. પ્રકાશ એટલે તપનો પ્રભાવ. એ પણ બાળી મૂકે. તેથી એને અગ્નિ જેવો કહ્યો. अहो चेष्टाप्रतिरूपिका०-વ્હારના હલન ચલનનું પ્રતિબિંબ પાડનારી 'कामीजन' ને બદલે कामिनः પાઠાંતર છે. ચેષ્ટા એટલે શારીરિક ચેષ્ટા. પ્રેમ એટલો વધી ગયો છે કે મનમાં કંઈ કરીએ તે જાણે શરીરથી કરતા હોઈએ તેવું લાગે.

શ્લોક ૨૮ (આર્યા)-मुनि तनया મુનિની પુત્રી હોવાથી તેની આગળ ધીમેથી પ્રેમ કરવો જોઈએ. विनय-વિનય. प्रसरः-ગતિ० રાજા ખરેખર હાલ્યો નથી પણ મનમાં તેણે તેવું અનુભવ્યું.

આ પછી અનસૂયા સીધી વિનંતી કરે છે. જ્યારે પ્રિયંવદા જરા મસ્તી કરે છે.

आत्मानं मोचयित्वा—તારી જાતને છોડાવીને.

શ્લોક ૨૯ શિખરિણી-अंसौ-ખભા. स्रस्तौ-સરી પડ્યા છે. तलैः હથેળીઓ. अतिमात्र—અત્યંત.

वद्धं-स्रस्तम्

बद्धम्-જામ્યું છે, घर्माम्भसां जालकं સાથે बद्धं પાઠ વધુ યોગ્ય લાગે છે.

जालकम्-જાળું-જથ્થો. જુઓ रघु० ९-६८ तस्य कर्कशविहारसंभवं स्वेदमाननविलग्नजालकम् । बन्ध-અંબોડો. स्रंसिनि-ઢીલી થવાથી पर्याकुलाः વીખરાયેલા.

राज्ञः परिग्रहोऽयं परिग्रहः-(૧) રાજાની મને ભેટ (૨) રાજાની (એટલે કે) દુષ્યન્તની તમને ભેટ. राजपुरुषम्-(૧) राज्ञः पुरुषः-રાજાનો અમલદાર (૨) राजा चास पुरुषश्च-રાજા પોતે. આવી રીતે ફરીથી પણ રાજા પોતાની જાતને છુપાવે છે. He who excuses himself accuses himself-આ અંગ્રેજી ન્યાયના જેવું જ અહીં રાજાને થયું છે. એનાથી જૂઠું બોલાતું નથી તેથી આ અટપટી ભાષામાંથી એ પકડાઈ જાય છે. એ પોતે જ રાજા છે એમ જણાઈ જતાં પ્રિયંવદા તેને તે જ પ્રમાણે સંબોધે છે. આવી રીતે લંબાણ કરી કવિ આ અંક ધીમે ધીમે સ્વાભાવિક લાગે તેમ સમેટવા માગે છે. રાજા ઓળખાઈ જતાં અંકનો એકદમ અંત ન આવે તે માટે કવિ આ વિધાન કરે છે. 'राज...गच्छथ' એ શબ્દો ઘણી આવૃત્તિઓમાં

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



દેખાતા નથી. 'રાય' તેની જરૂર ગણતા નથી. राज्ञः परिग्रहोऽयम्—એમ અડધું જ બોલવાથી ઘણા પ્રશ્નો સમાઈ જાય છે–કોને ઈનામ? –'કાં તો રાજા તરફથી પ્રિયંવદાને ઈનામ' અથવા 'હું રાજા છું. તને ઈનામમાં આપું છું' અથવા 'રાજા તરફથી મને' આ રીતે લેતાં અનેક પ્રશ્નના જવાબ મળે છે. આખી ઉક્તિ રાખવાથી જવાબ અટપટો થઈ જાય છે તેથી રાય કાઢી નાખે છે. બ. ક. ઠાકોર પણ આ શબ્દ કાઢી નાખે છે. આ ઉપરાંત તેઓ अलमस्मानन्यथा ને બદલે अलमन्यथा પાઠ રાખે છે परिग्रह ને બદલે प्रतिग्रह પાઠ પણ છે.

अथवा महाराजेन—રાજા પોતાની જાતને છુપાવવામાં સફળ નથી થયો એમ સૂચન છે.

यथात्मनः—શકુન્તલા પૂરી આકર્ષાઈ ચૂકી છે તે બતાવે છે.

શ્લોક ૩૦ અન્વય—यद्यपि मद्वचोभिः वाचं न मिश्रयति मयि भाषमाणे कर्णं अभिमुखं ददति । मदाननसंमुखीना न तिष्ठति कामम्, अस्याः दृष्टिस्तु भूयिष्ठमन्यविषया न वर्तते । ( વસન્તતિલકા )

न मिश्रयति—મેળવતી નથી, कर्णं ददाति—ધ્યાનથી સાંભળે છે. अन्यविषया—अन्यः विषयः यस्याः सा ।

આ શ્લોકની. ઉપરની ઉક્તિમાં શકુન્તલાને જોઈને રાજા કહે છે– किं नु खलु यथा वयमस्याम् एवमियम......ઇ.–જેમ મને તેના પ્રત્યે અભિલાષ જાગ્યો છે તેમ તેને મારા તરફ હશે ખરો ? જો તેને મારા તરફ વળતો અનુરાગ ન હોય તો મારો અનુરાગ શું કામનો ? अनुरागोऽनुरागेण परिक्षितव्यः–ઈ. પછી તરત કહે છે– अथवा लब्धावकाशा मे प्रार्थना । અથવા મારી આશાને અવકાશ છે. કારણ? એવાં ચિહ્નો એણે શકુન્તલામાં પણ જોયાં પ્રસ્તુત શ્લોકમાં તેને દેખાયેલાં વળતા અનુરાગનાં ચિહ્નો તે ગણાવે છે. એ ચિહ્નો ક્યાં છે? –

(૧) वाचं न मिश्रयति०–અહીં શકુન્તલા તેની સાથે વાત કરતી નથી એ પહેલી લીટીની હકીકત રાજામાં શંકા ઉત્પન્ન કરે છે કે શકુન્તલાને એના પ્રત્યે અનુરાગ હશે કે નહિ? પણ कर्णं ददाति०—ઇ. એ શંકાનું નિવારણ કરે છે. ભલે શકુન્તલા તેની સાથે બોલે નહિ પણ તે બોલતો હોય ત્યારે શકુન્તલાના કાન તેના શબ્દો તરફ જ મંડાયેલા રહે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૨) कामं न तिष्ठति मदानन०–એ વાક્ય રાજામાં શંકા ઉત્પન્ન કરે છે. તે મારી સન્મુખ ઊભી નથી રહેતી એમ કેમ ? એને મારા તરફ વળતો અનુરાગ નહિ હોય એમ તો નહિ હોયને ? પણ તે તરત નોંધે છે કે શકુન્તલાની દૃષ્ટિ ઘણુંખરું તેના સિવાય બીજે ક્યાંય મંડાતી નથી–भूयिष्ठमन्यविषया न तु दृष्टिरस्याः। આ ચિહ્ન એની ઉપરની શંકાનું નિવારણ કરે છે અને તેને ખાતરી થાય છે કે શકુન્તલાને પણ દુષ્યંત માટે વળતો અનુરાગ છે.

**संमुखीना—संमुखी सा—संमुखीयम्**

'संमुखी सा' 'संमुखीयम्' પાઠાન્તરો પણ ઠીક લાગે છે. હું પ્રથમ પાઠ સ્વીકારું છું.

શ્લોક ૩૧ અન્વય—तथाहि तुरगखुरहतः परिणतारुणप्रकाशः रेणुः शलभसमूह इव विटपविषक्तजलार्द्रवल्कलेषु आश्रमद्रुमेषु पतति (પુષ્પિતાગ્રા)

तथाहि—કારણ કે, तुरग०–तुरेण वेगेन गच्छन्ति इति, तेषां खुराः, तैः हतः खुर—ડાબલા. परिणत—સંધ્યાના शलभ०—તીડનાં ટોળાં. विटपेषु (ડાળીઓ ઉપર), विषक्तानि–(લટકાવેલાં) जलार्द्राणि वल्कलानि येषां तेषु। परिणत०––परिणतः अरुणः तस्य प्रकाशः, स इव प्रकाशः यस्य (बहु०)

શ્લોક ૩૨ અન્વય—नः तपसः मूर्तः विघ्नः इव भिन्नसारङ्गयूथः स्यन्दनालोकभीतः गजः धर्मारण्यं प्रविशति। तीव्रा...दन्तः (अस्ति)। पादा... पाशः (अस्ति)। (મંદાક્રાન્તા)

मूर्तः––મૂર્તિમંત. स्यन्द०—રથ જોઇને ભડકેલો. आघात––લાગવાથી. प्रतिहत०––જબ્બર ધડાકા સાથે તૂટી પડેલું. स्कन्ध––થડ, पादा०—पादेन (પગથી) आकृष्टानि (ખેંચેલાં) व्रतति–वलयानि. (ડાળિઓનાં ગૂંછળાં)

શ્લોક ૩૧ માં રાજા પાસે છે અને શિકાર ખેલે છે એ માટે બોલનાર નીચેનાં કારણ આપે છે–(૧) ધૂળ ઊડે છે તેથી લાગે છે કે તે શિકાર કરે છે. (૨) ધૂળ છેક આશ્રમમાં આવે છે તેથી તે છેક પાસે છે. શ્લો. ૩૨ માં રાજાના શિકારથી ભય કેમ છે તે એ કહે છે.

आरण्यवृत्तान्त(૧) જંગલી હાથીની વાત, (૨) અરણ્ય સંબંધી વાત. (૩) વનવાસીએ કહેલી વાત.

---

× અ. ક. ઠાકોરનું પ્રથમ ઓરિએન્ટલ કૉન્ફરન્સ પુનાનું વ્યાખ્યાન પત્ર પૃષ્ટ ૫૫.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



परिगत અને परिलग्न માં परि નો અર્થ નોંધવા જેવો છે. કાંટો ખૂબ ઊંડે ગયો છે. વલ્કલ મજબૂત રીતે ભરાયું છે–આથી તે કાઢતાં વાર લાગશે એમ સુચન છે. આ વિનંતી શકુન્તલા અનસૂયાને કરે છે કારણ જો પ્રિયંવદાને કરે તો તો તે ચિબાવલી કંઈનું કંઈ કહે.

શ્લોક ૩૩ (આર્યા)—

असंस्थितम्—असंस्तुतम्

(૧) અસ્થિર ચંચળ. (૨) असंस्तुतम् એટલે કે શરીર સાથે સંબંધ ન ધરાવતું. પ્રથમ પાઠ વધુ ઠીક લાગે છે કારણ ' असंस्तुतम् સાથે इव લઈએ તો જ અર્થ બરાબર થાય છે.

ધજાના દંડની માફક શરીર ધીમે ધીમે આગળ જાય છે અને ચંચળ મન ધજાના કપડાની માફક પાછળ દોડે છે. અહીં ઉપમા અલંકાર છે.

## અંક ૨

દૃશ્ય ૧

[ વિદૂષક મૃગયાથી કંટાળી ગયો હોય છે અને બડબડતો હોય છે. પછી રાજા પ્રવેશ કરે છે. મૃગયાવિહાર એક દિવસ માટે બંધ રાખવા તે રાજાને કહે છે. રાજા પણ કંટાળી ગયો હોવાથી મૃગયાનો વિચાર બંધ રાખે છે. તે સેનાપતિને તેવો હુકમ કરે છે. એકલો પડતાં રાજા વિદૂષકને શકુન્તલાની વાત કરે છે. ત્યાં આશ્રમવાસીઓનું તેડું આવે છે. બીજી બાજુ માતાનું તેડું આવે છે. કોની આજ્ઞા માનવી એ વિમાસણમાં રાજા પડી જાય છે. છેવટે વિદૂષકને તે માતા પાસે મોકલે છે અને પોતે આશ્રમ તરફ જાય છે.]

भो दिष्टम्—અરે મારું દુર્ભાગ્ય ! निर्विण्णः—થાકી ગયેલો. वयस्यभाव—મૈત્રી. पादपानां छाया पादपच्छायम्। ग्रीष्मेण विरलं पादपच्छायं यासु तासु। आहिण्डयते–आ + हिं–નું ક. વ. કા. ત્રી. પુ. એ. વ. હજુ સુધી ફરવું, ચાલવું એ અર્થમાં संक्कर—ભેગું થવાથી–મળવાથી. अनियतवेलम्. न नियता वेला यस्मिन् कर्मणि यथा तथा—અનિયમિત સમયે. शूल्य०—ચીપિયાથી શેકેલું માંસ तुरगा०—तुरगानुधावनेन कण्डिताः सन्धयः यस्य तस्य।

श्वगणि० शकुनि

(૧) જેમની પાસે કૂતરા છે તેવા (શિકારીઓ)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(२) शकुनि०—શિકારી.

શરદરંજન રાય બીજો પાઠ સ્વીકારે છે પણ હું પ્રો. ગજેન્દ્રગડકરના મંતવ્યને અનુસરું છું.

गण्डस्यो०—કમનસીબ હોય ત્યાં દુઃખ આવી પડે. અનેક દુઃખ સામટાં જ આવી પડે છે. જુઓ मुद्राराक्षस ५ अयमपरो गण्डस्योपरि विस्फोटः । क्षणो : प्रभातम् શકુન્તલાના વિચારમાં રાજાને જાગતાં જાગતાં જ પ્રભાત થઈ ગયું.

आचार० आचारप्राप्तं परिकर्म । कृतानि आचारप्राप्तानि परिकर्माणि येन तम् । मनु० उत्थाय चरमे यामे कृतशौचः समाहितः हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ।

શ્લોક ૧ ( આર્યા )—कामम्–માની લીધું કે भाव–હાવભાવ.

**भावदर्शनाश्वासि—भावदर्शनायासि-भाविदर्शनायासि**

(૧) (તેના ) ભાવ જોઈ ને ( મન ) શાંત રહે છે. (૨) (તેના) ભાવ જોવા ( મન ) યત્ન કરી રહ્યું છે. (૩) (તેના) ભાવિદર્શન માટે ( મન ) યત્ન કરી રહ્યું છે. બીજો પાઠ બરાબર નથી. બ. ક. ઠા એ સૂચવેલો ત્રીજો પાઠ સારો છે. પણ હું રાયનો પાઠ લઉં છું. કારણ તે રાજાના મનની સ્થિતિ સચોટ રીતે બતાવે છે. આ જ અંકમાં રાજા આગળ કહે છે તેમ દુષ્યન્તે શકુન્તલાનો ભાવ જોયો જ છે એટલે હવે પ્રયત્ન કરવાનો પ્રશ્ન જ નથી. વળી આશ્રમની જવાબદારી શકુન્તલા ઉપર છે તેથી રાજાને શકુન્તલાને મળવાની મુશ્કેલી નથી. અર્થની દૃષ્ટિએ પહેલો પાઠ સારો છે. શકુન્તલા મેળવવી સહેલી નથી એ વિચારે દુષ્યન્તને દુઃખ થાય છે પણ એના હૃદયમાં સ્નેહ જાગ્યો છે એ વિચારે એને આશ્વાસન મળે છે. વાંચો–' रतिर्मनोनुकूलेर्थे मनसः प्रवणायितं–અનુકૂળ વસ્તુમાં નામનું આકર્ષણ તે રતિ. પ્રિયા મળવી ઘણી કઠણ છે છતાં મન એની પાછળ જ ભમ્યા કરે છે અને તેના ભાવ દર્શનમાં આશ્વાસન લે છે; એટલે ભલે એ નહિ મળે તો અડચણ નહીં પણ મારા ઉપર એનો પ્રેમભર્યો ભાવ સારો છે એટલું જાણી અને તે સંભારી આશ્વાસન લે છે અને જો કે મદન કૃતાર્થ થયો નથી છતાંય અન્યોન્યમાં એવી અભિલાષા રહી છે એ જ રતિ ઊભરાવે છે, આનંદ કરાવે છે. तद्भावदर्शनायासि એવો એક બીજો પાઠ પણ છે. એટલે એનો ભાવ ખોળવાને યત્નશીલ રહે છે. આ પાઠમાં ભાવ જણાયો નથી અને તે જાણવા હજુ નવો પ્રયાસ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કરે છે એમ જો અર્થ કરીએ તો આ પાઠ યોગ્ય નથી કારણ કે રાજાને ભાવ જાણવાના પ્રસંગ મળી ચૂકેલા જ છે. પણ એવા જાણેલા પ્રસંગોને યાદ કરી કરી જાણેલા ભાવ તાજા કરી જવાને પ્રયત્ન કરે છે એમ જો અર્થ કરીએ તો આશ્વાસનના અર્થની સમીપ જ તે અર્થ આવી જાય છે. અને આ જ અર્થમાં એ વાક્ય સમજવું યોગ્ય છે તે એની પછીના શ્લોકથી વધારે સ્પષ્ટ થાય છે. એ શ્લોક પ્રથમના અર્થની સાથે ઘટી શકે એમ નથી.'

उभय प्रार्थना–એકએકને મળવાની ઈચ્છા. रतिं कुरुते–આનંદ આપે છે. દ્વિતીયાર્ધનું વાક્ય પહેલા વિશેષ વાક્યનું સમર્થન કરે છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે. જુઓ मालविका० ३ अनातुरोत्कण्ठितयो प्रसिध्यता समागमेनापि रतिर्न मां प्रति । परस्परप्राप्तिनिराशयोर्वरं शरीरनाशोऽपि समानुरागयोः ॥ आत्मा०–आत्मनः ( પોતાના ) अभिप्रायेण ( અભિપ્રાયથી ) संभाविता ( ધારી છે ) इष्टजनस्य ( પ્રેમીજનની ) चितवृत्तिः–( ચિત્તવૃત્તિ ) येन सः।

શ્લોક ૨ અન્વય–अन्यतोऽपि नयने प्रेरयन्त्या तया यत् स्निग्धं वीक्षितम्, नितम्बयोर्गुरुतया विलासादिव यद् च मन्दं यातम्, मा गाः इति उपरुद्धया सा सखी यदपि सासूयम् उक्ता तत् सर्वं मत्परायणं किल । अहो कामी स्वतां पश्यति । .( શાર્દૂલવિક્રીડિત )

स्निग्धम्–પ્રીતિપૂર્ણ. वीक्षितं–જોયું હતું. विलासादिव—જાણે વિલાસથી. विलासोङ्गे विकारो यः प्रियाप्तावासनादिषु । मा गाः इ ઉપરથી અદ્યતન ભૂતકાળ. પણ मा આવવાથી 'अ' નો લોપ થયો છે. उपरुद्धया–રોકાયેલી सासूयम्–ગુસ્સાથી. मत्परायणम्–अहमेव परं अयनं यस्य तत् ।–મને અનુલક્ષીને. પ્રીતિયુક્ત નજરે જોવું, વિલાસથી ચાલવું અને ક્રોધયુક્ત વચન—આ બધું શકુન્તલાને નૈસર્ગિક હતું, પણ રાજાને એમ લાગે છે કે તે દ્વારા શકુન્તલાએ તેના ( દુષ્યન્ત ) તરફનો પ્રેમ વ્યક્ત કર્યો. कामी स्वतां —ઇષ્ટ જનના હાવભાવ પોતાને જ અનુલક્ષીને થતા હોય તેમ પ્રેમીઓને લાગે છે 'પ્રમદાની સહેજ કંઈ નાખેલી દૃષ્ટિ કામી જનને પોતાના ભણી નાખેલું સ્નેહ કટાક્ષ દેખાય છે, નિતંબના ભારથી ગતિમાં આવેલી સહજ મંદતા તે પોતાના પ્રતિ રહેલા પ્રેમનો વિલાસ જ ભાસે છે, સહેજ સખીઓમાં ટોળથી બોલતાં કહેલા તર્છોડમાં પણ રતિ વિલાસની વ્યાજ ચેષ્ટા જ સમજાય છે ! બાહ્ય જગતનો દેખાવ આંતર મનોભાવની સાથે બદલાતો જ જાય છે એ વેદાંતનું સત્ય મનનું મંથન કરી ડહોળી નાખતા વિષય પ્રસંગમાં સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે.'

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



जापयिष्यामि–जि ઉપરથી પ્રેરક ભવિષ્યકાળ.

यद्वेतसः कुब्जलीलाम्०–કુબ્જના બે અર્થ થાય. (૧) કૂબડો, ખૂંધવાળો (૨) કુબ્જ નામનો જળછોડ. આ બન્ને અર્થ અહીં લઈ શકાય. પાણી અથડાવાથી નેતર કૂબડાનો અથવા કુબ્જ નામના છોડનો દેખાવ કરે છે. સાધારણ રીતે નેતર ( वेतस् ) ટટાર હોય પણ પાણી અથડાવાથી તે કુબ્જનો દેખાવ કરે છે એને માટે નેતર નહિ પણ નદીનો વેગ જવાબદાર છે. તેવી જ રીતે વિદૂષક કહે છે કે હું કૂબડા જેવો થઈ ગયો છું તે માટે રાજા કારણભૂત છે, એ પોતે નહિ.

यत्सत्यं—જો સાચું પૂછાવો તો. आकुलप्रदेशे—વેરાનભૂમિમાં

શ્લોક ૩ અન્વય–इदम् अधिज्यं आहितसायकं धनुः मृगेषु नमयितुं न शक्तः अस्मि, यैः सहवसतिं उपेत्य प्रियायाः मुग्धविलोकितोपदेशः कृतः इव ( પુષ્પિતાગ્રા )

आहितसायकम्–आहितः सायकः यस्मिन्—શરસંધાન કરેલું मुग्धविलोकितं—સુંદર કટાક્ષ, દૃષ્ટિ. આ જાતની કલ્પનાનો સંસ્કૃત કવિઓને શોખ હોય છે. શકુન્તલા તેમની સાથે રહેતી અને બદલામાં મૃગોએ તેને સુંદર દૃષ્ટિનો ઉપદેશ દીધો. રાજા કહે છે—મૃગની આંખ જોતાં મને મારી પ્રિયાની સુંદર આંખ યાદ આવે તેથી હું તેમને બાણ ન મારી શકું.

अरण्ये मया०–‘ મેં શું અરણ્યમાં રૂદન કર્યું ? ’ —મારું બોલવું ફોગટ ગયું શું ? ’ तदलमधुनारण्यरुदितैः । अनतिक्रमणीयं—ઉલ્લંઘી શકાય નહિ તેવું.

## मोदकखादिकायां–मोदकखण्डिकायाम् ।

(૧) લાડવા ખાવાના હોય તો. (૨) લાડુ ભાગવાના હોય તો. બંને પાઠ સારા છે.

सुगृहीतः–આનંદથી સ્વીકારી. क्षणः–ક્ષણ. ઉત્સવનો વખત. ‘ ક્ષણ લેવી ’ અને ‘ ક્ષણ આપવી ’ એ શ્રાદ્ધમાં વપરાતી ઉક્તિઓ ઉપરથી છે. જે બ્રાહ્મણ શ્રાદ્ધનું આમન્ત્રણ સ્વીકારે તેણે ક્ષણ લીધી કહેવાય. અને જે નિમંત્રણ કરે તેણે ક્ષણ આપી કહેવાય. गृहीत्वामुकसंज्ञस्यामुकगोत्रस्य चामुके, श्राद्धे तु वैश्वदेवार्थं करणीयः क्षणस्त्वया । इत्येवं श्राद्धकृद् ब्रूयात् तं प्राप्नोतु भवानिति । स वदेत् प्राप्तवानितीतस्तं प्रति द्विजः । आज्ञावचनोत्कण्ठ–આજ્ઞા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કરવાને ઉત્સુક. दृष्टदोषाः—दृष्टाः दोषाः यस्यां सा । જેમાં દોષ દેખાયા છે તેવી જુઓ. मनु० ९-४० पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् । एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ।

गुणाय एव-गुण एव

दृष्ट અને केवलं બીજા પાઠ વિરૂદ્ધ જાય છે. આથી હું પ્રથમ પાઠ રાખું છે.

શ્લોક ૪ અન્વય—अनवरतधनुर्ज्यास्फालनक्रूरपूर्वं रविकिरणसहिष्णु, क्लेशलेशैरभिन्नम्, अपचितमपि व्यायतत्वात् अलक्ष्यं प्राणसारं गात्रं देवः गिरिचरः नागः इव बिभर्ति । ( માલિની )

अनवरत०—अनवरतं (सतत) : धनुर्ज्यायाः आस्फालनं (ઘસાવાથી) तेन क्रूरः ( કઠણ ) पूर्वः (આગળનો ભાગ) सहिष्णु—સહન કરી શકે તેવો.

क्लेशलेश—स्वेदलेशः—

(૧) જરાક પણ થાકથી. (૨) સ્વેદ—પરસેવો. શ્રમજય એ મૃગયાનો મોટામાં મોટો લાભ છે. બીજું પરસેવાનો અભાવ એક રોગ કહ્યો છે. મૃગયા પછી પવન પ્રસ્વેદ સુકવી નાખે છે. આ કારણોથી 'રાય' પ્રથમ પાઠ રાખે છે. હું પણ તેજ રાખું છું.

अपचित०—વજનમાં ઘટ્યું છે व्यायतत्वात—(૧) બાંધો મજબૂત થવાથી. (૨) વિશાળ હોવાથી. प्राणसारं—જે બળનો પ્રાણ છે. निदर्शनम्—દાખલો. જુઓ रघु० ८—हिमसेकविपत्तिरत्र मे नलिनी पूर्वनिदर्शनं मता

શ્લોક ૫ અન્વય—वपुः मेदच्छेदकृशोदरं लघु उत्थानयोग्यं भवति; सत्वानामपि भयक्रोधयोः विकृतिमत् चित्तं लक्ष्यते यद् इषवः चले लक्ष्ये सिध्यन्ति स च धन्विनां उत्कर्षः मृगयां मिथ्यैव व्यसनं वदन्ति; ईदृक् विनोदः कुतः ! ( શાર્દૂલવિક્રીડિત )

उत्था०—થાક સહન કરે તેવું. હરી ફરી શકાય તેવું. सत्वानां—ભય અને ગુસ્સાના પ્રાણીઓના ચિત્તના વિકાર उत्कर्ष—ઉત્કર્ષ. चले लक्ष्ये सिद्ध्यन्ति—હાલતા શિકાર ઉપર.

જુઓ रघु० ९-४१—परिचयः चललक्ष्यनिपातने भयरुषोश्च तदिङ्गितबोधनम् । श्रमजयात्प्रगुणां च करोत्यसौतनुमतोनुमतः सचिवैर्ययौ ॥; दशकुमारचरित ८—देव

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



यथा मृगया ह्यौपकारिकी न तथान्यत्। अत्र हि व्यायामोत्कर्षादापत्सु प्रकर्ता दीर्घाध्वलङ्घनक्षमो जङ्घाजवः ।...मेदोपकर्षादङ्गानां स्थैर्यकार्कश्यातिलाघवादनिशीतोष्णवातवर्षक्षुत्पिपासासहत्वं सत्त्वानामवस्थान्तरेषु चित्तचेष्टितज्ञानं...ई. प्रकृतिम्–प्रकृति. नरनासिका०—કહેવાય છે કે રીંછને મનુષ્યના નાકનો ખૂબ શોખ હોય છે. જુઓ દશકુમારચરિત–भल्लूका मनुष्याणां नासिकां गृह्णन्ति ।

શ્લોક ૬ અન્વય—महिषाः शृङ्गैः मुहुस्ताडितं निपानसलिलं गाहन्ताम् । मृगकुलं छायाबद्धकदम्बकं रोमन्थम् अभ्यस्यतु। वराहततिभिः पल्वले मुस्ताक्षतिः विश्रब्धं क्रियताम् । ( શાર્દૂલવિક્રીડિત )

मुहुः—વારંવાર. निपान–ખાબોચિયું, बद्धकदम्बकं—ટોળે વળીને. रोमन्थं—વાગોળવું.

## तति-पति

(૧) तति—હાર (૨) पति—વડો, આ પાઠાન્તર છે. मुस्ता—મુસ્તાઘાસ. क्षति—ઉખેડી નાખવું. शिथिल० शिथिलः ज्यायाः बन्धः यस्मिन्–જેની દોરી ઢીલી કરી છે તેવું. અહીં સ્વભાવોક્તિ અલંકાર છે.

શ્લોક ૭ અન્વય—शमप्रधानेषु तपोधनेषु दाहात्मकं तेजः गूढम् अस्ति हि । स्पर्शानुकूलः सूर्यकान्ता इव अन्यतेजोऽभिभवात् तत् वमन्ति (ઉપજાતિ)

शमः प्रधानः येषां ते स्पर्शानुकूल—સ્પર્શને અનુકૂળ. सूर्यकान्ताः—સૂર્યમણિ. સૂર્યનાં કિરણો પડવાથી જે વધુ પ્રકાશ આપે છે. अभिभवात्–તિરસ્કાર

જુઓ—भर्तृ० यदचेतनोपि पादैः स्पृष्टः प्रज्वलति सवितुरतिक्रान्तः । तत्तेजस्वीपुरुषः परकृतनिकृतिं कथं सहते । रघु० ९–४, अभिभवः कुत एव सपत्नजः ઋષિમુનિઓ ભલે શાંત હોય પણ જ્યારે તેમને ત્રાસ કરવામાં આવે છે ત્યારે તેમનામાં રહેલી ગૂઢ શક્તિથી તે ત્રાસ આપનારને બાળી મૂકે છે. પોતાના માણસોને રોકે નહિ તો શું અનર્થ થાય તે અહીં રાજા સમજાવે છે. સૂર્યકાન્ત મણિ જુઓ. આમ તો તેને સ્પર્શી શકાય. પણ જો સૂર્ય કિરણો તેના ઉપર પડે તો તે બધાને દઝાડે છે. તેવી જ રીતે મુનિઓને ત્રાસ કરવાથી તેમની અંદર રહેલું તેજ બાળી મૂકે. તેથી તમે આશ્રમમાં પીડા કરતા માણસોને રોકો એમ રાજા સેનાપતિને કહે છે. રાજાને પોતાની વાત વિદૂષકને જેમ બને તેમ જલદી કરવી છે તેથી તે આવું બધું કહી બધાને વિદાય કરે છે.

निर्मक्षिकम्—मक्षिकाणामभावः—એકાન્ત.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**अविरललतावितान०— पादपछायाविरचितवितान—छायायां विरचितलतावितानदर्शनीयायाम्**

(૧) ગાઢી ગૂંથાયલી લતાના છત્રવાળી.

૨) વૃક્ષની છાયાથી રચાયેલા છત્રવાળી.

(૩) વૃક્ષની છાયા નીચે રચાયેલા છત્રથી દર્શનીય. રાય બીજો પાઠ રાખે છે. અહીં બધા જ પાઠ સંશયયુક્ત છે એમ તેઓ માને છે.

अनवाप्त०--न अवाप्तं (મેળવ્યું નથી), चक्षुषः फलं येन सः । "તેં શકુન્તલાને જોઈ નથી ત્યાં સુધી તારી આંખો નકામી છે." એમ અર્થ થાય. જુઓ વિક્રમો०—१—यदृच्छयात्वं सकृदप्यवन्ध्ययोः । पथि स्थिता सुन्दरि यस्य नेत्रयोः । ननु०---વિદૂષક કહે છે. "મારી દૃષ્ટિએ તમે જ દર્શનીય છો. તો પછી મારી આંખો નકામી શેની છે ? મેં જોવાનું નથી જોયું એમ તમે કહી જ કેવી રીતે શકો ? હજી તમે મારી સામે જ ઊભા છો. પૃથ્વી ઉપર તમારા સિવાય બીજો કોણ દર્શનીય છે ?"

अभ्यर्थनीया--પરણવા. किल--હું સાંભળું છું ત્યાં સુધી. (वार्तायां) न परिहार्ये—આ અંકમાં પણ દુષ્યન્તનું ઉચ્ચ ચારિત્ર્ય જ બતાવ્યું છે. વિદૂષક એને રોકે છે કે તમે ક્ષત્રિય થઈને તાપસકન્યાને પરણશો ? ત્યારે રાજા કહે છે પૌરવો એવી રીતે આચારનું ઉલ્લંઘન થાય તેવું કરતા જ નથી.

શ્લોક ૮ (આર્યા)—शिथिलं--પડી ગયેલું. अर्क--આકડો. અહીં ઉપમા છે. તે નીચે પ્રમાણે સમજાવી શકાય.

| | |
|---|---|
| सुरयुवति | नवमालिका |
| मुनि | अर्क |
| अपत्य | कुसुम |
| उज्झित | शिथिल |
| अविगत | च्यूत |

વિષય પ્રમાણે આ ઉપમામાં જાતિ કેવી બદલાય છે, તે નોંધો. सुरयुवति અને नवमालिका બંને સ્ત્રીલિંગ છે. આ જરૂરી છે કારણ માતાને લગતી વાત છે. મુનિ અને અર્ક બન્ને પુલ્લિંગ છે કારણ પિતાને લગતી વાત છે. अपत्य कुसुमम નપુંસકલિંગ છે કારણ બાળકની જાતિ નક્કી ન થાય

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



થાય ત્યાં સુધી તે નપુંસકલિંગમાં જ વપરાય. સંજોગો પણ તેવા જ છે. સુરયુવતિ ઉચ્ચ સ્થાને છે, જ્યારે મુનિ નીચા છે. તેવી રીતે નવમાલિકા ઊંચી ગણાય અને આકડો નીચો હલકો ગણાય. તેવી જ રીતે ઊંચેથી શિથિલ થઇ ને નીચે ચ્યુત થાય.

આગળ ઉપર સામાજિક અને નૈતિક દૃષ્ટિબિંદુથી પણ આ લગ્ન અનુચિત છે એમ જે વિદૂષકે પ્રહાર કર્યો હતો એનો અહીં રાજા જવાબ આપે છે. સુર શબ્દ બતાવે છે કે છોકરીનો જન્મ ઉચ્ચ કક્ષાએથી નીચી કક્ષાએ થયો. એ એનો ઉચ્ચ જન્મ બતાવે છે. આથી પણ આ લગ્નથી પુરુ વંશને ઉચ્ચ સંબંધ પ્રાપ્ત થશે. ઉપરાંત આ સુરયુવતિ છે. તે બતાવે છે કે જો પિતા બ્રાહ્મણ હોય તો પણ છોકરી क्षत्रवर्णक्षेत्र संभवा હોવાથી લગ્ન માટે યોગ્ય ગણાય. આથી વિદૂષકનો પ્રહાર યોગ્ય નથી એમ રાજા સમજાવે છે.

पिण्डखर्जूरैः०—"બ્રાહ્મણ કન્યાને ક્ષત્રિય ન પરણી શકે" એ વિદૂષકનું પહેલું સૂચન હતું. તેની કંઈ અસર ન થઈ એટલે અહીં વિદૂષક ખુલ્લી રીતે રાજાને કહે છે કે તેનો શકુન્તલા માટેનો પ્રેમ અયોગ્ય છે. તે કહે છે, "ખજૂર ખાતાં કંટાળો આવે ત્યારે જરા ચટણી ( આમલીની ચટણી ) નો સ્વાદ સારો લાગે. પણ તે જરાવાર.. તેવી રીતે તમે પણ અંતઃપુરની સ્ત્રીઓથી કંટાળ્યા છો. તે મિઠાઇ જેવી ગણાય. તમે તેનો ખૂબ ઉપભોગ કરીને કંટાળ્યા છો. તમારો એ અભાવો દૂર કરવા તમને આ ચટણી—એટલે શકુન્તલા મેળવવાનું મન થયું છે. તેથી શકુન્તલા સાથે થોડો વખત પ્રેમ કરવો તમને સારો લાગશે. મને ખાતરી છે કે થોડા સમયમાં જ તમને તેનો કંટાળો આવશે અને તમે ફરીથી પાછા અંતઃપુરની સ્ત્રીઓ તરફ વળશો" [૧]

**परिभोगिणः—परिभाविनः**

(૧) ભોગવતા (૨) ધિક્કારતા. परिभाविनः પાઠાન્તર પ્રસ્તુત સંબંધમાં યોગ્ય ન લાગવાથી 'રાય' સ્વીકારતા નથી.

तत् खलु०—હવે વિદૂષક હારી ગયો. રાજાના શાંત અને સીધા જવાબથી તેને નમતું આપવું પડ્યું. શકુન્તલાને પોતે આમલીની ચટણી સાથે સરખાવી તે એની ભૂલ હતી એમ એને સમજાયું. શકુન્તલા પણ અંતઃપુરનાં સ્ત્રી રત્નો જેવી જ અથવા તેથી પણ વધારે સુંદર હશે એમ તેને સ્વીકારવું પડ્યું खलु અને अपि શબ્દો આ ભાવ બતાવે છે. તે ખરેખર

૧ રાય પૃષ્ટ ૨૩૨.



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રમણીય છે. ( रमणीय खलु ) એ કેવળ થોડા વખતનો વિનોદહંર નથી. વિદૂષક પોતે શકુન્તલાને જોયા વગર એમ કેમ કહી શકે ? કારણ भवतोऽपि विस्मयमुत्पादयति—તમારા જેવા ઉચ્ચ ચારિત્ર્યવાળા ધર્મવીર અને ધર્મ પ્રવર્તક મનુષ્યને પણ વિસ્મય પમાડે તો પછી વિદૂષકને તો તે તેવી જ હશે એમ વગર જોયે પણ સ્વીકારવું જ રહ્યું.

શ્લોક ૯ અન્વયં—( सा ) विधिना चित्रे निवेश्य परिकल्पितसत्त्वयोगा (नु) मनसा रूपोच्चयेन कृता नु ? धातुर्विभुत्वं तस्याः वपुश्च अनुचिन्त्य मे सा अपरा स्त्रीरत्नसृष्टिः प्रतिभाति । ( વસંતતિલકા )

चित्रे०—ચિત્રમાં દોરીને, પછી એમાં પ્રાણ પૂર્યા. परिकल्पितः सत्त्वेन योगः यस्याः सा । જુઓ कुमार०—उन्मीलितं तूलिकयेव चित्रम् ।

मनसा—મનથી. રખે આ સૌંદર્ય ખરાબ થાય એ બીકે બ્રહ્માએ એને આંગળી કે હાથ અડકાડયા સિવાય મનથી જ ઘડી. જુઓ કાદમ્બરી—मन्ये च...इयमुत्पादिता प्रजापतिना । अथवा कथमियमक्लिष्टता लावण्यस्य । यहि करतलस्पर्शक्लेशितानामीदृशी भवति कान्तिः ।

विधिना—બ્રહ્માએ. આને બ્રહ્માએ પોતે ઘડી, વિશ્વકર્માએ નહિ. अपरा स्त्रीरत्नसृष्टिः—(૧) સ્ત્રી રત્નની જુદી સૃષ્ટિ. (૨) સ્ત્રી રત્નની બીજી સૃષ્ટિ. પહેલી સૃષ્ટિ તિલોત્તમા અને બીજી શકુન્તલા. (૩) સ્ત્રી રત્નોની અજોડ કૃતિ. સ્ત્રી રત્નોથી પર કૃતિ अनुचिन्त्य—વિચારીને. विभुत्व—શક્તિ. અહીં અતિશયોક્તિ અલંકાર છે.

અહીં रूपोच्चयेन, मनसा અને विधिना—એની તૃતીયા નોંધો. પહેલી તૃતીયા ઉપાદાન ( જેમાંથી વસ્તુ બનાવી તે ) બતાવે છે. બીજી તૃતીયા સાધન ( करण ) બતાવે છે. અને છેલ્લી કર્તા બતાવે છે.

અહીં શકુન્તલાને બીજી સ્ત્રીરત્ન સૃષ્ટિ કહી. પહેલી સ્ત્રીરત્નસૃષ્ટિ તિલોત્તમા. તે બહુ વખત પૂર્વે સરજાઈ હતી. સુન્દ અને ઉપસુન્દ નામના બે અજેય દાનવો તિલોત્તમા માટે અંદર અંદર લડી મરે તેથી તિલોત્તમાને રચી હતી. વાંચો મહાભારત—निर्ममे योषितं दिव्यां चिन्तयित्वा पुनः पुनः ॥ त्रिषु लोकेषु यत्किञ्चिद्भूतं स्थावरजङ्गमम् । समानदर्शनीयं तत्तदत्रप्रविश्वजित् ॥ ...प्रयत्नेन महता निर्मिता विश्वकर्मणा । त्रिषु लोकेषु नारीणां रूपेणाप्रतिमाभवत् । ...तिलं तिलं समानीय रत्नानां यद्विनिर्मिता । तिलोत्तमेति तत्तस्यया नाम चक्रे पितामहः ।। ...गच्छ सुन्दोपसुन्दाभ्यां असुराभ्यां तिलोत्तमे

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શાપ જેવી સજાને પાત્ર ગણાય. આટઆટલા પ્રમાણુથી શકુન્તલાનો અનુરાગ જાણ્યો છતાં આ કાંતિ જોઈને દુષ્યન્તનો આત્મવિશ્વાસ પણ ડગી જાય છે. તે બોલી ઊઠે છે કે વિધિ અહીં કોને પાત્ર ઠરાવશે? અર્થાત્ શકુન્તલા અને દુષ્યન્તના સંયોગમાં વિધિ જ કારણ છે. न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ।। આમ કાલિદાસ પોતે જ કહે છે કે શકુન્તલાને મેળવનાર જરૂર કોઈ મહાત્મા જ છે.

નસીબ વગર આ अनाघ्रातं पुष्पम् ક્યાંથી મળે? એ પુણ્યનું જ ફળ છે. પ્રારબ્ધ વગર આ વણચૂંટયું કિસલય ક્યાંથી સાંપડે? એ તો પુણ્યનું જ ફળ છે. ભાગ્ય વગર આ વણચાખેલું મધ ક્યાંથી મળે? એ પણ પુણ્યનું જ ફળ છે. સંપૂર્ણ ભાગ્ય વગર આ अनाविद्ध રત્ન ક્યાંથી સાંપડે? એ પણ પુણ્યનું જ ફળ છે. શકુન્તલાને પામીને કેવળ આ ચાર પ્રકારનું જ પુણ્યનું ફળ સાંપડે છે એમ નથી. પણ શકુન્તલા તો જાણે બધાંયે પુણ્યોનું ફળ છે! વિશ્વમાં જે કંઇ ભોગવવા યોગ્ય છે તે શકુન્તલાના સૌંદર્યને ભોગવવાથી સાંપડે છે જ. વિધિ જેને એનો ભાગ્યશાળી બનાવે એ મહાત્મા ખરેખર ધન્ય છે.

જ્યારે સ્વયં કાલિદાસ દુષ્યન્તને આવો મહાત્મા અને ભાગ્યશાળી કહે છે તો પછી આપણે એને કે શકુંતલાને દોષ દેનારા કોણ?

વાંચો—[ એમ. સી. પટેલની ટીકા ]

"આ શકુંતલાના રૂપનું ઘણું જ રમ્ય વર્ણન છે. કાલિદાસના અલંકાર માત્ર ઓપ ચઢાવવા પુરતા જ નથી પરંતુ એનો ધ્વનિ મૂળ વિચારમાં નવા જ રંગ પૂરે છે અને સર્વ રંગના ભભકમાં ખીલી ઊઠતું સ્વરૂપ કાંઇક જૂદી જ ભાવના ખડી કરે છે. કાલિદાસની આ અસાધારણતા આ શ્લોકમાં પૂર્ણ જોસમાં ખીલી રહી છે. શકુન્તલાના રમ્ય રૂપને ક્ષણમાં મોતી સાથે સરખાવે છે, ક્ષણમાં તરતની ફુટેલી કળિની સાથે તો ક્ષણમાં સંપૂર્ણ ખીલી રહેલા ફૂલની સાથે કે સર્વ પુષ્પના સાર રૂપ નવમધુની સાથે સરખાવે છે. આ સર્વ અત્યંત આનંદ સૂચક અને જાતે પોતે રમ્ય તેમ જોનારને લુબ્ધ કરનાર વસ્તુઓ છે અને તે સ્થૂળ કે સૂક્ષ્મ ક્ષતિ વિનાની હોઇ અખંડિત રમ્યતાવાળી છે. આ સર્વ વિચારમાંથી વિષયભાવનાનો અંશ માત્ર નાશ કરવા સ્વરૂપની પવિત્રતા અને અત્યંત મનોહરતા બતાવતી કાલિદાસને યોગ્ય જ નવીન ઉપમા યોજી તેને અનેક અખંડિત તપશ્ચર્યાના

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સ્વચ્છ, પવિત્ર અને નિર્મળ ફળની સાથે સરખાવ્યું છે. આ ઉક્તી ઉત્તમા આર્ય સંસારનું અને સંસ્કારનું સ્વરૂપ જણાવે છે. અને બીજી પ્રજાઓના સંસ્કારથી જૂદું પાડી તેને વિશેષતા આપે છે. આ વિચાર આખા નાટકમાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારની નજરે ચઢ્યા વિના નહિ રહે. 'અહીં' શબ્દથી એમ સૂચન છે કે સ્વરૂપની રમ્યતા અને પવિત્રતા જોતાં એનો ભોક્તા આ લોકનો માનવી સંભવી શકે નહિ, છતાં જ્યારે આ લોકમાં જ જન્મી છે, અને સ્ત્રી છે એટલે મરણ પર્યન્ત તપશ્ચર્યા ન સંભવે તેથી પરણવી તો જોઈએ, તો વિધિએ એના જેટલો અને જેવો જ પ્રતાપી અને પવિત્ર અહીં, કોણ સર્જ્યો હશે? એ મનુષ્ય પણ અલૌકિક હોવો જોઇએ. વિધિ નિર્માણથી વિષય ભોગનો દોષ કાઢી નાખી ધાર્મિક સંયોગ અને સંસ્કૃત સંસાર વહનના અર્થનું સ્પષ્ટ ગ્રહણ સૂચવ્યું છે."

"પુરાં પુણ્યોનું એ વિમળ ફળ શું રમ્ય રૂપનું
થશે કો સંભોગી સુભગ અહીં નિર્મળ વિધિનું."

સુભાગી દુષ્યંત! પ્રણામ!

અહીં શકુન્તલાની મધુર આકૃતિ માટે ઘણાં રૂપકો આપ્યાં છે. अनघं—ક્ષતિ વગરનું. कररुहैः—નખથી. अलूनं—નહિ ચૂંટેલું. अनाविद्धम्—નહિ વીંધાયેલા રઘુ૰ ૧-૩ मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्येवास्ति मे गतिः। अनास्वादित—નહિ ચાખેલું. पुण्यानां૰—આખું સમગ્ર. તેનું રૂપ તેના પહેલાંના જન્મના પુણ્યનું અખંડ ફળ છે. इह—અહીં શકુન્તલાના વિષયમાં.

तेन हि૰—इङ्गुदीतैलेन चिक्कणं-(ચીકણું) शीर्षं यस्य—જુઓ मालती૰—इदमिह मदनस्य जैत्रमस्त्रं सहजविलास निबन्धनम् शरीरम्। अनुचितवरसंप्रदानशोच्यं विफलगुणातिशयं भविष्यतीति।

अत्रभवन्तमन्तरेण—આપ તરફ. अन्तरेण—દ્વિતીયા લે છે. दृष्टिरागः—આંખનો ભાવ. જુઓ मालती૰—૬—पुरश्चक्षूरागस्तदनुमनसोऽनन्यपरता ॥

શ્લોક ૧૧ અન્વય—यदि अभिमुखे ईक्षितं संहृतम्, अन्यनिमित्तकृतोदयं हसितम्, विनयवारितवृत्तिः मदनः तया न विवृतः, न च संवृतः। (દ્રુતવિલમ્બિત)

अभिमुखे मयि—હું તેના સામે જોતો ત્યારે. ईक्षितं—નજર. अन्य૰—अन्येन निमित्तेन कृतः उदयः यस्य—બીજા નિમિત્તથી થતું હતું. विनय૰—विनयेन

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



वारिता वृतिः यस्य सः विनयथी जेनी वृत्ति वारवामां आवी छे ते. न निवृत्तः न च संवृत—बराबर बतावायो नहि के छुपावायो नहि.

न खलु०—विदूषक कहे छे, "साधारण रीते स्त्रीओ तो एवी रीते ज प्रेम व्यकत करेने ! " खलु--प्रश्नार्थमां अने अवधारणना अर्थमां वपराय. जो अवधारण लईए तो आ प्रमाणे अर्थ थाय (१) एक ज वार जोईने तेना खोळामां स्त्री तरत न बेसी जाय. (२) प्रश्नार्थमां आम अर्थ थाय. 'ओहो ! तमे देखाया के तरत ज ते तमारा अंकमां आवीने न बेठी ! ते माटे शुं तमे तेना प्रेम विशे शंका राखो छो ?

शालिनतया—विवेकने लीधे. जुओ मालती० ४—सखे कुतूहलवानपि निसर्गशालीनः स्त्रीजनः ।

श्लोक १२ अन्वय—तन्वी कतिचिदेव पदानि गत्वा दर्भाङ्कुरेण चरणः क्षतः इति अकाण्डे स्थिता । द्रुमाणां शाखासु असक्तमपि वल्कलं विमोचयन्ती विवृत्तवदना च आसीत् । (वसंततिलका)

आ श्लोकनो अंक १ साथे संबंध छे...अनसूये अभिनव कुशसूच्या परिक्षतं मे चरणम्...ई अकाण्डे—एकदम. विवृत्तवदना--मुख फेरवीने.

पहेला अंकमां जती वखते शकुन्तलानुं आ उत्तम चेष्टानु मात्र सूचन ज कर्युं छे. बीजा अंकमां प्रसंग मळे एने संपूर्ण आलेखवामां ज कविनी कुशळता जळवाई छे. प्रथम अंकमां जो आलेखन कर्युं होत तो कलामां ते क्षतिकर थात. त्यां न करी अहीं आलेखवामां तेटली ज उत्कृष्टता सधाई छे. प्रथम अंकमां राजानी स्थिति जोतां आवुं आलेखन दोष रूप थात. अहीं स्मृतिने ताजी करी तेने सर्व भभकमां चितरवाथी वस्तुनी खीलवणी थाय छे.

**गृहीतपाथेय०**-गृहितं पाथेयं येन सः जेणे मुसाफरी माटे भाथुं बांध्युं छे ते. राजा हवे प्रेमपंथनी यात्राए उपडवानो छे तेथी विदूषक भाथुं बांधी लेवानुं कहे छे. विदूषक कहे छे, 'बस थोडुं घणुं (कटाक्षो वगेरे रूपी आ भाथुं मळ्युं छे. बीजुं थोडुं घणुं आश्रममां जईने एकठुं करी लो. ऋषि अहीं नथी तेथी तेनी साथे लग्न करी तेने तमारी पोतानी करी लो. अने आम तमारी प्रेमयात्रा पूरी करो. विदूषकने भाथुं बांधवानुं ज याद आवे छे.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



चिन्तय तावत्—રાજા કહે છે કે સાધારણ માણસ ગમે ત્યારે આશ્રમમાં જઈ આવી શકે. પણ પોતે રાજા હોવાથી કારણ વગર કેવી રીતે આશ્રમમાં જાય ? વળી અનસૂયા અને બીજા તપસ્વીઓ પણ તેને ઓળખતા હતા.

अन्यद्०-અહીં રાય નીચે પ્રમાણે પાઠ રાખે છે—अन्यमेव भागधेयमेते तपस्विनो निर्वपन्ति । यो...अभिनन्द्यते । भागधेयं-નપું. =ભાગ; અને भागधेयः પુ=કર.

શ્લોક ૧૩ ( અનુષ્ટુભ )—क्षयि નાશવંત; तपःषड्भाग०-તપનો છઠ્ઠો ભાગ. લોકો આપે છે તે ધન નાશવંત છે જ્યારે ઋષિઓ આપે છે તે ધન અક્ષય છે. અહીં तद् धनं तत् फलम् પાઠ પણ છે.

अविलम्बितम्-अविद्यमानं विलम्बितं यस्मिन् कर्मणि तत् यथा तथा ।

अहो दीप्तिमता—-અતિશય તેજ. રાજાનું રાજવી તેજ બીજામાં ભય ઉત્પન્ન કરવાને બદલે વિશ્વાસ ઉત્પન્ન કરે છે ऋषिभ्यः-नातिभिन्न-ઋષિઓથી જુદો નહિ તેવો. अस्मिन् ऋषिकल्पे-પાઠાન્તર છે.

શ્લોક ૧૪ અન્વય-अमुनापि सर्वभोग्ये आश्रमे वसतिरध्याक्रान्ता । अयमपि रक्षायोगात् प्रत्यहं तपः संचिनोति । वशिनः अस्यापि केवलं राजपूर्वः मुनिरिति पुण्यः शब्दः चारणद्वन्द्वगीतः द्यां स्पृशति । ( મન્દાક્રાન્તા )

सर्वभोग्ये—બધાને ભોગવવા લાયક. वसति०વાસ કર્યો છે. संचिनोति—ભેગું કરે છે. वशिनः—વશી, જિતેન્દ્રિય. राजपूर्व—જુઓ મેઘદૂત—देवपूर्वं गिरिं ते ।

ઋષિ અને રાજા નીચે પ્રમાણે સરખા છે.

| ઋષિ | રાજા |
|---|---|
| (૧) આશ્રમમાં વસે છે. | (૧) બધાને ભોગ્ય એવા ગૃહસ્થાશ્રમમાં વસે છે. |
| (૨) તપ કરે છે. | (૨) બધાના રક્ષણ માટે યજ્ઞ, તપ વગેરે કરે છે. |
| (૩) वशिन् હોય છે. | (૩) वशिन् છે. |

માટે રાજા ઋષિ જેવો જ છે પણ માત્ર એક ફેર છે કે તેના મુનિ નામની આગળ રાજ શબ્દ લાગેલો છે. આપણે જોયું કે આ નાટકના પ્રથમ અંકના પ્રથમ દૃશ્યથી જ દુષ્યન્તને ધર્મરત, ધર્મવીર સંત બતાવ્યો છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બીજા અંકમાં પણ એ મહાત્માને સુભાગી કહ્યો છે. અહીં આ શ્લોકમાં પણ કવિ કહે કે એનો દુષ્યન્ત સાધારણ રાજા નથી. એ તો રાજમુનિ છે. વાંચો એમ. સી. પટેલની આ શ્લોક ઉપરની ટીકા—

'રાજા ગૃહસ્થઆશ્રમને ધારણ કરી રહે છે. તેમજ ઋષિઓ પણ એ આશ્રમને ધારણ કરે છે અને ઉભય એક જ કારણને લીધે, તે એ જ કે એ આશ્રમથી સર્વને સુખ આપી શકાય છે; તેથી ગૃહસ્થાશ્રમને સર્વ સુખદાયક કહ્યો છે. આવા આશ્રમમાં રહીને બન્ને સરખી જ તપશ્ચર્યા કરી રહ્યા છે અને તે પણ પુણ્ય ભેગું કરવા અર્થે જ. રાજાની તપશ્ચર્યા તે પ્રજાનું રક્ષણ છે અને તે રક્ષા યોગસાધના સમાન જ છે. આવા રાજયોગિની કીર્તિ ચારણો એક જ શબ્દથી ગાય છે, માત્ર એકને રાજર્ષિ કહે છે અને બીજાને ઋષિરાજ કહે છે. ભેદ માત્ર શબ્દના ક્રમમાં જ રહ્યો છે, અને ઉભયની એ નિર્મળ અને પવિત્ર કીર્તિ ગગનતલ સુધી ગાજી રહે છે.'

આવા રાજમુનિને વિષયી અને ચંચળ કેમ કહેવાય ? રાજા બે રીતે वशिन् કહેવાય—એક તો તે પોતે જિતેન્દ્રિય છે અને બીજું તે રાજ્યને પણ વશ રાખે છે. આથી તેને રાજમુનિ જ કહેવો જોઈએ.

'એ યોગીને પણ ઋષિ કહી 'રાજ' પૂર્વે જ મૂકી
ગાજે કીર્તિ પુનિત ગગને ચારણો ગાય તેની.'

શ્લોક ૧૫ અન્વય—यद् नगरपरिघप्रांशुबाहुः अयम् एकः उदधिश्याम-सीमां कृत्स्नां धरित्रीं भुनक्ति एतत् न चित्रम् । दैत्ये हि बद्धवैराः सुराः अस्य अधिज्ये धनुषि पौरुहूते वज्रे च समितिषु विजयं आशंसन्ते । ( મન્દાક્રાન્તા) परिघ—આગળો. प्रांशु—લાંબા. नगरस्य परिघः स इव प्रांशू; तादृशौ बाहू यस्य सः અહીં હાથને परिघ સાથે સરખાવ્યા છે પણ ઉપમા બહુ સુંદર નથી. कृत्स्नां—સમગ્ર આખી. पौरुहूते—ઈન્દ્રના. અહીં પણ દુષ્યન્તને ઉદાત્ત જ બતાવ્યો છે. દેવો પણ એને સહાય માટે બોલાવે છે. નીચેના શ્લોકમાં પણ રાજાને તેવો જ બતાવે છે.

समितिषु सुराः सुरयुवतयो

(१) समतिषु-યુદ્ધમાં (૨) સુરયુવતીઓ—પ્રથમ પાઠ વધુ સહજ લાગે છે.
कतिपय०—થોડાક દિવસ

अनुकूला०—આ વિનંતી હવે તમને અનુકૂળ છે. अनकूलो गजहस्तः

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અને દેવોને આમંત્રણ મોકલ્યું. દેવોએ ના પાડી. આથી પોતાની શક્તિથી વિશ્વામિત્રે ત્રિશંકુને સદેહે સ્વર્ગે મોકલવા માંડ્યો. ઈન્દ્ર વગેરે દેવો તેને નીચે નાખવા લાગ્યા અને ઋષિ તેને ઉપર મોકલવા લાગ્યા. આમ તે રાજા આકાશમાં નક્ષત્ર રૂપે રહ્યો.

વિદૂષક પણ કહે છે, 'તમે ત્રિશંકુની માફક છો ત્યાં જ વચ્ચે જ રહો. શહેરમાં પણ ન જાઓ અને આશ્રમમાં પણ ન જાઓ.'

શ્લોક ૧૭ ( અનુષ્ટુભ ) भिन्न० भिन्नः देशा ययो स्तयोर्भाव तस्मात् द्वैधीभवति–દ્વિધા થાય છે. જેમ કોઈ નદી વહેતી હોય અને તેની આગળ ખડક આવે તો તેના બે ભાગ થઈ જાય છે તેમ આ વિકટ પ્રશ્નને લીધે દુષ્યન્તનું મન પણ બે કાર્યો વચ્ચે ઝોલાં ખાય છે. આમ અહીં ઉપમા અલંકાર છે.

महाब्राह्मण—આ રીતે રાજા વિદૂષકને ચડાવે છે.

શ્લોક ૧૮ અન્વય--वयं क्व, मृगशावैः समम् एधितः परोक्षमन्मथः जनः क्व । सखे परिहासविजल्पितं वचः परमार्थेन न गृह्यताम् ( વૈતાલીય)

शावैः--બચ્ચાં. एधितः--મોટું થયેલું. परोक्ष०—જેને પ્રેમનો અનુભવ નથી. परिहास०--મશ્કરીમાં બોલાયેલું. અહીં विकल्पितं ખોટી રીતે રજૂ કરાયલું પાઠાન્તર છે. તે પણ विजल्पितम् જેટલું જ સરસ છે.

परमार्थेन—સત્ય ન લઈશ. અહીં विरूपयोः संघटना છે તેથી વિષમ અલંકાર છે.

## અંક ૩

### વિષ્કમ્ભક

[કશ્યપનો શિષ્ય યજ્ઞ માટે ઘાસ એકઠું કરતો હોય છે. તેની સ્વ-ઉક્તિમાંથી એમ જાણવા મળે છે કે દુષ્યન્તે આશ્રમમાં પ્રવેશ કર્યો કે તરત જ ઋષિઓની ક્રિયાઓ નિર્વિઘ્ન થઈ. પ્રિયંવદા શકુન્તલા માટે ઉશીર અનુ-લેપન વગેરે લઈ જતી હોય છે. તેને લૂ લાગી હોય છે એમ આ બન્નેની વાત ઉપરથી લાગે છે. શકુન્તલા કશ્યપનું સર્વસ્વ છે અને તેથી તેની બરાબર દરકાર રાખવાનું શિષ્ય પ્રિયંવદાને કહે છે. 'યજ્ઞનું પવિત્ર પાણી શકુન્તલા માટે મોકલાવું છું' કહી શિષ્ય જાય છે.]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



महानुभावः—महान् अनुभावः यस्य सः । निरुपप्लवानि વિઘ્ન વગરનાં. જુઓ રઘુ૦ ૨–૪૮—जीवन्पुनः शश्वदुपप्लवेभ्यो प्रजाः प्रजानाथ पितेव पासि ।

શ્લોક ૧—(અનુષ્ટુભ) हुंकार–'હું'કાર જુઓ કુમાર ૨–૨૬—क्षतहुंकार शंसिनः; જુઓ રઘુ૦ ૭–૫૮. જેમ કોઈ જંગલી પ્રાણીના હુંકારથી સાંભળનાર તરત નાસી જાય તેમ ધનુષ્યના ટંકારથી જ રાક્ષસો જતા રહે છે. તો પછી બાણ સાંધવાની તો વાત જ ક્યાં! જુઓ विक्रमो० ૧—वसुधाधरकन्दराभिसर्पी प्रतिशब्दोऽपि हरेर्भिनत्ति नागान् ॥ अपोहति દૂર કરે છે-अप+ऊह् ઉપરથી.

ત્રીજા અંકની શરૂઆતથી જ ધર્મવીર દુષ્યન્તનાં વખાણ શરૂ થઈ જાય છે.

आकाशे—જુઓ પરિશિષ્ટ ૧.

आतपलङ्घनात्—તાપને લીધે થતી પીડાથી. લૂ લાગવાથી. निर्वापणाय—શાંતિ મળે તે માટે—ઠંડક આપવા માટે. उच्छ्वसितम्—શ્વાસ. वैतानिक—वितानसंबंधि–યજ્ઞ સંબંધી. शान्त्युदकम् शान्त्यर्थमुदकम्।—તાવ મટાડનાર અને આરામ આપનાર પાણી. गौतमीहस्त०—ત્રીજા અંકને અંતે ગૌતમી આવે છે તેનું અહીં સૂચન થાય છે[1] विष्कम्भक—જુઓ પરિશિષ્ટ ૧.

દૃશ્ય ૧

[ પ્રેમનો પરિતાપ અનુભવતો રાજા પ્રવેશ કરે છે. શકુન્તલાને શોધતો તે વેતસલતાના મંડપ તરફ વળે છે.]

આપણે જોયું કે ત્રીજા અંકની શરૂઆત જ દુષ્યન્તના પ્રભાવની પ્રશંસાથી થાય છે. દુષ્યન્તના આગમનથી જ તપસ્વીઓનાં વિઘ્નો જતાં રહ્યાં. એના ધનુષ્યના ટંકારથી જ વિઘ્નો જતાં રહે છે, તો પછી એના બાણનો તો કેવોયે પ્રભાવ હશે!

"વાત શી શર સાંધ્યાની, ધનુષ્ટંકારથી જ, તે
દૂરથી વિઘ્ન સૌ ટાળે જાણે હુંકારના રવે."

રાજા બહુ બુદ્ધિમાન છે. કાર્ય અકાર્યને જાણવાવાળો છે. તે ધાર્મિક છે. કાર્યના ફળને પણ તે તપાસવાવાળો છે. તે જાણે છે કે શકુન્તલા પારકી છોકરી છે. તે એ પણ જાણે છે કે તેના વિશે કંઈ વિચાર ન કરવા જોઈએ.

૧ રાય–પૃષ્ઠ ૨૭૭.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકુન્તલા ઉપર તે બળ વાપરી શકે છે પણ તેમ કરતાં એને મુનિના કોપનો ભય છે. મુનિનો કોપ જો ઊતરે તો એના સમસ્ત રાજ્યનો વિનાશ થાય. આથી સ્વાભાવિક રીતે દુષ્યન્ત જેવો રાજા શકુન્તલા પ્રત્યે આકર્ષાય જ નહિ. છતાં તેની આંતર્વૃત્તિ એને શકુન્તલા તરફ જ આકર્ષે છે. એમ કેમ?

विधिरहो बलवानिति मे मतिः ।

શકુન્તલા અને દુષ્યન્તનો સંબંધ સ્વયં વિધિ જ ઇચ્છે છે. તો એને રોકનાર વા એમાં દોષ જોનાર કોણ? બુદ્ધિમાન દુષ્યન્તને વિધિની ઇચ્છાની કેવી ખાતરી થાય છે એ કવિએ અહીં બતાવ્યું છે.

શ્લોક ૨ (આર્યા)--अलम्—હું તેના તરફથી મારું મન પાછું વાળવા અશક્ત છું 'न च निम्नादिव सलिलं निवर्तते मे ततो हृदयम्'—આ પાઠાંતર છે.

તેનો અર્થ આ પ્રમાણે થાય છે—'અને છતાં જેમ પાણી ઢોળાવ ઉપરથી (પાછું ન વાળી શકાય), તેમ હું મારું હૃદય તેના તરફથી પાછું વાળી શકતો નથી.'

શ્લોક ૩ અન્વય—तव कुसुमशरत्वम् इन्दोः शीतरश्मित्वम् इदं द्वयं मद्विधेषु अयथार्थं दृश्यते । इन्दुः हिमगर्भैः मयूखैः अग्निं विसृजति, त्वमपि कुसुमबाणान् वज्रसारी करोषि । (માલિની)

अयथार्थम्--નિરૂપયોગી. થવી જોઈએ તે કરતાં ઊંધી અસર ઉપજાવનારી. કામદેવનાં પાંચ બાણ નીચે પ્રમાણે છે—अरविन्दमशोकं च चूतं च नवमल्लिका । नीलोत्पलं च पञ्चैते पञ्चबाणस्य सायकाः ॥

ઘણા નીચે પ્રમાણે કામદેવનાં બાણ ગણાવે છે---उन्मादनस्तापनश्च शोषणस्तम्भनस्तथा संमोहनश्च कामस्य पञ्चबाणाः प्रकीर्तिताः ।। શૃંગારપ્રધાન કાવ્યોમાં ચંદ્રકિરણો ચંદનનો લેપ વગેરે દાહ ઉત્પન્ન કરે છે એવું ઘણીવાર કહેવામાં આવે છે. જુઓ—विक्रमो० २—नन्दनवनवाता अपि भवन्ति अत्युष्णाः शरीरे ।

હનુમાન નાટકમાં સીતા વિયોગમાં રામને ચંદ્ર સૂર્ય જેવો ઉષ્ણ લાગે છે—सौमित्रे ननु सेव्यतां तरुतलं चण्डांशुरुज्जृम्भते चण्डांशोर्निशि का कथा

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



रघुपते चन्द्रोऽयमुन्मीलति । वत्सैतद्विदितं कथंनु भवता धत्ते कुरंगं यथा, क्वासि प्रेयसि हे कुरंगनयने चन्द्रानने जानकि ॥

શ્લોક ૪ અન્વય—नूनं हरकोपवह्निः त्वयि और्व इव अम्बुराशौ अद्यापि ज्वलति । अन्यथा (हे) मन्मथ, भस्मावशेषस्त्वं मद्विधानामित्थमुष्णः कथं [भवसि] ? (ઉપજાતિ)

हरकोप०--શિવનો કોપાગ્નિ. કામદેવને ભસ્મસાત્ કર્યો હતો તે વાત. જુઓ કુમાર૦--૩-૭૨. જુઓ બાલરામાયણ ૩–कर्पूर इव दग्धोऽपि शक्तिमान् यो जने जने । नमोस्त्ववार्यवीर्याय तस्मै मकरकेतवे ॥

और्व--વડવાગ્નિ. ઔર્વની વાત હરિવંશમાં આવે છે. ઔર્વ ઉર્વઋષિનો પુત્ર હતો. પ્રજા ચાલુ રાખવા દેવોએ ઉર્વને વિનંતી કરી. ઋષિએ કહ્યું કે તેનું સંતાન વિશ્વને બાળી મૂકશે. તેમના ઊરુમાંથી તેમણે બધાને ભરખી જતો અગ્નિ ઉત્પન્ન કર્યો. જો બ્રહ્માએ તેને સમુદ્રમાં સ્થાન ન આપ્યું હોત તો તેણે જગતને બાળી મૂક્યું હોત. उर्वस्य मुनेरपत्यं पुमान् और्वः । 'રાય' આ શ્લોક આપતા નથી.

શ્લોક ૫ (આર્યા)—अनिशं હંમેશ. मकरकेतोः—કામદેવ. મકરને (સાગરના રાક્ષસને) કામદેવે હરાવ્યો હતો. તેનું ચિત્ર કામદેવની ધજા ઉપર હોય છે. यदि मदिरायत०—જો બધો પરિતાપ શકુન્તલાને અનુલક્ષીને હોય તો તે રાજાને આવકારદાયક છે. જુઓ ઉ૦ च इयं गेहे लक्ष्मी...ઈ. ઘણી વાચનાઓ આ શ્લોક પછી નીચે પ્રમાણે પાઠ રાખે છે--भगवन् कन्दर्प, एवं उपालब्धस्य ते न मां प्रत्यनुक्रोशः ।—वृथैवसंकल्पशतैरजस्रमनङ्ग नीतोऽसि मया विवृद्धिम् । आकृष्य चापं श्रवणोपकण्ठे मय्येव युक्तस्तव बाणमोक्षः ॥

તેનો અર્થ આ પ્રમાણે થાય—'ઓ અનંગ, મેં તને આખો વખત સો સો સંકલ્પોથી ખાલી જ પોષ્યો. કાન સુધી ધનુષ્ય ખેંચી તેં મારા ઉપર જ બાણ વરસાવ્યાં. તે શું તને યોગ્ય છે?" ઘણી બંગાળી આવૃત્તિઓ આ શ્લોક આપે છે છતાં ઘણી દેવનાગરી વાચના આ શ્લોક આપતી નથી.

संस्थितेकर्मणि०યજ્ઞકાર્ય પતી ગયા પછી. सदस्यैः—સાધુઓ. तावद् गच्छामि પછી ઘણા નીચે પ્રમાણે વાંચે છે—अनया बालपादपवीथ्या सुतनुरचिरं गतेति तर्कयामि । कुतः संमीलन्ति न तावद् बन्धनकोशास्तयावचितपुष्पाः क्षीरस्निग्धाश्चामी दृश्यन्ते किसलयच्छेदाः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તે શ્લોકનો અર્થ આ પ્રમાણે છે-' એણે પુષ્પો ચૂંટ્યાં લાગે છે. હજી દાંડીના કોષ બિડાયા નથી. વળી આ કૂંપળોના કટકા દૂધથી ચીકણા જણાય છે.' શરદરંજન રાય આ શ્લોક ખાસ આપે છે. પરંતુ દુર્બળ શકુન્તલા આ કામ કેવી રીતે કરી શકે તે સંશયપ્રદ છે. કદાચ તેની સખીઓએ પુષ્પો લીધાં હોય પણ તેવો કંઈ સ્ફોટ અહીં થતો નથી. આથી મેં આ શ્લોક લીધો નથી. બ. ક. ઠા. આ બધા શ્લોક ખાસ આપે છે.

આ શ્લોક અનુમાનનો સુંદર દાખલો છે છતાં દેવનાગરી આવૃત્તિ પણ આ શ્લોક આપતી નથી. વળી સાતમો શ્લોક રાજાને પૂરતી નિશાની આપે છે તેથી ઉપરના વધારાના શ્લોકની ખાસ જરૂર જણાતી નથી.

શ્લોક ૬-( આર્યા ) सुरभिः-સુગંધી. कण०-કણ લઈ આવનાર. अविरलं-ગાઢ. જુઓ माल० ३-२२ एवं हि प्रणयवती सा शक्यमुपेक्षितुं कुपिता । જુઓ मालती० १-४१ तामीषत्प्रचलद्विलोचनां नताङ्गीमालिङ्गन् पवन मम स्पृशाङ्गमङ्गम् । અહીં શબ્દરણકો નોંધપાત્ર છે.

શ્લોક ૭-( આર્યા ) अवगाढा-ઊંડી. સંસ્કૃત કવિઓને આવા ઉલ્લેખનો શોખ હોય છે. આ નિશાનીઓથી રાજા શકુન્તલાનાં પગલાં ઓળખી કાઢે છે. તેથી અહીં પણ અનુમાન અલંકાર છે. જુઓ विक्रमो – ४-पश्चान्नता गुरुनितम्बतया ततोऽस्या दृश्येत चारुपदपङ्क्तिरलक्तकाङ्का ।

પદપંક્તિનું આટલું બારીક અવલોકન રાજાની ઉત્કટ અભિલાષા બતાવે છે.

नेत्र निर्वाणम्-નેત્રનું પરમ સુખ. પરમ આનંદ. निर्वाण શબ્દ 'પરમ આનંદ' માટે છે. તે શબ્દ 'વેદાન્ત' માં અને ભગવદ્ગીતામાં દેખાય છે. વાંચો माल०-३-१ प्रसक्ते निर्वाणे हृदय परितापं वहसि किम् । જુઓ किरात ११-६९ निर्वाणमपि मन्येहमन्तरायं जयश्रियः । अये लब्धं-શકુન્તલાને જોતાં રાજા ઉપર શી અસર થાય છે તે જણાવવા માટે કાલિદાસ માત્ર એક જ વાક્ય આપે છે. ભવભૂતિએ કદાચ બેચાર શ્લોકો ટપકાવ્યા હોત !

मनोरथ०-મનોરથની પ્રિયતમા. 'હજી મારી નથી થઈ' એમ અર્થ છે.

દૃશ્ય ૨

[ શકુન્તલાની અસ્વસ્થતા દૂર કરવા સખીઓ અનેક ઉપચારો કરે છે પણ વ્યર્થ ! શકુન્તલાની પરિસ્થિતિ જોતાં તેમને એમ વહેમ જાય છે કે કદાચ તેને રાજા પ્રત્યે પ્રેમ થયો હશે. તેઓ ધીમે રહીને શકુન્તલા પાસેથી વાત

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કહાવે છે. તેની નાજુક પરિસ્થિતિ જોઈને તેઓ તેના પ્રેમને અભિનંદે છે. અને અનેક રીતે આશ્વાસન આપે છે. શકુન્તલા પાસે પ્રેમપત્ર લખાવીને દેવ નિર્માલ્યની અંદર છુપાવી તે પત્ર રાજાને પહોંચાડવો એવી યુક્તિ તેઓ કરે છે તે પ્રમાણે શકુન્તલા પત્ર લખે છે અને સખીઓને વાંચી સંભળાવે છે. આ બધું રાજા છાનોમાનો જોતો હોય છે. મોકો જોઈને તે પ્રવેશ કરે છે. બધા તેને આવકારે છે. સખીઓ રાજાને શકુન્તલાની સોંપણી કરી ચાલી જાય છે. એકાંત મળતાં રાજા શકુન્તલા સાથે ગાંધર્વ લગ્ન કરે છે. તેવામાં સખીઓ ગૌતમીના આગમનનું સૂચન કરે છે. આથી રાજા શકુન્તલાની સૂચના અનુસાર લતાઓ પાછળ છુપાઈ જાય છે. ફરીથી મળવાનું સૂચન કરી શકુન્તલાને ગૌતમી સાથે જવું પડે છે. રાજા બિચારો પછી બહાર આવી બધું જોઈને અસ્વસ્થ થાય છે. સાંજના કર્મોમાં હાજર રહેવાનું સૂચન થતાં દુષ્યન્ત જાય છે. ]

किमयं आतप०—પહેલાં રાજાને થાય છે કે શકુન્તલા પ્રેમ પરિતાપથી માંદી થઈ છે. પણ તેને તરત યાદ આવે છે કે તાપની પણ આવી જ અસર થાય આથી એને સંદેહ થાય છે કે આ પ્રેમતાપ હશે કે લૂ હશે પછી તરત તેને ખાતરી થાય છે કે આ તાપની અસર નથી.

શ્લોક ૮ અન્વય—स्तनन्यस्तोशीरं, प्रशिथिलमृणालैकवलयं प्रियायाः साबाधं इदं वपुः किमपि कमनीयम् ( वर्तते ), मनसिजनिदाघप्रसरयोः तापः समः ( इति ) कामम् । युवतिषु ग्रीष्मस्य तु अपराद्धमेवं सुभगं न ( अस्ति ) । ( શિખરિણી )

उशीरं—વાળાલેપ. प्रशिथिल—ઢીલું થઈ ગયેલું. અહીં શિથિલિત પાઠફેર છે. શિથિલિત બતાવે છે કે વલય પહેલાં સખત હતું. પણ વલય ઢીલાં જ પહેરાય તેથી પ્રશિથિલ પાઠ સારો છે. एकवलयम्—પહેરનારની અત્યંત નાજુક અવસ્થા બતાવે છે. શકુન્તલા માત્ર ' मृणाल ' નું એક જ વલય પહેરી શકે એવી એની નાજુક પરિસ્થિતિ હતી. किमपि—અનિર્વર્ણનીય. અત્યંત. प्रसर—કાર્યનો, આગમનનો. मनसिजश्च निदाघप्रसरश्च तयोः । सुभगं न अपराद्धम् સરસ રીતે પીડા થતી નથી. અહીં ગ્રીષ્મને અને મનસિજને સરખાવ્યા છે. છેલ્લી લીટીમાં ' मनसिज ' નો ગ્રીષ્મ ઉપરનો ઉત્કર્ષ બતાવ્યો છે. મનસિજના તાપથી લાવણ્ય વધે છે. જ્યારે ગ્રીષ્મના તાપથી તેવું થતું નથી. વાંચો—शोच्या च प्रियदर्शना च मदनक्लिष्टेयमालक्ष्यते । તેથી અહીં વ્યતિરેક

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અલંકાર છે. मनसिजश्च निदाघप्रसरश्च तयोः । મનસિજના તાપથી લાવણ્ય વધે છે, જ્યારે ગ્રીષ્મના તાપથી તેવું થતું નથી. વાંચો-शोच्या च प्रियदर्शना च मदनक्लिष्टेयमालक्ष्यते ॥

पर्युत्सुका--પ્રેમથી ઉત્સુક થયેલી. જુઓ—विक्रमो०-૨-૧૬. पर्युत्सुकां कथयसि प्रियदर्शनां तामार्तं न पश्यसि पुरूरवसं तदर्थे ॥

आतङ्क—કરુણ પરિસ્થિતિ. अनभ्यन्तरे—પરિચિત નથી. અમને આ બાબતનો ખાસ જાતઅનુભવ નથી. અમે પ્રણયની દુનિયાથી બહાર છીએ. अलब्धान्तरा वयं ते मनोगतस्य–આ બંગાળી પાઠ છે. 'તારા મનમાં શું છે તે અમે જાણતાં નથી.' આ પાઠ પણ ઠીક છે. જુઓ माल०२—अहो प्रयोगाभ्यन्तरः प्राश्निकः-इतिहास०—ઇતિહાસ વગેરેમાં પોતે વાંચ્યું હોય છે તે ઉપરથી આશ્રમબાળાઓ શકુન્તલાની પરિસ્થિતિની અટકળ કરે છે.

प्रति–ती–कारः—प्रतिकरणम् । प्रतिकृ+घञ्–उपसर्गस्य घञ्यमनुष्ये बहुलम्। घञ् પ્રત્યયથી બનેલા 'મનુષ્ય' ન બતાવતા શબ્દ પહેલાંના ઉપસર્ગનો અંત્ય હ્રસ્વ સ્વર વિકલ્પે દીર્ઘ થાય છે. તેથી परिवाह કે परीवाह, प्रतिकार કે प्रतीकार, परिपाक, કે परीपाक થાય. अनसूयामपि०–રાજાને એમ લાગે છે કે શકુન્તલા પ્રેમપરિતાપ અનુભવે છે. અનસૂયાનો પ્રશ્ન સાંભળી રાજા કહે છે, "મને कामी स्वतां पश्यति અનુસાર આવું લાગે છે તેવું નથી. અનસૂયાને પણ તે જ વિચાર આવ્યો.'

अभिनिवेशः--દૃઢ પ્રેમ. बलवान् खलु०–મારો પ્રેમ છુપાવી શકાય તેવો નથી. ઘણો વધી ગયો છે. હું મારી મેળે તો તે વ્યક્ત કરી શકીશ જ નહિ. તેઓ પૂછે છે તે છતાં પણ હું એકદમ કહી શકતી નથી. परिहीयसे अङ्गैः— અંગ ગળતાં જાય છે. लावण्यमयी छाया—લાવણ્યમય કાંતિ. अवितथम्-સત્ય.

શ્લોક ૯ અન્વય--आननं क्षामक्षाम कपोलम् । उरः काठिन्यमुक्तस्तनम्। मध्यः क्लान्ततरः । अंसौ प्रकामविनतौ । छविः पाण्डुरा । मदनक्लिष्टा इयं पत्राणां शोषणेन मरुतः स्पृष्टा माधवी लता इव, शोच्या च प्रियदर्शना च आलक्ष्यते। (શાર્દૂલવિક્રીડિત)

क्षामक्षाम—અત્યંત કૃશ. દ્વિરુક્તિ અતિશયતા બતાવે છે. काठिन्य— કઠિનતા વગરનાં. प्रकाम–ખૂબ. छविः–શોભા. पाण्डुरा–ફિક્કા. शोषणेन=शोषकेण --સૂકવી નાખતા. प्रियं०—प्रियं दर्शनं यस्याः सा (बहु०) અહીં શકુન્તલાને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



માધવી લતા સાથે અને મદનપીડા ને પવન સાથે સરખાવવામાં આવ્યા છે. આથી ઉપમા અલંકાર છે.

स्निग्धजन०—સ્નેહીઓમાં વહેંચાવાથી દુઃખ હળવું બને છે.

किन्तु आयास०—બીજું કોઈ નથી કે જેને હું કંઈ કહી શકું પણ તમને કહેવાથી તમને નકામી ઉપાધિ થશે.

શ્લોક ૧૦ અન્વય—इयं बाला समदुःखसुखेन जनेन पृष्टा ( सती ) मनोगतमाधिहेतुं न वक्ष्यति ( इति ) न। अनया विवृत्य बहुशः सतृष्णं दृष्टः अपि अत्रान्तरे श्रवणकातरतां गतोऽस्मि। ( વસન્તતિલકા )

समदुःख०—જુઓ રઘુ૦—૮—૬૫; समदुःखसुखः सखीजनः-विक्रमो १ समदुःखः पिबतीव मां नयनाभ्याम्-अत्रान्तरे-આ વખતે. श्रवण०-સાંભળવામાં ભય પામું છું विवृत्य-પાછી ફરીને. શકુન્તલા રાજા તરફ સ્નિગ્ધ ભાવે જોતી હતી અને તેનો પ્રેમ સ્પષ્ટ વ્યક્ત કરતી હતી તે ખરું પણ પ્રત્યક્ષ કાનોકાન સાંભળવાનું આવતાં રાજા જરા ગભરાય છે. " ભગીરથ પ્રયત્નનું ફળ જાણવાના પ્રસંગે મનુષ્યનું મન સ્વભાવે બીકણ બને છે એ સત્યનિરૂપણનો આ સુંદર પ્રસંગ કવિએ બહુ કુશળતાથી સાધી લીધો છે. "

मम दर्शनपथ०—મારા દષ્ટિપથમાં આવ્યા ત્યારથી. જુઓ—

विक्रमो०—१—९—यदृच्छया त्वं सकृदप्यवन्ध्ययोः पथि स्थिता सुन्दरि यस्य नेत्रयोः।

શ્લોક ૧૧ અન્વય—स्मर एव तापहेतुः स एव मे निर्वापयिता जातः। तपात्यये जीवलोकस्य अभ्रश्यामः दिवसः इव। ( આર્યા )

निर्वापयिता—ઠંડક આપનાર. तपात्यये—ઉનાળાના અંતે. जीवलोकः—जीवानाम् लोकः जीवलोकः।

अभ्रश्यामः--अर्धश्यामः—

अभ्रश्यामः--વાદળને લીધે કાળો. ' अर्धश्यामः ' ' અર્ધો શ્યામ ' પાઠાંતર છે પણ બરાબર લાગતું નથી. જુઓ रत्नावली-तपति प्रावृषि नितरामभ्यर्णजलागमो दिवसः॥ અહીં નીચે પ્રમાણે સરખામણી છે--

| | |
|---|---|
| स्मरः | अभ्रश्यामदिवसः |
| अहम् | जीवलोकः |

अत्रान्तरे અને तपात्यये વચ્ચે પણ દ્વન્દ્વની સરખામણી છે.

આથી અહીં ઉપમા અલંકાર છે.

ગ્રીષ્મનો તાપ પ્રેમતાપની માફક પીડા કરે છે. समस्तापः कामं मन-



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



स्निग्धनिदाघप्रसरयोः । જ્યારે આકાશ વાદળથી છવાઈ જાય છે અને વરસવાની તૈયારીમાં હોય છે ત્યારે તાપ અત્યંત વધી પડે છે. તેવી જ રીતે જ્યારે શકુન્તલા કહેવાની અણી ઉપર હોય છે ત્યારે રાજાની શંકા પણ અત્યંત વધી પડે છે. જેમ પ્રથમ વર્ષા વિશ્વને આનંદ આપે તેમ શકુન્તલાએ કરેલું નિવેદન પણ રાજાને આનંદ આપે છે. આમ સ્મર અશ્વશ્યામ દિવસ જેવો છે

વાંચો–"વાદળે છવાયેલો દિવસ સાધારણ રીતે વ્યાધિનો ઉત્પાદક ગણાય છે, તેમ જ વર્ષના બીજા ભાગમાં તે મનને ઉદ્વેગમાં રાખે છે; પરંતુ ગ્રીષ્માન્તે વર્ષાઋતુ બેસતાં એવા જ દિવસો રમણીય લાગી આનંદ કરાવે છે, અને જળની વૃષ્ટિ કરી સર્વ વસ્તુને પુષ્ટિકારક બનાવે છે. એકની એક જ વસ્તુ ભિન્ન સમયે કેવો જૂદો ભાવ ભજવે છે તે બતાવવા આ દૃષ્ટાન્ત યોજેલું છે." ( મ. ચ. પટેલ )

तिलोदकम्--तिलमिश्रम् उदकम् । તલમિશ્રિત પાણી, મરણ ક્રિયામાં આવું પાણી પિતૃઓને અર્પણ કરવામાં આવે છે. 'તેમને તેની મરણ ક્રિયા કરવી જ પડશે' એમ અહીં શકુન્તલા સૂચન કરે છે.

આ પછીનાં સખીઓનાં વાક્યો શકુન્તલાના પ્રેમને સમર્થન આપે છે.

संशयच्छेदि०--संशयं छिनत्ति इति ।

અહીં રાજાને શકુન્તલાના પ્રેમ વિશેના સંશયનો ઉલ્લેખ નથી. પણ શકુન્તલાનું सिञ्चत मे तिलोदकं—એ વાક્ય સાંભળી 'હવે શું કરવું' એવા સખીઓના સંશયનો ઉલ્લેખ છે. રાજાના સંશયની તો વાત જ નથી કારણ पृष्टा जनेन અને श्रुतं यत् श्रोतव्यम्—એ દ્વારા એને કોઈ સંદેહ નથી એ સ્પષ્ટ થયું છે.

ललामभूतः--અહીં પણ રાજાના ઉદાર ચરિતનાં વખાણ છે. આમ અહીં પણ તેને ઉદાત્ત જ બતાવ્યો છે.

युक्तमस्याः०--પૌરવોના લલામભૂત દુષ્યન્ત પ્રત્યે શકુન્તલાને અનુરાગ પ્રગટ્યો છે. ( ललामभूतः पौरवाणाम् ) એની પસંદગીમાં ક્યાંય પણ ભૂલ નથી. શકુન્તલા પોતે અત્યંત ઉત્કંઠિત થઈ છે. જો તેને કોઈ સહાનુભૂતિ આપનાર ન મળે તો તે વધારે જીવી શકે એમ નથી. ( अक्षमा इयं कालहरणस्य ) આથી એના સ્નેહને અભિનંદવા પ્રિયંવદા અધીરી થઈ ગઈ છે. આથી જ તે અનસૂયાને કહે છે કે આપણા તરફના સહાનુભૂતિના શબ્દો એના પ્રાણ ટકાવી રાખશે. આથી તે એકદમ પૂછે છે કે "હું એને

१—राय पृ. ३०२

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અભિનંદન આપું ? તું શું કહે છે ?"

સાગરમુજ્ઝિત્વા ૦—સહકારમન્તરેણ૦—આ બે વાક્યો આ બંને સખીઓ જ બોલે છે. પણ કેટલાક સમીક્ષકો તે બધાં જ વાક્યો પ્રિયંવદાના મુખમાં મૂકે છે. કાળે બંને ઉક્તિ અનસૂયાના મુખમાં મૂકે છે. જ્યારે રાય તે પ્રિયંવદાના મુખમાં મૂકે છે. એમ કેમ? બંને સખીઓ તરફથી શકુન્તલાને અનુમોદન મળવું જ જોઈએ. આથી એક વાક્ય અનસૂયાના મુખમાં અને એક વાક્ય પ્રિયંવદાના મુખમાં કવિએ પહેલેથી વહેંચીને જ મૂક્યું હોવું જોઈએ. અનસૂયા કંઈ એવી જડ નથી કે કશું સારું બોલી જ ન શકે. અનસૂયા જરા ગંભીર છે એટલે રાજાને સાગર સાથે સરખાવી એની પ્રશંસા કરે છે. સાગરને છોડીને તે મહાનદી બીજે ક્યાં જાય ? અનસૂયાના શબ્દો દ્વારા જાણે કાલિદાસ ન કહેતા હોય કે દુષ્યન્ત અને શકુન્તલાના પ્રીતિસંબંધમાં ક્યાંય દોષ નથી. રાજા દુષ્યન્ત સાગર જેવો ઉદાર ઉદાત્ત છે. એમાં ક્યાંય દોષ નથી. શકુન્તલા પોતે મોટી નદી જેવી પવિત્ર છે. એમનો સંબંધ વિધાતાએ જ નક્કી કર્યો છે પછી એમાં દોષ જોનાર કોણ ?

પ્રિયંવદા જરા મધુરાલાપિની છે. તે સખી તરફ પક્ષપાત ધરાવે છે. તેથી તે રાજાને કેવળ સહકાર વૃક્ષ કહે છે. જ્યારે શકુન્તલાને પલ્લવિની લતા સાથે સરખાવે છે.

આ શબ્દો પણ જાણે કાલિદાસના જ છે. મહાકવિને આ મિલનમાં ક્યાંય દોષ દેખાતો નથી તો તેમાં દોષ જોનારા બીજા કોણ ? શકુન્તલા બીજા કોઈ પ્રત્યે આકર્ષાય એ બને જ નહિ. મોટી નદી સમુદ્ર સિવાય બીજે ક્યાં જાય ? શકુન્તલા કેવળ દુષ્યન્ત પ્રત્યે જ આકર્ષાઈ શકે. આ સંબંધ કેટલો અનુરૂપ છે ? ઉપવનની માધવી લતા જુઓને ! એ ખીલેલી ફૂલીફાલી લતાને કેવળ સહકાર વૃક્ષ જ ધારી શકે. જો તમે એ લતાને કોઈ બીજા વૃક્ષ ઉપર મૂકો તો એ વૃક્ષ તે નહિ ધારી શકે. જ્યારે એ લતા પૂરી ખીલે ત્યારે ચોપાસથી બધો સૂર્યપ્રકાશ આવતો બંધ થઈ જાય. પરિણામે એ વૃક્ષ સૂર્યના તાપને અભાવે જીર્ણ થઈ પડી જાય અને છેવટે એ લતા પણ પડી જાય. કેવળ સહકાર જ આટલી ખીલેલી લતાને સહી શકે. ( पल्लवितां सहते ) શકુન્તલા તો કેવળ દુષ્યન્ત પ્રત્યે જ આકર્ષાઈ શકે અને તે જ યોગ્ય છે. શકુન્તલાનો આ અનુરૂપ અભિલાષ તો અભિનંદવા યોગ્ય જ છે. युक्तमस्याः अभिलाषः अभिनन्दितुम् । મહાકવિ પોતે જ આ રીતે આ મિલન અભિનંદે છે તો બીજા કોઈને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તેમાં દોષ જોવાનો હક નથી.

विशाखे०—'વિશાખા' એ નક્ષત્રયુગલ છે. તે ચંદ્રની જ ગતિને અનુસરે તેમ બે સખીઓ પણ શકુન્તલાના પ્રેમને સમર્થન આપે તો તેમાં કંઈ નવાઈ નથી એમ રાજા કહે છે. અહીં શકુન્તલાના ઉપમાન તરીકે शशाङ्क નથી વાપર્યું પણ शशाङ्कलेखा એમ સ્ત્રીલિંગ વાપર્યું છે. ઉપરાંત શકુન્તલાના કૃશ દેહને આ જ ઉપમા યોગ્ય છે. કેટલાક विशाखे એટલે શકુન્તલા લે છે અને शशाङ्कलेखा એટલે ચંદ્રવંશી રાજા દુષ્યન્ત લે છે. જેમ વિશાખા નક્ષત્ર ચન્દ્ર સાથે જોડાવા ઇચ્છે તેમ શકુન્તલા ચંદ્રવંશી દુષ્યન્ત સાથે જોડાવા ઇચ્છે એમાં શું નવાઈ? પણ કાલિદાસ જો એમ જ ઇચ્છતા હોત તો તેમણે शशाङ्क એ પુલ્લિંગ પ્રયોગ કર્યો જ હોત. પૌરાણિક કથા અનુસાર વિશાખા ચન્દ્રની પત્ની મનાય છે તેથી મોનિયર વિલિયમ્સ એવો અર્થ આપે છે. પણ કાલિદાસ તે અર્થમાં આ શબ્દપ્રયોગ કરતા નથી. વિક્રમોર્વશીયમાં પણ એવો કોઈ અર્થ નથી. જુઓ विक्रमो—१—एष चित्रलेखा द्वितीयां प्रियसखीमुर्वशीं गृहीत्वा विशाखासमीपगत भगवांश्चंद्र इव उपस्थितो राजर्षिः ।—एतान् दिवसान्—'कालाध्वनोरत्यन्तसंयोगे' પ્રમાણે દ્વિતીયા છે. રાજા ઉપર પણ આ સ્નેહની અસર ઓછી નથી થઈ. પ્રિયંવદા તરત નોંધે છે કે રાજાએ શકુન્તલા તરફ સ્નેહભરી દૃષ્ટિ નાખી હતી. પહેલા અંક કરતાં આજે એ વધારે કૃશ જણાય છે. તે બતાવે છે કે રાજા પણ શકુન્તલા માટે ઓછો ઉત્કંઠિત નથી. અહીં પણ ખાસ राजर्षि શબ્દ વાપર્યો છે તે દુષ્યન્તની ઉદાત્તતા બતાવવા માટે જ. તે જરાક પણ ચંચળ નથી એમ કવિ વારંવાર સૂચવ્યા કરે છે.

શ્લોક ૧૨ અન્વય—निशि निशि भुजन्यस्तापाङ्गप्रवर्तिभिः अन्तस्तापादशिशिरैः अश्रुभिः विवर्णमणीकृतम् अनभिलुलितज्याघाताङ्कमिदं कनकवलयं स्रस्तं स्रस्तं मणिबन्धनात् मया मुहुः प्रतिसार्यते । ( હરિણી )

અહીં રાજાનું ચિત્ર છે. હાથ ઉપર આડું માથું તે ટેકાવતો હશે. તેથી આંખના ખૂણામાંથી વહેતાં આંસુથી તેના સુવર્ણકંકણનાં રત્નો ઝાંખાં થતાં હશે. अंतर्गतः तापः, अन्तस्तापः तस्मात् । भुजन्यस्ता०—भुजन्यस्तः अपाङ्गः तस्मात् प्रवर्तन्ते इति तैः । અહીં દુષ્યન્તની કામાતુર દશાનું વર્ણન છે. તેથી સ્વભાવોક્તિ અલંકાર છે ( अपाङ्गप्रवर्तिभिरश्रुभिः ) मणिबन्धनात् કાંડા ઉપરથી. જુઓ મેઘદૂત—कनकवलयभ्रंशरिक्तप्रकोष्ठः । કાંડાને મણિબંધ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કહેવાય છે કારણ તેના ઉપર મણી પહેરવામાં આવે છે. देवता०—દેવતાના પ્રસાદના મિષ હેઠળ. आत्मनः देवसेवा પાઠફેર છે. देवस्य राज्ञस्य सेवा । રાય દેવશેષા રાખે છે. आत्मनः उपन्यासपूर्वं—તારી જાતનો ઉલ્લેખ થાય તેવું ललित०—લલિત પદરચનાવાળું જુઓ विक्रमो०२-१४.—ललितार्थबन्धनम् ।

શ્લોક ૧૩ અન્વય—( हे ) भीरु, यतः अवधीरणां विशङ्कसे, स अयं ते संगमोत्सुकः तिष्ठति। प्रार्थयिता श्रियं लभेत वा न ( लभेत )। ईप्सितः श्रिया दुरापः कथं भवेत् । ( વંશસ્થવિલ )

संगमो०—सङ्गमे उत्सुकः ।

अवधीरणां—અવધીરણા, કેટલાક અહીં પાંચમા અંકમાં થનારા પ્રત્યાદેશનું સૂચન ગણે છે. विशङ्कसे—ભય રાખે છે. લક્ષ્મી સ્વયં કોઈ મનુષ્યની ઇચ્છા રાખે ત્યારે તે કેવી રીતે નિષ્ફળ જાય ? કોઈ માણસ લક્ષ્મીને શોધતો હોય તો તે મળે કે ન મળે. લક્ષ્મી એટલે ભાગ્ય પણ લેવાય. જુઓ—न रत्नमन्विष्यति मृग्यते हि तत् ।

અહીં વિશેષનું સામાન્ય દ્વારા સમર્થન છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર છે.

क इदानी०—કાલિદાસની આ ખાસ શૈલી છે. કોઈ પણ પ્રસ્તુત સંજોગોને અનુરૂપ દૃષ્ટાંત કાલિદાસ આપે છે. આમ निदर्शना અલંકાર થાય છે. અહીં आतपत्रेण પાઠ બરાબર નથી. કારણ ચાંદનીમાં કોઈ છત્રી લઈ બહાર ન જાય.

नियोजिता०—સખીઓની મરજીને અનુકૂળ થઈ તે બતાવે છે. શકુન્તલા કહે છે, ‘ ઠીક આ બધું તમે હુકમ કરો છો તેથી કરું છું. જો આનું કંઈ ખરાબ પરિણામ આવ્યું, તો તે માટે તમે જવાબદાર હશો—હું નહિ. ’

विस्मृत०—જે મીંચાવું ભૂલી ગઈ છે તે. જુઓ रघु० २—१९ पपौ निमेषालसपक्ष्मपङ्क्तिरुपोषिताभ्यामिव लोचनाभ्याम् ॥

શ્લોક ૧૪ ( આર્યા ) શકુન્તલા કેવી કેવી રીતે વિચાર કરે છે તેનું આબેહૂબ ચિત્ર છે. તેથી **સ્વભાવોક્તિ** અલંકાર છે. उन्नमिता एका भ्रूलता यस्य तत् । कण्टकितेन—पुलकित—અત્યન્ત આનંદ બતાવે છે. શકુન્તલા એનો પોતાનો મારી પ્રત્યેનો સ્નેહ શબ્દોથી નથી બતાવતી, કારણ શબ્દોમાં કહેતાં તેને અવધીરણાની બીક લાગે છે. પણ તેના ગાલ ઉપર જે રોમાંચ થઈ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આવ્યો છે તે એનો એ અનુરાગ સ્પષ્ટ રીતે બતાવે છે. મેં જાતે આ દૃશ્ય જોયું છે. કેટલું સુંદર દૃશ્ય ! આથી વધુ સુંદર દૃશ્ય કલ્પી પણ ન શકાય. ( स्थाने खलु )

જુઓ વિક્રમો૦ ૧—स्पृष्टः सरोमविक्रियं...ઈ

જુઓ—त्वयत्कठोर पुलकाङ्कितकण्टकाग्रैर्यत् खिद्यते तव पदं ननु सा व्यथा मे ॥—अलंकारसर्वस्व.

गीतवस्तु—ગીતનો વિષય. निक्षिप्तवर्णं—निक्षिप्ताः वर्णाः यस्य तत्। અક્ષરો કોતરીને. संगतार्थम्—બરાબર અર્થવાળું.

શ્લોક ૧૫—( આર્યા )—रात्रिमपि—रात्रावपि પાઠાન્તર છે.

मनोरथायाः—मनोरथानि

त्वयिवृत्त०—જેના મનોરથ તમારા ઉપર છે.

वुतमणोरहाइं ( वृत्तमनोरथानि ) अङ्गानि કરતાં वृत्त मनोरथाया પાઠ સારો લાગે છે. ' अभिमुखमनोरथं हृदयं' પાઠાન્તર પણ સારું છે.

શ્લોક ૧૬—( આર્યા )—ग्लपयति—ઝાંખી પાડે છે.

હવે દુષ્યન્તને પ્રવેશ કરવાના કોઈ કારણની જરૂર રહેતી નથી.

કાલ્પનિક દુનિયા પણ કાલિદાસ સરસ રીતે રજૂ કરી શકે છે. એક જ પ્રેમ પણ સ્ત્રીને અને પુરુષને અથવા તાપસકન્યાને અને શહેરી યુવકને કેવી રીતે અસર કરે છે તે બતાવે છે. અહીં દૃષ્ટાન્ત અલંકાર છે. બિમ્બ-પ્રતિબિમ્બભાવ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| રાજા | શશાંક |
| શકુન્તલા | કુમુદ્વતી |
| મદન | દિવસ |

કામદેવ તારા ઉપર દયા કરે છે કારણ તું સ્ત્રી છે અને નાજુક છે. તારા ઉપર તે પોતાનો ગુસ્સો ઠાલવતો નથી તને તો તે કેવળ તપાવે જ છે. પણ મારી સામે જો. એને એમ છે કે મારે પ્રહાર કરવાનું આ ઠીક ઠેકાણું છે તેથી મને તો તે દુષ્ટ તેના બધા જોરથી બાળી જ મૂકે છે. (શય)

જુઓ વિક્રમો૦—पर्युत्सुकां कथयसि प्रियदर्शनां तां आर्तं न पश्यसि पुरूरवसं तदर्थे ।

स्वागतं—મનોરથ કે જે વાર લગાડતો નથી. જુઓ માલ૦ ૨ अत्यायतं नयनयोर्मम जीवितमेतदायाति ॥ अवि०—न विलम्बते इति । રાજા પોતે જ મનોરથ છે. मनोरथ=मनोरथविषयीभूतो जनः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૧૭ ( આર્યા ) संदष्ट—संदंश ઉપરથી. જુઓ. रघु०–૧૬–૬૫–संदष्टवस्त्रेष्वबलानितम्बेषु—જુઓ—શાકુન્તલ—૭—ઉરસા संदष्टसर्पत्वचा—

**आशुविमर्दितमृणालवलयानि–आशुक्लान्तबिसभङ्गसुरभीणि**

(૧) જેમણે મૃણાલવલયો એકદમ કચડી નાખ્યાં છે.

(૨) દેવનાગરી વાચના આ પાઠાન્તર રાખે છે. તેનો અર્થ આ પ્રમાણે છે—' એકદમ ચીમળાઈ ગયેલી કમળની દાંડીના કટકાથી સુગંધિત થયેલાં (ગાત્રો).' આ પાઠાન્તર પણ સરસ છે. તે સમાસનો વિગ્રહ નીચે મુજબ છે—

आशु०—आशुक्लान्ताः ये बिसभङ्गाः तैः सुरभीणि । उपचारम्—આચાર पुनरुक्त०—પ્રિયંવદા કહે છે, "તમારો બંનેનો અનુરાગ એટલો બધો પ્રત્યક્ષ છે કે હું તે કહી બતાવીશ તો જરૂર સુવિદિત વાતની પુનરુક્તિ કરી લેખાશે.' એટલે કે નકામું લાગશે. અહીં 'द्वयोः' अन्योन्यानुरागः સાથે નહિ લેવાનું કારણ તેમ કરતાં તે નકામું લાગે. પણ द्वयोरपि प्रत्यक्षः—તમને બંનેને પ્રત્યક્ષ છે એમ અર્થ લેવાનો. તમારો અન્યોન્ય સ્નેહ અમને પ્રત્યક્ષ હોય એમાં વિશેષતા નથી. પણ તે તમને બંનેને પ્રત્યક્ષ હોવો જોઇએ. જુઓ—" प्रहर्षचिन्हानुमितं प्रियायै शशंस वाचा पुनरुक्तयेव । "; विक्रमो० ३–अभिव्यक्तायां चन्द्रिकायां किं दीपिकापौनरुक्त्येन । ; विक्रमो० ५ मुक्तावलीविरचना पुनरुक्तमङ्गैः ।

विषय०—રાજ્યમાં, પ્રદેશમાં વસતા. પ્રિયંવદા બહુ સુંદર રીતે રાજાને શકુન્તલાની સોંપણી કરે છે.

भगवता—આ શબ્દ બતાવે છે કે મદન સર્વશક્તિમાન છે અને તે શકુન્તલાને પીડે છે. તેથી તે દુઃખી છે અને તમારા રક્ષણને યોગ્ય છે.

अवस्थान्तरं०—આ બદલાયેલી પરિસ્થિતિ કરાઈ છે.—अन्या अवस्था अवस्थान्तरम्—સારી નહિ તેવી સ્થિતિ. अभ्युपपत्त्या—તેને સ્વીકારીને—તેના ઉપર કૃપા કરીને. જુઓ—कुमार० ४–२५ रतिमभ्युपपत्तमातुरां मधुरात्मानम दर्शयत्पुरः ॥

साधारणोऽयं प्रणयः—જુઓ विक्रमो० २–१६. साधारणोऽयमुभयोः प्रणयः

विमुपरोधेन०—શકુન્તલા આ ઈર્ષ્યાથી નથી બોલતી. અંતઃપુરની સ્ત્રીઓ કરતાં તે વધુ સુંદર છે તેમ તે જાણે છે, અને રાજાને તેણે જીતી લીધો છે તેમ પણ તે જાણે છે. આથી જ તે આમ બોલે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૧૮ (અન્વય) (हे) हृदयसंनिहिते, अनन्यपरायणमिदं मम हृदयं यदि अन्यथा समर्थयसे, (तर्हि) (हे) मदिरेक्षणे, मदनबाणहतः अस्मि पुनः (त्वया) हतः। (દ્રુતવિલમ્બિત)

अनन्य०–न अन्यत् परायणं यस्य—જેને બીજું કોઈ શ્રેષ્ઠ નથી. જે બીજા કોઈને આધીન નથી. हृदय०—જે હૃદયમાં છે. मदिरेक्षणे-माद्यति अनेन इति मदिरा—મદિરા જેવાં માદક નયનોવાળી.—सौष्ठवेनापरित्यक्ता स्मेरापाङ्गमनोहरा। वेपमानान्तरा दृष्टिर्मदिरा परिकीर्तिता। રાજા કહે છે, 'હું પ્રેમથી તો લગભગ મૃતવત્ થઈ ગયો છું; તેમાં પણ આ તારો કટાક્ષ મને ફરીથી ઘાયલ કરે છે. તું મારા હૃદયમાં જ વસે છે. તેથી તારી આંખોએ મને કેવો પરાજિત કર્યો છે તે તું ત્યાં રહી રહી જોતી જ હોઈશ. છતાં આ કટાક્ષ કરે તો પછી મૃત્યુ જ મારું શરણ છે. [1] મારું હૃદય કેવળ તારામાં જ આસક્ત છે. તું જ કેવળ મારા હૃદયમાં વાસ કરી રહી છે. છતાં જો ત્યાં રહે રહે પણ તું એને તેથી જૂદું એટલે કે અંતઃપુરની રાણીઓમાં રમતું ધારે તો મદનથી તો હું ઘાયલ થયો જ છું અને વળી તારા આ વચનથી તું મને ફરીથી મારી જ નાખે છે!

वयस्य बहुवल्लभा—અનસૂયા શકુન્તલાના ભાવિનો વધારે વિચાર કરે છે.

શ્લોક ૧૯ (અનુષ્ટુભ)--प्रतिष्ठा—પ્રતિષ્ઠા. હવે દુષ્યન્ત એના ભૂતકાળનો દુષ્યન્ત રહ્યો નથી. એના ઊગતા યૌવનમાં એણે અનેક હંસપદિકાઓને આકર્ષી હશે પણ આજે શકુન્તલાને સ્વીકારતો રાજમુનિ દુષ્યન્ત તેવો નથી. આજે તો શકુન્તલા એકલી જ એના કુળની પ્રતિષ્ઠા છે. આજે તો કેવળ સમુદ્ર રસના પૃથ્વી જ એની સપત્ની છે. કણ્વ પણ જાણે આ જ ભાવ ઉચ્ચારે છે—भूत्वा चिराय चतुरन्तमहीसपत्नी। कुलप्रतिष्ठा એટલે ભાવી વંશનો ઉલ્લેખ નથી કારણ તે વખતે દુષ્યન્તને તે ખ્યાલ ક્યાંથી હોય? પણ જે કોઈ કુળની પ્રતિષ્ઠામાં વધારો કરે તે પણ કુળની પ્રતિષ્ઠા જ કહેવાય. કુમારસંભવમાં પાર્વતીને હિમાલયની કુલપ્રતિષ્ઠા કહી છે.

વાંચો—तामर्चिताभ्यः कुलदेवताभ्यः कुलप्रतिष्ठां प्रणमय्य माता।

संयोजयावः–મેળવીએ. જુઓ अमरु०—निर्यातः शनकैरलीकवचनोपन्या-

---

[1] રાય–પૃષ્ઠ ૩૨૮.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



समालीजनः ।; माल०-४ वकुलावलिके, एष बालाशोकवृक्षस्य पल्लवानि हरिणो लङ्घितुमागच्छति । एहि निवारयावः एनम् । पृथिव्याः यः शरणं०—અહીં પણ દુષ્યન્તને ઉદાત્ત જ બતાવ્યો છે. દુષ્યન્ત જેવોતેવો રાજા નથી પણ પૃથ્વીનું શરણ છે. તે આજે શકુન્તલાની પાસે છે. आराधयिता—તારો પૂજક.

શ્લોક ૨૦ (વસન્તતિલકા) करभ—હથેળીનો ભાગ. લક્ષણાથી—'હાથીની સૂંઢ, એ અર્થ લેવો વધુ ઠીક છે. અહીં પણ દુષ્યન્તની નબળાઈ નથી પણ એ આજે પ્રીતિનો દાસ છે. સેવકત્વ માત્ર પ્રેમ પુરતું જ છે. શકુન્તલાની બે સખીઓમાંથી એક તેના પગ દાબતી હતી જ્યારે બીજી પંખો નાખતી હતી. રાજા કહે હવે સખીઓનું શું કામ છે. તે બંને કામ હું કરી શકું છું.

न माननीयेषु—રાજા તરફ.

अनिर्वाणो—સાવ પૂરો નથી થયો. 'अपरिनिर्वाणो' પાઠાન્તર છે.

શ્લોક ૨૧ (આર્યા) શકુન્તલાનું શરીર જો સારું હોત તો તે તડકામાં જઈ શકત પણ આ તબિયતે તે તાપ સહી ન શકે. पेलवैः—કુમળા

रक्षविनयम्—रक्षाविनयम्

रक्ष विनयम्०—શકુન્તલા રાજાને વિનયની રક્ષા કરવા કહે છે. તે કહે છે, "હું તમને પ્રેમ કરી શકું, અને હૃદય આપી શકું, પરન્તુ હું તમને મારા શરીરને સ્પર્શ કરવાનો હક ન આપી શકું. તે (આપવાનો) હક તો કેવળ મારા પિતાનો જ છે. મારો નહિ. रक्ष अविनयम्—અવિનય રહેવા દો.

रक्ष अविनयम्—અને रक्ष विनयम्—એક જ વસ્તુ બતાવે છે. આવી વિનય ન ત્યજનારી છોકરી શાપને યોગ્ય કેવી રીતે હોઈ શકે ?

विदितधर्मा જે ધર્મ જાણે છે.

રાજા શકુન્તલાને પકડે છે ત્યારે શકુન્તલા વિનય સાચવવા કહે છે. તે ખાસ કરીને पौरव શબ્દ વાપરે છે કે પુરુ વંશના રાજાને આ યોગ્ય નથી. છતાં દુષ્યન્ત તેને છોડતો નથી. તે કહે છે કે શકુન્તલા કણ્વ તરફનો ખોટો ભય રાખે છે. પૂજ્યપાદ કણ્વ ધર્મવિદ છે તેથી તે તારામાં દોષ નહિ જુએ. વળી ઘણીયે રાજર્ષિ કન્યાઓએ ગાંધર્વ લગ્ન કર્યાં છે અને તેમના વડીલોએ તે અભિનન્દ્યાં છે. કુલપતિ કણ્વ આમાં કોઈ દોષ નહિ જુએ.

અને સાચું, કણ્વ આ લગ્ન અભિનન્દે છે જ. तावदेनां लज्जावनतमुखीं परिष्वज्य स्वयं तातकाश्यपेनैवमभिनन्दितम् । જ્યારે વિધિએ મેળવેલા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આ યુગલમાં ભગવાન તાત કાશ્યપ પણ દોષ જોતા નથી તો વિદ્વજ્જનોને એમાં દોષ જોવાનો કોણે અધિકાર આપ્યો ?

શ્લોક ૨૨ ( અનુષ્ટુભ ) ગાંધર્વ વિવાહ મનુસ્મૃતિએ ગણાવેલા આઠ પ્રકારના વિવાહમાંનો એક છે. ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽऽसुरः । गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ ગાંધર્વ વિવાહનું લક્ષણ આ પ્રમાણે છે— इच्छयान्योन्य संयोगः कन्यायाश्च वरस्य च । गान्धर्वः स तु विज्ञेयःमैथुन्यः कामसंभवः ॥ मनु–३–३२,

શ્લોક ૨૩ અન્વય—यावत् (हे) सुन्दरि, पिपासता मया अपरिक्षित-कोमलस्य अस्य ते अधरस्य रसः षट्पदेन नवस्य कुसुमस्य (रसः) इव सदयं मृग्यते । ( ઔપમ્ય-દર્શક )

अपरिक्षत–નહિ અડકેલું. તાજું पिपासता—પાતું इच्छता 'पा'नुं ઇચ્છા-દર્શક. અહીં શૃંગારનો અન્ત આવે છે.

चक्रवाकवधूके०—क અનુકમ્પા બતાવે છે. ચક્રવાક યુગલ હંમેશ સાથે જ ફરે છે. કહેવાય છે કે રામ જ્યારે સીતાના વિરહમાં વિલાપ કરતા હતા ત્યારે તેમણે રામની મશ્કરી કરી હતી. આથી રામે તેમને શાપ આપ્યો હતો. તેમને રાત વિયોગમાં વીતાવવી પડે છે. જુઓ— विक्रमो०–४–२०सरसि नलिनीपत्रेणापि त्वमावृतविग्रहां ननु सहचरीं दूरे मत्वा विरौषि समुत्सुकः रघु० ८–५६ शशिनं पुनरेति शर्वरी दयिता द्वन्द्वचरं पतत्रिणम् ॥ मेघ० दूरीभूते मयि सहचरे चक्रवाकीमिवैकाम् ।

ગૌતમી આવે છે માટે દુષ્યન્તની રજા લે એમ અહીં સૂચન છે. ચક્રવાકી–શકુન્તલા; સહચર–દુષ્યન્ત; રજની–ગૌતમી.

કાલિદાસની આ સૂચનશૈલી નોંધપાત્ર છે. शरीरवृत्तान्तो० તબિયતની ખબર કાઢવા.

लघु०—लघु संतापः येषां तानि– જેનો તાવ ઓછો થયો છે તે. अस्ति मे विशेषः– મને વધુ ફેર છે. सुखोपनते–તેના મનની ઇચ્છા એકદમ ફળી અને સાથે સુખ પણ લાવી હતી. ( सुखेन सह उपनते )

लतावलय०–અહીં લતાવલયને અને રાજાને બંનેને સંબોધન છે. लतावलय (૧) ગૌતમી આને લતામંડપ સમજે છે. (૨) ખરી રીતે લતામંડપમાં રહેલા રાજાને સંબોધન છે. संताप०–(૧) લતામંડપ ઉનાળાનો તાપ દૂર કરે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે. (૨) રાજા મનનો તાપ દૂર કરે છે. परिभोगाय– (૧) છાયાના ઉપભોગ માટે. (૨) સહવાસ માટે.

શ્લોક ૨૪––(અન્વય)–पक्ष्मलाक्ष्याः मुहुः अंगुलिसंवृताधरोष्ठं प्रतिषेधाक्षरविक्लवाभिरामम् अंसविवर्ति मुखं (मया) कथमपि उन्नमितं चुम्बितं तु न (ઔપચ્છન્દસિક)

अङ्गुलिभिः संवृतः अधरोष्ठः यस्य तत् । प्रतिषेधा०–प्रतिषेधस्य (નિષેધના) यानि अक्षराणि (શબ્દો) तेषु विक्लवं (દુઃખી) अतः एव अभिरामम् (રમ્ય). अंस०– अंसे (ખભા ઉપર) विवर्तते (વળતું) इति अंसविवर्ति । पक्ष्मल સુંદર પોપચાં. કાલિદાસના આ અદ્‌ભુત આલેખનની રમ્યતા અનુભવવા અનેક સંસ્કાર અને ઉચ્ચ ભાવથી તૈયાર થયેલા હૃદયની જરૂર છે.

શ્લોક ૨૫ અન્વય—इयं तस्याः शरीरलुलिता शिलायां पुष्पमयी शय्या । एष नलिनीपत्रे नखैः अर्पितः क्लान्तः मन्मथलेखः । इदं हस्तात् भ्रष्टं बिसाभरणं इति आसज्यमानेक्षणो, शून्यादपि वेतसगृहात् सहसा निर्गन्तुं, न शक्नोमि । (શાર્દૂલવિક્રીડિત)

लुलिता–દબાયેલી, आसज्य०–જેની દૃષ્ટિ સ્થિર છે તે. क्लान्तः–કરમાયેલો.

"મન્મથ લેખ ચોળી નાખેલો પડયો છે। ચોળ્યો એ શબ્દથી શકુન્તલાના સૌકુમાર્યનું સુંદર સૂચન કર્યું છે. એણે મદનવ્યથામાં અધીરી થઈ મન્મથ લેખ સખીઓના અનુમોદનથી લખ્યો તો ખરો, પરંતુ એવા રસિક અને ઉન્નત આત્માવાળા રાજાનું દર્શન થતાં 'નિર્દય' કહી લખેલા એ પત્રના વિચારે શરમાવી નાખી, અને તેથી જ રાજા જુએ નહિ તેમ તેના હાથમાં ને હાથમાં ચોળી નાખી તેને પડતો મૂક્યો।

હૃદયની ઊંડી અને ઉચ્ચ પણ અસ્પષ્ટ લાગણીઓથી સ્વભાવે જ બનતા આવા ઝીણા પ્રસંગોના કાર્ય કારણને ઊંડા અન્વેષણથી શોધી કાઢી ઝીણી બાબતોમાં પણ આત્માની ઉચ્ચગામી વૃત્તિનો ચિતાર ખડો કરવાની કાલિદાસની પ્રતિભા શક્તિ કાંઈક વિલક્ષણતા ધારણ કરે છે."

(મ. ચ. પરેલ)

શ્લોક ૨૬ અન્વય—सायंतने सवनकर्मणि, संप्रवृत्ते, हुताशनवतीं वेदीं परितः प्रकीर्णाः, सन्ध्यापयोदकपिशाः पिशिताशनानाम् छायाः बहुधा भयमादधानाः चरन्ति । (વસન્તતિલકા)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सायंतन—સાંજના. परितः દ્વિતીયા લે છે. अभितः परितः समयानिकषाहाप्रतियोगेऽपि । सवनकर्म—યજ્ઞકર્મ, રાક્ષસોના પડછાયો વેદી ઉપર પડયો હતો. पिशित—કાચું.

'अयमहमागच्छामि' ને બદલે 'अयमयमागच्छामि' પાઠાન્તર પણ છે. ત્રીજા અંકને અંતે પણ દુષ્યન્તને ધર્મરત જ બતાવ્યો છે.

## અંક—૪

### મિશ્રવિષ્કમ્ભક.

[ દુષ્યન્ત અને શકુન્તલાના ગાંધર્વવિવાહ થઈ ગયા છે. જે યજ્ઞ માટે દુષ્યન્તને બોલાવ્યો હતો તે પૂરો થયો છે. તે પોતાના નગરમાં ગયો છે. શકુન્તલાના સૌભાગ્યદેવતાની પૂજા માટે સખીઓ પુષ્પો ચૂંટે છે. બંને શકુન્તલા વિશે વિચાર કરે છે. રાજા તરફથી કંઈ સમાચાર નથી તેથી અનસૂયાને ચિંતા થાય છે.

આમ વાત થતી હોય છે ત્યાં અતિથિનો સાદ સંભળાય છે. તેનો સત્કાર કરવા તેઓ જોગવાઈ કરે તે પહેલાં તો તે શાપ આપી ચાલ્યા જાય છે. દુર્વાસા ઋષિ કણ્વના આશ્રમ ઉપર આવ્યા હોય છે. શકુન્તલા દુષ્યન્તના વિચારમાં મગ્ન હોય છે તેથી તેનું તે બાજુ ધ્યાન જતું નથી. આથી ઋષિ શાપ આપી ચાલ્યા જાય છે. ઋષિને પ્રસન્ન કરવા અનસૂયા પ્રિયંવદાને મોકલે છે. ઋષિ શાપ પાછો તો નથી ખેંચતા પણ તે કહે છે કે કંઈ ઓળખતું ઘરેણું જોવાથી શાપનો અંત આવશે. રાજાની વીંટી શકુન્તલા પાસે હોય છે. તેથી સખીઓ નીરાંત અનુભવે છે. શકુન્તલાની નાજુક પરિસ્થિતિ જોઈને આ વાત તેઓ શકુન્તલાને કરતાં નથી. ]

कुसुमावचयं—જ્યારે કોઈ વસ્તુ હાથથી લેવાની હોય અને ચોરવાની ન હોય ત્યારે 'हस्तादाने चेरस्तेये' (पा. ३-३-४०) પ્રમાણે चि ને घञ् લાગે અને રૂપ अवचाय થાય. જેમકે अन्यत्र यूयं कुसुमावचायं कुरुध्वमत्रास्मि करोमि सख्यः । જ્યારે कुसुमावचय એટલે એમ અર્થ થાય કે છોકરીઓ ફૂલ હાથથી લઈ શકતી નહોતી તેથી લાકડીથી કે ઝાડ પર ચઢીને ફૂલ લેતી હતી અથવા ચોરીથી વીણતી હતી. આમ કેટલાકને મતે अवचय બરાબર નથી કારણ છોકરીઓ એટલી સહેલાઈથી વાત કરતી હતી કે આપણને સ્પષ્ટ લાગે કે તેમને ફૂલ વીણવાનાં કશી મુશ્કેલી નહિ પડતી હોય.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પણ શ્રી રાય કહે છે કે કાલિદાસ અવચય રૂપ જાણી જોઈને વાપરે છે.

માલવિકાગ્નિમિત્રમાં પણ તે આવે છે. આ વેદનું રૂપ છે. કાલિદાસના સમયમાં આ રૂપ સંસ્કૃત ભાષામાંથી અદૃશ્ય નહોતું થયું. તેમના વખતમાં તે રૂપ ભાષામાં પણ વાપરી શકાતું હતું. તે નીચે પ્રમાણે આ રૂપ સમજાવે છે—

अवचयनम् इति अव+चि+अच् भावे=अवचयः । રાઘવ કહે છે કે ફૂલ છોકરીઓ પહોંચી ન શકે તેટલાં ઊંચાં હતાં તેથી અવચય બરાબર છે!

निवृत्त—પતી ગયું છે. कल्याणम्—કલ્યાણ—લગ્ન, निर्वृत्तम्—સુખી, અહીં અનસૂયા દુષ્યન્તને શકુન્તલાના અનુરૂપ પતિ તરીકે જ વધાવે છે. એવો મહાનુભાવ રાજા! એવું એવું બોલીને ગયો અને હજી સુધી એ રાજર્ષિએ પોતાના નગરમાં જઈને કોઈ ખબર અંતર કહેવડાવી નથી. અનસૂયા દુષ્યન્ત માટે જે શબ્દો વાપરે છે તે સૂચક છે. તે દુષ્યન્તનો રાજર્ષિ તરીકે ઉલ્લેખ કરે છે એટલું જ નહિ પણ એ રાજર્ષિ ધર્મરત છે એમ સ્પષ્ટ સૂચન થાય છે. કારણ હજી હમણાં જ તે ઋષિના યજ્ઞો પતાવીને ગયો. વળી ઋષિઓએ જાતે તેને વિદાય કર્યો છે. આવો રાજર્ષિ અહીંથી જઈને કેવળ એના અંતઃપુરને લીધે અહીંની વાત ભૂલી તો નહિ ગયો હોય! એના અંતઃપુરનો સમાગમ પામીને જ વિસ્મૃતિ થઈ હશે એ નવાઈની વાત છે. નહિ તો શકુન્તલાને પોતાની કુલ પ્રતિષ્ઠા કહી સ્વીકારનાર તે રાજર્ષિ બીજા કયા કારણે ભૂલી જઈ શકે? વળી તે अद्य શબ્દ વાપરે છે તે ખૂબ સૂચક છે, હજી રાજા આજે જ ગયો છે તેથી શકુન્તલાના મનની કેવી સ્થિતિ હશે તે કલ્પી શકાય છે.

આમ 'निर्वृतं हृदयं' એ શબ્દો દ્વારા કવિ પોતે જ જાહેર કરે છે કે આ મિલનથી તેમને સંતોષ થયો છે. છતાં જો કોઈ જિજ્ઞાસુના હૃદયની ઊંડી ઊંડી શંકા હોય તો કવિ તે શંકા અનસૂયાના પ્રસ્તુત શબ્દો દ્વારા વ્યક્ત કરે છે. પણ પછી તરત પ્રિયંવદાના न तादृशा आकृति॰......ઈ શબ્દો દ્વારા એ શંકાનું નિવારણ કરેછે. પ્રિયંવદા કહે છે એવી આકૃતિવાળા ગુણવિરોધી થતા નથી.

જ્યારે કાલિદાસને જ આ મધુર મિલનમાં અને દુષ્યન્તના ઉદાત્ત પ્રેમમાં વિશ્વાસ છે તો એના પ્રણય કે પ્રણયવ્યવહાર વિશે બીજા કોઇને કંઇ જ શંકા કરવાનો હક્ક નથી. आकृतिनां विशेषाः आकृति॰—આ ખાસ ગુણોનો આધાર દેહ છે. સુંદર આકૃતિ અને સુંદર મન એક જ આધારમાં અવિરુદ્ધ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



રીતે વસે છે. તે બંને એવાં એક સાથે મળે છે કે એક છે એમ જોતાં બીજું હશે જ એમ આપણે વિશ્વાસથી ધારી શકીએ.

आकृतिविशेषाः—અનોખી આકૃતિવાળા गुणविरोधिनः–ગુણ વિરોધી, જુઓ–रघु०–१–१५ आकारसदृशः प्रज्ञः । मृच्छकटिक—१६–न ह्याकृतिः सुसदृशं विजहाति वृत्तम् ।; सुभाषित– यत्राकृतिस्तत्र गुणा वसन्ति । आकृतिमनुगृह्णन्ति गुणाः...ઈ.

तात इदानीं०—આ શબ્દો દ્વારા કવિ જિજ્ઞાસુના હૃદયની બીજી શંકા રજૂ કરે છે કે આ વાત જાણીને તાત કાશ્યપ શું કરશે ? અભિનંદશે કે શાપ આપશે ?

ननु गुणवते—અનસૂયાના આ શબ્દો દ્વારા કવિ ઉપરની શંકાનું નિવારણ કરે છે. કોઈ ગુણવાનને કન્યા આપવી એવો તાત કાશ્યપનો સંકલ્પ છે. એ ગુણવાનને જો સ્વયં વિધિ જ મોકલે તો પછી તાત કાશ્યપ કે ગમે તેણે તે અભિનંદવો જ ઘટે.

गुणवते શબ્દ દ્વારા દુષ્યન્તના ગુણ ઉપર ભાર મૂકી અહીં પણ કવિ તેને ઉદાત્ત બતાવે છે. સ્વયં વિધાતા અને પરમાત્મા જ જ્યારે આ રમણીય મિલન ઈચ્છે છે ત્યારે તાત કાશ્યપ એને કેમ ન અભિનંદે. કાલિદાસ પોતે જ અહીં સૂચવે છે કે આ મિલન સર્વથા ઈષ્ટ છે અને પૂર્ણ છે. એ શાપને યોગ્ય નથી જ.

प्रथमः –પહેલી. संकल्प–ઈચ્છા. ननु–તને યાદ નથી ? निवेदितम्–સાદ.

અનસૂયા જરા ગંભીર છે તેથી તેને જ એ વિચાર પહેલો આવે છે કે રાજા ગયો તે ગયો જ. હજી સુધી એણે કંઈ ખબર મોકલ્યા નથી. વળી અતિથિનો સાદ પણ તે જ સાંભળે છે. તે જ નોંધે છે કે શકુન્તલા છે છતાં નથી જેવી કારણ રાજાના વિચારમાં તે અન્યમનસ્ક છે.

अद्य पुनः—પણ આજે શકુન્તલાને પોતાની જાતનું પણ ભાન નથી તો અતિથિ વગેરેનું તો તેને ક્યાંથી જ ભાન હોય ? अद्य શબ્દનું મહત્વ અહીં સમજાય છે. હજી રાજા આજે જ ગયો છે. શકુન્તલાને કેટલાયે વચન આપી ગયો છે. તેથી શકુન્તલાના મનની અત્યારે કેવી સ્થિતિ હશે તે કલ્પી શકાય છે. आत्मानमपि न विभावयत्येषा किं पुनरागन्तुकम् આવી શકુન્તલા શું શાપને યોગ્ય છે ? બધાની લાડીલી શકુન્તલા શાપને યોગ્ય હોઈ જ ન

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શકે. શાપ કેવળ પ્રતિકૂળ દૈવની જ એક લીલા છે. જોવાની ખૂબી એ છે કે એવા દુર્વાસા પણ શકુન્તલાના મનનો વિચાર કરતાં પીગળે છે. તે પણ પ્રસન્ન થઈને શાપનું તરત નિવારણ થાય એવા આશીર્વાદ આપે છે. જે અભિજ્ઞાન જોતાં શાપ નાબૂદ થવાનો હતો તે અભિજ્ઞાન તો શકુન્તલા પાસે જ હતું. પણ હાય દૈવ ! વિધિ જ વક્ર હતું તેથી જ વીંટી પાણીમાં પડી ગઈ. છતાં એ જ વિધિ આ ઈષ્ટ મિલન ઈચ્છે છે. તેથી એ વીંટી મત્સ્ય ગળી જાય છે, તે જ મત્સ્ય પકડાય છે અને વીંટી રાજા પાસે આવતાં શકુન્તલાની યાદ તાજી થાય છે.

કહેવાનું તાત્પર્ય એટલું જ કે દુર્વાસાનો શાપ એ કેવળ વિધિની જ લીલા છે. કેટલાક વિદ્વાનો એને શકુન્તલાને થવી જોઈતી સજા વગેરે તરીકે જુએ છે તે ઈષ્ટ નથી. एष क्रीडति कूपयन्त्रघटिकान्यायप्रसक्तो विधिः ।

જે વિધિ મનુષ્યો સાથે ખેલી રહ્યું છે તે જ વિધિ કાલિદાસના દુષ્યન્ત અને શકુન્તલા સાથે ખેલી રહ્યું છે. છતાં સાચો સ્નેહ એ વિધિ આગળ અડગ રહી અંતે વિજયી જ નીવડે છે. આ બાબત વધુ ચર્ચા માટે જુઓ અમારી આ પુસ્તકની પ્રસ્તાવના.

सौभाग्यदेवता—સ્ત્રીના લગ્નસુખની અધિષ્ઠાત્રી દેવી. अतिथीनाम् બ. વચન વિવેક બતાવે છે. हृदये०મન ઠેકાણે નથી.

શ્લોક ૧ અન્વય–अनन्यमानसा यं विचिन्तयन्ती तपोधनम् माम् उपस्थितं न वेत्सि, सः बोधितः अपि सन् प्रथमं कृतां कथां इव, त्वां न स्मरिष्यति । ( વંશસ્થવિલ )

अनन्य–અનન્યચિત્ત बोधितोऽपि–આનો બરાબર અર્થ પાંચમા અંકમાં જ્યારે શકુન્તલા યાદ કરાવે છે તો પણ રાજાને યાદ આવતું નથી, ત્યારે સમજાય છે. અહીં ઉપમા છે. દુર્વાસા પોતે પણ શકુન્તલાના મનની સ્થિતિ વિશે અજાણતાં જ બોલી જાય છે. તે કહે છે–विचिन्तयन्ती यमनन्यमानसा આવી શકુન્તલા શાપને યોગ્ય નથી જ. છતાં પ્રતિકૂલ દૈવને લીધે સુલભ કોપી દુર્વાસા શાપ આપે છે. આગળ ઉપર विचिन्तयन्ती यमनन्यमानसा– એવી શકુન્તલાની સ્થિતિ જ્યારે પ્રિયંવદાની વિનંતીથી તેમને યાદ આવે છે ત્યારે એ શાપનો પ્રતીકાર બતાવે જ છે. वेगबलो०—ઝડપથી દમામભેર, क्रोडन्यो०બ.ણુ્જના ગુસ્સાને અગ્નિ સાથે સરખાવ્યો છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


પ્રિયંવદાના આ શબ્દો દ્વારા કવિ પોતે જ દુર્વાસાની ઓળખ આપે છે અને સૂચવે છે કે શકુન્તલા એમના શાપને યોગ્ય નથી જ. કેવળ દૈવની પ્રતિકૂળતાથી જ શાપ મળે છે. દુર્વાસા સુલભકોપી અને પ્રકૃતિથી જ વક્ર છે અરે સાક્ષાત અગ્નિ છે. અગ્નિ સિવાય બીજું કોણ બાળે ? જે જે માર્ગમાં આવે તેને અગ્નિ તો બાળે જ એથી કંઈ શું એમ પુરવાર થાય કે જેને જેને અગ્નિ બાળે છે તે તે બળવા યોગ્ય જ છે ! નહિ જ. તેવી રીતે આ ઋષિને અગ્નિ કહી કવિ પોતે જ સૂચવે છે કે જેને જેને દુર્વાસા શાપ આપે તે તે કંઈ શાપને યોગ્ય જ છે એમ ન કહી શકાય. શકુન્તલા શાપને યોગ્ય છે જ નહિ. ઘડીએ ઘડીએ શાપ આપવો એ દુર્વાસાનો તો જાણે ધંધો થઈ પડયો છે.

गच्छ०–ઋષિને પાછા વાળવા અને શાંત કરવા અનુસૂયા પ્રિયંવદાને મોકલે એ જ ઇષ્ટ છે. કારણ અનસૂયા સમયસૂચક છે. આથી પ્રિયંવદા અને અનસૂયાની ઉક્તિમાં હું રાયની ગોઠવણ પસંદ કરું છું.

**आवेगस्खलितायाः–आवेगस्खलितया गत्या**

(૧) જે આવેગથી પડી ગઈ છે તેના (૨) आवेगस्खलितया०–આવેગથી સ્ખલિત થયેલી ગતિથી. अग्रहस्त–હાથ. હથેળી. अग्रश्चासौ हस्तश्च । અહીં ભાવિ અશુભનું સૂચન છે.

पुष्पोच्चयं—પ્રિયંવદા આવે ત્યાં સુધી અનસૂયા ખાલી નથી ઊભી રહેતી. અનસૂયા તખ્તા ઉપર રહે અને પ્રિયંવદા શું કરી આવી તે સમાચાર પ્રેક્ષકો સાંભળી શકે માટે કવિએ આ વિધાન કર્યું છે.

प्रकृतिवक्र–પ્રકૃતિથી વાંકા. प्रथमजिति०પહેલી વારનો છે તેમ જાણીને. शापो निवर्तिष्यते—શાપનો અંત આવશે. आश्वसितुम्—આશ્વાસન લેવું શક્ય છે. स्वाधीन–પોતાને આધીન ઉપાયવાળી. द्वयोरेव—સખીઓ બિચારી શકુન્તલાને કંઈ થાય નહિ માટે આ યોજના કરે છે જ્યારે તે તો ભયંકર અનર્થ લાવે છે.

આમ શકુન્તલા શાપને યોગ્ય છે જ નહિ કારણ તેનો પ્રતિકાર શકુન્તલાના હાથમાં જ છે. શાપ કેવળ પ્રતિકૂલ દૈવ જ છે. એ દૈવ પણ શકુન્તલા આગળ નમતું આપે છે. આથી જ બન્ને સખીઓ શકુન્તલાને આ બાબત જણાવતી નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



वामहस्तो०—અતિથિ આવ્યા, શાપ આપી ગયા, પ્રિયંવદાએ જઈ તેમને પ્રસન્ન કર્યા વગેરે કશી ખબર શકુન્તલાને પડતી નથી. ડાબા હાથ ઉપર મુખ ટેકવી એ કેવળ હમણાં જ ગયેલા સ્વામીનો અનન્ય ચિત્તે વિચાર કરી રહી છે. એને પોતાના આત્માની પણ ખબર નથી તો આગન્તુકની તો ક્યાંથી જ ખબર પડે? આવી કોડભરી નિર્દોષ શકુન્તલાને અત્યારે શાપની વાત શેં કરાય? નવમાલિકાને ઉષ્ણોદકથી કોણ સીંચે? कइदानी-मुष्णोदकेन नवमालिकां सिञ्चति પ્રકૃતિથી સુકુમાર શકુન્તલાને તો બચાવવી જ જોઈએ. શાપની વાત સાંભળીને પણ શકુન્તલાનું હૈયું ફાટી પડે.

विष्कम्भक—જુઓ પરિશિષ્ટ ૧

દૃશ્ય ૧

[ શિષ્ય સમયની ઘોષણા કરે છે. રાજાએ ખબર નથી મોકલાવી તે તેનું વર્તન ઠીક ન કહેવાય એમ બબડતી અનસૂયા આવે છે એટલે શિષ્ય જતો રહે છે. દુર્વાસાના શાપનો વિકાર હશે કે શું વગેરે વિચાર તેને આવે છે. તે વીંટી મોકલાવવાનો વિચાર કરે છે પણ કોને મોકલવો એ વિચારે અટકળાય છે. પિતા કાશ્યપને શકુન્તલાના લગ્નની અને તેના સીમન્તની ખબર કહેવાની તેની જીભ ઉપડતી નથી વગેરે ફરિયાદ તે કરે છે. પિતાની અનુજ્ઞા મળી છે અને શકુન્તલાને તે દિવસે જ વિદાય કરવાની છે એમ પ્રિયંવદા ખબર લાવે છે. બને સખીઓ તે માટે જાય છે. ]

શ્લોક ૨ અન્વય—एकतः ओषधीनां पतिरस्तशिखरं याति। एकतः आविष्कृतारुणपुरः सरः अर्कः (उदेति)। तेजोद्वयस्य युगपद्व्यसनोदयाभ्यां लोकः आत्मदशान्तरेषु नियम्यते इव। (વસન્તતિલકા)

पतिरोषधीनाम्—ओषधीपति—ચંદ્રનું નામ છે. ચંદ્રની અસરથી તે વનસ્પતિ ખીલે છે તેથી ચન્દ્રને ઓષધીપતિ કહ્યો છે. 'સોમ' છોડને વેદમાં 'છોડનો રાજા' કહ્યો છે, પણ જ્યારે ચન્દ્રને 'સોમ' નામ મળ્યું ત્યારે ચંદ્ર પણ ओषधीपति કહેવાયો. आविष्कृ—જેની આગળ અરૂણ દેખાય છે. તે સૂર્ય. પુરાણો પ્રમાણે અરુણ કશ્યપ અને વિનતાનો પુત્ર છે અને ગરૂડનો મોટો ભાઈ છે. તેની માતાએ ૧૦૦૦ વર્ષથી વહેલું ઈંડું તોડ્યું તેથી તે ઊરુવિહીન રહ્યો. પાછળથી તે સૂર્યનો સારથિ થયો. आविष्कृतः यः अरुणः सः पुरः सरो यस्य तादृशः अर्कः. लोको०—લોકોને જાણે કે સમજાવાય છે કે



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જ્યારે મોટા સૂર્ય ચન્દ્ર જેવા ઉદય અસ્ત અનુભવે તો પછી સામાન્ય લોકોનું શું ? युगपत्—એક સાથે. दशान्त०—જુદી જુદી દશા. જુઓ મેઘદૂત—नीचैर्गच्छत्युपरि च दशाचक्रनेमिक्रमेण । જુઓ स्वप्नवासवदत्तम् चक्रारपंक्तिरिव गच्छति भाग्यपंक्तिः । चक्रवत् परिवर्तन्ते दुःखानि च सुखानि च ।

શ્લોક ૩ અન્વય—शशिनि अन्तर्हिते सैव कुमुद्वती संस्मरणीयशोभा, मे दृष्टिं न नन्दयति । नूनमबलाजनस्य इष्टप्रवासजनितानि दुःखानि अतिमात्रदुःसहानि ( सन्ति ) ( વસંતતિલકા )

संस्मर० જેની શોભા સ્મૃતિની વસ્તુ જેવી બની છે.

न नन्दयति—આનંદ આપતી નથી. इष्ट—પ્રિયજન.

अतिमात्रविषय० અત્યંત અસહ્ય હોય છે. અહીં અર્થાન્તરન્યાસ અલંકાર છે. શકુન્તલાના વિરહદુઃખનું અહીં કવિ સુંદર રીતે સૂચન કરે છે

અહીં બંગાળી અને કાશ્મીરી વાચનાઓ નીચેના બે શ્લોક વધારે આપે છે. બંગાળી વાચના આ શ્લોકને ત્રીજો અને ચોથો ક્રમ આપે છે, જ્યારે કાશ્મીરી વાચના પહેલો અને બીજો ક્રમ આપે છે. રાઘવભટ્ટ यात्येकतो અને अन्तर्हिते એમ બે જ શ્લોક આપે છે. શરદરંજન રાય ચારેય આપે છે. વધારાના બે શ્લોક નીચે પ્રમાણે છે—

अपि च—

कर्कन्धूनामुपरि तुहिनं रञ्जयत्यग्रसन्ध्या
दार्भं मुञ्चत्युटजपटलं वीतनिद्रो मयूरः ।
वेदिप्रान्तात् खुरविलिखितादुत्थितश्चैष सद्यः
पश्चादुच्चैर्भवति हरिणः स्वाङ्गमायच्छमानः ॥

अपि च—

पादन्यासं क्षितिधरगुरोर्मूर्ध्नि कृत्वा सुमेरोः
क्रान्तं येन क्षपिततमसा मध्यमं धाम विष्णोः ।
सोऽयं चन्द्रः पतति गगनादल्पशेषैर्मयूखैर्
अत्यारूढिर्भवति महतामप्यपभ्रंशनिष्ठा ॥

તેનો અર્થ નીચે પ્રમાણે છે—

" પ્રાતઃ સંધ્યા બોરડી ઉપરના હિમબિંદુને લાલાશ આપે છે. નિદ્રા પૂરી થતાં મોર પર્ણકુટીનું કુશનું બનાવેલું આવરણ છોડે છે. ખરીથી ખોદી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કાઢેલા (વૃક્ષના) ઓટલાના છેડેથી ઊઠેલું આ હરણ પણ અંગો પ્રસારતું હવે પાછલા અંગે ઊંચું થાય છે."

અને વળી,

"ગિરિરાજ સુમેરુના શિખરે (અથવા માથે) પદ (કિરણ અથવા પગ) મૂકીને અંધકાર દૂર કરી જે વિષ્ણુનું મધ્ય ધામ ઓળંગ્યો છે, તે આ ચંદ્ર, થોડાંક શેષ કિરણો રહ્યાં છે અને આકાશમાંથી નીચે પડી રહ્યો છે. મોટાઓની પણ અત્યંત ચડતી પડતીમાં પાર્‌ણમે છે."

અંક ચોથાના પ્રવેશકનો અને અંકનો સમય, કાલિદાસની પ્રકૃતિવર્ણન આપવાની કલા, તેમની ભાવિ બનાવોનું સૂચન કરવાની કલા, શાકુન્તલમાં દેખાતા પ્રેમની ચડતી પડતી વગેરે લક્ષમાં લઈને સ્વ. શ્રી બ. ક. ઠા. આ ચારેય શ્લોક રાખવાના હિમાયતી છે.[1]

अपटी०—પડદો ખસેડીને. विषय—(દુન્યવી) વિષયથી વિમુખ.

**यद्यपि०—पर्वनाम०**

यद्यपी० ને બદલે નીચે પ્રમાણે પાઠાન્તર છે—एवं नाम विषयपराङ्मुखस्यापि जनस्य नैतन्नविदितम् यथा०—આ માણસ (હું) ગમે તેટલું વિષયવિમુખ હોય છતાં તેના ખ્યાલ બહાર નથી કે (રાજાએ શકુન્તલા પ્રત્યે અનાર્ય વર્તન દાખવ્યું). છતાં હું 'રાય' સ્વીકારે છે તે यद्यपि—ઈ પાઠ પસંદ કરું છું.

અનસૂયા કહેવા માગે છે કે રાજાએ શકુન્તલા પ્રત્યે અનાર્ય વર્તન કર્યું. હવે કોઈ કહે કે અલી, તુ તો જોગી છે, તને શું ભાન કે પ્રેમના વિષયમાં સારું શું ને અનાર્ય શું! અનસૂયા કહે છે ભલે હું વનવાસી છું. અને વૈષયિક વાત સમજતી નથી; છતાં આ તો દીવા જેવું ચોખ્ખું છે કે રાજાએ વળતો સંદેશો ન કહાવીને શકુન્તલા પ્રત્યે ખરાબ વર્તન કર્યું છે.

प्रतिबुद्धापि०—શાપને લીધે જ રાજા ભૂલી ગયો હશે વગેરે મને ખબર છે તો પણ હું શું કરી શકીશ? जाग्रतोऽपि बलवत्तरः कृतान्तः। જાગવા છતાં પણ ભાગ્ય બળવાન છે.

**काम०**—કામદેવ ભલે સકામ થાય જુઓ—विक्रमो० २-११ भवतु पञ्चवाणः कृतिः। पदं कारिता—જુઓ माल०—कारितैवैतस्मिन् बकुलावलिकया पदं मालविका।; माल० धर्मेणापि पदं शर्वे कारिते पार्वतीं प्रति।

---

૧—જુઓ બ. ક. ઠા. નું પુના ઓરિએન્ટલ કૉન્ફરન્સનું વ્યાખ્યાનપત્ર પૃષ્ઠ ૪૦-૪૪.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



एतावत्कालस्य—દ્વિતીયાને બદલે ષષ્ઠી વાપરી છે. दुःखशीले–દુઃખથી ટેવાયેલા. (૧) તેમના સ્વભાવને લીધે તેઓને પ્રસન્ન ન કરી શકાય. (૨) ઋષિજીવન ગાળતા હોવાથી પ્રેમની વાત તેઓ સમજે નહિ. તેથી આ સંદેશો કેવી રીતે લઈ જઈ શકે ? व्यवसिता—નક્કી કર્યું છે તો પણ.

अस्माभिः०—રાજા શકુન્તલાને ઓળખે એ માટે શું કરવું તેની અનસૂયાને ખબર પડતી નથી. કારણ એવા સંજોગો ઉપસ્થિત થયા છે કે કશું સૂઝે જ નહિ. એક તો શાપને લીધે દુષ્યન્ત બધું ભૂલી ગયો છે. બીજું કેવળ વીંટી જોવાથી જ રાજાને શકુન્તલા યાદ આવે પણ શહેર સુધી વીંટી લઈ કોણ જાય ? હજી તાત કાશ્યપ હમણાં જ આવ્યા છે તેથી વીંટી મોકલવા પ્રબંધ કરવા તેમને પણ કેવી રીતે કહેવાય ? કદાચ તે શકુન્તલા ઉપર ગુસ્સે થાય તો ? તેમણે જ શકુન્તલાને અતિથિ સત્કાર માટે નિયોજી હતી. શકુન્તલાને એ અતિથિનો ખ્યાલ નહોતો રહ્યો. તેથી કદાચ તાતને એની ભૂલ લાગે અને ગુસ્સે થાય.

આવી બાબત શકુન્તલાની પ્રિય સખી ન વિચારે તો વિચારે કોણ ?

प्रस्थानकौतुकम्—વિદાય વખતનો મંગળ ઉત્સવ. જુઓ रघु० ८—अथ तस्य विवाहकौतुकं ललितं बिभ्रत एव पार्थिवः ।

धूमाकुलित०—વિષયરૂપી ધૂમાડાથી આંખો ભરાઈ ગયા છતાં આહુતિ બીજે કંઈ ન પડતાં અગ્નિમાં જ પડી છે. અહીં धूमावरुद्ध પાઠાન્તર છે. सुशिष्य परिदत्ता०—સારા શિષ્યને આપેલી વિદ્યાની માફક. વિદ્યા એવી શક્તિ છે કે જેનો સદુપયોગ તેમ જ દુરુપયોગ પણ થઈ શકે. દુરુપયોગ થતાં લોકોનો નાશ કરવા પણ તે સમર્થ છે. આથી આદ્ય ઋષિઓ વિદ્યાદાન કરવામાં ખાસ કાળજી લેતા. વિદ્યા એટલે સાધારણ વિદ્યા નહિ પણ યૌગિક વિદ્યા કે જેની શક્તિનો ઉપયોગ સદા સંભાળથી જ લોકહિત માટે કરવાનો હોય.

આવી વિદ્યા જેમ સુપાત્રને આપી છે એમ ખાતરી થતાં સંતોષ થાય તેમ શકુન્તલાને પણ દુષ્યન્ત જેવા સુપાત્રના હાથમાં આપીને પોતાને સંતોષ થયો છે એમ કણ્વ કહે છે.

આ અને ઉપરના વાક્ય ( दिष्टया धूमाकुलित दृष्टेरपि...ઈ. ) દ્વારા કવિ સૂચવે છે કે જ્યારે પિતા કાશ્યપ પણ શકુન્તલા અને દુષ્યન્તના આ મિલનમાં દોષ જોતા નથી ત્યારે બીજા તેમાં દોષ જોનારા કોણ ? જુઓ—निरुक्त विद्या ह वै ब्राह्मणमाजगाम । गोपाय मा...ઈ.; उ. च. १–४ वितरति गुरुः

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्राज्ञे विद्यां यथैव तथा जडे, न तु खलु तयोर्ज्ञाने शक्तिं करोत्यपहन्ति वा। भवति च पुनर्भूयान्भेदो फलं प्रति तदथा, प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्नमृदां चयः ॥

मनु०—विद्या ब्राह्मणमेत्याह सेवधिस्तेऽस्मि रक्ष माम्। असूयकाय मां मादा स्तथा स्याम् वीर्यवत्तमा ॥ यमेव तु शुचिं विद्या नियतं ब्रह्मचारिणम्। तस्मै मां देहि विप्राय निधिपायाप्रमादिने ॥

अग्नि०—અગ્નિગૃહ, અગ્નિહોત્રીને માટે ખાસ ઓરડો હોય છે.

સાક્ષાત દેવવાણી પણ શું કહે છે? તે પણ શકુન્તલા કે દુષ્યન્તમાં દોષ જોતી નથી. તો બીજા કોણ? શકુન્તલા તો પૃથ્વીની સમૃદ્ધિ માટે ગર્ભ ધારે છે. જેના લગ્ન વિશે અને જેના સીમંત વિશે દેવ પોતે વધાઈ દે એ લગ્નમાં દોષ કેવી રીતે હોય?

"દુષ્યન્તે તેજ પૂર્યું તે રહી લોક હિતે ધરી.
જાણજો દુહિતા એવી અગ્નિ ગર્ભા શમી સમી."

દુષ્યન્ત! કેવળ આ નામથી જ તેમાં રહેલું અભિજાત્ય, ઔદાર્ય, વીર્ય વિનય વગેરે અનેક ગુણો પ્રગટ થાય છે. આવા દુષ્યન્તનું તેજ શકુન્તલા ધારે છે. અગ્નિને તો શમી જ ધારી શકે.

તાત કાશ્યપ અને દેવવાણી પણ આ લગ્નમાં સંમતિ આપે છે. પછી આપણે વા બીજા શંકા ઉઠાવનાર કોણ? આ ગર્ભયોગથી પવિત્ર થયેલી શકુન્તલા જગત્પાવની થઈ છે એમાં સંશય શું?.

આ વાણી કણ્વની દૈવી શક્તિ બતાવે છે. એ એવા દૈવી ઋષિ હતા કે સાક્ષાત્ દેવવાણી એમને શકુન્તલાનું લગ્ન વગેરે વિશે કહે છે.

શ્લોક ૪ અનુષ્ટુભ—भूतये सुतः પૃથ્વીની સમૃદ્ધિને માટે પુત્ર સાર્વભૌમ થશે તેનું સૂચન છે. अग्निगर्भां शमीमिव—જુઓ—रघु०—૩—૯ शमीमिवाभ्यन्तरलीनपावकाम्—અનુશાસનપર્વમાં આ વાત આવે છે. તે નીચે પ્રમાણે છે—દેવોની વિનંતીથી અગ્નિ કે જે શિવનું બીજ ધારતો હતો તે પોતાની જાતને પોતાના શરીરમાં વ્યાપેલી દાહકતાથી બચાવવા શમી વૃક્ષમાં પ્રવેશ્યો. દેવોએ તેને ત્યાં જોયો. ત્યાંથી તે વૃક્ષ દેવોએ અગ્નિના નિવાસ માટે આપ્યું. इत्युक्त्वा निसृतोश्वत्थादग्निर्वारण सूचितः। प्रविवेश शमीगर्भं अथ वह्निः सुषुप्सया ॥ ..इत्युक्त्वा तं शमीगर्भे वह्निमालक्ष्य देवताः। तदेवायतनं चक्रुः पुण्यं सर्वक्रियास्वपि ततः प्रभृति चाप्यग्निः शमीगर्भेषु दृश्यते। उत्पादनं तथोपायमभिजग्मुश्च मानवाः ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



उत्कण्ठासाधारणम्—ઉત્કંઠાવાળું. ઉત્કંઠા યુક્ત. જુઓ.—कुमार० २-४२. वीज्यते स हि संतुप्तः श्वासतधारणानिलैः

तपस्विनी—બિચારી, समुद्गकः—નાની પેટી અથવા તો છાબડી. मृगरोचना–પીળો લેપ, અહીં मृगरोचनां तीर्थमृत्तिकां પાઠાન્તરો છે. समालंभनानि—અલંકાર. समालंभौ विलेपेन इत्यमरः । शाङ्गरवमिश्राः—શાર્ઙ્ગરવ વગેરે સમાસને છેડે આવતો મિશ્ર શબ્દ માન સૂચવે છે.

દૃશ્ય ૨

[ શકુન્તલા નાહીને બેઠી હોય છે. તાપસીઓ એને આશીર્વાદ આપતી હોય છે. સખીઓ આવે છે અને વનમાં મળતા શણગાર શકુન્તલાને પહેરાવે છે. તાત કાશ્યપના પ્રભાવથી વનદેવતાઓએ આપેલાં ઘરેણાં લઈને બે ઋષિકુમાર આવે છે. પુત્રી વિદાયના દુઃખે દુઃખી થતા પિતા કાશ્યપ આવે છે. શકુન્તલા તેમને પગે પડે છે. શકુન્તલાને પ્રકૃતિ પણ ભાવભીની વિદાય આપે છે. ક્ષીરવૃક્ષની છાયામાં કાશ્યપ શકુન્તલાને શિખામણ આપે છે અને દુષ્યન્તને કહેવાનો સંદેશો શાર્ઙ્ગરવને કહે છે. ગૌતમી અને શાર્ઙ્ગરવ વગેરે સાથે શકુન્તલા વિદાય થાય છે. દુઃખી સખીઓને લઈ કાશ્યપ આશ્રમમાં પાછા ફરે છે. ]

गौतमीवर्जम्—ગૌતમી સિવાય. आभरणोचितम्—आभरण—કિંમતી ઘરેણાં અને પ્રસાધન એટલે સાદાં વનમાં મળતાં ઘરેણાં.

मानसी सिद्धिः—માનસથી ( મનથી ) ઉત્પન કરેલી. યોગશક્તિથી આ શક્તિ આવે છે.

શ્લોક ૫ અન્વય—केनचित् तरुणा माङ्गल्यं इन्दुपाण्डु क्षौममाविष्कृतम् । केनचित् चरणोपभोगसुलभो लाक्षारसः निष्ठ्यूतः । अन्येभ्यः आपर्वभागोत्थितैः किसलयोद्भेदप्रतिद्वन्द्विभिः वनदेवताकरतलैः आभरणानि नः दत्तानि । ( શાર્દૂલવિક્રીડિત )

क्षौमम्–क्षुमायाः विकारः-क्षुमा –રેશમ કે શણ. माङ्गल्यम्–मंगल्यं एव माङ्गल्यम् । निष्ठ्यूतः—બહાર કાઢ્યો. आपर्व—पर्वभागं मर्यादीकृत्य—કાંડા સુધી. किसलय०— किसलयोद्भेदाः तत्प्रतिद्वन्द्विभिः ખીલતા કિસલયની સ્પર્ધા કરનાર. વનદેવીઓના હાથ તાજા પાન જેવા લાલ હતા. અહીં પણ કણ્વની દૈવી શક્તિ દેખાય છે. તેમના પ્રભાવથી જ વનસ્પતિ સઘળા અલંકાર આપે છે.

**चरणोपभोगसुलभो—चरणोपरागसुभगो**

(૧) પગે લગાડવા માટે યોગ્ય. (૨) પગ રંગવા માટે સારો. राघव

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રથમ પાઠ રાખે છે. રાય સ્વીકારે છે તે પાઠાન્તર चरणोपरागसुभगो પણ સારું છે. 'चरणोपयोग' પાઠ પણ છે. વળી દેવનાગરી વાચના 'नः' ને બદલે तत् પાઠ આપે છે. પણ તે શબ્દ નકામો રહે છે. આથી બંગાળી વાચનાનો પાઠ હું પસંદ કરું છું [ જુઓ રાય પૃષ્ટ ४०४ ]

'પ્રકૃતિ સાથેનો આ જ આત્મભાવ વેદાન્ત ધર્મનું સૂત્ર છે. સર્વત્ર પ્રસરતો પ્રેમ એ આ ભાવનો સ્વાભાવિક વ્યવહાર છે. શૃંગારનું આ જ પરમ જીવન છે. આવા પુનિત ભાવનું દર્શન થતાં કેટલો આનંદ પ્રસરે છે ! સૃષ્ટિ કેવી રમણીય અને વસવા યોગ્ય જણાય છે !' (મ. ચ. પટેલ).

अभ्युपपत्ति—સેવા. वनस्पतिसेवाम् – શિષ્યો આને વનસ્પતિ તરફથી થતો ઉપકાર નથી ગણતા. તેઓના મતે તો આવું કામ કરવાની વનસ્પતિની ફરજ હતી. પ્રિયંવદા આને વનસ્પતિની સેવા ગણે છે. चित्र०—કાં તો છોકરીઓ ચિત્રકળા જાણતી હોય કે કાં તો ચિત્રો જોઈને તે આ શીખી હોય.

શ્લોક ૬ અન્વય—शकुन्तला अद्य यास्यति इति हृदयं उत्कंठया संस्पृष्टं, कण्ठः स्तम्भितबाष्पवृत्तिकलुषः, दर्शनं चिन्ताजडम् । अहो अरण्यौकसः मम तावत् स्नेहादीदृशं वैक्लव्यम्, गृहीणः नवैः तनयाविश्लेषदुःखैः कथं नु पीड्यन्ते । (શાર્દૂલવિક્રીડિત)

संस्पृष्टम्—ઊંડી સ્પર્શી છે. वृत्ति—વહેવું. कलुष—રૂંધાયેલો.

स्तम्भिता या बाष्पस्य वृत्तिः तया कलुषः । अहो ને બદલે अपि અને इदम् પાઠ પણ દેખાય છે.

जडम्—જડ. अरण्यौकसः—અરણ્યવાસી. અહીં દણ્ડાપૂપિકાન્યાયથી અથવા कैमुतिक—ન્યાયથી અર્થાપત્તિ છે. તેથી અહીં અર્થાપત્તિ અલંકાર છે. શાકુન્તલના ચાર સારા શ્લોકમાંનો આ એક શ્લોક છે.

વાંચો આ શ્લોકનું સમશ્લોકી (ઉમાશંકર જોષી)—

'જાશે આજ શકુન્તલા !' હૃદયને લાગ્યો અજંપો જ શો !
રોક્યાં અશ્રુથી સાદ ગદ્ગદ થતો, ચિંતાથી ઝાંખું સૂઝે.
આવી જો વનવાસીની વિકલતા મારી અહો સ્નેહથી !
તો સંસારી પિડાય શા પ્રથમ હા પુત્રીવિયોગે દુઃખે.

આ શ્લોક વાંચીને જ કાશ્યપની સ્થિતિ સમજી શકાય છે. જેને આ સ્થિતિનો અનુભવ છે તે એ સ્થિતિમાં સંક્રાન્ત થઈ શકે છે, બીજા નહિ.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



आनन्द०—આનંદથી ઊભરાતા.

શ્લોક ૭ (અનુષ્ટુભ) યયાતિ પુરુનો પિતા હતો. તેને દેવયાની અને શર્મિષ્ઠા નામની બે રાણીઓ હતી. દેવયાની દાનવોના ગુરુ શુક્રાચાર્યની પુત્રી હતી. શર્મિષ્ઠા દાનવોના રાજા વૃષપર્વનની પુત્રી હતી શુક્રાચાર્યે યયાતિને શાપ આપ્યો હતો. પણ શર્મિષ્ઠાના નાના પુત્ર પુરુએ એ શાપથી આવેલી જરા પોતે સ્વીકારી લીધી હતી અને રાજાને શાપમાંથી મુક્ત કર્યો હતો. બદલામાં તેને સમગ્ર રાજ્ય મળ્યું હતું. રૂપને લીધે શર્મિષ્ઠાએ રાજાને જીતી લીધો. શકુન્તલાની માફક તેમણે પણ ગાંધર્વવિવાહ કર્યો હતો. આથી ઉપમા બરાબર છે.

वरःआशीः—वरः વરદાન–કે જે થવાનું જ છે. आशी–શુભેચ્છા જે ન પણ ફળે. प्रदक्षिणीकृत्य-प्रदक्षिणीकृत्य हुतं हुताशम् ।

શ્લોક ૮ અન્વય—अमी वेदिं परितः क्लृप्तधिष्ण्याः समिद्वन्तः प्रान्तसंस्तीर्णदर्भाः हव्यगन्धैः दुरितम् अपघ्नन्तः वैतानाः वह्नयः त्वां पावयन्तु । (ત્રિષ્ટુભ)

परितः—આસપાસ. क्लृप्त०—જેની જગ્યા નક્કી કરી છે તે. प्रान्त-છેડા. संस्तीर्ण—વેરેલું. दुरितम् પાપ. वैतानाः—યજ્ઞના. અહીં વાતોર્મી અને શાલિની એ બે છંદનું સંમિશ્રણ છે. તેથી વેદમાં દેખાય છે તેવો ચોખ્ખો ત્રિષ્ટુભ નથી.

જુઓ–रघु १३–३७–घ्रात्वा हविर्गन्धि रजोविमुक्तः समश्नुते मे लघिमानमात्मा रघु० १–५३ पुनानं पवनोद्धूतैर्धूमैराहुतिगन्धिभिः ॥

શ્લોક ૯ અન્વય–युष्मासु अपीतेषु या प्रथमं जलं पातुं न व्यवस्यति, या प्रियमण्डनापि भवतां स्नेहेन पल्लवं नादत्ते, वः आद्ये कुसुमप्रसूतिसमये यस्याः उत्सवः भवति, सा इयं शकुन्तला पतिगृहं याति । सर्वैः अनुज्ञायताम् । (શાર્દૂલવિક્રીડિત)

अपीतेषु—પીધું ન હોય ત્યારે. आदत्ते—પહેરતી નથી. आद्ये—પહેલા. પ્રકૃતિની પુત્રીનો તેનાં ભાંડુ (વૃક્ષો ઈ.) તરફનો પ્રેમ અહીં દેખાય છે. જુઓ. उ. च ३–८ यत्र द्रुमा अपि मृगा अपि बान्धवो मे ।

શકુન્તલાનો આથી વધારે સમષ્ટિપ્રેમ બીજે ક્યાં દેખાશે? વૃક્ષને પાણી પાયા સિવાય તે પાણી પીતી નથી. અલંકાર ધારવા ઘણા ગમે છે છતાં તેમ કરતાં રખે ફૂલ કરમાઈ જાય એ બીકે તે એક પુષ્પ પણ લેતી નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પુષ્પ ખીલતાં શકુન્તલા પણ ખીલે છે. આવી પ્રકૃતિની લાડકી શકુન્તલાના પ્રેમને વ્યક્તિનિષ્ઠ કેમ કહેવાય ?

'પ્હેલી જે જળ ના પીએ, નવ તમે પીધેલું હો ત્યાં સુધી
વ્હાલાં આભરણો, ન તો ય ચૂંટતી સ્નેહે કરી પલ્લવો,
એસે પ્હેલી જ વાર ફૂલ તમને તે જે ગણે ઉત્સવ,
તે આ જાય શકુન્તલા પતિગૃહે, આપો અનુજ્ઞા સહુ !'

[ ઉમાશંકર જોષી-કૃત સમશ્લોકી ]

આવું ઉચ્ચ જીવન સૃષ્ટિમાં આવેલી સર્વ વસ્તુની સાથે પ્રેમમાં સંકળાઈ રહ્યું છે. "શૃંગારનું જીવન આવો વિશુદ્ધ પ્રેમ છે."

શ્લોક ૧૦ અન્વય—इयं शकुन्तला वनवासबन्धुभिः तरुभिः अनुमतगमना ( वर्तते ) । यतः कलं परभृतविरुतं एभिः ईदृशं प्रतिवचनीकृतम् । (અપરવક્ત્રા)

यतः–કારણ કે. यथा પાઠ પણ છે. कलं–અવાજ. અહીં કોયલો પોતાના અવાજને જવાબ તરીકે પ્રયોજે છે. તેથી અહીં પરિણામ અલંકાર છે. જુઓ રઘુ૦ ૨–૯ उदीरयामासुरिवोन्मदानामालोकशब्दं वयसां विरावैः

શ્લોક ૧૧ અન્વય—कमलिनीहरितैः सरोभिः रम्यान्तरः, छायाद्रुमैः नियमितार्कमयूखतापः, कुशेशयरजोमृदुरेणुः, अस्याः पन्थाः शान्तानुकूलपवनश्च शिवः च भूयात् । ( વસન્તતિલકા )

જે શકુન્તલાને મા પ્રકૃતિ આશીર્વાદભરી વિદાય આપે છે, જે શકુન્તલા વૃક્ષે વૃક્ષે, ડાળીએ ડાળીએ, ફૂલે ફૂલે, કૂંપળે કૂંપળે વ્યાપ્ત થઈ છે તે શકુન્તલાનો સ્નેહ વ્યક્તિનિષ્ઠ કહેવાય જ કેમ ?

हरितैः–લીલાં. હરિયાળાં रम्यान्तरः०–જે વચ્ચે વચ્ચે રમ્ય છે. छाया० छाया प्रधानैः द्रुमैः—कुशेशय०–કમળની રજથી રેતી સુંવાળી થઈ છે તેવા. कुशे शेते इति–कुशे+शी+अच्–पाणिनि ३–२–१५. 'अधिकरणे शेते' कुशय-रज एव मृदुः रेणुः यत्र । अनुकूल—અનુકૂળ. જુઓ. मेघ० मन्दं मन्दं नुदति पवनश्चानुकूलो यथा त्वाम् । અને રઘુ૦ ૦–૧–૪૨ पवनस्यानुकूलत्वात् प्रार्थना-सिद्धिशंसिनः । આવો પવન શુભ શુકન ગણાય છે.

शुभगन्धे च शब्दे च सानुकुले च मारुते । प्रस्थिते सर्वकार्याणां सर्वसिद्-धिर्ध्रुवं भवेत् ॥

ज्ञातिजन०–સગાં જેવા સ્નેહાળ.

શ્લોક ૧૨ ( આર્યા )–उद्गलित—કાઢી નાખ્યા છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જુઓ—રઘુ० १४-६९—नृत्यं मयूराः कुसुमानि वृक्षाः दर्भानुपातान् विजहुर्हरिण्यः । तस्याः प्रपन्ने समदुःखभावमत्यन्तमासिद्रुदितं वनेऽपि ॥

જો શકુન્તલાથી છૂટા પડતાં પ્રકૃતિ ત્રાસી ઊઠે એ શકુન્તલા ઉપર વ્યક્તિ નિષ્ઠાનો આક્ષેપ મૂકાય જ કેમ?

सोदर्यास्नेहम्—समाने उदरे शयितः सोदर्यः । सोदर्यस्नेहः પાઠાન્તર છે.—શકુન્તલાનો પ્રકૃતિતત્ત્વો તરફનો પ્રેમ બનાવે છે. चूतसंगतापि—આંબાની સાથે લાગી હોવા છતાં. शाखा० 'बाहा' वाहु જેવું છે. શાખા સાથે બંધબેસતું આવે માટે આ વાપર્યું છે. અનસૂયા અને પ્રિયંવદાની માફક જે વનજ્યોત્સ્નાને પણ શાખારૂપી હાથથી આલિંગવા ઇચ્છે છે તે શકુન્તલાનો પ્રેમ વ્યક્તિનિષ્ઠ કહેવાય જ શી રીતે?

શ્લોક ૧૩ અન્વય—मया तवार्थे प्रथममेव संकल्पितम् आत्मसदृशं भर्तारं त्वं सुकृतैः गता। इयं नवमालिका चूतेन संश्रितवती । संप्रति अहमस्यां त्वयि च वीतचिन्तः । (વસન્તતિલકા)

संकल्पितम्—ઇચ્છેલા. वीतचिन्तः—वीता चिन्ता यस्य सः । કદાચ ઋષિએ દુષ્યન્તને શકુન્તલાના પતિ તરીકે ધારી પણ રાખ્યો હોય. પોતે લતાને કેટલા ભાવથી જુએ છે તે બતાવવા પણ અહીં કાશ્યપે ક્રમ ભંગ કર્યો હોય. संश्रितवती ને બદલે. संगतवती પાઠ પણ છે. વાંચો—રઘુ०—८—मिथुनं परिकल्पितं त्वया सहकारः फलिनी च नन्विमौ ॥

अयं जनः—તે બંને રૂપીઓ પોતાનો ઉલ્લેખ કરે છે.

स्थिरीकर्तव्या—શાંત કરવી જોઈએ. अनघ०—સુખેથી પ્રસવ થાય ત્યારે—રઘુ०—५.—७.—कच्चिन्मृगीणामनघा प्रसूतिः

શ્લોક ૧૪ અન્વય—यस्य कुशसूचिविद्धे मुखे त्वया व्रणविरोपणं इङ्गुदीनां तैलं न्यषिच्यत, सः अयं श्यामाकमुष्टिपरिवर्धितकः पुत्रकृतकः मृगः ते पदवीं न जहाति । (વસન્તતિલકા)

व्रण०व्रणं विरोपयतीति—ઘા રૂઝવનારું. श्यामाक—જંગલી ધાન. परि०—क અનુકંપા બતાવે છે. अनुकम्पया परिवर्धितः पुत्रकृतकः—પુત્ર સમાન. દત્તક પુત્ર.

विवर्धित एव०—તું જીવીશ એમ આશા હતી જ નહિ. તને જન્મ આપીને જ તારી માતા મૃત્યુ પામી. તે વખતે તું તારી સભાળ લઈ શકે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તેમ ન હતું પણ આજે તું તારી સંભાળ લઇ શકે તેમ છે. ઉપરાંત આજે તો કેવળ તારી પાલક માતા જ જાય છે. અને હવે તારી તાત કાશ્યપ સંભાળ લેશે.

શ્લોક ૧૫ અન્વય—उत्पक्ष्मणोः नयनयोः उपरुद्धवृत्तिं बाष्पं स्थिरतया विहतानुबन्धं कुरु। अलक्षितनतोन्नत भूमिभागे अस्मिन् मार्गे ते पदानि विषमीभवन्ति खलु। (वसन्ततिलका)

उत्पक्ष्मणोः—ઊંચા પાંપણોવાળી. वृत्ति-કાર્ય. उपरुद्ध—અટકાવતી. विहतानु०—રોક. विरतानुबन्धम् અને शिथिलानुबन्धं પાઠ પણ અહીં દેખાય છે. अलक्षित— अलक्षिताः (દેખાતા નથી) नतोन्नताः (નીચા ઊંચા) भूमिभागाः यस्य तस्मिन्— विषमीभवन्ति—विषमतुं च्वि ३५. विषम+ च्वि + भू + लट् अन्ति।

શકુન્તલાની આંખો ઉઘાડી હોય કે બંધ હોય પણ આંસુ તો જે અવિરત પડે છે તે પડવાનાં જ. શકુન્તલા આંખો સતત ઉઘાડી જ રાખે છે કારણ આ પ્રસંગ જ એવો છે. ઉઘાડી આંખે પણ માર્ગમાં પડી જવાય છે તો સહેજ પણ મીંચે તો તો માર્ગ દેખાય જ નહિ. કાશ્યપ કહે છે કે આંસુને લીધે માર્ગ બરાબર દેખાતો નથી. તેથી આંસુ રોક. આથી આ શ્લોકની આગળ રાયની આવૃત્તિમાં કાશ્યપના મુખમાં નીચેના શબ્દો મૂક્યા છે— वत्से अलं रुदितेन। स्थिरा भव। इतः पन्थानमालोकय।

ओदकान्तम्०—आ+उदकान्तम्—પાણીની પાળ સુધી. આ શ્રુતનો આદેશ છે. (श्रूयते)—એમ કહ્યું છે કે. क्षीरवृक्ष—क्षीरवृक्ष. આ વૃક્ષ ખૂબ છાયાવાળું હોય છે. તેમાંથી દૂધ નીકળે છે. युक्तरूपम् જુઓ—शाकुन्तल-१- युक्तरूपमिदं तव।

नलिनीदल०—જુઓ विक्रमो० सरसि नलिनीपत्रेणापि त्वमावृतविग्रहां ननु सहचरीं दूरे मत्वा चिरौषि समुत्सुकः दुष्करं—(૧) હું બહુ ખરાબ દશા ભોગવું છું. (૨) હું બહુ અઘરું કામ કરું છું. આ નાટ્યાત્મક વક્રોક્તિમાં ભાવિ અશુભનું સૂચન છે.

શ્લોક ૧૬ (આર્યા)—विषाद०—વિષાદને લીધે વધારે લાંબી. જુઓ— विक्रमो० ३—४ अविनोददीर्घयामा कथं नु रात्रिर्गमयितव्या।—आशाबन्ध० —આશાતન્તુ સહ્ય બનાવે છે. જુઓ मेघ०आशाबन्धः कुसुमसदृशं प्रायशो ह्यङ्गनानां सद्यः पाति प्रणयि हृदयं विप्रयोगे रुणद्धि ॥; मालती०— आशातन्तुर्न च कथयतात्यन्तमुच्छेदनीयः, प्राणत्राणं कथमपि करोत्यायताक्ष्याः स

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



एकः ।। भास--मनोरथेन जीवामि.

श्लोक १७ અન્વય--अस्मान् संयमधनान् आत्मनः उच्चैः कुलं च त्वयि अस्याः कथमपि अबान्धवकृतां तां स्नेहप्रवृत्तिं च साधु विचिन्त्य, त्वया इयं सामान्यप्रतिपत्तिपूर्वकं दारेषु दृश्या । अतः परं भाग्यायत्तम् । तद्वधूबन्धुभिः न खलु वाच्यम् । (શાર્દૂલવિક્રીડિત)

संयम०—સંયમ જેનું ધન છે તેવા.

सामान्य०—सामान्या प्रतिपत्तिः पूर्वा यस्मिन् कर्मणि तत--સામાન્ય માનથી भाग्या–भाग्ये आयत्तम् ।

(૧) કાશ્યપ વગેરેને સંયમધનવાળા જાણવા.(૨) પોતાના ઊંચા (उच्चैः) કુળનો વિચાર કરવો. (૩) શકુન્તલાનો કુદરતી રીતે થયેલો તેના તરફનો પ્રેમ વિચારવો. अबान्धव०—સગાંઓએ નહિ કરેલી તેવી (પ્રીતિ).—આ ત્રણનો વિચાર કરીને તેણે શકુન્તલાને સામાન્ય માનથી (प्रतिपत्तिपूर्वकम्) તો જોવી જ જોઈએ.

ઘણે ઠેકાણે કાલિદાસ એક જ વાત સૂચવે છે કે દુષ્યન્ત અને શકુન્તલાનો સંબંધ કોઈનો કર્યો કરાવ્યો થયો નથી. પહેલાં પ્રિયંવદાએ પણ કહ્યું હતું--अन्योन्यानुरागः युवयोः प्रत्यक्षः । અહીં કાશ્યપ પણ તેમ જ કહે છે કે આ સંબંધમાં કોઈ વચ્ચે પડયું નથી. આગળ ગૌતમી પણ કહેશે--नोपेक्षितो गुरुजनोऽनया...ઈ

ત્યારે આ કરાવ્યું કોણે? વિધિએ. એમાં શકુન્તલા કે દુષ્યન્ત—કોઈનો દોષ નથી. જે દુઃખ પડયું તે માટે પ્રતિકૂળ દૈવ જ જવાબદાર છે. દુષ્યન્ત કે શકુન્તલા તે સજા માટે યોગ્ય જ હતાં એમ જોવું હવે ભૂલભરેલું લાગશે.

लौकिकज्ञाः--લૌકિક આચાર જાણનારા.

આ શ્લોકનું ઉમાશંકરભાઈનું સમશ્લોકી વાંચો--
જાણી સંયમ છે અમારું ધન, ને છે ઉચ્ચ તારું કુળ,
ને આ એની સગાં વિનાય પ્રગટી જે સ્નેહધારા તું માં
સૌ પત્ની મહીં તુલ્ય ગૌરવ થકી જોજે તુ આનેય તે,
એથી આગળ ભાગ્યને વશ, ન તે કહેવું વધૂબંધુએ.'

न खलु०—આવા અર્થાન્તરન્યાસોનો કાલિદાસને શોખ છે. બુદ્ધિમાનોતે કંઈ ખ્યાલ બહાર હોતું નથી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૧૮ (અન્વય)—गुरून् शुश्रूषस्व । सपत्नीजने प्रियसखीवृत्तिं कुरु । भर्तुः विप्रकृतापि रोषणतया प्रतीपं मागमः । परिजनेभूयिष्टं दक्षिणा भव । भाग्येषु अनुत्सेकिनी भव । एवं युवतयः गृहीणीपदं यान्ति । वामाः कुलस्याधयः । ( શાર્દૂલવિક્રીડિત )

આ શ્લોક શાકુન્તલના ચાર ઉત્તમ શ્લોકોમાંનો એક છે. गुरून् વડીલો शुश्रूषस्व– સેવા કરજે. प्रिय० પ્રિય સખીના જેવી વૃત્તિ. भाग्येषु०—ભાગ્યમાં ફુલાઈ ન જઈશ. वामाः એથી ઊંધી. 'प्रतीपदर्शिनी वामाः' इत्यमरः । प्रदेये –આપી દેવાનાં છે. પ્રિયંવદા અને અનસૂયા સાથે જાય તો મુશ્કેલી ઉભી થાય. કારણ રાજાને શાપ છે પણ તેમને તો બધું જ યાદ હોય–मनोहारि वाक्यं शाखानुसारः । कथं वा गौतमी०–ગૌતમી તરફનું તેનું માન બતાવે છે. मलय० मलय=तातस्यअङ्कात्, चन्दनलता =शकुन्तला—ઉપમા બહુ જ સુંદર છે.

આ શ્લોકનું સમશ્લોકી વાંચો.—

'સેવી રહે વડીલો' થજે પ્રિય સખી સર્વે સપત્ની તણી,
ભર્તાથી અપમાન પામી પણ ના સામી થજે રોષથી
હો માયાળુ જ સેવકોથી, ન જતી ભાગ્યે છકી,—એમ સૌ
પ્હોંચે છે ગૃહિણીપદે યુવતીઓ; બીજી પ્રજાળે કુળ.

[ શ્રી ઉમાશંકર જોષી ]

શ્લોક ૧૯ અન્વય—अभिजनवतः भर्तुः श्लाघ्ये गृहिणीपदे स्थिता, तस्य विभवगुरुभिः कृत्यैः प्रतिक्षणं आकुला, अचिरात् प्राची इव अर्कं पावनं तनयं प्रसूय, (हे) वत्से, मम विरहजां शुचं त्वं न गणयिष्यसि । (હરિણી)

શાકુન્તલના ચાર ઉત્તમ શ્લોકોમાંનો આ ત્રીજો શ્લોક છે. अभिजन ઉમદા. श्लाघ्य–પ્રશંસનીય. विभव० વૈભવને લીધે મોટાં. आकुला–રોકાયેલી રહીને

प्राची०— પૂર્વદિશા. કવિઓ તેને સૂર્ય–ચંદ્રની માતા કહે છે.

પિતાના વાત્સલ્ય ભાવનું આના કરતાં વધારે ઊંચું દર્શન બીજું કયું હોઈ શકે ? મારા વિયોગનું દુઃખ તું ગણીશ નહિ, એ પંક્તિ હૃદયને પીગળાવી નાખે છે.

નીચેની ત્રણ બાબતોથી પિતાના વિયોગનું દુઃખ ભૂલી જવાશે એમ કણ્વ કહે છે—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૧) પતિનો અપ્રતિમ સ્નેહ.
(૨) અનેક કાર્યો.
(૩) સંતાન પ્રત્યેની મમતા.

તે એકલી હોય ત્યારે જરૂર તેના પિતા તેને યાદ આવે પણ ઉપરની ત્રણ બાબતોને લીધે એને પિતાને યાદ કરવા જેટલી નવરાશનો સમય જ નહિ રહે.

આ શ્લોકનું ઉમાશંકરભાઈનું સમશ્લોકી જુઓ--
'મહત-કુળ સ્વામીના મોંઘા ઠરી ગૃહિણીપદે,
વિભવથી વડાં કાર્યે એનાં પ્રતિક્ષણ વ્યાકુળ,
જલદી પ્રસવી, પ્રાચી જાણે રવિ, સુત પાવન,
મુજ વિરહનો તો, વત્સે. તું ન શોક ગણીશ ત્યાં.'

यदिच्छामि०—કણ્વની દૈવી શક્તિ આપણે નોંધી છે. આ શક્તિથી ભાવી બનાવ જોઈને પણ તે આવું બોલતા હોય. જો કણ્વને આ ખબર હોય તો તેમણે વીંટી તરત દુષ્યન્તને કેમ ન પહોંચાડી ? કણ્વ એટલી બધી ઉચ્ચ ભૂમિકાએ પહોંચેલા ઋષિ છે કે તે આવી બાબતમાં તટસ્થ જ રહે. વળી જે વિધિ બનવાનું છે એ કંઈ તે રોકવા માગતા જ નહોતા. આગળ ઉપર પણ प्रतिकूलं दैवं शमयितुम् એમ કહ્યું છે. પ્રતિકૂળ દૈવ નિર્મૂળ કરવા તે ગયા છે એવું કંઈ કહ્યું નથી. વળી જે બનવાનું છે એ તો કોઈ જ રોકી શકે નહિ તેથી પણ ઋષિ આટલું કહી થોભી ગયા હોય.

વળી કણ્વની આ તટસ્થતા ન હોત તો સાતમા અંકનું સુંદર દૃશ્ય કેવી રીતે પ્રયોજાયું હોત ?

प्रत्यभिज्ञान०—સખીઓ શાપની વાત કરતી નથી પણ વીંટીની કાળજી લેવા કહે છે. આ શકુન્તલાને સાતમા અંકમાં યાદ આવે છે. अति स्नेहः०—

જુઓ--किरात० ९ पश्यति भयान्यदेऽपि । त्रिमीहि-मी तुं आशार्थ બોદ્દ બી. એ. વ.

युगान्तरम्-યુગ-કેટલાકના મતે પ્રહર.

શ્લોક ૨૦ (અન્વય)—चिराय चतुरन्तमहीसपत्नी भूत्वा, अप्रतिरथं दौष्यन्तिं तनयं निवेश्य, तदर्पितकुटुम्बभरेण भर्त्रा सार्धं अस्मिन् शान्ते आश्रमे पदं करिष्यसि । (વસન્તતિલકા)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વાચો શ્રી ઉમાશંકર જોષીકૃત સમશ્લોકી–

'ચોખૂંટ ભૂમિની બની ચિર તું સપત્ની,
દૌષ્યન્તિ અપ્રતિમ પુત્ર નૃપાળ સ્થાપી,
એને કુટુંબભર અર્પત નાથ સાથે
આ શાન્ત આશ્રમ વિષે પગલાં કરીશ.'

चिराय–લાંબો વખત. चतुरन्त० चत्वारः अन्ताः यस्याः सा । दौष्यन्ति०—दुष्यन्तस्य अपत्यं पुमान् । अप्रतिरथम्–अप्रतिरथिकम् । रथ–લક્ષણાથી આનો અર્થ रथिक–રથમાં બેસીને લડનાર થાય. अविद्यमानः प्रतिरथः यस्य, तम् । પણ 'રાજ્યાભિષેક કરીને' એ અર્થ વધારે સારો લાગે છે. કારણ પ્રજાના રક્ષક તરીકે પુત્રને નીમ્યા સિવાય વાનપ્રસ્થ થવું યોગ્ય નથી. અહીં शान्ते શબ્દ ઉપર શબ્દ શાક્તમૂલ ધ્વનિ છે. અહીં એમ ધ્વની નીકળે છે કે જ્યારે પ્રતિકૂળ દૈવ શમશે અને તું શાન્ત થઈશ ત્યારે તું ફરીથી પતિ સાથે આ આશ્રમમાં આવીશ. निवेश्य–રાજ્ય ઉપર સ્થાપીને અથવા પરણાવીને. જુઓ રઘુ० ૧૧–૫૭ तन्निवेश्य चतुरोऽपितत्र सः ।

જુઓ–' अहमपि तव सूनावायुषि न्यस्तराज्यः । विचरितमृगयूथान्याश्रयिष्ये वनानि । જુઓ રઘુ०–૩–૭૦–૭–૭૧–ઈ.

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः । अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् । संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् । पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा । મનુ० ६–२–३

मा उत्कण्ठितुम्–અહીં આ પાઠ પણ છે. હેત્વર્થ કૃદંતનો આજ્ઞાર્થ તરીકે ક્વચિત ઉપયોગ થાય છે. तन्मा ને બદલે तन्नयुक्तं પાઠ પણ છે.

શ્લોક ૨૧ (આર્યા) रचित.–વિધિપૂર્વક આપેલા विरूढ–ઊગી નીકળેલા. वलि–ગૃહદેવતાને આંગણામાં નાખવામાં આવતો બલિ. બલિ આંગણામાં જ ઊગી નીકળ્યો છે તે વારંવાર દેખાય. તેથી તને કેવી રીતે ભૂલી શકીશ મનુ०–૩–૮૦, ૯૦–૮૮ ઈ. જુઓ. मृच्छकटिक–यासां वलिः सपदि मद्गृहदेहलीनाम्. स्नेहप्रवृत्ति०–સ્નેહ તેવું બતાવે છે. લોકો, વૃક્ષો, છોડ, લતાઓ અને બધું આશ્રમમાં એનું એ એમનું એમ જ છે. કેવળ શકુન્તલા જ નથી. છતાં તમે કહો છો કે બધું ખાલી લાગે છે. જનારાને માટેના તમારા સ્નેહને લીધે તમને એવું દેખાય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૨૨ અન્વય–कन्या परकीयः एव हि अर्थः । तामद्य परिग्रहीतुः संप्रेष्य अयं मम अंतरात्मा प्रत्यर्पितन्यासः इव प्रकामं विशदो जातः । (ઇન્દ્રવજ્રા)

परिग्रहीतुः–પતિ. विशदः–પવિત્ર શાંત. प्रकामम्–અત્યન્ત. આ ઉત્તમ શ્લોકમાંનો ચોથો શ્લોક છે. જુઓ स्वप्नवासवदत्तम्–सुखमर्थो भवेद् दातुं सुखं प्राणाः सुखं तपः । सुखमन्यत् भवेत् सर्वं दुःखम् न्यासस्य रक्षणम् ।

વાંચો શ્રી ઉમાશંકર જોષીકૃત સમશ્લોકી—

'છે દીકરી તો ધન પારકું જ,
વળાવી એને પતિ-ઘેર આજે.
થયો અતિ સ્વસ્થ જ અંતરાત્મા
મારો, યથા થાપણ પાછી સોંપ્યે.'

## અંક ૫

દૃશ્ય ૧

[ ધર્માસન ઉપરથી ઊઠીને રાજા વિદૂષક સાથે આરામ કરતો હોય છે. ત્યાં હંસપદિકાનું ગીત સંભળાય છે. હંસપદિકાના શબ્દોનો મર્મ રાજા સમજે છે. વિદૂષક દ્વારા તે હંસપદિકાને સંદેશો કહેવડાવે છે. હંસપદિકાનું ગીત સાંભળી રાજા અસ્વસ્થ થાય છે. તેવામાં તાપસોના આગમનની કંચુકી ખબર લાવે છે. તેથી રાજા અગ્નિશરણ તરફ જાય છે. ]

संगीतशाला–સ્ત્રીઓ સંગીત અને ચિત્રકળા તે વખતે પણ શીખતી હશે. એટલું જ નહિ પણ મોટા ઘરની સ્ત્રીઓ પણ તે શીખી શકતી હશે એમ લાગે છે. कल.–कला चासौ विशुद्धा—ભૂલ વગરની રીતે. તાલબદ્ધ રીતે. स्वरसंयोगः –કોઈ રાગના સ્વરો ગોઠવવા તે. નાદ. वर्ण०–સંગીતમાં પરિચય કરે છે. સૂરની જમાવટ કરે છે. અભ્યાસ કરે છે. गीतिषु चत्वारो वर्णा भवन्ति यदाह भरतः–स्थायी तथैव संचारी तथा रोहावरोहिणौ । वर्णाश्चत्वार एवैते कथिताः सर्वगीतिषु ।

શ્લોક ૧ ( આર્યા ) अभिनव०–अभिनवस्य मधुनः लोलुपः–નવા મધનો લોલુપ–લોભી તથા તેવી રીતે. कमल—कमलं वसतिः एव कमलवसतिमात्रम् तेन निर्वृतः—માત્ર કમળના વાસમાં સંતુષ્ટ રહેતો.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



रागपरिवाहिणी–रागस्य परिवाहः अस्ति यस्या तादृशो अथवा रागं (प्रीतिं) परिवाहयति समन्तात् निःसारयति या तादृशी–प्रीतियुक्त राग–સંગીતનો રાગ પણ થાય. अक्षरार्थः—अक्षराणां अर्थः–અક્ષરોનો, શબ્દનો અર્થ. सकृत्—જેણે એક વખત તેને પ્રેમ કર્યો હતો.

પાંચમા અંકની શરૂઆત કોઈ જુદા જ વાતાવરણથી થાય છે. હંસપદિકાના 'ગીતડૂસકા' થી આ અંકની શરૂઆત થાય છે. કોણ હતી એ હંસપદિકા? હતી એ એક રાજાના યૌવનના ઉષઃકાલની પ્રિયતમા. એની સાથે એક સમયે દુષ્યન્તે ઘણો આનંદ માણ્યો, ઘણું સુખ ભોગવ્યું તથાપિ એ યૌવનોન્મત્ત દુષ્યન્તને સંતતિ થઈ નહિ. કોઈ ઘેરી નિરાશા એના હૃદયને ઘેરી વળી અને પરિણામે એના એ વૃત્તિથી પણ એ વિમુખ બન્યો. રાજા મટી એ રાજર્ષિ બન્યો, પ્રજાનો તે સાચો પિતા બન્યો.

येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना<br>
स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ।

તપસ્વીઓના તપનું રક્ષણ કરતો, એમને પ્રણમતો એ રાજમુનિ બન્યો. એની કીર્તિ છેક સ્વર્ગ સુધી વ્યાપી. આજે હવે એ કેવળ રહેવા ખાતર વસુમતિ પાસે રહી ધર્માચરણ કરે છે. આજે એ પેલો પહેલાનો अभिनव मधुलोलुप દુષ્યન્ત નથી. પણ વશી છે. જે પ્રહાર થાય છે તે તો એની એક વખતની પ્રિયા હંસપદિકા તરફથી થાય છે. એ દુષ્યન્તને એના આવેશમાં ગમે તે કહી શકે કારણ જે ઉચ્ચતા આજે દુષ્યન્તે પ્રાપ્ત કરી છે તે ભૂમિકા હંસપદિકા માટે બહુ ઊંચી છે. આથી તે એને ગમે તે કહી શકે. બાકી બીજું કોઈ આ રાજર્ષિને એવો હોવાનું કહેતુ નથી.

રાજા પૂરેપૂરો શાપની અસરમાં આવ્યો છે. આથી એના મનની એ સ્થિતિ બતાવવા જ આ સંગીતમય 'ગીતડૂસકા' થી આ અંક શરૂ થાય છે. એનો બીજો કોઈ ખાસ ઉદ્દેશ નથી, કે જેથી प्रथितयशस् રાજર્ષિનું ચારિત્ર્ય ઝાંખું પડે. [ આ વિષયક વિસ્તૃત ચર્ચા માટે વાંચો આ પુસ્તકની અમારી પ્રસ્તાવના. ]

**देवीं वसुमतीं अन्तरेण**—દેવી વસુમતીને અનુલક્ષીને. આમ વસુમતીનો માત્ર એ જ વખત ઉલ્લેખ આવે છે. તેને કવિ દૃશ્ય ઉપર લાવતા નથી કારણ આ નાટકમાં તેવી કોઈ રાણી ન બતાવવાનો કવિનો ઉદ્દેશ છે. બીજાં સંસ્કૃત નાટકોની માફક બીજી રાણીઓ રાજાની પ્રિયતમા ઉપર ઈર્ષા કરે



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અને તેના પ્રેમમાં ભંગ પાડે તે કવિ ઈચ્છતા નથી.

**मद्दुपालम्भमवगतोऽस्मि-मह्दुपालम्भनं गतोऽस्मि**

(૧) મને અપાતો ઠપકો સમજ્યો (૨) મોટો ઠપકો મેળવ્યો. આ બંને પાઠ સારા છે.

परकीयैः हस्तैः-બીજાના હાથે. રાણી પોતે તો વિદૂષકને ન પકડે પણ તેના આનંદ ખાતર તે બીજા પાસે તેમ કરાવે. गृहीत—પકડાયેલો. शिखण्डके-વાળથી. वीतरागस्य-વિષય વિમુખ, સાધુ. मोक्ष—(૧) છુટકારો. (૨) મુક્તિ.

नागरिकवृत्त्या-શહેરી માણસની માફક એટલે કે વિનયથી. જુઓ—विक्रमो० आर्य, नागरिकोऽसि । का गतिः—શું થાય ? इष्टजनः—(૧) રાજા સંપૂર્ણ રીતે શાપથી ઘેરાઈ ગયો છે. તે શકુન્તલાને સાવ ભુલી ગયો છે એ કવિ અહીં સરસ રીતે બતાવે છે. (૨) શાપથી રાજાની સ્મૃતિ નષ્ટ થઈ છે પણ તેના આંતરસંસ્કાર નષ્ટ નથી થયા તે અહીં સ્પષ્ટ થાય છે. (૩) હંસપદિકાનું ગાન સાંભળી રાજાના શકુન્તલા પ્રત્યેના આ ભાવ જાગે છે. પણ તેને સ્પષ્ટ યાદ નથી આવતું. આમ હંસપદિકાના ગાનની અને શાપની અસરથી રાજા બે બળો વચ્ચે કેવું ઘર્ષણ અનુભવે છે તે અહીં સ્પષ્ટ થાય છે.

શ્લોક ૨ અન્વય-यत् सुखितः अपि जन्तुः रम्याणि वीक्ष्य मधुरान् शब्दांश्च निशम्य पर्युत्सुकीभवति, तत् नूनं भावस्थिराणि जननान्तरसौहृदानि चेतसा अबोधपूर्वं स्मरति ( વસંતતિલકા )

" જ્યારે સુણી મધુર શબ્દ અને રૂપાળું
જોઈ થતું સુખી તથાપિ સચિંત જંતુ,
નિશ્ચે સ્મરાય ચિતમાં ન જણાય તેમ
ભાવે થયા સ્થિર ભવોભવના સબંધ. "

[ મ. ચ. પટેલ ]

હંસપદિકાના ગીતથી દુષ્યન્તને શકુન્તલાની પ્રીતિ યાદ આવી, પણ શકુન્તલા નહિ.

रम्याणि ( वस्तूनि ), पर्युत्सुकीभवति—ઉત્સુક થાય છે. सुखितः—સુખી. अबोधपूर्वं—અજાણતાં. भावस्थिराणि—માનસિક સંસ્કારથી કાયમ (સ્થિર) બનેલી. जननान्तर०—બીજા જન્મની મૈત્રી. હિંદુઓ માને છે કે બીજા જન્મ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વખતે આત્માના પહેલા જન્મના સંસ્કાર નષ્ટ થતા નથી. ઘણી વખત સ્પષ્ટ યાદ ન હોય તો પણ આગલા જન્મની મૈત્રીને લીધે તે અમુક માણસો પ્રત્યે આકર્ષાય છે. ઘણી વખત પૂર્વના સંસ્કારને લીધે તે મંથન અનુભવે છે. કાલિદાસ આનો ઉલ્લેખ ઘણી વખત કરે છે. જુઓ —रघु०—१–१० फलानुमेयाः प्रारम्भाः संस्काराः प्राक्तना इव । ॥ रघु० ७–१५; मनो हि जन्मान्तरसंगतिज्ञम् ।

પોતાને પણ આવા કોઈ પૂર્વના સંસ્કારને લીધે આ ગીત સાંભળીને આવું મનોમંથન થતું હશે એમ રાજા મન વાળે છે. રાજાના ચિત્તને આનું સ્મરણ થાય છે, રાજાને નહિ.

આ શ્લોકના ગહનતમ ભાવ આપણને પણ અનેરું દર્શન કરાવે છે. આ શ્લોક પણ શાકુન્તલનો એક ઉત્તમોત્તમ શ્લોક છે એમ આપણે હવે તો કહીશું જ. આરંભમાં આપેલું આ શ્લોકનું સમશ્લોકી મારા પૂજ્ય પિતાશ્રીએ આપ્યું છે.

શ્લોક ૩ અન્વય—राज्ञः अवरोधगृहेषु अधिकृतेन मया आचार इति या वेत्रयष्टिर्गृहीता, सा एव बहुतिथे काले गते, प्रस्थानविक्लवगतेः मम अवलम्बनार्था जाता । (વસંતતિલકા)

अधिकृतेन--अवहितेन

(૧) નિયુક્ત થયેલા વડે (૨) ધ્યાનથી, अवरोध० સાથે પ્રથમ પાઠ યોગ્ય લાગે છે એમ 'રાય' નું મંતવ્ય છે.

आचार इति—આચાર પ્રમાણે. अवरोधगृहेषु—અંતઃપુરમાં. वेत्रयष्टिः—નેતરની લાકડી. बहुतिथे--બહુ લાંબો. बहूनां पूरणः बहुतिथ. तिथ સમયનું માપ બતાવે છે. प्रस्थाने विक्लवा गतिः यस्य सः ચાલવામાં જેની ગતિ મંદ છે તે. अवलम्बनार्था—ટેકા માટે. अवलम्बनाय इयम् अवलम्बनार्थं પાઠ વધારે સારો છે. તે કંચુકીનું નિરાધારપણું બતાવે છે.[1]—अनतिपात्यम्—જતું કરાય નહિ.

धर्मासनम्–એના ઉપર બેસીને રાજા ન્યાય આપે છે. अविश्रमः—न विश्रामः यस्य सः—વિશ્રામ વગરનો. કંચુકીનો આ પ્રવેશ જ રાજાની ધર્મપરાયણતા અને ઉદાત્તતા બતાવવા યોજાયો છે. लोकतन्त्राधिकारः—રાજ્યતંત્રનો અધિકાર.

---

૧–'રાય' પૃષ્ટ–૪૬૨.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૪ અન્વય—भानुः सकृद्युक्ततुरंग एव । गन्धवहः रात्रिदिवं प्रयाति । शेषः सदैवाहितभूमिभारः । षष्ठांशवृत्तेरपि एष धर्मः । (ઇન્દ્રવજ્રા).

सकृद्—એક વખત. गन्धवहः—પવન षष्ठांश०—षष्ठांशेन वृत्तिः यस्य सः—ઉપજનો ⅙ ભાગ રાજાને જાય તે. તેના ઉપર રહેનારો. शेष०—"તેનું બીજું નામ અનંત છે. તે નાગોનો રાજા કહેવાય છે. તે છેક પાતાળમાં રહે છે. તેની ફેણ ઉપર પૃથ્વી રહે છે એમ કહેવાય છે. વિષ્ણુ તેની સહસ્ર ફેણ ઉપર સૂઈ રહે છે." મોનિયર વિલિયમ્સ. (૧) સૂર્ય એક વખત રથ જોડે છે. (૨) પવન રાત્રિદિવસ વહે છે. (૩) શેષ હંમેશ પૃથ્વીનો ભાર વહે છે. આ ત્રણને આરામ નથી તેમ રાજાને પણ આરામ નથી. 'सकृद्युक्त' 'रात्रिदिवं प्रयाति' અને 'सदैवाहित' આ ત્રણ એક જ સામાન્ય છે. પણ તે જુદાં જુદાં વાક્યોમાં આવે છે તેથી અહીં **પ્રતિવસ્તૂપમા અલંકાર છે.**

શ્લોક ૫ અન્વય—प्रजाः स्वाः प्रजाः इव तन्त्रयित्वा श्रान्तमनाः, द्विपेन्द्रः यूथानि दिवासंचार्य रविप्रतप्तः शीतं स्थानमिव, विविक्तं निषेवते । (ઉપજાતિ)

स्वाः प्रजाः इव—પોતાના સંતાનની માફક.

तंत्रयित्वा—રાજ્ય કરીને. श्रान्तमनाः—થાકેલા મનવાળો. अशान्तमनाः અને शान्तमनाः પાઠાન્તર છે. પણ તે બરાબર નથી. विविक्तं—એકાન્ત. यूथानि संचार्य—ટોળાં ફેરવીને. दिवा—મધ્યાહ્ન-દિવસે. रात्रे લેતાં रवि प्रतप्तः નકામું થાય. उपत्यका—પાસે. પર્વતની ભૂમિ. सस्त्रीकाः—સ્ત્રીઓ સાથે. श्रौतेन विधिना—વૈદિક વિધિથી.

દૃશ્ય ૨

[ શાર્ઙ્ગરવ વગેરે શકુન્તલા અને ગૌતમી સાથે દુષ્યન્તના દરબારમાં હાજર થાય છે. રાજા તેમના તપના સમાચાર પૂછે છે. શાર્ઙ્ગરવ કાશ્યપનો સંદેશો કહે છે અને શકુન્તલાની રાજાને સોંપણી કરે છે. રાજાને શાપને લીધે તે યાદ આવતું નથી તેથી તે શકુન્તલાને સ્વીકારવાની ના પાડે છે. શકુન્તલા પોતે અનેક રીતે યાદ કરાવે છે પણ રાજા તે માનતો નથી. શકુન્તલા વીંટી બતાવવા જાય છે તો વીંટી મળતી નથી. શાર્ઙ્ગરવ અને રાજા વચ્ચે ગરમાગરમ ચર્ચા થાય છે. રાજા શકુન્તલાને પણ ગમે તેમ સંભળાવે છે. છેવટે શાર્ઙ્ગરવ વગેરે શકુન્તલાને ત્યાં મૂકીને જતા રહે છે. પુરોહિત રાજાને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સલાહ આપે છે કે પ્રસૂતિ સુધી શકુન્તલાને પુરોહિતના મહેલમાં રાખવી. રાજાનો પહેલો પુત્ર ચક્રવર્તીના લક્ષણોવાળો હશે એમ રાજાને વરદાન હતું. પુરોહિત કહે છે કે જો શકુન્તલાનો પુત્ર તેવો હોય તો રાજાએ તેને સ્વીકારવી; નહિ તો કણ્વ પાસે પાછી મૂકી આવવી. રાજા કબૂલ કરે છે. પુરોહિત શકુન્તલાને લઈને જતો હોય છે ત્યાં કોઈ અદૃશ્ય જ્યોતિ શકુન્તલાને ઉપાડી જાય છે. ]

અગ્નિશરણ—ગૃહસ્થીઓએ રોજ અહીં ત્રણ અગ્નિ પ્રજ્વલિત રાખવાના હોય છે. વાંચો—दक्षिणाग्निगार्हपत्याहवनीयो त्रयोऽग्नयः ।

**चरितार्थता**—चरितः अर्थः येन सः चरितार्थः, तस्य भावः । ઇચ્છિત વસ્તુ પામવાની સ્થિતિ.

**दुःखोत्तरैव**—દુઃખ જેની પાછળ છે તેવી. દુઃખથી અનુસરાયેલી જ હોય છે. રાજા કહે છે, આશા અને નિરાશા અનુભવીને પણ ઇચ્છિત વસ્તુ મેળવીને લોકોને સુખ મળે છે. પણ રાજાને તો તેની ઇચ્છિત વસ્તુ (રાજ્ય) મેળવવી તે ખરેખર દુઃખ લાવનારી જ છે. આનું કારણ રાજા નીચેના શ્લોકમાં આપે છે.

શ્લોક ૬ અન્વય—प्रतिष्ठा औत्सुक्यमात्रमवसाययति । लब्धपरिपालनवृत्तिरेव क्लिश्नाति । स्वहस्तधृतदण्डम् राज्यं, स्वहस्तधृतदण्डम् आतपत्रमिव यथाश्रमाय (भवति) अतिश्रमापनयाय न (भवति) । (વસંતતિલકા)

प्रतिष्ठा—ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવી તે. રાજ્ય પ્રાપ્ત કરવું તે. अवसाययति—વિદારે છે. लब्ध—મેળવેલું. परि॰—સાચવી રાખવાનું કાર્ય. क्लिश्नाति—ચિંતા કરાવે છે. अवसादयति પાઠ પણ છે. अपनयाय—દૂર કરવા માટે. आतपत्रम्—છત્રી. અહીં રાજ્યને છત્રી સાથે સરખાવ્યું છે. તેથી ઉપમા અલંકાર છે. दण्ड—(૧) રાજ્યદંડ (૨) હાથો. જ્યારે રાજ્ય ઉપર પ્રધાનો દેખરેખ રાખે ત્યારે તે ભોગવવું રાજાને સારું લાગે, પણ પોતાના ઉપર ભાર હોય ત્યારે તેમ ન થઈ શકે. છત્રી પણ કોઈએ પકડી હોય તો તેની નીચે રહેવું ગમે પણ જાતે પકડવાથી થાક લાગે અને ન ગમે. वैतालिक—ભાટ–ચારણ.

શ્લોક ૭ અન્વય—स्वसुखनिरभिलाषः लोकहेतोः प्रतिदिनं खिद्यसे । अथवा ते वृत्तिरेवंविधैव । पादपो हि मूर्ध्ना तीव्रमुष्णमनुभवति, संश्रितानां छायया परितापं शमयति (માલિની)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



खिद्यसे–खिद् नुं वर्त. काळ (लट्) बी. पु. એ. व

परितापं––दुःખ. અહીં રાજાની વૃત્તિ સમજાવવા વૃક્ષનું દૃષ્ટાન્ત આપ્યું છે. તેથી દૃષ્ટાન્ત અલંકાર છે. અહીં પહેલાં રાજાના વખાણ કરવાનો વૈતાલિકનો ઉદ્દેશ છે. પરંતુ પાછળથી તેને લાગે છે કે એમાં રાજાની પ્રશંસા કરવી બરાબર નથી. તે તો રાજાની વૃત્તિ જ છે. આમ 'अथवा'થી કહેવાનો વચાર બદલાય છે તેથી આક્ષેપ અલંકાર પણ છે.

શ્લોક ૮ અન્વય––आत्तदण्डः विमार्गप्रस्थितान् नियमयसि, विवादं प्रशमयसि, रक्षणाय कल्पसे। विभवेषु अतनुषु ज्ञातयः सन्तु नाम। प्रजानां बन्धुकृत्यं तु त्वयि परिसमाप्तम्। (માલિની)

नियमयसि––સજા કરો છો. आत्तदण्डः––आत्तः दण्डः येन सः। જેણે દંડ હાથમાં લીધો છે તે. विवाद––વિવાદ. कल्पसे––ફાળો આપો છો अतनुषु०––પૈસો ઘણો હોય ત્યારે. परिसमाप्तम्––દરેક રીતે (परि) અને સંપૂર્ણ રીતે (सम्) बन्धुकृत्यम्––સગા તરીકેની ફરજ. જુઓ શાકુ० ६––येन येन वियुज्यन्ते प्रजा स्निग्धेन बन्धुना। स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम्। रघु०-१-२४;––प्रजानां विनयाधानाद्रक्षणाद्भरणादपि। स पिता पितरस्तासां केवलं जन्महेतवः॥

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुनिग्रहे। राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः। માણસ પાસે ધન હોય ત્યારે તો સહુ સગાં થતાં આવે પણ માણસ પાસે જ્યારે ધન ન હોય ત્યારે પણ જે તેની સાથે રહે એ જ સાચો મિત્ર. દુષ્યન્ત પોતે કોઈ દુઃખીનો સાચો બંધુ બની રહેતો.

नवीकृताः––તાજા થયા. अभि०––अभिनवेन (હમણાં જ) संमार्जनेन (વાળેલો હોવાથી) सश्रीकः (ચળકાટવાળો) अग्निः––અગ્નિ શાળાનો ઊંચો ઓટલો (अलिन्द)

શ્લોક ९ અન્વય––किं तावत् व्रतिनां उपोढतपसां तपः विघ्नैः दूषितम्। उत धर्मारण्यचरेषु प्राणिषु केनचित् असत् चेष्टितम्। आहोस्वित् वीरुधां प्रसवः मम अपचरितैः विष्टम्भितः इति आरूढबहुप्रतर्कं मे मनः अपरिच्छेदाकुलम्। (શાર્દૂલવિક્રીડિત)

व्रतिन्––મુની. उपोढ–उपोढं तपः यस्य सः––તપ એકઠું કરનારનું. उप+वह् नुं क. भू. कृ. उपोढ दूषितम्––ખરાબ થયું છે? જુઓ––रघु० ५५

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



आपाद्यते न व्ययमन्तरायैः कश्चिन्महर्षेस्त्रिविधं तपस्तत् । असत्—દુર્વર્તન. वीरुधाम्—વેલોનો. प्रसवः—પાક. अपचरितैः—દુષ્કૃત્યોથી. अप + चर्નું क्त भू. કૃ. પણ ભાવવાચક નામના અર્થમાં क्त भावे । विष्टम्भितः—અટકી ગયો છે જુઓ—ઉ. ચ. न राजापचारमन्तरेण प्रजास्वकाल मृत्युश्चरति । रघु०—૧૫—૪૭ राजन्प्रजासु ते कश्चिदपचारः प्रवर्तते । आरूढ—आरूढा (ચઢેલું) बहवः (બહુ) प्रतर्का (તર્ક) यस्मिन् तत् । अपरिच्छेद—નિશ્ચિત ન થવાથી.

सभाजयितुम्—અભિનંદન આપવા. આવા સચ્ચારિત્ર્યવાળા રાજાને પ્રજા તરફથી ઋષિઓ અભિનંદન આપે એ જ યોગ્ય છે. આ વાક્ય રાજાની ઉદાત્તતા બતાવે છે. જુઓ ઉ. ચ. ૧—स्नेहात् सभाजयितुमेत्य दिनान्यमूनि ।

શ્લોક ૧૦ અન્વય—महाभागः असौ नरपतिः अभिन्नस्थितिः (वर्तते) वर्णानामपकृष्टोऽपि कश्चित् अपथं न भजते, (इति) कामम् । तथापि शश्वत्परिचितविविक्तेन मनसा इदं जनाकीर्णं हुतवहपरीतम् गृहमिव मन्ये । (શિખરિણી)

अभिन्नः—પોતાની ફરજમાંથી ચ્યૂત થતો નથી.

अपकृष्ट—હલકો. अपथं—ખરાબ રસ્તો. कामम्—માન્યું. शश्वत्—હંમેશ. विविक्त—એકાંત. परीतं—વીંટળાયેલું. શાઙ્ગર્રવ કહે છે—(૧) રાજા સારો છે તેથી અહીં આવવું ગમે તેવું છે (૨) લોકો ધર્મમાં છે એ અહીં આવવાને લલચાવનારું બીજું કારણ છે (૩) પણ લોકો ઊમટ્યા છે તેથી અને મારું મન એકાન્તને ટેવાયેલું હોવાથી મને આ રાજમહેલ અગ્નિથી વીંટળાયેલા ઘર જેવો લાગે છે.[1] ટીકાકાર અહીં વિભાવના અલંકાર બતાવે છે.

અહીં પ્રવેશનો ક્રમ નોંધો—કંચુકી, પુરોહિત, શકુન્તલા, શાઙ્ગર્રવ, શારદ્વત, ગૌતમી.

શ્લોક ૧૧ (આર્યા)—अभ्यक्तम्—ન નાહેલો—ખરાબ. शुचि—પવિત્ર. स्वैरगतिः—સ્વેચ્છાથી ફરનાર. प्रबुद्ध—વહેલા ઊઠનારને જેમ મોડા ઊઠનાર ન ગમે તેમ.

વિરુદ્ધ સ્થિતિસ્થ પુરુષોનો અન્યોન્ય પ્રતિ કેવો ભાવ હોય છે તે અહીં બતાવ્યું છે. સ્વાતંત્ર્ય અને બંધન, શુદ્ધ અને અશુદ્ધ, સ્વચ્છ અને મલિન, વિરાગી અને સુખાસક્ત એ સર્વનો વિરુદ્ધ ભાવ અહીં પ્રકટ કર્યો છે.

निमित्तम्—સ્ત્રીઓનું જમણું અને પુરુષનું ડાબું અંગ ફરકે તે અપશુ-

૧ રાય—પૃ—૪૭૪

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કેન ગણાય. अङ्गविस्फुरणं नृणांदक्षिणं सर्वकामदं । तदेव शस्यते सद्भिर्नारीणामप्रदक्षिणम् । જુઓ रघु० १४–४९ जुगूह तस्याः पथि लक्ष्मणो यत् सव्येतरेण स्फुरता तदक्ष्णा ॥–आख्यातमस्यै गुरु भावि दुःखमत्यन्तलुप्त प्रियदर्शनेन ॥ प्रतिहतम्०—અમંગળ દૂર થાઓ. આવે સમયે સ્વજનોએ આવું આશ્વાસનનું વાક્ય ઉચ્ચારવું જોઈએ. વસ્તુતઃ અમંગળ દૂર થયું નહોતું. प्रतिहतम् अमङ्गलम्-રૂઢ પ્રયોગ છે. 'થાઓ' ને બદલે 'થઈ જ ગયું' એમ ભૂતકાળનો ઉપયોગ છે. वितरन्तु આપો. वर्णाश्रमाणां रक्षिता–ચાર જાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) અને ચાર આશ્રમ (બ્રહ્મચર્ય ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, સંન્યાસ)નો રક્ષણ કરનાર. महाब्राह्मण–બ્રાહ્મણ, વૈદ્ય, વગેરે શબ્દોને મહા લાગે તો તે નિન્દા બતાવે છે. પુરોહિત રાજાનું મોટું વર્ણન આપે છે તેથી શાર્ઙ્ગરવ ચીડમાં મહાબ્રાહ્મણ કહે છે. मध्यस्थाः—મધ્યસ્થ.

ખરી રીતે શાર્ઙ્ગરવ તિરસ્કાર બતાવવા માગતો નથી પણ તે ટકોર તો કરે છે જ. તમે જાતે છો તો બ્રાહ્મણ. છતાં રાજાના સાંનિધ્યમાં રહીને તમે માનધનત્વ ગુમાવ્યું અને ખુશામત કરવાની ટેવ સ્વીકારી ! તમે જે રાજાને માટે કહ્યું તે વખાણવા જેવું છે. પણ અમે અહીં તટસ્થ છીએ. તમે કહેવા માગો છો કે રાજાને સમૃદ્ધિનું અભિમાન નથી. પણ એમાં વખાણવા જેવું શું છે ? માણસનો જેવો સ્વભાવ હોય તેવું તે કરે તેમાં પ્રશસ્ય શું ? સ્વભાવમાં ન હોય અને પોતાની ઇચ્છાથી તે કરે એમાં કંઈક વખાણવા જેવું ખરું. તે કોઈ પણ વસ્તુ દૂર રાખી શકે અને છતાં પોતાની ઇચ્છાથી કરે એ કંઈક આશ્ચર્ય ઉપજાવે એવું ખરું.

અહીં યુવાન તપસ્વીની ખુમારી દેખાય છે.

શ્લોક ૧૨ અન્વય—तरवः फलागमैः नम्राः भवन्ति । घनाः नवाम्बुभिः दूरविलम्बिनः भवन्ति । सत् पुरुषाः समृद्धिभिः अनुद्धताः ( भवन्ति ) परोपकारिणाम् एषः स्वभावः एव । (વંશસ્થવિલ)

दूर०—નીચે લટકતાં. આ શ્લોક ભર્તૃહરીના નીતિશતકમાં પણ આવે છે. 'સુભાષિત' નામના સાહિત્યમાંથી બંને કવિઓએ આ લીધું હોય એમ પણ બને. સ્વાર્થીઓને જ અહંતાનો ગર્વ હોય છે. જેનું જીવન પરોપકારમય હોય છે તેનામાં અહંતાનો સંભવ હોતો નથી. તેથી જ ઉપર ગણાવેલા ગુણ એનામાં હોય છે. परोपकाराय सतां विभूतयः ।

શ્લોક ૧૩ (આર્યા)—का स्वित्—કોણ હશે ? नाति०—न अतिपरिस्फुटं

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(પૂરું દેખાતું નથી.) शरीरस्य लावण्यम् यस्याः सा અહીં ઉપમા અલંકાર છે. પહેલા અંકમાં જે નિર્દોષ ભાવે દુષ્યન્ત શકુન્તલાનું સૌંદર્ય વખાણે છે તે જ નિર્દોષ ભાવે તે અહીં પણ સૌંદર્યની પ્રશંસા કરે છે.

कुतूहल०—ઉત્સુકતાથી ભરેલી. अनिर्वर्णनीयम्०—રાજાનું ખરું અને ઉચ્ચ ચારિત્ર્ય બતાવે છે. આ દુષ્યન્ત પહેલાંનો अभिनवमधुलोलुप નથી. भावमवधार्य—પ્રેમનો ખ્યાલ કરીને.

શ્લોક ૧૪— (અનુષ્ટુભ)—घर्मांशुः सूर्य. आविर्भविष्यति—આવે. પહેલા વિશેષ વાક્યનું બીજું વિશેષ વાક્ય દૃષ્ટાંત છે. તેથી અહીં દૃષ્ટાંત અલંકાર છે. જુઓ रघु०–५–सूर्ये तपत्यावरणाय दृष्टेः कल्पेत लोकस्य कथं तमिस्रा। દુષ્યન્ત ધર્મવીર છે એ વિધાન એ પોતે જ અહીં પુરસ્કાર કરે છે. જ્યાં દુષ્યન્ત રક્ષક છે ત્યાં ધર્મ ક્રિયામાં વિઘ્ન આવે જ નહિ. પછી વિઘ્ન દૂર થવાની ક્યાં વાત? સૂર્ય હોય ત્યારે (घर्मांशौ स्थिते) એમ નથી કહ્યું પણ 'સૂર્ય તપતો હોય ત્યારે'—तपति—એમ કહ્યું છે. સૂર્યની ઉદયાચલ ઉપરની સ્થિતિ એમ બતાવે છે કે પહેલાં જે અંધકાર હતો તે તેણે દૂર કર્યો. પણ સૂર્ય તપતો હોય ત્યારે અંધકાર દેખાય જ નહિ પછી તે દૂર કરવાની વાત જ ક્યાં? તેવી રીતે દુષ્યન્ત હોય ત્યારે નહિ પણ તે રક્ષક હોય ત્યારે વિઘ્ન ઉપસ્થિત જ ન થાય પછી તે દૂર કરવાની તો વાત જ ક્યાં?

अर्थवान्०—"નામથી જ નહિ; ગુણથી પણ હું 'રાજા' જ છું. મારું રાજા નામ સાર્થક થયું. જુઓ—रघु०४–१२ यथा प्रह्लादनाच्चन्द्रः प्रतापात्तपनो यथा। तथैव सोऽभूदन्वर्थो राजा प्रकृतिरञ्जनात् ॥

लोकानुग्रहाय—પૃથ્વીના અનુગ્રહ માટે. स्वाधीन०—કુશળતા (એમને) સ્વાધીન જ હોય છે. अनामय०—अनामयप्रश्नः पूर्वं यस्मिन् तत्—તબિયતના સમાચાર પૂછીને.—ब्राह्मणं कुशलं पृच्छेत् क्षत्रं पृच्छेदनामयम्। मिथः समयात्—એક એકની સંતલસથી उपायंस्त—उप+यम् (પરણવું) નું અદ્યતન ભૂ. કા. ત્રી. પુ. એ. વ.

શ્લોક ૧૫ અન્વય—त्वमर्हतां प्राग्रसरः न स्मृतोऽसि। शकुन्तला च मूर्तिमती सत्क्रिया। तुल्यगुणं वधूवरं समानयन् प्रजापतिः चिरस्य वाच्यं न गतः। (વંશસ્થવિલ)

अर्हताम्—યોગ્ય (પુરુષો)માં प्राग्रसर—સહુથી આગળ. वाच्यं—વગોવણી.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



समानयन्——ભેગા કરીને. અત્યાર સુધી દરેક લગ્નમાં કંઈકને કંઈક ઊણપ દેખાતી હતી. કાં તો પત્નીમાં ઊણપ હોય કે કાં તો પતિમાં. આમ એકેય લગ્ન સંપૂર્ણ સુખી નથી નીવડ્યું. આને લીધે બ્રહ્માને કંઈકનું કંઈક મહેણું રહેતું. સરખે સરખી જોડ મળવી દુર્લભ છે એવું વિધિને જૂના વખતનું મહેણું છે. પણ આ એક એવું લગ્ન છે કે જેમાં પતિ અને પત્નિ બંને સરખા ગુણવાળા છે. તેથી બહુ લાંબા વખતે પહેલી જ વાર બ્રહ્મા મહેણું ટાળી શક્યા છે. યોગ્યનો યોગ્ય સાથે સંબંધ છે તેથી અહીં સમ અલંકાર છે.

દુષ્યન્ત અને શકુન્તલા એકમેકને યોગ્ય જ હતાં અને તેથી જ વધિએ તેમનો સંયોગ સાધ્યો છે એમ કવિ પોતે જ કહે છે. દુષ્યન્ત अर्हतां प्राग्रसरः છે તો શકુન્તલા मूर्तिमती सत्क्रिया છે. શકુન્તલા જો પુણ્યોનુ અખંડ ફળ છે તો રાજર્ષિ દુષ્યન્ત પણ સુકૃતથી જ સાંપડે એવા છે. આમ આ લગ્નમાં ક્યાંય દોષ નથી. સત્ક્રિયા ( માન ) યોગ્યને જ ( अर्हत् ) અપાય. તમે યોગ્યમાં શ્રેષ્ઠ છો. શકુન્તલા મૂર્તિમતી સત્ક્રિયા છે તેથી મને આ લગ્ન ગમે છે. આ કણ્વનો સંદેશો છે.

आपन्नसत्त्वा——સીમંતિની. सहधर्म०——સહધર્માચરણ માટે. अवसरः——અવકાશ.

શ્લોક ૧૬—( આર્યા )——न अपेक्षितः——ગણ્યા નથી. અહીં જુદા જુદા ઘણા પાઠ છે.

**न त्वयापि पृष्टः बन्धुः— न खलु पृष्टश्च०**

(૧) તે પણ સગાંને પૂછ્યું નથી. (૨) સગાંને ખરેખર નથી પૂછ્યું.

**एकैकस्य चरिते——एकैकमेव चरिते——परस्परस्मिन्नेव चरिते**

(૧) एकस्य एकस्य——દરેકે પોતે. (૨) ખાનગીમાં આચરણ કર્યું એટલે કે એક બીજા સાથે આચરણ કર્યું. ત્રીજી કોઈ વ્યક્તિ ત્યાં હતી નહિ. (૩) પરસ્પરના આચરણમાં એટલે કે તદ્દન ખાનગી આચરણમાં.

**किं भणतु एक एकस्य——भणामि किमेकैकम्**

(૧) (તમારામાંથી ) દરેકને બીજો ( અન્ય વ્યક્તિ ) શું કહે ? (૨) તમારા બંનેમાંથી એકને ( એટલે કે દુષ્યન્તને અથવા શકુન્તલાને ) હું શું કહી શકું ?

"एकैकमेव चरिते भणामि किमेकैकम्" પાઠ પણ સારો છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



किमिदम्०—રાજા લગ્નની ચોખ્ખેચોખ્ખી ના નથી પાડતો પણ પોતાને કંઈ ન ગમતું થયું છે એમ કહે છે.

वचनोपन्यासः—વચનનો અર્થ. लोकनिष्णाता—લોકવ્યવહારમાં કુશળ.

શ્લોક ૧૭ અન્વય—ज्ञातिकुलैकसंश्रयां भर्तृमतीं सतीमपि जनः अन्यथा विशङ्कते। अतः स्वबन्धुभिः प्रमदा तदप्रियापि परिणेतुः समीपे इष्यते (વંશસ્થવિલ)

भर्तृमतीं—પરણેલી ज्ञाति०—જેનો એક આશરો (संश्रय) તેના સગાનું ઘર (ज्ञातिकुल) છે. इष्यते—ઇચ્છે છે. અહીં કાલિદાસનું લોકવ્યવહારનું જ્ઞાન દેખાય છે. तदप्रियापि ને સ્થાને प्रियाप्रिया वा=प्रिया અથવા अप्रिया પાઠ પણ છે.

શ્લોક ૧૮—(આર્યા)—कृत०—કરેલા કામના દ્વેષને લીધે, अवज्ञा—વિમુખતા.

અહીં નીચે પ્રમાણે ઘણા પાઠભેદ છે—

(૧) किं कृतकार्यद्वेषाद्धर्मं प्रति विमुखतोचिता राज्ञः?
શું કરેલા કાર્યના દ્વેષને લીધે ધર્મ પ્રત્યે વિમુખતા રાખવી રાજાને યોગ્ય છે?—બંગાળી વાચના.

(૨) किं कृतकार्यद्वेषो धर्मंप्रति विमुखता कृशावज्ञा?
શું કરેલા કાર્ય તરફ દ્વેષ છે? ધર્મપ્રત્યે વિમુખતા છે? કૃશ (નિર્બળ) એવા અમારી પ્રત્યે અવજ્ઞા છે?—દક્ષિણની વાચના.

(૩) किं कृतकार्यद्वेषो? धर्मं प्रति विमुखता? कृतावज्ञा?
શું કરેલા કામનો દ્વેષ છે? ધર્મ પ્રત્યે વિમુખતા છે? ખાસ કરેલી અવજ્ઞા છે?—રાઘવભટ્ટ.

(૪) किं कृतकार्यद्वेषाद्धर्मं प्रति विमुखता राज्ञः—
શું કરેલા કામના દ્વેષથી ધર્મ પ્રત્યે રાજાની વિમુખતા છે?
—કાશ્મીરી વાચના.

(૫) किं कृतकार्यद्वेषो धर्मं प્રति विमुखता राज्ञः सूचित.
શું કરેલા કામનો દ્વે                ધર્મ પ્રત્યેની વિમુખતા છે? 'રાય' પ્રથમ પાઠ સ્વીકારે છે. બ. ક. ઠા. છેલ્લા બે પાઠ

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સ્વીકારે છે ( જુઓ તેમનું પુના ઓરિએન્ટલ કોન્ફરન્સનું વ્યાખ્યાનપત્ર પૃ. ૬૦) હું રાઘવભટ્ટે લીધેલો ત્રીજો પાઠ સ્વીકારું છું.

असत्०—ખોટી ધારણાથી. विशेषेण०—(૧) ખાસ કરીને. તમે જે ऐश्वर्यमत्तेषु બોલ્યા છો તે સામાન્ય ઉક્તિ દ્વારા ખાસ કરીને મને હલકો પાડવામાં આવ્યો છે. (૨) " મને વધારે હલકો પાડવામાં આવ્યો. "

શ્લોક ૧૯ અન્વય—एवमुपनतम् इदम् अक्लिष्टकान्ति रूपं प्रथमपरिगृहीतं स्यान्न वा इति अव्यवस्यन् भ्रमर इव विभाते अन्तस्तुषारं कुन्दम्, सपदि न खलु भोक्तुं शक्नोमि नैव हातुं (च) ( शक्नोमि )। ( માલિની)

उपनतम्—આવેલું अक्लिष्ट०—અસ્ખલિત કાંતિવાળું. परिगृहीतम्—પરણ્યો હતો કે નહિ. अव्यवस्यन्—નક્કી ન કરી શકવાથી. अन्त०—અંદર ઝાકળ વાળા सपदि—એકદમ. અહીં ઉપમા અલંકાર છે રાજા=ભ્રમર. કુન્દ=શકુન્તલા

અહીં રાજાની અગ્નિકસોટી થાય છે. આજે રાજાની સામે અક્લિષ્ટકાંતિ રૂપ ઊભું છે ઋષિ કાશ્યપની આજ્ઞા છે કે આ તારું છે અને તુ તેને સ્વીકાર. ઋષિ કહે છે કે એ વાત સત્ય છે. જ્યારે તેમાંનું કશું જ રાજાને યાદ આવતું નથી. આ રૂપ આવી સ્થિતિમાં ( एवम् ) એટલે કે એની આપન્નસત્ત્વા અવસ્થા સાથે મારી સામે ઊભું છે. આવનાર યુવતી સીમન્તિની છે. તેથી એ રૂપને अन्तस्तुषारम् कुन्दम् સાથે સરખાવ્યું. આજે એ આવી દશામાં ( एवम् ) મારી સામે આવ્યું છે તેથી જ નક્કી કરવાની જરૂર કે હું આ સ્ત્રીને પહેલાં પરણ્યો છું કે નહિ. ( प्रथमपरिगृहीतं स्यान्न वा)

હું કંઈ જ નક્કી કરી શકતો નથી કારણ કોઈ પ્રમાણ નથી. મને લગ્ન જ યાદ નથી. જ્યારે ઋષિ કહે છે એ તારું છે.

જો પરણ્યો હોઉં તો ( परिगृहीतम् ) મારે તેને સ્વીકારવી જ જોઈએ. મારી એ ફરજ છે. આ રીતે હું તેને ત્યજી શકું નહિ. ( नैव शक्नोमि हातुम् । )

જો હું તેને ન પરણ્યો હોઉં તો ( न परिगृहीतम् ) તેનું બાળક સૂચવે છે કે તે કોઈ બીજાની ધર્મપત્ની છે. આથી હું એને સ્વીકારી શકું નહિ કારણ તેમ કરતાં હું ક્ષેત્રી થાઉં. આથી હું એને એકદમ ભોગવી પણ ન શકું. ( न खलु सपदि भोक्तुं शक्नोमि । )

ત્યારે કરવું શું ? હું આમ ધર્મસંકટમાં આવી પડયો છું. આ આવી રીતે આવ્યું છે. ( उपनतमेवम् ) તેથી નથી તો તેને સ્વીકારી શકાતી કે નથી

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તા તેને છોડી શકાતી. જો તે આવી રીતે ન આવી હોત તો હું જરૂર તેનો સ્વીકાર કરત.

मूढः स्यामहमेषा वा वदेन्मिथ्येति संशये ।
दारत्यागी भवाम्याहो परस्त्रीस्पर्शपांसुलः ॥

આવા ધર્મરત રાજાના ચારિત્ર્ય ઉપર કોઈ પણ આક્ષેપ અત્યારે શું થાય ? હવે પછી પ્રતિહારી પણ આ જ કહે છે. પ્રભાતના કુન્દમાં અંદર તુષાર હોય તેથી તેને ભ્રમર ભોગવી પણ ન શકે કે છોડી પણ ન શકે. જ્યારે આ સ્ત્રી સીમન્તિની હતી તેથી રાજા તેને ન ભોગવી શકે કે ન છોડી શકે.

अहो धर्मापेक्षिता०—રાજાને માટે આ કવિનો પોતાનો મત છે. धर्मा०—ધર્મ પ્રત્યેનું માન. जोषम्–શાંતિથી. अभि...लक्षणां—अभिव्यक्तानि सत्त्वस्य ( गर्भस्य ) लक्षणानि यस्याः । सीमन्तिनी । સામે આવેલા બેનમૂન રૂપને રાજા સ્વીકારતો નથી. ભલા ! આવું રૂપ જોઈને તે કોણ વિચારવા રહે ? છતાં એ ધર્મરત રાજાને આ સ્ત્રી સાથે લગ્ન કર્યાનું યાદ નથી આવતું.

क्षेत्रिन्–ક્ષેત્રનો માલિક. ક્ષેત્રી જુઓ–भर्तुः पुत्रं विजानन्ति श्रुतिद्वैधं तु भर्तरी । आहुरुत्पादकं केचिदपरे क्षेत्रिणं विदुः ।...बीजस्य चैव योन्याश्च बीजमुत्कृष्टमुच्यते । सर्वभूतप्रसूतिर्हि बीजलक्षणलक्षिता । मनु० ९ दूराधिरोहिणी મોટી રાણીની. ઋષિએ કહ્યું હોવાથી રાજા વિચારે છે તો પણ (चिन्तयन्नपि) તેને પોતે પરણ્યો હોવાનું યાદ નથી આવતુ તેથી આ સીમન્તિની નારી પ્રત્યે પોતે પોતાની જાતને ક્ષેત્રી કેવી રીતે બનાવી શકે ? આ શંકા હોવાથી કઈ રીતે આને સ્વીકારી શકાય ? આવા ધર્મપરાયણ રાજાને ચંચળ કહેવાય જ કેમ ? રાજા પોતે અહીં એની ધર્મપરાયણતા પુરવાર કરી આપે છે. રાજા ક્ષેત્રી ગણાવાથી ડરે છે કારણ પોતાને બીજી હોવાનો સંશય છે. છે. જો તે આવી ન હોત તો એણે એને સ્વીકારી હોત અને સંશય હોવા છતાં તેની સાથે લગ્ન કર્યાનું માન્યું હોત. અહીં બે પાઠ છે क्षेत्रिन् અને क्षेत्रिय. क्षेत्रिन् એટલે ક્ષેત્રી. દુષ્યન્તને શંકા રહે છે કે તે ક્ષેત્રી છે—બીજ વાવનાર નહિ. આથી શકુન્તલાનો પુત્ર દુષ્યન્તનો ક્ષેત્રજ પુત્ર કહેવાય. ઓરસ પુત્ર નહિ. બીજો પાઠ क्षेत्रिय છે. क्षेत्रिय એટલે પર સ્ત્રીમાં આસક્ત. પોતાને યાદ નથી આવતું તેથી એ સ્પષ્ટ છે કે આ પરસ્ત્રી છે. જો તે એને સ્વીકારે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તો દુનિયા એને ક્ષેત્રિય–પરસ્ત્રીમાં આસક્ત–ન કહે તો પણ એનું મન તો એને તેમ હોવાનું કહે જ.

શ્લોક ૨૦ અન્વય—कृताभिमर्शां सुतामनुमन्यमानः मुनिः त्वया विमान्यः नाम। येन मुष्टं स्वं अर्थं प्रतिग्राहयता दस्युः इव (त्वं) पात्रीकृतोऽसि। (ઉપજાતિ)

कृता०—બળથી હરાયેલી अनुमन्यमान—અનુમતિ આપતા मुष्ट—ચોરાયેલું. अर्थ ધન विमान्यः—અપમાનીત થવાને યોગ્ય. આ કટાક્ષ યુક્ત છે: "તું દસ્યુ જેવો છે. ઋષિનું ધન તેં ચોર્યું છે. કંઈ પગલાં લેવાને બદલે તેમણે તને જ પાત્ર ઠરાવીને તે ચોરાયેલું ધન આપી દીધું. ખરેખર તે ધિક્કારને પાત્ર છે. તેં ધિક્કાર દર્શાવ્યો તે યોગ્ય જ કર્યું છે."[1]

સત્પાત્રને જ્યારે અર્થની ચોરી કરતાં જુએ ત્યારે શાણો અને ઉદાર મનુષ્ય એમ જ ધારે કે આવો માણસ ચોરી કરી કંઈ બીજો અનર્થ કરવા ન પ્રેરાય તો જે વસ્તુ તેણે ચોરી છે તે એને અત્યંત આવશ્યક હશે. આથી તે માને કે એ માણસ ચોરેલી વસ્તુને ભોગવવા લાયક છે. આથી એ માણસ એ સુપાત્રને પોતાની ચોરાયેલી વસ્તુનું દાન કરે તો તે યોગ્ય જ છે. શાર્ઙ્ગરવ કહેવા માગે છે કે રાજાએ ઋષિની આવી ઉદારતાનો ઉપકાર માનવો જોઇએ. છતાં રાજાએ તો આ વસ્તુ સ્વીકારી જ નહિ અને અપમાન કર્યું. આથી તે ગુસ્સે થઈ ગયો છે.

આ શ્લોક પહેલાં શાર્ઙ્ગરવ કહે છે–मा तावत्।—'જરૂર સ્વીકારતો નહિ.' દેખીતી રીતે 'कथं प्रतिपत्स्ये' એ રાજાની ઉક્તિનો અહીં સીધો જવાબ છે કે એમ હોય તો ન સ્વીકારતો. ખરી રીતે એમાં રાજાએ અસ્વીકાર કર્યો તેનો કટાક્ષ છે. આ કટાક્ષ આખા શ્લોકમાં પણ જણાય છે.

प्रत्ययप्रतिवचनम्—ખાતરીનો જવાબ.

## शोचनीय-शोचनीय

અહીં આ બે પાઠ છે. शोचनीय એટલે શોક કરવા યોગ્ય. એવો પ્રેમ આ અવસ્થાએ (इदम्) પહોંચ્યો છે તેથી મારે મારા પોતાને માટે શોક કરવાનો જ રહ્યો. પણ બીજો પાઠ વધારે સારો લાગે છે. હવે પછી શકુન્તલા જે બોલે છે તે આ પાઠ સાથે વધારે સુસંગત લાગે છે. शोचनीय

[1] ૧.–રાપ–પૃષ્ટ ૪૯૯.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એટલે ચોખવટ કરીને કલંકમાંથી મારી જાતને મુક્ત કરવી જોઈએ. મારા તરફ એટલું હલકું વર્તન દાખવવામાં આવ્યું છે કે મને તે કહેતાં પણ શરમ આવે છે. પણ જ્યારે મારા ચારિત્ર્ય ઉપર આક્ષેપ મૂક્યો છે ત્યારે મારી જાતને કલંકમાંથી મુક્ત કરવા મારે કંઈક ચોખવટ કરવી જ જોઈએ. હવે તમે મારો સ્વીકાર કરો એવું કહેવાની મને કંઈ જ જરૂર નથી. ( किं वा स्मारितेन )

युक्तं नाम०—અહીં પણ શાર્ઙ્ગરવ જેવો જ કટાક્ષ છે. તમે મને છેતરી છે. તમારી પ્રેમની વાતો બધી ખોટી હતી. તમે મને છેતરી છે એટલું જ નહિ પણ તમે ઉપરથી મારા ઉપર આક્ષેપ કર્યો છે કે તું બીજાની સ્ત્રી છે. એ વાત ખોટી છે. समुदाचारः—યોગ્ય આચાર—( સંબોધન ) उत्तान—ભોળા. समयपूर्वं—કબૂલાત કરીને. प्रतार्य—છેતરીને, શકુન્તલા બે શબ્દો ઉપર ભાર મૂકે છે (૧) તમે પુરુવંશના છો તેથી વચન ફોક કરવું તમને યોગ્ય નથી. (૨) તમે તે કબૂલાત આશ્રમ જેવા પવિત્ર જગ્યામાં આપી હતી. તેથી પણ તમારે તે ફોક ન કરવી જોઈએ.

શ્લોક ૨૧ कूलंकशा सिन्धुः इव प्रसन्नम् अम्भ तटतरुं च, व्यपदेशम् आविलयितुम् इमं जनं च पातयितुं किमीहसे। ( આર્યા )

कूलंकषा—કાંઠે ઘસાતી सिन्धु—નદી प्रसन्नम्—ચોખ્ખું. व्यपदेशम्—કુળ. आविलयितुम्—ઉતારી પાડવા. શકુન્તલા=સિન્ધુ. તરુ=રાજા. પાણી=શકુન્તલનું કુળ. આમ અહીં ઉપમા અલંકાર છે.

શકુન્તલાને અહીં પ્રાણપોષક જળના પ્રવાહરૂપ નદી સાથે સરખાવી છે. સાથે જ એમાં કંઈક રમ્ય દોષ ખોળી કાઢી પ્રસ્તુત પ્રસંગને બહુ સ્પષ્ટતાથી સમજાવ્યો છે.

उदारः कल्पः—સરસ વિચાર। शक्रावतारा० અવતાર—ઘાટ અથવા ઊતરવાની જગ્યા. शक्र ઈન્દ્ર.

इदं तत्०—प्रत्युत्पन्ना मतिः यस्य तत्—હાજર જવાબી. ગૌતમીના હાજર જવાબથી રાજા ખુશ થઈ જાય છે અને કહે છે. "વાહ! વાહ! સ્ત્રીઓની હાજરજવાબી જે કહે છે તે આ જ. હવે અનુભવ થવાથી બરાબર સમજાયું" આ હાજરજવાબીથી તમે એ કહેવતનો દાખલો પૂરો પાડો છો.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**श्रोतव्यम्०**—(૧) હવે સાંભળવા જેવું થયું, હવે મારે સાંભળવું પડશે. (૨) નિશાની વગેરેની બાબત પતી ગયા પછી હવે સાંભળવાની વાત આવી. પહેલાં નિશાની બતાવવાની વાત હતી. હવે સાંભળવાની વાત આવી. નિશાની બતાવવાની વાત નકામી થઈ એટલે હવે સાંભળવાની વાત આવી. પછી કશુંયે કહેવાનું કે બતાવવાનું નહિ રહે. વાત જ ખોટી છે ત્યાં દ્રષ્ટવ્ય કે શ્રોતવ્યનો અવકાશ જ ક્યાં રહે છે? પારકી સ્ત્રીના પતિ તરીકે અને કોઈના પુત્રના પિતા તરીકે પોતાને સંડોવનાર-વ્યક્તિઓ પ્રત્યે અહીં રાજાનો ધિક્કાર દેખાય છે.

**शृणुमस्तावत्**—ભલે સાંભળીએ ત્યારે. રાજાનો આશય આ છે, "તારી વાત જરા ગમ્મત ખાતર જ સાંભળીશ. તેમાંનો એક શબ્દ પણ હું સત્ય માનનાર નથી. રાજા શાપને લીધે બધું ભૂલી ગયો છે. વાતની શરૂઆત સાંભળતાં તેને આશ્ચર્ય થાય છે. તે કહે છે. "આહા! કેવી મજાની વાત! અમે સાંભળીએ છીએ. અમે કેમ ન સાંભળીએ? કેટલી રસભરી છે તારી વાત!" पुत्रकृतकः—દત્તક પુત્ર. मृगपोतः મૃગનું બચ્ચું. उपच्छन्दितः उदकेन—પાણી ધર્યું. પાણી પીવા પ્રેર્યું. हस्ताभ्यासं० હાથ નજીક ન આવ્યું. प्रणयःकृतः—(મરજી બતાવી) प्रहसितः—મજાક કરી હતી, હસ્યા હતા. सगन्ध—સગાં.

**आत्मकार्य०**—પોતાનો હેતુ સાધનારી. अनृतमय०—જૂઠાં મધ જેવાં વચનોથી. तापसवृद्धा—રાજાને તેમના વચનોમાં વિશ્વાસ નથી એમ ચોખ્ખું સૂચન છે. આ કટાક્ષમય શબ્દ બતાવે છે કે રાજા તેમની બાબત ઉપર બીલકુલ ધ્યાન આપતો નથી.

**શ્લોક ૨૨ અન્વય**—स्त्रीणाम् अशिक्षितपटुत्वम् अमानुषीणां संदृश्यते, याः प्रतिबोधवत्यः किमुत? परभृताः स्वम् अपत्यजातम् अन्तरिक्षगमनात् प्राक् अन्यैः द्विजैः पोषयन्ति खलु। (વસન્તતિલકા)

**अशिक्षित०**—અશિક્ષિત ચાલાકી. જુઓ मृच्छ०—स्त्रियो हि नाम खल्वेता निसर्गादेव पण्डिताः। पुरुषाणां तु पाण्डित्यं शास्त्रैरेवोपदिश्यते॥ किमुत-શું કહેવું? કેટલું વધારે? अन्तरिक्ष—આકાશ. અહીં अमानुषीषु પાઠફેર છે. અમાનુષીની વચ્ચે બધી સ્ત્રીઓ જ હોય છે તેથી એ પાઠ અર્થ વગરનો છે. अमानुषीणां પાઠ સારો છે. અહીં દણ્ડાપૂપિકા ન્યાયથી અર્થાપત્તિ અલંકાર છે પહેલા વિશેષ વાક્યના દૃષ્ટાન્ત તરીકે બીજું વિશેષ વાક્ય છે. તેથી દૃષ્ટાન્ત અલંકાર છે. રાજા તો બહુ સામાન્ય રીતે આ બોલે છે પણ અહીં શકુન્તલા તેના જન્મનું, અને તેને કણ્વે ઉછેરી હતી તેનું સૂચન છે એમ માને છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કારણ નીચેના શબ્દો દ્વિઅર્થી છે. (द्विज-પક્ષી અને બ્રાહ્મણ) (परभृता-કોયલ, अप्सरा-નર્તકી. अमानुषी-પક્ષી-અપ્સરા)

**अनार्य०**—"શકુન્તલા પણ એની માતાની જ ચાલાકીથી કોઈનું બાળક પોતાને સોંપવા આવી છે"--એમ રાજા પોતાને ઈરાદાપૂર્વક 'परभृता' શબ્દદ્વારા સંભળાવી ગયો એમ શકુન્તલા માને છે. તેને પણ અપવિત્ર કહી તેથી તે તેને અનાર્ય કહે છે. हृदयानुमानेन-હૃદયના માપથી. धर्मकञ्चुक०—ધર્મનો ડગલો પહેરતા. तृणच्छन्न०—તરણાંથી છવાયેલા કૂવા જેવા. अनुकृति०—અનુકરણ કરી શકે ?

શ્લોક ૨૩ અન્વય—रहः वृत्तं प्रणयमप्रतिपद्यमाने विस्मरणदारुणचित्तवृत्तौ मयि एव अतिलोहिताक्ष्याः कुटिलयोः भ्रुवो भेदात् स्मरस्य शरासनं अतिरुषा भग्नमिव । (વસન્તતિલકા)

रहः—એકાંતમાં. वृत्तम्—થયેલો. अप्रति०--સ્વીકારતો નથી. विस्मरण०—विस्मरणेन (ભુલકણાપણાથી) दारुणा ભયંકર चित्तवृत्तिः (માનસિક વર્તન) यस्य सः (જેનું છે તે.) भ्रुवः भेदात—ભ્રમરો ચડાવીને. कुटिलयोः—વાંકી. शरासनम्—બાણ. भग्नम् इव--જાણે કે નાખ્યું, માર્યું. શકુન્તલા ક્રોધ છુપાવવાનો કે કાબૂમાં રાખવાનો જરા પણ પ્રયત્ન કરતી નથી. આ એના સાદા આશ્રમ જીવનને લીધે હશે. ભ્રમરોના વળાંક અને કટાક્ષને કવિ ધનુષ્ય અને તીર છે તેમ કલ્પે છે. તેથી અહીં ઉત્પ્રેક્ષા છે. જુઓ કુમાર ૧-૪૭—तस्या शलाकाञ्जननिर्मितेव कान्तिर्भ्रुवोरायतलेखयोर्या । तां वीक्ष्य लीलाचतुरामनङ्गः स्वचापसौन्दर्यमदं मुमोच ॥

આ શ્લોક પહેલાં બંગાળી વાચના નીચે પ્રમાણે પાઠ આપે છે--

राजा-(आत्मगतम्)-वनवासादविभ्रमः पुनरत्रभवत्याः कोपो लक्ष्यते । तथाहि—

न तिर्यगवलोकितं भवति चक्षुरालोहितं
वचोऽपि परुषाक्षरं न च पदेषु संसज्जते ।
हिमार्त्त इव वेपते सकल एव बिम्बाधरः
स्वभावविनते भ्रुवौ युगपदेव भेदं गते ॥

અર્થ—'કટાક્ષો દેખાતા નથી. આંખો અત્યંત લાલ થાય છે. વાણી પણ પરૂષાક્ષરયુક્ત છે; અને વચમાં (વચમાં) અટકતી નથી. ઠંડીથી પીડાયેલા

શા૦–૨૦

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



હોય તેમ આ આંખો અંગરોષ્ઠ કંપે છે. પ્રકૃતિથી વક્ર ભ્રમરો એક સાથે ચડી ગઈ છે.'

આ શ્લોક સરસ છે અને 'રાય' તે રાખે છે. સ્વ. શ્રી. બ. ક. ઠા. તો આધુનિક રસવૃત્તિને અનુસરીને રાજાની આ આખી ઉક્તિ આપવાની વિરુદ્ધ છે.

इदम्०--શકુન્તલાએ કહ્યું તેવું (धर्मकञ्चुक...४.) કપણ ક્યાંય દુષ્યન્તના પ્રસિદ્ધ ચારિત્ર્યમાં જોવા મળતું નથી. અહીં દુષ્યન્તનું સચ્ચારિત્ર્ય દેખાય છે. રાજર્ષિ દુષ્યન્તનું ચારિત્ર્ય તો સુવિદિત છે. એમાં ક્યાંય પણ એવો દાખલો નથી કે એ દુષ્યન્ત દારત્યાગી છે વા જૂઠું બોલીને ભોળી છોકરીઓને ફસાવનારો છે. स्वच्छन्दचारिणी०--સ્વચ્છંદ રીતે વર્તનારી. मुख० मुखे मधुः यस्य सः । જુઓ--मधु तिष्ठति वाचि योषिताम् हृदि हालाहलमेव केवलम् ॥ मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् । શકુન્તલા કહે છે, "મેં તમારી ઇચ્છાને માન આપ્યું ત્યારે મને એમ જ લાગતું હતું કે મારા પિતાની સંમતિથી જ હું તે કામ કરી રહી છું. પણ હવે તમે મને સ્વચ્છન્દી રીતે વર્તનારી ઠરાવી છે. હવે મને લાગે છે કે તે મારું કામ સાવ ઉતાવળિયું હતું. હવે મારે તે કર્મનાં ફળ ભોગવવાં જ પડશે."

શ્લોક ૨૪ (અનુષ્ટુભ)-- संगत--સંગતિ. रहः--એકાંતમાં. ખાનગી. विशेषात्--ખાસ કરીને. अज्ञात--અજાણ્યાં. અહીં પ્રેમીઓને સરસ શિખામણ છે. પહેલો લીટી ઘણી રીતે સમજાવવામાં આવે છે. 'विशेषात् परीक्ष्य' એમ 'રાય' લે છે.

संयुक्त०--દોષયુક્ત વચનોથી संभृतदोषं 'એકઠા કરેલા દોષથી' પાઠાન્તર છે. सासूयम्--ઈર્ષાથી.

श्रुतं भवद्भिः अधरोत्तरम्

अधरं च तदुत्तरम् च--આ વાક્ય પાંચ રીતે સમજાવાય--

(૧) બધા સભાજનોને ઉદ્દેશી શાર્ઙ્ગરવ બોલે છે, "બોલવાનો ઊલટાસુલટી ક્રમ તમે સાંભળ્યો ? જે ખરેખર નીચું છે તે ઊંચે ચડી ગયું છે. જે ખરેખર ઊંચે છે તે નીચે આવી ગયું છે. ખરું જોતાં રાજાનાં વચનો ન મનાય તેવાં છે ત્યારે તે સત્ય ઠર્યાં અને ઉપર ચઢી ગયાં, જ્યારે શકુન્તલાનાં સાચાં વચનો ઉપર હોવાં જોઈએ, સત્ય ગણાવાં જોઈએ તેને બદલે અસત્ય ગણાઈ ગયાં."

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



(૨) શારદ્વત અંધાને કહે છે, "તમે નીચું (હલકું) અને ઊંચું (સારુ) સાંભળ્યું એટલે કે તમે રાજાના ખોટાં વચનો અને શકુન્તલાનાં સાચાં વચનો સાંભળ્યાં."

બીજાને મતે આ વાક્ય શાર્ઙ્ગરવ રાજાને કહે છે. તે પણ બે રીતે સમજાવાય--(૩) श्रुतम् શીખ્યા. "તમે બધું ઊંધી રીતે ભણ્યા છો. સારાને ખરાબ જુઓ છો અને ખરાબને સારા જુઓ છો. શબ્દ પ્રમાણની વ્યાખ્યા તમારે મતે आप्तवाक्यं નહિ પણ अनाप्तवाक्यं છે.

(૪) 'તમે ઊંધી રીતે સમજ્યા છો. હું તમને દોષ દેવા માગતો જ નથી. अतः परीक्ष्य વગેરે મેં શકુન્તલાને ધમકાવવા કહ્યું હતું. એ છોકરીની વાત માની શકાય નહિ. તમારાં વચનો માટે એ મત હોય જ નહિ. અલબત્ત, આ બધું કટાક્ષયુક્ત જ છે.

(૫) ટીકાકાર अधरोत्तरं એટલે હલકો જવાબ એવો અર્થ લે છે. "તમે હલકો જવાબ સાંભળ્યો." સહુથી પહેલું જ વધારે સારું લાગે છે.

ઊલટા સુલટી ક્રમ કેવી રીતે થયો તે શારદ્વત નીચેના શ્લોકમાં બતાવે છે.

શ્લોક ૨૫ અન્વય—यः आजन्मनः शाठ्यमशिक्षितः तस्य जनस्य वचनम् अप्रमाणम्। यैः परातिसंधानम् विद्येति अधीयते ते आप्तवाचः सन्तु किल।

(ઉપજાતિ)

पराति०—બીજાને છેતરવા તે. विद्येति—વિદ્યાની માફક.

आप्तवाचः—आप्तस्य इव वाक् येषां ते—પ્રમાણભૂત વચનોવાળા. શાર્ઙ્ગરવ કટાક્ષપૂર્વક કહે છે. જરા જુઓ તો ખરા? જે બિચારું કપટ શીખ્યું નથી તે માણસનાં વચન ખોટાં અને જેમને કપટ વિદ્યા તરીકે શીખવાય છે તેનાં વચન સાચાં! છેતરવું એ જેને ધંધો છે તે રાજાનાં વચન ભલે સાચાં લેખાય. આ બિચારી ભોળી છોકરી કે જેણે કપટ જોયું નથી તેનાં વચન ભલે ખોટાં લેખાય!

अतिसंधाय—છેતરીને. विनिपातः—વિનાશ. विनिपातः०—રાજા જ્યારે શકુન્તલા ઉપર પરભૃતિકાનો આક્ષેપ મૂકે છે ત્યારે કાલિદાસ એનો બચાવ કરે છે અને કહે છે–महाभाग नार्हस्येवं मन्त्रयितुम्। तपोवन संवर्धितोऽनभिज्ञोऽयं कैतवस्य। તો બીજી બાજુ રાજા પણ શુદ્ધચરિત જ છે. રાજા પૂછે છે કે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



આને છેતરવાથી શું મળે ? ત્યારે શાર્ઙ્ગરવ કહે છે, "વિનપાત" આથી રાજા કહે છે કે વિનિપાત એ કંઈ ઇચ્છવા યોગ્ય વસ્તુ નથી. હું મારો વિનાશ કરવા આને છેતરું એ કેવી રીતે બની જ શકે ?

શ્લોક ૨૬ (અનુષ્ટુભ્) આ શ્લોક દ્વારા શારદ્વત માત્ર સો વાતની એક વાત કહે છે, "હું તમારી વાત માનતો નથી. તમે ભલે ગમે તેમ કહો. આ તમારી પત્ની છે. તમને એના ઉપર સર્વ હક્ક છે. રાખી પણ શકો છો અને કાઢી પણ શકો છો."

सर्वतोमुखी–सर्वतः मुखानि यस्याः सा–દરેક બાબતમાં દરેક રીતે. करुणपरिदेविनी–કરુણ રીતે રડતી. प्रत्यादेशपरुष–ત્યજવામાં જે ઘાતકી છે.

**पुरोभागे०**—કમનસીબ. पुरो भागः यस्याः सा। જુઓ विक्रमो० मा मां पुरोभागिनीति समर्थयसि–"વધારે ભાગ લેનારું" એટલે કે ખરાબ–જબરું અથવા દોષ કાઢનારું. दोषैकदृक् पुरोभागी । (अमर०) આ અર્થ સારી રીતે ઘટાવી શકાય. શાર્ઙ્ગરવ કહે છે, "અરે ઓ દોષ જોનારી છોકરી, તું તારા સ્વામીને 'कितव' કહે છે અને તેનો વાંક કાઢે છે પણ તું પોતે શું કરે છે ? તું પોતે પત્ની તરીકેની તારી ફરજ સમજી છે ખરી ? જો તું તેની પત્ની જ હોય તો તેનું દાસત્વ પણ કરી છૂટવું એ તારી ફરજ છે."

આ બધું તે નીચેના શ્લોકમાં સમજાવે છે.

स्वातन्त्र्यमव०—જુઓ—पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने । पुत्रस्तु स्थविरे भावे न स्त्री स्वातन्त्र्यमर्हति ॥

શ્લોક ૨૭ અન્વય—यदि क्षितिपः यथा वदति तथा त्वमसि, (तर्हि) उत्कुलया त्वया पितुः किम्। अथ तु आत्मनः व्रतं शुचि वेत्सि (तर्हि) पतिकुले दास्यम् अपि तव क्षमम्। (द्रुतविलम्बित)

उत्कुला—उत्क्रान्ता कुलात्—કુટુમ્બ વિરુદ્ધ ચાલનારી व्रतम्—વ્રત વર્તણુંક, ચારિત્ર્ય. क्षमम्—યોગ્ય.

કાં તો રાજા કહે છે તે સાચું કે કાં તો તું સાચી. જો રાજા કહે છે તે વાત સાચી હોય તો તું તારા પિતાને ઘેર ન જઈ શકે. તારે ગમે ત્યાં જવું. જો તું કહે છે તે સાચું હોય તો તારે પતિનું ઘર છોડવું નહિ. દરેક રીતે લેતાં એ ફલિત થાય છે કે તું અમારી સાથે તો ન જ આવી શકે. પહેલી લીટીમાં પતિ ન કહેતાં क्षितिप કહ્યું કારણ તેમાં રાજાની વાત સાચી ધારી છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તેથી તેનો શકુન્તલાના પતિ તરીકે ઉલ્લેખ ન થાય. બીજા ભાગમાં શકુન્તલાની વાત સાચી માની છે તેથી (क्षितिप कुल) એના પતિનું કુળ થયું.

किं...विप्रलभसे--"તે અહીં રહેશે તો હું તેને મારી પત્ની તરીકે સ્વીકારીશ વગેરે આશાઓ આપી તમે તેને જિચારીને શા માટે છેતરો છો?

શ્લોક ૨૮ (આર્યા)--पर...मुखी०--परस्य परिग्रहः (પત્ની) तस्य आश्लेषः तस्मात् (તેથી) पराङ्मुखो (વિરુદ્ધ) જુઓ ઉ–च विकसति हि पतंगस्योदये पुण्डरीकम् । રાજાની અગ્નિ કસોટી પૂરી થાય છે. આ શુદ્ધચરિત રાજા શકુન્તલાનો સ્વીકાર કરતો નથી જ. આ વશી પરસ્ત્રીને સ્વીકારીને દોષિત થતો નથી. राजन्०—શાર્ઙ્ગરવ કહે છે તું આ ભોળી છોકરીને પરણ્યો જ છે. તો હવે તેનો અસ્વીકાર કરવો તે યોગ્ય નથી જ. આથી રાજા દ્વિધામાં પડી જાય છે.

गुरुलाघवम्०—ભારે અને હલકું. એટલે વધારે પાપવાળું અને ઓછા પાપવાળું. (સારું અને નરસું). રાજા પુરોહિતને કહે છે. "તમે જ કહોને કે હું બીજાની પત્નીનો સ્વીકાર કરું તેમાં ઓછું પાપ છે કે ત્યાગ કરું તેમાં ઓછું પાપ છે?" કેટલાકને મતે આ વાક્ય શાર્ઙ્ગરવને ઉદ્દેશીને બોલાયું છે.

શ્લોક ૨૯ (અનુષ્ટુભ્) पांसुलः–ખરાબ. आदिष्टपूर्वः--पूर्वं आदिष्टः આદેશ કરાયો છે. चक्रवर्तिनम्--(૧) ચક્રવર્તી. રાજમંડળનો સ્વામી. (૨) જેના હાથમાં ચક્ર હોય તે. (૩) ક્ષિતિજ (चक्र) સુધી અથવા દરેક સમુદ્ર સુધી જેનું રાજ્ય છે તે. मुनिदौहित्रः—મુનિનો દૌહિત્ર.

विवरं--પ્રવેશ. માર્ગ. જુઓ रघु० ૧૫–૮૧–तथा विश्वंभरे देवि मामन्तर्धातुमर्हसि । शापव्यवहित—જેની યાદશક્તિ શાપથી ઢંકાયેલી છે.

શ્લોક ૩૦ (શાલિની)—बाहूत्क्षेप--હાથ ઉંચા અફાળીને. स्त्रीसंस्थानम् स्त्रीयाः इव संस्थानम् यस्य तत् સ્ત્રી જેવા આકારનું (संस्थानम्) आरात्–દૂર અને–પાસે. (બે અર્થ થાય) आरात् दूरसमीपयोः (अमर)

શ્લોક ૩૧ અન્વય—प्रत्यादिष्टां मुनेस्तनयाम् परिग्रहं न स्मरामि (इति) कामम् । बलवत् दूयमानं हृदयं तु प्रत्याययतीव । (આર્યા)

कामम्—માની લીધું. परिग्रह--પત્ની. दूयमानम्—દુઃખી થતું. मां प्रत्याययतीव--મને જાણે ખાતરી આપે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं, भावस्थिराणि जननान्तरसौहृदानि ॥
બરાબર આ જ ભાવ જાણે આ અંકને અંતે છે.

## અંક ૬

**પ્રવેશક**

[ એક માછીમાર પાસેથી રાજાના નામની વીંટી મળી હોય છે. તેથી પોલીસોએ તેને પકડયો હોય છે. માછીમાર સાચી વાત કહે છે, 'હું શક્રાવતારમાં રહેતો માછીમાર છું. અને માછલાં પકડી પેટ ભરું છું. એક દિવસ રોહિત માછલીના કટકા કરતાં આ વીંટી તેના પેટમાંથી મળી. તે વેચવા જતાં આપે મને પકડયો. હવે તમે મારો કે જીવાડો.' પોલીસો તે માનતા નથી અને તેમનો વડો વીંટી લઈને રાજા પાસે જાય છે. વીંટી જોતાં જ શાપનો અંત આવે છે. રાજાને બધું યાદ આવે છે. તે માછીમારને છોડી દેવાનું કહે છે અને ઉપરથી તેને કંઈક ભેટ આપે છે. ]

नागरिकः–પોલીસનો વડો. नगरे नियुक्तः नगराधिकारी । અથવા नगरं रक्षति इति श्यालः–રાજાનો સાળો જે ઘણું ખરું આ હોદ્દો સંભાળે છે. જુઓ मृच्छ० राजश्यालः राष्ट्रियशालः । कुम्भीलक–ચોર, જુઓ, विक्रमो २–लोप्त्रेण गृहीतस्य कुम्भीलकस्यास्ति वा प्रतिवचनम । माल० ४ अहो–कुम्भीलकैः परिहरणीया चन्द्रिका । मणिबन्धन–સામાન્યતઃ આનો અર્થ કાંડું થાય પણ અહીં જ્યાં વીંટીમાં રત્ન જડવામાં આવે તે જગ્યા. मणिः खच्यते यस्मिन् इति मणिबन्धनः । રત્ન ઉપર અથવા તેની આજુબાજુ નામ કોતરેલું હશે. शोमनः –शोभते इति–યોગ્ય. शक्रावतार–अवतरति अस्मिन् इति अव+तृ+घञ् अधिकरणे=अवतारः –तीर्थ. शक्रस्य अवतारः शक्रावतारः । समासादितम्––મળ્યું. पाटच्चर ચોર–पाटयन् चरति–ભીંતને તોડીને ફરે તે. जालोद्गालिभिः જાળ ( जाल ) અને ચીપિયા जालानि च उद्गालाश्च, जालोद्गालम् । जालोद्गालम् आदिर्येषां तैः । ( उद्गाल ) मत्स्यबन्धनोपायैः —માછલાં પકડવાનાં સાધનથી विशुद्ध–કટાક્ષ યુક્ત બોલે છે. માછીમારની જાત સાવ હલકી ગણાતી કારણ તે લોકો જીવહિંસા કરતા.

શ્લોક १—( વૈતાલીય ) सहजम्–સહજ, कुलक्रमागतम् . किल કહે છે કે. જેમકે જુઓ—भगवद्गीता— स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः । અથવા १८–सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् । विनिन्दितम् નિન્દાયેલો

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



श्रोत्रिय–વિદ્વાન બ્રાહ્મણ. जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारैर्द्विज उच्यते । विद्यया याति विप्रत्वं त्रिभिः श्रोत्रिय उच्यते । पशु० વિદ્વાન બ્રાહ્મણને પણ યજ્ઞનાં બલિને કાપવા માટે ક્રૂર થવું પડે છે. અહીં બુદ્ધ ધર્મના વૈદિક કર્મ ઉપરના પ્રહારો વિરુદ્ધ બચાવ છે. બૌદ્ધો યજ્ઞોને ધિક્કારે છે. અહીં એમ કહ્યું છે કે આ શ્રોત્રિયને માટે સહજ છે તેથી તેણે તે કામ ત્યજવું ન જોઈએ. જો એવો રિવાજ ન હોત તો આ કામ કરપીણ ગણાત. પણ શ્રોત્રિયને તો अनुकम्पामृदु કહ્યો છે.

रोहित—લાલ માછલી 'ગંગા પાસે તળાવમાં આ માછલી દેખાય છે. તે ત્રણેક ફુટ જેટલી લાંબી હોય છે. તેનું માંસ બહુ સારું નથી હોતું છતાં ઘણા ખાય છે.' મોનિયર–વિલિયમ્સ. विस्रगन्धि–કાચા માંસની ગંધવાળો गोघा०–गोघामत्तुं शीलमस्य इति. मत्स्य–માછીમાર. मत्स्यान् बध्नाति इति । विमर्शितव्यम्–તપાસવું પડશે. શ્યાલનો આશય આ છે, 'આ માણસ તેના ધંધા વિશે સત્ય બોલ્યો છે. તે ચોક્કસ ગોધાખાનાર માછીમાર છે એમ વાસ ઉપરથી લાગે છે. આમ તેના કથનનો એક ભાગ સત્ય ઠર્યો છે. તેથી બીજો ભાગ હું ખોટો કહી ન શકું. તેની બરાબર સારા હાથથી તપાસ કરાવવી પડશે. તેથી હું રાજા પાસે જઈશ.'[1]

ग्रन्थिभेदक–ખીસ્સા કાતરુ अवसरोपसर्पणीयाः––અવસર વખતે, તક વખતે જવાય એવા. सुमनसः पिनद्धुम्–જેનો વધ કરવાનો હોય તેની માળા બાંધવા માટે. મૃચ્છકટિક, માલતીમાધવ વગેરેમાં પણ આ જાતનો ઉલ્લેખ છે. शुनोमुखंवा द्रक्ष्यसि–કૂતરાનું મુખ જોઈશ. પોલીસોને ખાતરી હોય છે કે રાજાની વીંટી ચોરનારને તો એ જ સજા થશે, તેથી તેઓ કહે છે નક્કી તેનો વધ તો થશે જ. વધ થયા પછી કાં તો તેના શરીરને ગીધને અથવા કૂતરાને ફાડી ખાવા માટે નાખી દેવામાં આવશે. ગીધને નાખવું કે કૂતરાને તે પછી નક્કી થશે. 'રાય'ના મત પ્રમાણે આ એક વધ કરવાની જ રીત છે જેનો વધ કરવાનો હોય તેનું શરીર ગળા સુધી ખાડામાં દાટી દેવામાં આવતું. પછી તેના ઉપર કૂતરા છોડી મૂકવામાં આવતા. આમ કૂતરા આવતા તે માણસ જોઈ શકતો.

जालोपजीवी–માછીમાર. उपपन्नः–વ્યાજબી છે. अङ्गु—વીંટીની કિંમત જેટલી. दापितः–'दा' ના પ્રેરકનું ક. ભુ કૃ. एष नामानुग्रहः ખરેખર આ

[1] રાય પૃષ્ટ ૫૩૯

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કૃપા. शूलः—શૂળી, हस्तिस्कन्धे—હાથીની ડોક ઉપર—એટલે કે હાથી ઉપર ચડાવ્યો. पर्यश्रुनयन—અશ્રુભીની આંખોવાળો. सुमनोमूल्यम्-ફૂલની કિંમતનું એટલે કે ફૂલ જેવી નજીવી, 'ફૂલ નહિને ફૂલની પાંખડી.'

**अथ कीदृशो म आजीवः**—પહેલાં શ્યાલે માછીમારને કટાક્ષપૂર્વક કહ્યું હતું. (विशुद्ध इदानीमाजीवः) હવે તેનો વારો આવે છે. રાજાએ માછીમારની વધુ કિંમત આંકી તેથી માછીમાર આ કહે છે. પંડિત વિદ્યાસાગર આ વાક્ય જુદી રીતે સમજાવે છે. તે નીચે પ્રમાણે છે—'આજે હું શું ખાઈશ ? માછલી ગઈ અને વીંટી પણ ગઈ. આજે મારે શી રીતે પેટ ભરવું ?' પ્રો. ગજેન્દ્રગડકર કહે છે તેમ કટાક્ષયુક્ત વાક્ય માછીમાર જેવો સાધારણ માણસ પોલીસ વડાને કહે તે માની શકાય તેવું નથી. વળી તે પછીની શ્યાલની ઉક્તિ સાથે પણ તે બંધ બેસતું નથી એમ આ અર્થ ઘટાવનારા વિદ્વાનો કહે છે.

પ્રો. ગજેન્દ્રગડકર પ્રથમ અર્થને સમર્થન આપતાં નીચે મુજબ લખે છે (૧) શ્યાલની બીજી ઉક્તિ માછીમારના પ્રત્યુત્તર રૂપે નથી. ઊલટું તેને માછીમારના આ કટાક્ષનો કંઈ જવાબ જડતો નથી એટલે તે આંખ આડા કાન કરે છે. વળી તેની બીજી ઉક્તિ તેની પહેલી ઉક્તિના અનુસંધાનમાં છે. (૨) "सहजं किल" એ શ્લોકમાં માછીમારને શ્યાલનો ડર નથી એ સ્પષ્ટ દેખાય છે.

આ મંતવ્યનો વિરોધ કરતાં શરદરંજન રાય આમ લખે છેઃ—
(૧) (अ) શ્યાલ પાસે માછીમારને જવાબ આપવા શબ્દ ન હોત તો તેણે તેને લાતથી જવાબ આપ્યો હોત. (ब) જો શ્યાલની ઉક્તિ અધૂરી હોત તો વચમાં સૂચકે તેને પૂરી થયેલી ગણી તે રીતે જવાબ ન આપ્યો હોત. તાબાના માણસોનો આવો જવાબ ઉપરી અધિકારીની વાત પૂરી થઈ છે એમ બતાવે છે. (क) સૂચક શ્યાલનો હુકમ માથે ચડાવે છે અને તેને અભિનંદન આપી છોડી મૂકે છે. તે પછી માછીમાર શ્યાલને નમીને કહે છે. (૨) 'सहजं किल' એ શ્લોકમાં માછીમાર પોતાના ધંધાનો બચાવ કરે છે; જ્યારે પ્રો. ગજેન્દ્રગડકર સમજાવે છે તેવા કટાક્ષ તો માછીમાર શ્યાલની સામે થઈને બોલે છે એમ બતાવે છે. માછીમારની ભેટ તરફ જાનુકે જરાક આંખ કરડી કરી એટલામાં તો માછીમાર થથરી ગયો અને सुमनोमूल्यं ની ભેટ આપવા લાગ્યો.

પંડિત વિદ્યાસાગરના મંતવ્ય વિરુદ્ધ પ્રો. ગજેન્દ્રગડકર નીચે પ્રમાણે ટીકા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કરે છે.—" માછલી ગઈ નથી. ઘણું કરી તેણે તે વેચી દીધી છે અથવા તો તે ઘેર હોવી જોઈએ."

પંડિત વિદ્યાસાગરના મંતવ્યને સમર્થન આપતાં શરદરંજન રાય આમ લખે છે—માછલી તે જ દિવસે પકડાઈ નથી. માછીમાર ' अद्य ' આજ એમ ન કહેતાં ' एकस्मिन् दिवसे ' એમ કહે છે. આમ તે દિવસે માછીમાર પાસે જાળ ન હતી એમ આપણે માનવું પડે છે. તે દિવસે તો તે વીંટી વેચવા બજારમાં ફરતો હતો આમ વીંટી પણ જાય તો તેની પાસે તે દિવસે ખાવા માટે કંઈ રહે નહિ. એટલે भर्ता अथ कीदृश—ઈ. " આજે હું શું ખાઇશ ?" એ પ્રશ્ન તે પૂછે છે. પછીનો શ્યાલનો જવાબ પણ સહજ લાગે છે. [શરદરંજન રાય–પૃષ્ટ ૫૪૪–૪૫] આમ આ વાકય માટે બંને મંતવ્યો સરસ છે.

महत्तर—વધારે મોટો. બીજા મિત્રો સાથે મનમાં સરખામણી કરે છે. અથવા એકલા મિત્રો સાથે સરખામણી ન પણ હોય. તું આટલો ઉદાર છે. તેથી તું નીચા કૂળનો છે છતાં હું તને મારો મિત્ર જ કહીશ. તમારા વર્ગમાં જોવા ન મળતી ઉદારતા તારી પાસે છે તેથી તું મારી મૈત્રીને લાયક છે. कादम्बरी—માદક પીણું. દારૂ. शौण्डिकापणम्—કલાલની દુકાન.

દૃશ્ય ૧

[ અપ્સરાતીર્થ ઉપર સાનુમતીનો વારો હોય છે. તેને મેનકાએ રાજા શું કરે છે વગેરે ખબર લઈ આવવા કહ્યું હોય છે. આથી સાનુમતી પ્રમદ-વનમાં આવે છે. બે દાસીને આવતી જોઈને સાનુમતી અદશ્ય બને છે.

વસન્તોત્સવ માટે દાસીઓ ફૂલ લેતી હોય છે. કંચુકી આવીને મના કરે છે કે વસન્તોત્સવ ઉજવવાનો નથી કારણ તેવું રાજાનું ફરમાન છે. વીંટી જોતાં શકુન્તલા યાદ આવવાથી રાજા ખૂબ શોકમાં ડૂબેલા છે તેથી ઉત્સ-વની મના કરી છે એમ કંચુકી દાસીને સમજાવે છે. તે દાસીઓને વિદાય કરે છે. ]

पर्यायनिवर्तनीयम्—વારા ફરતી કરવાનું. જુઓ–त्रिक्रमो॰—अप्सरोवारपर्यायेणेह भगवतः सूर्यस्य पादमूलोपस्थानं वर्तते इति बलवत् खल्वस्यामुत्कण्ठितास्मि । शरीरभूतां અંગ બની છે. આમ સાનુમતીને આવવાનાં બે કારણ છે (૧) તેનો શકુન્તલા પ્રત્યેનો પ્રેમ (૨) મેનકાની આજ્ઞા निरुत्सवारम्भं—निर्गता उत्सवारम्भा यस्मात्—ઉત્સવની તૈયારી ( આરંભ ) વગરનો.

वसन्तोत्सव—" વસન્તના આગમન માટે આ ઉત્સવ થતો. કામદેવની

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એમાં પૂજા થતી. હોળી ઉત્સવ તે જ વસન્તોત્સવ હશે એમ મનાય છે. દરેક જાતના લોકો એકમેક સાથે છૂટ લેતા અને પીચકારીઓથી કપડાં ઉપર રંગ છાંટતા તેમ જ લાલ ચૂર્ણ (ગુલાલ) નાખતા. આંબાની કૂંપળો વગેરે તે પહેરતા અને કામદેવની પણ તેનાથી જ પૂજા કરતાં. પહેલાં તે ચૈત્રી પૂર્ણિમાના દિવસે ઉજવાતો. હવે તે ફાગણ માસની પૂર્ણિમાને દિવસે ઉજવાય છે." (મોનિયર વિલિયમ્સ).

प्रणिधानम्--ધ્યાન. સમાધિ. आदरः--આદર, આતુરતા. तिरस्करिणी प्रतिच्छन्ना--અદશ્ય થવાના બુરખાથી ઢંકાઇને.

શ્લોક ૨ (આર્યા) --जीवसर्वस्व--જીવન સર્વસ્વ. ऋतुमङ्गल—ઋતુઓનું મંગળ. प्रसादयामि—હું તને વધાવું છું. મધુકરિકા અને પરભૃતિકા એ દાસીઓનાં નામ હોય છે. તેનો 'ભ્રમરી અને કોયલ' એમ અર્થ પણ થાય. આ વસન્ત વર્ણનને યોગ્ય છે. मदविभ्रम० માદક વિલાસગાન. अप्रतिबुद्ध—પૂરું ખીલેલું નહિ તે. बन्धन०—ડાંખળી તોડતાં સુગન્ધીદાર બને છે. कपोतहस्तकं-ખોબો કરીને.

मधुकरिके०—પહેલી દાસી પોતાના નામ ઉપર શ્લેષ વાપરે છે પોતાને પૂછાયેલો પ્રશ્ન પોતાને અનુલક્ષીને ન હોય એમ તે દેખાડે છે. એ પ્રશ્ન જાણે બાગની કોયલને પૂછાયો હોય તેમ તે જવાબ આપે છે." આંબા ઉપર મોર જોઈને કોયલ ઉન્મત્ત બને છે.

શ્લોક ૩ (આર્યા)—गृहितधनुषः गृहितधन्वने જોઈએ. જેણે ધનુષ્ય લીધું છે તે. पथिकजन०-पथिकजनानां युवतयः लक्ष्यं यस्य सः। पञ्चाभ्यधिकः -પાંચ કરતાં ચઢિયાતું. (છઠ્ઠું) કેટલાકના મતે પાંચમાંનું સુંદર-पञ्चसु अभ्यधिकः। કામદેવનાં નીચેનાં પાંચ બાણ ગણાવ્યાં છે. अरविन्दमशोकं च चूतश्च नवमल्लिका। नीलोत्पलश्च पञ्चैते पञ्च बाणस्य सायकाः। જયદેવ પાંચ બાણ જુદી રીતે ગણાવે છે જુઓ ગીતગોવિન્દ—बन्धूकद्युतिबान्धवोऽयमधरः स्निग्धो मधूकच्छविर्गण्डश्चण्डि चकास्तिनीलनलिनश्रीमोचनं लोचनं नासाभ्यैति तिलप्रसूनपदवीं कुन्दाभदन्ती प्रिये प्रायस्त्वन्मुखसेवया विजयते वि॰ स पुष्पायुधः॥

मधुकरिके०—અહીં પણ બીજો શ્લેષ છે. વિરુદ્ધ પાત્રોનો કવિને શોખ છે. બંને ચેટી વિરુદ્ધ સ્વભાવની છે. એક સીધી સાદી છે. જ્યારે બીજી ટીખળી છે. કણ્વના શિષ્યો અને શકુન્તલાની સખીઓ પણ આમ સ્વભાવે પરસ્પર વિરુદ્ધ છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अगृहीतार्था—હકીકત જાણી નથી. હકીકતથી અજાણ છીએ. वासन्तिक-વસન્તને લગતું. प्रमाणीकृतम्-પ્રમાણ ગણ્યું છે.

શ્લોક ૪ અન્વય—चूतानां कलिका चिरनिर्गतापि एवं रजः न बध्नाति यदपि कुरवकं सन्नद्धं तत् कोरकावस्थया स्थितम्। शङ्के स्मरः अपि चकितः तूणार्धकृष्टं शरं संहरति। ( શાર્દૂલવિક્રીડિત )

संनद्धम्—તૈયાર છે. कोरकावस्थया—કળિના રૂપમાં. रुतम्—અવાજ पुंस्कोकिलानाम्—નર કોયલ ગાય છે. तूण०—ભાથામાંથી. संहरति-પાછું ખેંચે છે. જુઓ. विक्रमो० २–७ ईषद्बद्धरजः कणाग्रकपिशा चूते नवा मञ्जरी।

અહીં કારણ છે તો પણ કાર્ય નથી થતું. તેથી વિશેષોક્તિ અલંકાર છે.

महाप्रभावः राजर्षि—કોઈપણ ઋતુના આગમનને રોકનાર રાજાનો પ્રભાવ ખરેખર મહાન કહેવાય. અહીં પણ ધર્મરત દુષ્યન્તની ઉદાત્તતા અને મહાપ્રભાવ કવિ બતાવ્યા જ કરે છે. સાનુમતીના વાક્યે વાક્યે રાજાની મહત્તા સૂચવાયા જ કરે છે. આવો રાજા શકુન્તલાને શેં ભૂલ્યો। એ અભિનવમધુલોલુપ હોઈ જ ન શકે. જો શાપ ન મળ્યો હોત તો દુષ્યન્ત શકુન્તલાને કદી ન ભૂલત. જુઓ विक्रमो० ४—मुनयोऽपि व्याहरन्ति राजा कालस्य कारणमिति। तत्किमहं जलदसमयं न प्रत्यादिशामि–कति दिवसानि થોડા દિવસ. आगन्तुकता—અજાણ્યાં હોવાથી. उत्सवप्रियाः–ઉત્સવપ્રિય. बहुलीभूतम्–બહુ જાહેર છે. ' જગજાહેર છે.' अबहुलं बहुलं भूतम् इति बहुलीभूतम्। कौलीनम्—લોકવાત. कुल–કુળ ઉપરથી ' કુળને લગતી કોઈ લોકવાત ' कुल= લોકોનું ટોળું એમ પણ અર્થ થાય. જે લોકોના ટોળામાં ચર્ચાય તે લોકવાત હોય. ( कुले जनसमूहे भवम् )

શ્લોક ૫ અન્વય—रम्यं द्वेष्टि। यथा पुरा प्रकृतिभिः प्रत्यहं न सेव्यते।। शय्याप्रान्तविवर्तनैः उन्निद्र एव क्षपाः गमयति। यदा दाक्षिण्येन अन्तःपुरेभ्यः उचिता वाचं ददाति, तदा गोत्रेषु स्खलितः चिरं व्रीडाविलक्षः भवति। ( શાર્દૂલવિક્રીડિત )

यथापुरा—પહેલાંની માફક. प्रान्त—છેડે शय्योपान्त પાઠમાં ખાસ અર્થફેર નથી. विवर्तनैः—આળોટીને. उन्निद्र एव–ઊંઘ્યાવગર જ. गमयति—કાઢે છે. क्षपा—રાત્રી. दाक्षिण्य—વિનય. જુઓ. विक्रमो०–निषिञ्चन् माधवीमेतां लतां कौन्दीं च नर्तयन्। स्नेह दाक्षिण्ययोर्योगात् कामीव प्रतिभाति मे। गोत्रेषु

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



स्खलितः—નામમાં ભૂલ થતાં. કાલિદાસને આ વિચારનો શોખ છે. कुमार० –४–८ स्परसि स्मर मेखलागुणैरुत गोत्रस्खलितेषु बन्धनम्। विक्रमो०–आर्य यन्निमित्त भर्ता उत्कण्ठितस्तस्या व्रीया नामधेयेन भर्त्रा देवी आलपिता। विक्रमो०–पुरुषोत्तमेति भणितव्ये पुरुरवसीति निर्गता वाणी।

व्रीडाविलक्षः—શરમથી ગૂંચવાયેલા. प्रभवतः—ભારે. सर्वास्ववस्थासु—જુઓ. माल०–२—अहो सर्वास्ववस्थासु चारुता शोभां पुष्यति।

શ્લો૦ ६ અન્વય—वामप्रकोष्टार्पितं काञ्चनमेकमेव वलयं बिभ्रत् प्रत्यादिष्टविशेषमण्डनविधिः श्वासापरक्ताधरः चिन्ताजागरणप्रताम्रनयनः (देवः) क्षीणः अपि संस्कारोल्लिखितोमहामणिरिव न आलक्ष्यते। (શાર્દૂલવિક્રીડિત)

प्रत्यादिष्ट०—प्रत्यादिष्ट (ત્યજી છે) विशेषमण्डनविधिः (ખાસ શણગાર વિધિ) येन सः. वाम्–ડાબું. प्रकोष्ट—આગલો હાથ. श्वासाप०—श्वासैः अपरक्तः (ફિક્કો) अधरः यस्य सः અહીં श्वासोपरक्ताधरः—'શ્વાસથી ખૂબ લાલ' —પાઠાન્તર છે. 'રાય' આ પાઠ સ્વીકારે છે. 'अपरक्त' એટલે લોહી વગરનો એમ પ્રાથમિક અર્થ થવાથી તેઓ તે પાઠ સ્વીકારતા નથી. તેમના મત પ્રમાણે ઊના શ્વાસથી રંગ ઘેરો થાય. अपरक्त શબ્દને બદલે તેઓ श्वासापरागाधरः પાઠ સૂચવે છે. संस्कारो०—ચળકાટ માટે ઘસેલા. જેમ રત્ન ઘસાવા છતાં તેના તેજને લીધે પ્રકાશે છે તેમ રાજા ક્ષીણ થયો હોવા છતાં તેના તેજને લીધે તેવો લાગતો નથી. જુઓ शाकु० २–अपचितमपि गात्रं व्यायतत्वादलक्ष्यम्...

क्लाम्यति—ઝૂરે છે. स्थाने खलु—સાનુમતી કહે છે, "રાજા એટલો દેખાવડો છે કે અસ્વીકાર થવા છતાં શકુન્તલા તેની પાછળ ઝૂરે તેમાં કંઈ નવાઈ નથી. કોઈ પણ સ્ત્રી તેવો પતિ ખોવા માટે જરૂર પસ્તાવો કરે."

દૃશ્ય २

[ શોકમાં ડૂબેલો રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે. પોતે અસ્વસ્થ હોવાથી રાજકાર્ય પ્રધાને તપાસવું અને લખીને આપવું એમ તે મંત્રીને કહેવડાવે છે. તે કંચુકીને પણ વિદાય કરે છે. રાજા અનેક રીતે શોક કરે છે. બન્ને માધવીમંડપમાં જાય છે કારણ ત્યાં રાજાએ પોતે દોરેલી શકુન્તલાની પ્રતિકૃતિ મંગાવી હોય છે. રાજા ચિત્ર સરખું કરે છે અને પશ્ચાત્તાપ કરે છે. તે પહેલાંના પ્રસંગ યાદ કરીને ભમરાને અને વીંટીને ઉદ્દેશીને અનેક લવારા

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



કરે છે. વિદૂષક તેનાથી બને તેટલું આશ્વાસન આપે છે અને તેની હાજી હા કરે છે. કોઈક વખત તે સાચી સ્થિતિનું ભાન કરાવે છે ત્યારે રાજા પાછો શોકમાં ડૂબી જાય છે. તેવામાં રાણી વસુમતિ લગભગ છેક પાસે આવી પહોંચે છે. વિદૂષક ચિત્ર લઈને જતો રહે છે. પણ દાસીના હાથમાં રાજ્ય-દ્વારી બાબત કાગળ જોઈને તે જતી રહે છે. રાજા નગરશેઠ ધનમિત્રનો કિસ્સો બરાબર તપાસે છે અને તેની મિલ્કત ગર્ભમાંના બાળકને અપાવે છે. આ પછી રાજાને પોતાની અનપત્યતાનું અને શકુન્તલાના અસ્વીકારનું દુઃખ ફરી તાજું થાય છે.—]

શ્લોક ૭ અન્વય--हतहृदयं-નઠારું હૃદય. જુઓ રઘુ–૧૪—कुर्यामुपेक्षां हतजीवितेऽस्मिन् । अनुशय—પશ્ચાત્તાપ.

" કષ્ટે છૂટે જે થયો પ્રેમ ગાઢો
યાદે યાદે દુઃખ થાયે નવું ને;
આંસુ સારી ને અદા ઋણ કીધું
સંસારે તો ચિત્ત પામે જ શાતા. "

दुःखं त्यक्तुं बद्धमूलोऽनुरागः
स्मृत्वा स्मृत्वा याति दुःखं नवत्वम् ।
यात्रात्वेषा यद् विमुच्येह बाष्पम्
प्राप्तानृण्या याति बुद्धिः प्रसादम् ॥

આજે રાજર્ષિ દુષ્યન્તને વીંટી મળી છે. આજે શકુન્તલાની યાદ આવી છે. રાજર્ષિ દુષ્યન્ત! બિચારાની કેટલી કરુણ દશા! પહેલાં શકુન્તલા આવી હતી ત્યારે એનું મન વિસ્મૃતથી ઘેરાયું હતું. શકુન્તલાએ ઘણી રીતે યાદ તાજી કરવા પ્રયત્ન કર્યો પણ તેનું મન કેમે કર્યું જાગ્યું નહિ. પણ આજે? આજે જ્યારે એને સ્મૃતિ થઈ છે ત્યારે એની પ્રિયા ક્યાં? કોઈ દિવ્ય જ્યોતિ એને ઉપાડી ગઈ છે. ક્યાં ખોળવી એ એને સૂઝતું નથી. એની પાછળ કેવળ આંસુ સારવાનાં જ રહ્યાં. હવે તો કેવળ દુઃખ માટે જ આ હતભાગી હૃદય જાગ્યું છે.

હવે એને પહેલા ત્રણ અંકના પ્રસંગો યાદ આવે છે. પાંચમા અંકના પ્રસંગો તો એને શૂળિની માફક વીંધે છે. જે જે પ્રસંગે એણે શકુન્તલાનું અપમાન કર્યું હતું, જે જે પ્રસંગે એણે એને ન કહેવાનાં કડવાં વેણ સંભ-

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



લાગ્યાં હતાં, તે તે પ્રસંગો આજે એને અતિશય દુઃખ કરે છે.

જે રાજર્ષિ શકુન્તલા માટે આટલો શોક કરે છે એ એને ભૂલી શે ગયો ?

છતાં હજી પણ આ રાજા પોતાનો ધર્મ ચૂકતો નથી. જે જે રાજકાર્ય હોય તે તે એ પત્ર દ્વારા મંગાવે છે. वेत्रवति, मद्वचनात् अमात्यमार्यं...ઈ. આવા રાજા ઉપર કોઈ આક્ષેપ કેમ કરીને મૂકાય ?

नन्वीदृशानि०—ભિચારીનું કેવું નસીબ ! તે રાજા પાસે ગઈ ત્યારે તેણે તેનો અસ્વીકાર કર્યો. હવે તે યાદ કરે છે ત્યારે તે (શકુન્તલા) તેની પાસે નથી. लंघितः—ઝાલાયો છે. જુઓ—आतपलंघनाद्बलवदस्वस्थशरीरा शकुन्तला। विचिकित्सितव्यः—તપાસાવવો જોઈએ. प्रत्यवेक्षिताः—બરાબર તપાસ્યો છે.

वेत्रवति०—અહીં ઉપર બતાવ્યું તેમ રાજાની ધર્મપરાયણતા દેખાય છે. ગમે તેવા સંજોગોમાં પણ તે પોતાની ફરજ ચૂકતો નથી. વાંચો—"અહીં આગળ કાલિદાસની કળાની ઉચ્ચતા જણાઈ આવે છે. પ્રસંગ સર્વની દૃષ્ટિએ ચઢે તેવો માત્ર એટલો જ છે કે સર્વને દૂર કરી એકાન્ત સાધવું અને એ જ દૃષ્ટિ વિદૂષકને આવે છે; પરંતુ આવા સાધારણ પ્રસંગમાં અવાન્તર એવું બીજ નાખી દે છે કે જે આગળ ઉપર વસ્તુની ગૂંથણીમાં અગત્યનું સાધન થઈ પડે છે; અને તે એ કે રાજાએ અમાત્યની પાસેથી પ્રજાકાર્યની માગણી કરી છે. અહિયાં કોઈનું ધ્યાન એના ઉપર ખેંચાય તેમ નથી, પરંતુ જ્યારે નવો રંગપટ આગળ ઉકલે છે ત્યારે તૈયાર થઈ રહેલું મન એને બહુ રસભેર સ્વીકારી લે છે. આવી રીતે સાધારણ વસ્તુમાં નવાઈનો પ્રસંગ સાધવામાં કાલિદાસ અતિ કુશળ છે. આવાં અનેક દૃષ્ટાન્ત શાકુન્તલમાં જોવામાં આવે છે."

[ મ. ચ. પટેલ ]

पत्रमारोप्य—પત્રમાં લખીને. शिशिरा०-शिशिरस्य च आतपस्य च छेदेन (ટાઢ અને તાપ રોકાવાથી) रमणीयः—સુંદર. रन्ध्रोपनिपातिनः—છિદ્રમાંથી (રન્ધ્ર) આવતાં—छिद्रेष्वनर्था बहुलीभवन्ति । अव्यभिचारी—કદી ખોટી પડતી નથી.

શ્લોક ૮ અન્વય—सखे, मुनिसुताप्रणयस्मृतिरोधिना तमसा मम इदं मनः मुक्तं च; प्रहरिष्यता मनसिजेन धनुषि चूतशरः निवेशितश्च । (દ્રુતવિલમ્બિત)

च-च-જ્યાં-ત્યાં रोधिना—રોકતા. प्रहरिष्यता—મારવા તત્પર. निवेशितः—સજ્યું. જુઓ विक्रमो०—अये परावृत्तभागधेयानां दुःखं दुःखानुबन्धि ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अयमेकपदे तथा वियोगः प्रियया चोपनतः सुदुःसहो मे । नव वारिदयोदयादहोभिर्भवितव्यं च निरातपत्ररम्यैः ।

अनेन दण्डकाष्ठेन०—મૃચ્છકટિકનો વિદૂષક પણ આવી જ સેવા કરવા તત્પર હોય છે. ब्रह्मवर्चसम्—બ્રહ્મતેજ. વિદૂષકના હાસ્યજનક યત્ન ઉપર રાજા કટાક્ષ કરે છે. 'ब्रह्महस्तिभ्यां वर्चसः' પાણિનિ–૬–૪–૭૮ પ્રમાણે સમાસમાં वर्चसूने–છેડે अ લાગ્યો છે. अतिवाहयिष्ये–વીતાવીશ. चित्रफलकम्-ચિત્રનું પાટિયું ईदृशं—[1]ખરી શકુન્તલા તો ગઈ. વેલીઓમાં તેનું સાદૃશ્ય જોઈને અને ચિત્રમાં તેની આકૃતિ જોઈને જ મારે મન મનાવવું રહ્યું. હવે મારે આવી વસ્તુઓમાં (ईदृशं) વિનોદ મેળવવો રહ્યો. નીચેની ચાર વસ્તુઓ વિરહીનું વિનોદસ્થાન કહેવાય છે. (૧) પ્રિયજનને મળતી વસ્તુઓનું દર્શન (૨) પ્રિયજનના ચિત્રનું દર્શન (૩) સ્વપ્નમાં પ્રિયજનનું મિલન. (૪) પ્રિયજનને સ્પર્શેલી વસ્તુનો સ્પર્શ. અહીં રાજાને ઊંઘ આવતી નથી (प्रजागरात् खिलीभूत०) તેથી સ્વપ્નદર્શન દુષ્યન્ત માટે અશક્ય છે. વળી શકુન્તલા ક્યાં છે તે દુષ્યન્તને ખબર નથી તેથી ચોથા પ્રકારનો વિનોદ પણ દુષ્યન્ત માટે શક્ય નથી. આથી કવિ અહીં પ્રથમ બે પ્રકારના વિરહ વિનોદનો ઉલ્લેખ કરે છે.

પ્રો. ગજેન્દ્રગડકર અહીં ईदृशम् એટલે माधवीमण्डप લે છે. જો તેમ હોય તો ईदृशम् કરતાં इदम् શબ્દ અનુકૂળ પડે. તેમાં કવિની કલા ઊપસી આવતી નથી. અહીં બે પ્રકાર શક્ય છે તેથી કવિ બે પ્રકારના વિનોદનો ઉલ્લેખ કરે છે. રઘુવંશમાં વિરહી અજ માટે ત્રણ માર્ગ શક્ય છે તેથી ત્યાં ત્રણ માર્ગનો ઉલ્લેખ છે. જુઓ રઘુ ૮–૯૨ सादृश्यप्रतिकृतिदर्शनैः प्रियायाः स्वप्नेषु क्षणिकसमागमोत्सवैश्च ॥ વિરહી યક્ષ માટે ચાર પ્રકાર શક્ય છે તેથી કવિ ત્યાં ચારેય વિનોદનો ઉલ્લેખ કરે છે. જુઓ—ઉ૦ મેઘ ૪૩ માં સાદૃશ્ય –श्यामास्वङ्गं चकितहरिणीप्रेक्षणे दृष्टिपातं, वक्त्रच्छायां शशिनि शिखिनां बर्हभारेषु केशान् । उत्पश्यामि प्रतनुषु नदीवीचिषु भ्रूविलासान्, हन्तैकस्मिन् क्वचिदपि न ते चण्डि सादृश्यमस्ति ॥—શ્લો ૪૪ માં ચિત્રદર્શન त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलायाम् ॥ શ્લો. ૪૬ માં સ્વપ્નદર્શન–मामाकाशप्रणिहितभुजं निर्दया श्लेषहेतो,लब्धायास्ते कथमपि मया स्वप्नसंदर्शनेषु ॥ અને શ્લોક ૪૬ માં ચોથો પ્રકાર–भित्वा सद्यः किसलयपुटान् देवदारुद्रुमाणां, ये तत्क्षीरस्रुतिसुरभयो दक्षिणेन

---

[1]–શરદરંજન ગદ્ય–પૃષ્ઠ ૫૭૯.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रवृत्ताः । आलिङ्ग्यन्ते गुणवति मया ते तुषाराद्रिवाताः पूर्वं स्पृष्टं यदि किल भवेदङ्गमेभिस्तवेति ॥

પછીથી આવતો तत् શબ્દ પણ હરકત કરતો નથી. સાદૃશ્ય અને પ્રતિકૃતિ મને આનંદ આપશે. તું કહે છે કે શકુન્તલાની પ્રતિકૃતિ માધવીમણ્ડપમાં લઈ જવાશે. તેથી (तत्) મને ત્યાં લઈ જા." આમ 'રાય' નું મંતવ્ય વધારે સારું છે. मणिशिला०—રત્નશીલાના પથ્થરવાળો. उपहार--ભેટ. (પુષ્પોની ભેટ) प्रतिकृतिः—છબિ. बहुमुखम्—ઘણા ઘણા. દુષ્યન્તને શકુન્તલા માટે કેટલો ઊંડો સ્નેહ હતો તે અહીં દેખાય છે.

मत्समीप०—પાંચમા અંકમાં શકુન્તલા આવે છે તે પહેલાં વિદૂષકને હંસપદિકા પાસે મોકલવામાં આવ્યો હતો. આથી પ્રત્યાદેશ અને બીજા દૃશ્યોની ભૂમિકા રચાય છે. **परिहास...भूतार्थः**—અહીં परिहासविजल्पितम् ની સાચી અગત્ય સમજાય છે. વિદૂષકે તે વાત એવી સાચી માની લીધી હોય છે કે તેણે ત્યાર પછી તે વિશે રાજાને ઉલ્લેખ પણ કર્યો નથી. વિદૂષક રાજાના જ શબ્દો રાજાને પાછા આપે છે. मृत्पिण्ड०-मृदां पिण्ड इव बुद्धिः यस्य सः—માટીના ગોળા જેવી બુદ્ધિવાળો જે પ્રસંગ પાંચમા અંકમાં શરૂઆતમાં સાધારણ રીતે આંખ આગળથી સરી જાય છે તેનો આવો ચમત્કારિક લાભ લેવાયેલો જોઈને આપણને ઘણો જ આનંદ થાય છે. પ્રસંગ સંભારતાં જેને જેને તે વિશે શંકા થઈ હોય છે તેનો પણ ખુલાસો કરવામાં આવે છે.

ઉપરાંત બીજા અંકમાં છેલ્લે જે સાધારણ વાતચીત રાજા અને વિદૂષક વચ્ચે થઈ જાય છે (परिहास विजल्पितम् सखे...ઈ.) એનું મહત્ત્વ અહીં સમજાય છે. જુઓ उ. च. २–प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्न मृदां चयः । भवितव्यता०—આ શબ્દો દ્વારા પણ કાલિદાસ સ્પષ્ટ સૂચવે છે કે જે કંઈ અનર્થ થયો છે તે દુષ્યન્ત કે શકુન્તલાના વ્યક્તિગત દોષથી નહિ પણ વિધિને લીધે જ તે થયું છે. नियतिः खलु प्रतीष्ठं मच्छति । शोकपात्रात्मानः—शोकस्य पात्रं आत्मा येषां ते—જેમનાં હૃદય શોકપાત્ર બન્યાં છે.

**प्रवातेऽपि**—જુઓ रघु० ८-९०—द्रुमसानुमतां किमन्तरं यदि वायौ द्वितयेऽपि ते चलाः ।

समवस्था=અવસ્થા

શ્લોક ૯ (અન્વય)—इतः प्रत्यादेशात् स्वजनं अनुगन्तुं व्यवसिता गुरुसमे गुरुशिष्ये 'तिष्ठ' इति उच्चैः वदति स्थिता, बाष्पप्रसरकलुषां दृष्टिं क्रूरे

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मयि पुनः अर्पितवती ( इति ) यत् तत् सविषमिव शल्यं मां दहति। (શિખરિણી) પાંચમા અંકમાં જે જે પ્રસંગે શકુન્તલા દુઃખી થઈ હતી તે તે હવે એક પછી એક રાજાના સ્મૃતિપટ ઉપર આવે છે અને તેને વધારે પીડે છે. આ જ પ્રસંગે પાંચમા અંકમાં ધર્મનિષ્ઠ રાજાનું હૈયું જરાયે પીગળ્યું નહોતું. સ્મૃતિથી પોતાનો ધર્મ સાંભરી આવતાં તે જ હૃદય આજે રડી રહ્યું છે. કેવી ધર્મનિષ્ઠા! કેવો સ્નેહ!

व्यवसिता–( ચાલવા ) માંડી. तिष्ठति–શાર્ઙ્ગરવના શબ્દોનો ઉલ્લેખ છે. बाष्पप्रसरकलुषां–આંસુ પડવાથી ઝાંખી થયેલી. स्थिरतां ને બદલે मुहुः (વારેવારે) પાઠ પણ સારો છે.

**अहो ईदृशी स्वकार्यपरता०**–પોતાના કાર્ય પ્રત્યેની પ્રીતિ. રાજાને પ્રત્યાદેશની કેવીક અસર થઈ છે તે જોવા સાનુમતી આવી હોય છે. જેમ રાજા વધારે પસ્તાવો કરે તેમ તેને વધારે ગમે. આથી જ તે કહે છે કે સ્વાર્થનિષ્ઠા આવી હોય છે. શકુન્તલાને આ સાંભળી સુખ થાય તેથી તેના સુખ માટે આનું દુઃખ પણ મને ગમે છે. એ આશ્ચર્યની વાત છે.

पतिदेवता—જેને પતિ પોતાનો દેવ છે તે. परिमार्ष्टुम्–અડકવા. जन्मप्रतिष्ठा–જન્મસ્થાન. सख्याः ते–તારી સખીનું. દુષ્યન્તનો મિત્ર તે શકુન્તલાનો પણ મિત્ર થાય. જુઓ–મેઘ૦–जाने सख्यास्तव मयि मनः संभृतस्नेहमस्मात्। **संमोह...प्रतिबोधः**–સાનુમતી કહે છે, આટલો પ્રેમ છતાં રાજા શકુન્તલાને ભૂલી કેવી રીતે ગયો તે વધુ નવાઈ પમાડે છે. તેને યાદ આવે અને તે પસ્તાવો કરે વગેરે તો સ્વાભાવિક છે. આવા દુષ્યન્ત માટે કોઈ આક્ષેપ કરાય જ કેમ ? શાપ ન હોત તો એ શકુન્તલાને કદી ન ભૂલ્યો હોત. એની પ્રીતિમાં કોઈ લોલુપતા છેજ નહિ. धन्या सा स्त्री यां तथा वेत्ति भर्ता। न पारयत–શક્તિમાન નથી.

વાંચો—" જે જે વાત થાય છે તેના ઉપર સાનુમતીની ટીકા શરૂ થાય છે. એની ટીકા બહુ સચોટ અને રમણીય છે. સૂચનને સ્પષ્ટ કરતી જાય છે, પ્રત્યેક ઉક્તિની આલોચના કરે છે, કોક સ્થળે ભાષ્ય જેવું રચે છે. આમ કરીને કાલિદાસે અર્થ સરલ કરી પ્રસાદ સાધ્યો છે. અને સૂચનને સ્પષ્ટ કરતાં કોઈ સ્થળે કાવ્યની ઉત્તમતાને ખામી લાગી નથી. ધ્વનિનું સ્પષ્ટીકરણ થાય તો તે કાવ્યને ક્ષતિકર છે એવો મત ભૂલભરેલો છે એ આટલા ઉપરથી સ્પષ્ટ સમજાય છે. અર્થ સ્પષ્ટ કરી પ્રસાદ સાધવો એ જ કળાનું કૌશલ્ય



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે અને તે કાલિદાસને સંમત જણાય છે. જ્યાં આ ઉદ્દેશ ધ્વનિ પ્રયોગથી જ સારી રીતે સાધી શકાય ત્યાં જ ધ્વનિ એ ઉત્તમ કલા છે. રસ કેવળ ધ્વનિ સાધ્ય છે તેથી રસની જમાવટ સદા ધ્વનિ દ્વારા જ ઉત્કૃષ્ટ બનવાની. અહીંથી કરુણ રસની જમાવટ કેવા સુંદર પ્રસંગોના ચિતારથી ધ્વનિત કરી છે તે અભ્યાસીએ બારીકાઈથી તપાસવા જેવું છે." (મ. ચ. પટેલ)

શ્લોક ૧૦ અન્વય—स्वप्नो नु ? माया नु ? मतिभ्रमो नु ? तावत्फलमेव क्लिष्टं पुण्यं नु ? तद् असन्निवृत्त्यै अतीतम् । एते मनोरथाः तटप्रपाताः नाम । (ઉપજાતિ)

રાજા કહે છે, 'આ સ્વપ્ન હતું ? પણ તે સ્વપ્ન ન હોઈ શકે કારણ હું ઊંઘમાં ન હતો. તે માયા હતી ? ના તે માયા ન હોઈ શકે કારણ મને તેમાં કંઈ અવાસ્તવિક લાગ્યું નથી. તેવી જ રીતે તે મતિભ્રમ પણ ન હોઈ શકે. તો શું એટલું જ ફળ (तावत्फलमेव) આપીને મારું પુણ્ય પરવારી ગયું ?

माया—વેદાન્ત ફિલસૂફીનો શબ્દ છે. असंनिवृत्त्यै—ફરી કદી ન આવવા માટે. **मनोरथा नाम तटप्रपाता**—(૧) શકુન્તલાને મળવાના મનોરથ ભેખડ ઉપરથી પડવા જેવા છે. જેમ ભેખડ ઉપરથી પડવું નુકસાનકારક છે તેમ આવા મનોરથ સેવવા તે દુઃખ નોતરવા બરાબર છે. (પ્રો. એ. બી. ગજેન્દ્રગડકર) (૨) મનોરથો સેવવા તે ભેખડના પડવા બરાબર છે. જેમ ભેખડ અસ્થિર છે તેમ મનોરથો અસ્થિર છે. (૩) મનોરથો ભેખડની માફક પડવા માટે જ છે. (૪) સ્વપ્ન સેવવા, માયા, કે મતિભ્રમ—એમાંથી એકે દ્વારા શકુન્તલાને મળવાની આશા સેવવી વ્યર્થ છે. કારણ તે બધામાં અવાસ્તવિક વસ્તુ હોય છે. વળી પુણ્યનું ફળ ગણું તો પણ હવે તે મળે નહિ કારણ પુણ્ય ખલાસ થઈ ગયું છે. આમ આ ચારેય મારા મનોરથ માટે પડવાની (ભેખડો) (अतट) છે. જેમ ભેખડ ઉપરથી પડવું મૃત્યુ નીપજાવનારું છે તેમ આમાંથી ગમે તેના આધાર ઉપર મનોરથ સેવવા તે નિષ્ફળ જવા માટે જ છે. એટલે કે આ બધી આશાઓ ખોટી છે. (રાય). રાઘવભટ્ટની ટીકા આને સમર્થન આપે છે—જુઓ કુમાર૦—૫—૬૪—मनोरथानामगतिर्न विद्यते ।

निदर्शनम्—દાખલો. असुलभभ्रंशि । असुलभात्—स्थानात् भ्रश्यति तद्—સહેજે ન મળે તેવી જગ્યાએથી પડેલી. અહીં સાતમા અંકના પ્રસંગનું સૂચન થાય છે. આવા પ્રસંગો તો અનેક વખત બને છે પણ વિદૂષકે જોયેલું સત્ય કોણે જોયું છે ? આવા અચિંત્યા પ્રસંગો જ મોટા માણસના જીવનમાં

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રધાન સ્થાન ભોગવે છે.

શ્લોક ૧૧ અન્વય—हे अङ्गुलीय, तव सुचरितं मम इव प्रतनु फलेन विभाव्यते, यद् अरुणनखमनोहरासु तस्या अङ्गुलीषु लब्धपदं च्युतमसि (પુષ્પિતાગ્રા)

प्रतनु—બહુ થોડું. विभाव्यते—લાગે છે. अरुण—લાલ. च्युतम्—સરકી પડી. लब्धपदम्—જેણે સ્થાન મેળવ્યું હતું તે. પરિણામ ઉપરથી તો એમ લાગે છે કે મારી માફક તારું પણ સુચરિત બહુ ટૂંકું છે.

यदि अन्य०—તમારા જ હાથમાં આવી છે એટલે એ નિર્ભાગી નહિ. એમ ન હોત તો તે નિર્ભાગી જ ગણાત. તમારે હાથ પડવાથી એક તો તમને શકુન્તલાનું સ્મરણ થયું અને બીજું હવે તે એના માલિકની આંગળીએ બહુ સદ્ભાગ્યથી વિરાજશે.

केन उद्घातेन—હૃદય વિદારી નાખે એવા કરુણ પ્રસંગો એક પછી એક સાંભરવા માંડ્યા છે. છે તો એના એ જ પ્રસંગોની યાદ પણ એમાં ક્યાંય પુનરુક્તિ નથી. એના એ પ્રસંગો આજે નવે સ્વરૂપે આપણી સમક્ષ કહેવાય છે. સાથે સાથે તે રાજાને પણ પારાવાર શોકમાં ડુબાડી દે છે.

ત્રીજા અંકમાં પોતાને નગર જતી વખતે રાજાએ વીંટી પહેરાવી શકુન્તલાને જે વચન આપ્યું હતું તે આજે તેને સાંભરે છે અને પીડે છે.

શ્લોક ૧૨ અન્વય—अत्र दिवसे दिवसे मदीयं नामाक्षरं गणय। यावद् अन्तं गच्छसि तावद् (हे) प्रिये मदवरोधगृहप्रवेशं नेता जनः तव समीपम् उपेश्यति इति। (વસંતતિલકા)

अवरोध०—અંતઃપુર. नेता—લઈ જનાર. उपेश्यति—આવશે. विसंवादितः—બગાડી મૂકી. ईदृशं...वैतत्—આટલો પ્રેમ છતાં નિશાનીની શી જરૂર તે સાનુમતી સમજી શકતી નથી.

આ બે વાક્યો દ્વારા કવિ સ્પષ્ટ સૂચન કરે છે કે દુષ્યન્ત કે શકુન્તલામાં વ્યક્તિગત કોઈ દોષ નથી. રાજર્ષિ દુષ્યન્તનો સ્નેહ વિશુદ્ધ જ છે. તેવી રીતે શકુન્તલા પણ પતિવ્રતા જ છે. તે બન્ને શાપને યોગ્ય છે જ નહિ. જે કંઈ કર્યું છે તે વિધિએ જ કર્યું છે.

રાજાએ કેવું સુંદર વચન અનન્ય પ્રેમથી આપ્યું હતું? જો દૈવ પ્રતિકૂળ ન હોત તો એ વચન રાજા જરૂર પાળી શક્યો હોત પણ એ વચન

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



પ્રતિકૂળ દૈવે સિદ્ધ થવા ન દીધું. શાપ કોઈ સજા નથી પણ પ્રતિકૂળ દૈવ જ છે એમ અહીં સાનુમતીના શબ્દો દ્વારા કવિ વારંવાર સૂચવે છે.

હવે પછી જે વાતચીત થાય છે તેમાં પણ વિધિનું જ પ્રભુત્વ વરતાય છે.

अतएव—એવો દુષ્યન્ત એની શકુન્તલાને ભૂલી જ શેં ગયો ? અહીં પણ—विधिरहो बलवानिति मे मतिः । કાલિદાસ કહે છે અહીં પણ વિધિ જ બળવાન છે. જો તેમ ન હોત તો શાપ આવત જ નહિ અને દુષ્યન્ત શકુન્તલાને કદી ન ભૂલત. રાજા ધર્મપરાયણ હતો અને પ્રતિકૂળ દૈવથી શાપ આવતાં તેની સ્મૃતિ નષ્ટ થઈ ગઈ. પરિણામે રાજા બધું ભૂલી ગયો. તેને લગ્નમાં જ સંદેહ થયો ત્યાં આગળ શું કહેવાનું ? નહિ તો એવો પ્રેમ અભિજ્ઞાનની અપેક્ષા કરે એ બને જ કેમ ? ખરેખર गहना कर्मणो गतिः । અહીં વિધિ જ તેના અને શકુન્તલાના ભાગ્ય સાથે ખેલી ગયું, નહિ તો દુષ્યન્ત શકુન્તલાને શેં ભૂલે ?

શ્લોક ૧૩ અન્વય—वन्धुरकोमलाङ्गुलिं तं करं विहाय कथं नु अम्भसि निमग्नम् अथवा अचेतनं गुणं न लक्षयेत् नाम । मया एव कस्मात् प्रिया अवधीरिता । ( વંશસ્થવિલ )

बन्धुर—સુંદર. 'बन्धुरं सुन्दरं रम्यम्' इतित्रिकाण्डः । अवधीरिता—તરછોડી.

"વીંટી ગમે તેમ તો પણ જડ વસ્તુ છે. તેને ગુણ પારખવાનો વિવેક ન હોય. પણ હું તો ચેતનવાળો મનુષ્ય છું. તે જાતે આવી તે છતાં મેં તેનો અસ્વીકાર કર્યો. તેથી હું જ વધારે ઠપકાને પાત્ર છું."

શ્રી રાય બતાવે છે કે તે પ્રમાણે ચરણ ૧, ૨, માં સુખોની વચ્ચે હોવા છતાં ડૂબી જતા માણસનો વિચાર છે એમ માનીએ તો સમાસોક્તિ અલંકાર પણ અહીં લેવાય.

कथं बुभुक्षया०—રાજા ગાંડો થઈ ગયો છે. તેથી મને ખાવાનું મળવાનું નથી. ભૂખને કંઈક ખાવા જોઈએ. આથી ભૂખ મને જ ખાઈ જાય છે. કારણ તેને માટે બીજું કંઈ ખાવા જોગું નથી.

अनुशय...हृदय०—પશ્ચાત્તાપથી તપેલા હૃદયને. સાચે જ શકુન્તલા अकारणपरित्यक्ता જ હતી. એ વિધિની ઘટના નહિ તો બીજું શું ?

इदं चित्रगता भट्टिनी—રાજા જ્યારે શકુન્તલાને જોવા અત્યંત ઉત્સુક થયો છે ત્યારે ચતુરિકા શકુન્તલાના ચિત્રનું પાટિયું લઈને પ્રવેશ કરે છે.

मधुरावस्थान०—અહીં નીચે પ્રમાણે જુદા જુદા અર્થ છે.—(૧) मधुरं

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सुन्दरं यद्वत्स्थानमाकृतिस्तया दर्शनीयो भावस्यानुप्रवेशोऽभ्यन्तरीकरणम् । सुन्दराकारतया भावाविर्भावो रम्यतर इत्यर्थः । (રાઘવભટ્ટ) મધુર આકૃતિને લીધે ભાવોનો આવિર્ભાવ સુંદર છે. પણ આમાં ચિત્રકારની કલા મારી જાય છે, કારણ સુંદર આકૃતિ પ્રધાન બને છે. (૨) સુંદર સ્થિતિથી ભાવનું આલેખન સુંદર છે. (૩) મુખ્ય ભાવ (રતિ)ની મધુર ઉપસ્થિતિ દરેક ભાગમાં હોવાથી એ મનોહર લાગે છે. (મોનિયર વિલિયમ્સ) (૪) 'મધુર ગોઠવણીને લીધે જોવા ગમે એ રીતે પદાર્થો તો ઉતાર્યા છે.' (ઉમાશંકર જોશી.) भाव = પદાર્થ. "પદાર્થમાં આશ્રમ કન્યાઓ પણ આવી જાય. આખું ચિત્ર વિશાળ કુદરતી દૃશ્યનું હોઈ તે તે પદાર્થો (કન્યાઓ સમેત)નું આલેખન (अनुप्रवेश) મજાની ગોઠવણીવાળું છે. એમ કહેવાનો આશય છે." (૫) યોગ્ય આલેખનથી (ચિત્રણથી) ભાવનું દર્શન સુંદર છે—એ અર્થ સર્વગ્રાહ્ય છે.

स्खलतीव...प्रदेशेषु—નીચા ઉંચા ભાગ ઉપર મારી દૃષ્ટિ ઠોકરાય છે. "ટેકરા અને ઢોળાવ એટલી સરસ રીતે બતાવ્યા છે કે મારી આંખ છેતરાય છે અને તે પણ નીચે ઉંચે જાય છે."

શ્લોક ૧૪—(અનુષ્ટુભ્)—यद्यद्—જે, જે. चित्रे साधु न स्यात्—આ ચિત્રમાં ઠીક નથી તે. तदन्यथा क्रियते તે બદલવામાં આવે છે. તે સુધારવામાં આવે છે. तथापि—તે છતાં. किंचिद् अंकितम्—કંઈક અંશે ચીતરાઈ છે. રાજા કહે છે, ચિત્ર કંઈ બરાબર શકુન્તલા જેટલું જ સુંદર નથી. માત્ર કંઈક અંશે જ તેનું સૌંદર્ય બતાવવાનો પ્રયત્ન કર્યો છે. सदृशमेतत्०—अनवलेपः—મગરૂરી રહિત. સાનુમતી કહે છે, "વિરહને લીધે દુષ્યન્તને હવે શકુન્તલાના સૌંદર્ય માટે વધારે માન થાય છે. ખરી રીતે તો રાજાએ દોરેલી શકુન્તલાના ચિત્ર કરતાં શકુન્તલા વધારે સુંદર નથી. શકુન્તલાનું ચિત્ર બરાબર એના જેવું જ છે. વળી પોતાની કલામાં રાજા ઊણપ જુએ છે તે તેનું નિરભિમાન અને વિવેક બતાવે છે." मोघदृष्टिः આંખો ખરેખર નિરર્થક છે. मोघा दृष्टिर्यस्य सः કોઈ હુંશિયાર માણસ ત્રણે છોકરીઓમાં તરત ભેદ પકડી પાડે પણ આ માટીના ગોળા જેવી જાડી બુદ્ધિના ભાઈને તો ત્રણે છોકરીઓના ચિત્ર સરખાં દેખાય છે. उद्भ्रान्त कुसुमेन—જેમાંથી ફૂલ પડી ગયાં છે. विशेषतः अपसृताभ्यां—ખાસ કરીને (ઘણા) ઢળેલા છે. अव...पल्लवस्य—જેની ઘટા તાજું પાણી છંટાવાંથી ચમકે છે. भावचिन्हम्—ભાવનું ચિહ્ન.

શ્લોક ૧૫ (આર્યા)—स्विन्ना...वेशः—પરસેવો થતી આંગળીના

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ડાઘની છાપ. रेखाप्रान्तेषु—ચિત્રના છેડા ઉપર कपोल...अश्रु—તે તેનું ચિત્ર દોરતો હતો ત્યારે શોકને લીધે દુષ્યન્તની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં હતાં. તેમનું એક ટીપું ચિત્ર ઉપર પડ્યું હતું. ફરી દોરતી વખતે રાજાની જે સ્થિતિ થઈ તેનું અહીં વર્ણન છે. वर्णिको०—રંગના જમાવથી. જ્યાં ભીનું થાય તે જગ્યા ઊંચી થઈ જાય તેથી તેને उच्छ्वास કહ્યો वर्तिका અને वर्णक પાઠાન્તર છે.वर्तिको०—वर्तिक चित्रपटे लेपविशेषः । वर्णको०—चित्रोपयोगि कौसुम्भादिरागस्य उच्छ्वासात्

શ્લોક ૧૬ અન્વય—पूर्वं साक्षाद् उपगतां प्रियाम् अपहाय पुनः चित्रार्पितामिमां बहु मन्यमानः (अहं) निकामजलां स्रोतोवहां अतीत्य (हे) सखे, मृगतृष्णिकायां प्रणयवान् जातः । (વસન્તતિલકા)

उपगतां—આવેલી बहु—બહુમાન કરતો. स्रोतोवहा—નદી. स्रोतसां वहा ताम् અથવા स्रोतः वहतीति निकामजला—પુષ્કળ પાણીવાળી. निकामं जलं यस्यां ताम् । प्रणयवान्—ઇચ્છાવાળો. प्रणीयते अनेन इति मृगतृष्णिका० મૃગજળ.

સામે આવેલી શકુન્તલાને ત્યજીને પછી ચિત્રની શકુન્તલાનું બહુમાન કરવું તે ખૂબ પાણીવાળી નદીને ઓળંગીને મૃગજળ માટે ઇચ્છા રાખવા બરાબર છે. આથી અહીં નિદર્શના અલંકાર થયો. अभिरूप—ગમતો.

શ્લોક ૧૭ અન્વય—सैकतलीनहंसमिथुना स्रोतोवहा मालिनी कार्या । ताम् अभितः निषण्णहरिणाः गौरीगुरोः पावनाः पादाः (कार्याः) शाखालम्बितवल्कलस्य च तरोः अधः कृष्णमृगस्य शृङ्गे वामनयनं कण्डूयमानां मृगीं निर्मातुम् इच्छामि । (શાર્દૂલવિક્રીડિત)

सैकत—રેતીના કિનારા. सिकताः सन्त्यस्मिन् इति । निषण्ण०—જેના ઉપર હરણ બેઠું છે. તેવા.—गौरीगुरोः पादाः—હિમાલયનાં શિખર. अभितः—બંને બાજુ. शाखा०—शाखासु आलम्बितानि (લટકાવ્યાં છે.) वल्कलानि यस्य तस्य—कण्डूयमानां—ઘસતી. જુઓ—કુમાર૦ ३-मधु द्विरेफः कुसुमैकपात्रे पपौ प्रियां स्वामनुवर्तमानः । शृङ्गेण च स्पर्शनिमीलिताक्षीं मृगीं अकण्डूयत कृष्णसारः ॥ માલિની નદી, પર્વતનાં શિખર, હંસોનું યુગલ અને કૃષ્ણ મૃગલી—આ બધું બતાવીને રાજા આશ્રમનું વાતાવરણ ખડું કરવા માગે છે. लीन અને निषण्ण શબ્દો બતાવે છે કે છોકરીઓ સન્મુખ તે લહેરથી બેસે છે. लम्बकुर्च—લાંબી દાઢીવાળા. રાજાની અને વિદૂષકની દૃષ્ટિમાં કેટલો બધો ફેર? સહુ પોતપોતાની

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિને નિહાળે છે. प्रसाधनम्-અલંકાર.

શ્લોક ૧૮ અન્વય—(हे) सखे, कर्णार्पितबन्धनं आगण्डलम्बि केसरम्, शिरीषं न कृतम्। स्तनान्तरे शरच्चन्द्रमरीचिकोमलं मृणालसूत्रं वा न रचितम् (વંશસ્થવિલ)

कर्णार्पित०—कर्णे अर्पितं (મૂકેલી) बन्धनं (દાંડી) यस्य तत्. आगण्ड०—आगण्डं (ગાલ ઉપર) विलम्बिनः (લટકતી) केसराः (રેષા) यस्य (જેને છે) तत् તે शरद्--શરદઋતુ. मरीचि--કિરણ शरच्चन्द्रस्य मरीचिः इव कोमलम् शरश्चन्द्र० જુઓ. કુમાર० ૧-૪૦—अन्योन्यमुत्पादयदुत्पलाक्ष्याः स्तनद्वयं चारु तथा प्रवृद्धम्। मध्ये यथा श्याममुखस्य तस्य, मृणालसूत्रान्तरमप्यलभ्यम्।

चकित०—જાણે ખૂબ બીક લાગી હોય તેમ. आः एष०—સુંદર ચિત્રથી વિદૂષક ભૂલ ખાય છે. આ ચિત્ર છે એ ભૂલી જાય છે. તે એને સાચું જ માને છે. આગળ ઉપર તે પોતે કહે છે—अहमपि एतस्य सङ्गेन ईदृशवर्ण इव संवृत्तः। ननु...धृष्ट અહીં न एष धृष्टो विरमति (અંક ૧)નો ઉલ્લેખ છે. अविनीतानां शासिता—અવિનીતોનું શાસન કરનાર. અહીં कः पौरवे शासति शासितरि दुर्विनीतानाम्...અંક ૧...નો ઉલ્લેખ હોય તેવું લાગે છે. હજી વદૂષક ચિત્રને સત્ય જ માને છે અને આ બધું પ્રમાણિકપણે જ ઉચ્ચારે છે. कुसुम०—કુસુમ લતાના માનીતા અતિથિ.

શ્લોક ૧૯ (આર્યા)--આ શ્લોક બહુ જ સરસ છે. કાલિદાસને આવા ભાવનો શોખ છે. कुसुमलतायाः प्रियातिथिः જુઓ—કુમાર० ૩-मधु द्विरेफःकुसुमैकपात्रे पपौ प्रियां स्वामनुवर्तमानः। प्रतिपालयति०-વાટ જુએ છે. अभिजातं—વિવેકથી. રાજા વિવેકથી ભમરાને જવાનું કહે છે. અહીં એકલી મધુકરી ચીતરી છે. તેથી તે બેઠી છે, મધ પીતી નથી. રાજાને આ દશ્ય સાચું લાગે છે. આમ તે 'મોહ'ની અસર નીચે છે તેથી દણ્ડિનના મત પ્રમાણે અહીં 'मोहोपमा' થાય.

શ્લોક ૨૦ અન્વય—अक्लिष्टबालतरुपल्लवलोभनीयं मया रतोत्सवेषु सदयमेव पीतं प्रियायाः बिम्बाधरं (हे) भ्रमर स्पृशसि चेत्, त्वां कमलोदरबन्धनस्थं कारयामि। (વસન્તતિલકા)

अक्लिष्ट०--अक्लिष्टः (નહિ હરકત કરાયેલા) यः बालः (તાજા) तरुपल्लव (વૃક્ષના પાંદડા જેવા). (अधरः किसलयरागः અંક ૧) रतोत्सवे—પ્રેમના ઉત્સવમાં. सदयं—ધીમેથી. उदर—અંદર (પોલાણમાં) बन्धनस्थं कारयामि—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બંધનમાં પૂરીશ. સ્ત્રીને હેરાન કરનારને સજા થાય છે. તેથી રાજા તરીકે ભ્રમરાને દુષ્યન્ત આ સજા ફરમાવે છે. પહેલા અંકમાં રાજા અને ભ્રમરની સ્થિતિ સરખી હતી. અત્યંત કોમળ ભાવથી ભરેલા મનુષ્યો ક્રોધમાં પણ કાઠિન્યનો સ્પર્શ કરી શકતા નથી. ઉન્માદ અવસ્થા છતાં શિક્ષા કરવામાં પણ કમળ જ તેમનું તુરંગ બને છે. તુરંગમાં પુરવાનો કઠિન વિચાર કમળની મૃદુતામાં જ વિરમે છે! આ સાથે એ વસ્તુ નોંધવાની કે કવિ સૃષ્ટિની વસ્તુ-સ્થિતિ જરાકે ભૂલતા નથી. ભ્રમરને કમળબંધનમાં પૂરવો એ જ સ્વભાવસિદ્ધ છે. કાલિદાસ પોતાના કાવ્યમાં આ બાબત ખાસ લક્ષ્યમાં રાખે છે. આથી જ કાલિદાસના અલંકાર સુંદર બને છે. (चलापाङ्गां दृष्टि)

**एवं तीक्ष्णदण्डस्य**—આવી ભારે સજા કરનારથી. અલબત્ત વિદૂષક આ કટાક્ષમાં બોલે છે. વિદૂષક જાણે છે કે રાજા પ્રેમોન્મત્ત થઈને આ બધું બોલે છે.

**एष...संवृत्त**।—હજી હમણાં જ વિદૂષકે જાણ્યું કે આ ચિત્ર છે. વિદૂષક કહે છે, "આ પાગલના સંગથી હું પોતે પણ પાગલ થઈ ગયો હતો. પોતે પણ રાજાની માફક આ ચિત્રના વાતાવરણને સાચું લેખતો હતો." "તે મૂર્ખ એમ નથી સમજતો કે રાજાની ચિત્રકળાને લીધે તેણે ભૂલ ખાધી હતી. ઊલટું તે રાજાને દોષ દે છે. આમ પાગલ 'પાગલ'ને શિખામણ આપે તે જરા રમુજ ઉત્પન્ન કરે છે."

**अवगतार्था**—અર્થ સમજાયો. સાનુમતી પોતે પણ આ બધું સાચું જ થતું હોય તેમ જોતી હતી. તેને હવે ખ્યાલ આવે છે કે જ્યારે તે અને વિદૂષક પણ આટલાં લીન થઈ ગયાં હતાં ત્યારે જેણે આ બધું આલેખ્યા પ્રમાણે અનુભવ્યું હશે તે રાજાની કેવી દશા હશે? અહીં अनवगतार्था–'મને જ ખબર ન પડી'—એ પાઠફેર છે. पौरोभाग्यम्—દુષ્કર્મ.

**શ્લોક ૨૧ (આર્યા)**—तन्मयेन हृदयेन—તન્મય હૃદયથી. चित्री०—ચિત્રમાં ફેરવી દીધી. હજી પણ આ ચિત્ર નથી પણ સાચી જ શકુન્તલા છે એમ માનવા દુષ્યન્ત તૈયાર છે. અહીં ચિત્રફલક દૃશ્યની અગત્ય સમજાય છે.

**पूर्वापर०**—રાજાના વર્તન માટે સાનુમતીને આશ્ચર્ય થાય છે. તેનું પહેલાંનું વર્તન અને પછીનું વર્તન તદ્દન વિરુદ્ધ છે. પહેલાં તે તેના પ્રત્યે અત્યંત ક્રૂર હતો. તેણે તેનો અસ્વીકાર કર્યો હતો તેથી વજ્ર જેવો કઠોર

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



અન્ધો હતો. હવે તેને યાદ આવ્યા પછી તે મીણ જેવો પોચો થઈ ગયો છે. રાઘવ જુદી રીતે સમજાવે છે—पूर्वं चित्रस्य चित्रत्वेन ज्ञानं पुनस्तस्योन्मादावस्थायां सत्यत्वेन ज्ञानं पुनरपि चित्रत्वेन ज्ञानमिति पूर्वापरविरोधः ।

પહેલાં ચિત્રનું ચિત્ર તરીકે જ્ઞાન હતું. પછી ઉન્માદ અવસ્થામાં તેને સત્ય માની લીધું અને પાછું તે ચિત્ર જ છે તેવું ભાન થયું તેથી પૂર્વાપર વિરોધી અને આશ્ચર્યકારક.

અહીં પ્રો. ગજેન્દ્રગડકર જરા જુદો અર્થ કરે છે. શકુન્તલા સામે ચાલીને આવી ત્યારે તેણે તેનો તિરસ્કાર કર્યો. તે ચાલી ગઈ ત્યારે દુષ્યન્ત તેને ઝંખે છે, તેના ચિત્રને સાચું માને છે અને તે ચિત્ર છે એમ ભાન થતાં રડે છે. પોતે ત્યાગ કરીને પછી તેની પાછળ ઝૂરે તે યોગ્ય નથી. આથી રાજાને હવે શકુન્તલા માટે શોક કરવાનો અધિકાર નથી તેથી વિરોધી. આવા વિરહની વાત કદી સાંભળી નહોતી તેથી આ વિરહ અપૂર્વ છે. પણ કાલિદાસને આ અર્થ અભિપ્રેત હશે ખરો ?

પહેલો સમજાવેલો અર્થ જ પ્રતીતિકર છે.

શ્લોક ૨૨ (અનુષ્ટુભ)—खिलीभूत—રુંધાયો છે. આંસુને લીધે વિરહી પોતાના પ્રિયજનનું ચિત્ર ન જોઈ શકે તે બતાવવાનો કાલિદાસને શોખ છે. દુઃખ અવિશ્રાન્ત કેમ છે તે આ શ્લોક સમજાવે છે.—હું જાગું છું ત્યારે તેને જોઈ શકતો નથી તે દુઃખ છે. પ્રત્યક્ષ નથી જોઈ શકતો કારણ મારી શકુન્તલા છે જ નહિ. આંસુનાં પૂર મને તેને ચિત્રમાં પણ જોવા નથી દેતાં. હા, સ્વપ્નમાં તેને જોઈ શકું ખરો પણ અનિદ્રા મને તેને સ્વપ્નમાં પણ જોવા દેતી નથી. આ મોહને લીધે મારું દુઃખ હું ભૂલ્યો હતો. કારણ હું તેનો પ્રત્યક્ષ સમાગમ અનુભવી રહ્યો હતો. મને જાગ્રત કરીને તેં મને અનન્ત દુઃખમાં ધકેલ્યો છે.[1] જુઓ મેઘ૦—त्वामालिख्य प्रणयकुपितां धातुरागैः शिलायां... अस्रैस्तावन्मुहुरुपचितैः दृष्टिरालुप्यते मे । મેઘ૦ मत्संभोगः कथमुपनयेत् स्वप्नजोऽपीति निद्रामाकांक्षन्तीं नयनसलिलोत्पीडरुद्धावकाशाम् ॥ विक्रमो० २–१०—हृदयमि भिः कामस्यान्तः सशल्यदमिदं सदा, कथमुपलभे निद्रां स्वप्ने समागमकारिणीम् । न च सुवदनामालेख्येऽपि प्रियामसमाप्य तां मम नयनयोरुद्बाष्पत्वं सखे न भविष्यति ॥ प्रमार्जितम्—ભૂંસી નાખે છે. अन्तरा—રસ્તામાં. आत्मा०—હું નાસી છૂટી. बहुमानगर्विता—બહુમાનની અભિમાની. आत्मानम्...

૧—રાય, પૃષ્ઠ ૬૨૨,

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ભણ—(૧) રાજાને અથવા (૨) વિદૂષકને લાગુ પડે છે. આ પ્રસંગ માટે કાં તો રાણી દુષ્યન્તને ઠપકો આપે અથવા આ કામમાં સાથ આપવા બદલ વિદૂષકને ઠપકો આપે. कालकूट હળાહળ ઝેર. प्रथमसंभावना०—પ્રથમ પત્ની માટે માન છે. અહીં પણ રાજાની ઉદાત્તતા દેખાય છે. હંસપદિકાને પણ તેણે વિનયયુક્ત સંદેશો જ મોકલ્યો હતો. વસુમતી પ્રત્યે પણ તે 'દક્ષિણ' વ્યવહાર જ રાખે છે. શકુન્તલાને તે કુળની પ્રતિષ્ઠા ગણે છે છતાં બીજી પત્ની-ઓને પણ તે सामान्यप्रतिपत्तिपूर्वकतया જ જુએ છે. જુઓ—विक्रमो० ३—अन्यसंक्रान्तप्रेमाणो नागरिका अधिकं दक्षिणा भवन्ति ।

**कार्यज्ञा कार्योपरोधं मे०**

(૧) આ એક વાક્ય વસુમતીનું આખું ચારિત્ર્ય બતાવે છે.

(૨) વસુમતીને દૂર રાખવામાં આવી છે કારણ સાનુમતી દ્વારા કવિ સર્વદમનના જન્મની ખબર આપવા માગે છે. ઉપરાંત દેવો દુષ્યન્ત—શકુન્તલાના પુનર્મિલન માટે તૈયારી કરી રહ્યા છે એમ પણ તે કહે છે.

(૩) કાલિદાસના ચરિત્ર આલેખનની કલા બતાવે છે.

(૪) છઠ્ઠા અંકના બે ઉદ્દેશ છે (अ) રાજાના મનની પવિત્ર પ્રેમવૃત્તિ બતાવવી અને (ब) સાતમા અંક માટે ભૂમિકા તૈયાર કરવી. જો વસુમતીને લાવવામાં આવી હોત તો આ ઉદ્દેશ ન સાધી શકાત.

(૫) વસુમતીને લાવવામાં નથી આવી તે બતાવે છે કે શાકુન્તલમમાં કવિએ રૂઢિગ્રસ્ત પ્રેમ આલેખ્યો નથી.

**આમ વસુમતીને ન બતાવવાની આ અગત્ય છે.**

अर्थजात०—ખજાનાની. विपन्नः—ગુજરી ગયો છે. तपस्वी—બિચારો. बहुधनत्वात् बहुपत्नीकः—બહુ ધનવાળા લોકોમાં તે વખતે બહુપત્નીત્વનો રિવાજ હશે. साकेत—અયોધ્યા. श्रेष्ठी—વેપારી. **पुंसवन**—પુત્ર. બાળકના જન્મ માટે ગર્ભના ત્રીજા માસે કરવામાં આવતો સંસ્કાર. ૧૬ સંસ્કારોમાંનો આ બીજો સંસ્કાર છે. ગર્ભાધાન પછીનો આ સંસ્કાર ગણાય છે. જુઓ—व्यक्ते गर्भे तृतीये तु मासे पुंसवनं भवेत् । गर्भेऽव्यक्ते तृतीये तु चतुर्थे मासि वा भवेत् ॥ यव અને 'माष' ના દાણા તે સ્ત્રીના જમણા હાથમાં મૂકવામાં આવતા. મંત્રોચ્ચાર સાથે મલાઈમાં મેળવીને તે દાણા તેણે ગળી જવાના હોય છે. रिक्थम्—મિલ્કત.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**શ્લોક ૨૩** (અનુષ્ટુભ)—पापादृऋते–પાપી સિવાયનો. (૧) ઘણું કરીને વિધવાનો પતિ (૨) ચોર અને પાપી. પોતાના પ્રજાજનોને સ્નેહી બંધુની ખોટ પૂરી પાડતો આવો ઉદાર ચરિત રાજા બીજો કયો હશે ? પારાવાર શોકમાં પણ તે હંમેશ ધર્મરત જ છે. આ દુષ્યન્ત ઉપર અન્ય આરોપ કેવી રીતે મૂકી શકાય ? ત્યારે આ બધું શું બની ગયું ? એમાં વાંક કોનો ? ખરેખર, અહીં વિધિનો જ વાંક છે. કાલિદાસ પોતે જ કહે છે–ननु भवितव्यता एव अत्र उपालम्भनीया । संतति...लम्बानाम्–સંતતિ ન હોવાથી આધાર વગરનાં. मूल०–મુખ્ય પુરૂષના અવસાનથી. उपस्थित—मानिनम् । उपस्थितं श्रेयः अवमन्यते सः तम्–આવેલા શ્રેયની અવગણના કરનાર. હવે રાજાને અનપત્યતાનું દુઃખ સાલે છે. એથી વધારે તો એણે પોતાના જ વંશધરનો પ્રત્યાદેશ કર્યો હતો તે સાલે છે. એથી પણ વધારે એણે એની કુલપ્રતિષ્ઠા શકુન્તલાનો અસ્વીકાર કર્યો હતો તે સાલે છે. અરર ! પોતે સામે આવેલા શ્રેયનો તિરસ્કાર કર્યો ?

**શ્લોક ૨૪ અન્વય**–आत्मनि संरोपितेऽपि कुलप्रतिष्ठा धर्मपत्नी मया त्यक्ता नाम, (या) काले उप्तबीजा वसुन्धरा इव महते फलाय कल्पिष्यमाणा (आसीत्) (ઉપજાતિ)

संरोपिते—મૂકી. પુત્ર પતિનું જ સ્વરૂપ છે તેમ ગણાય છે. જુઓ મનુ अङ्गादङ्गात् संभवसि, हृदयादभिजायते । आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् । पतिर्जायां प्रविशति गर्भो भूत्वेह मातरम् । जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः । कुल०–કુળની પ્રતિષ્ઠા. (આધાર) काले–ખરા સમયે.

**अपरिच्छिन्ना**–અહીં સાનુમતીના પાત્રની અગત્ય સમજાય છે. કારણ તે સર્વદમનના જન્મનું સૂચન કરે છે.

संशय०–સંશયમાં પડયા છે.

**શ્લોક ૨૫ અન્વય**–नः कुले अस्मात् परं वत यथाश्रुति संभृतानि निवपनानि कः नियच्छति इति पितरः प्रसूतिविकलेन मया प्रसिक्तमुदकं नूनं धौताश्रुशेषं पिबन्ति । (વસંતતિલકા)

यथाश्रुति–શાસ્ત્રોકત રીતે. संभृतानि–આપેલાં. निवपनानि—તર્પણ. नियच्छति–આપશે. કરશે. प्रसूति०–સંતતિ વગરના. धौताश्रु-આંસુ ધોઇને વધેલું પાણી. धौतानि अश्रुणि येन तत् धौताश्रु । तस्मात् शेषं । અથવા धौताश्रु च तत् शेषं च । मोहम्०—અહીં ધનમિત્ર નગરશેઠના પ્રસંગની અગત્ય સમજાય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



**सति खलु दीपे०**—વ્યવધાન-પડદો. જેમ પડદાથી પ્રકાશ રોકાય ત્યારે માણસ અંધકાર અનુભવે તેમ 'પુત્ર નથી' એ ખ્યાલથી પુત્ર છે છતાં આ દુઃખી થાય છે. निवृतम् સુખી. महेन्द्रजननी-ઇન્દ્રની માતા-અદિતિ. यज्ञभागोत्सुकाः—યજ્ઞના ફળની ઇચ્છા રાખતા.

यज्ञभागोत्सुका०-यज्ञमागे અથવા यज्ञभागेन उत्सुकाः ।

અહીં પ્રો. ગજેન્દ્રગડકરનો મત ઠીક નથી. તેઓ કહે છે કે 'દુર્જય' રાક્ષસગણ તો આકાશમાં હોય. અહીં ક્યાંથી ? તેઓ માને છે કે વસન્તોત્સવની માફક યજ્ઞો પણ રાજાએ બંધ કર્યા હશે. તેથી દુષ્યન્ત દેવોનો વધારે મોટો શત્રુ થાય. રાક્ષસો તો કેવળ વિઘ્ન જ કરે. પણ આ તો એથી પણ વધારે ખરાબ કામ ગણાય. આથી દેવો યજ્ઞના ભાગ માટે ઉત્સુક થયા છે.

પણ તેમનું મંતવ્ય બરાબર નથી. શાકુન્તલમાં એવો ક્યાંય ઉલ્લેખ નથી કે દુષ્યન્તે યજ્ઞનો નિષેધ કર્યો. હજી હમણાં જ ધનમિત્ર નગરશેઠની સ્ત્રીની બાબતમાં પુંસવન ક્રિયાનો ઉલ્લેખ થયો છે. તેમાં પણ યજ્ઞ જરૂરી છે ( इदानीमेव...निर्वृत्तपुंसवना ) વળી દુષ્યન્ત પોતે પણ શ્રાદ્ધ કરવા ઇચ્છે છે. ( अस्मात् परं बत यथाश्रुतिसंभृतानि...ઈ )

આથી એમ જ અર્થ ઘટાવવો યોગ્ય છે કે 'દુર્જય' નામના દાનવ ગણે દેવોનો યજ્ઞનો ભાગ પડાવી લીધો હતો. તેથી તેઓ તે માટે ઉત્સુક હતા. માતલિ પણ તે જ દાનવગણનો ઉલ્લેખ કરે છે. દેવો આમાં દુષ્યન્તની મદદ લેશે. દુષ્યન્ત ઇન્દ્રને મદદ કરશે. બદલામાં દેવો દુષ્યન્ત-શકુન્તલાનું મિલન થાય તેવું વિધાન કરશે.

દૃશ્ય ૩

[ વિદૂષકની બૂમો સાંભળીને રાજા ધનુષ્યબાણ સાથે મેઘપ્રતિચ્છન્દ મહેલ તરફ જાય છે. વિદૂષકને હેરાન કરનાર તરફ રાજા તીર તાકવા જાય છે તો તે ઇન્દ્રનો સારથિ માતલિ નીકળે છે. દુર્જય નામના દાનવગણને જીતવા માટે ઇન્દ્ર તરફથી નિમંત્રણ લઈને માતલિ દુષ્યન્તને તેડવા આવ્યો હોય છે. રાજાને શોકમાંથી યુદ્ધ માટે જાગ્રત કરવા તે વિદૂષકને હેરાન કરે છે. આ પછી તે દુષ્યન્તને લઈને જાય છે. ]

आत्तगंधः—आत्तः गन्धः गर्वः यस्य सः—જેનો ગર્વ હણાયો છે. જે દબાઈ ગયો છે. જુઓ रघुः ૧૩-૭ पक्षच्छिदाः गोत्रभिदात्तगन्धाः । सत्त्वम्-ભૂત. गृहाः—ઘર 'ઘર' અર્થ બનાવવા તે પુલ્લિંગ બ. વચનમાં વપરાય છે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૨૬ અન્વય--आत्मनः एव तावत् अहनि अहनि प्रमादस्खलितं ज्ञातुं न शक्यम्। प्रजासु कः केन पथा प्रयाति इति अशेषतः वेदितुंशक्ति अस्ति (किम्) ? (ઉપજાતિ)

प्रमाद०–ચ્યુત થયેલી પોતાની જાતને.

अशेषतः–સંપૂર્ણ રીતે. वेदितुं–જાણવા. આને પ્રશ્ન 'કાકુ' કહેવાય છે. शक्तिः अस्ति किम् ? = नास्तीत्यर्थः। રાજા આ સમાચાર પહેલાં સાચા માનતો નથી. કારણ તેને પોતાના કામમાં અને પોતાની જાતમાં વિશ્વાસ છે. આથી તે કહે છે, 'ખરાબ તત્ત્વો મારા મહેલમાં આવે જ નહિ. કંઈ બીજું હશે.' પણ પછી તે તરત સુધારે છે કે, 'હું મારી જાતને પણ ક્યારેક ભૂલ કરવામાંથી રોકી શકતો નથી તો સમગ્ર પ્રજાજનોને તો કેવી રીતે વારી શકાય? મારી પ્રજામાં કોઈ એવાં દુષ્ટ તત્ત્વો હોય પણ ખરાં !" अविद्या–आक्रोशे प्रत्यवनता० प्रत्यवनता (પાછળ નમેલી) शिरोधरा (ડોક) यस्य सः –पश्चादवनत० પાઠાંતર છે. त्रिभङ्गम्–ત્રણ કટકા. हस्तावाप–હાથની ખોળ

શ્લોક ૨૭ અન્વય–एष अभिनवकण्ठशोणितार्थी, शार्दूलः पशुम् इव चेष्टमानं त्वां हन्मि। आर्तानां भयमपनेतुमात्तधन्वा दुष्यन्तः इदानीं तव शरणं भवतु (પ્રહર્ષિણી)

अभिनव–તાજા. चेष्टमानं–લડતા. તરફડિયાં મારતા. आर्तानां–દુઃખીઓનો आत्तधन्वा–જેણે ધનુષ્ય હાથમાં લીધું છે તે. कुणपाशनः–શબ ખાનાર. कुणपं––शवं

શ્લોક ૨૮ (અનુષ્ટુભ)–પહેલા અંકમાં પણ રાજાને પોતાનામાં આવો જ વિશ્વાસ છે. सतां हि संदेह० ઈ જુઓ.––नीतिशतक०––न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धां वैदग्ध्य कीर्तिमपहर्तुमसौ समर्थः॥ भामिनीविलास–– नीरक्षीरविवेके हंसालस्यं त्वमेव तनुषे चेत्...ઈ. मातलि–ઇન્દ્રનો સારથી.

શ્લોક ૨૯ અન્વય––हरिणा असुराः तव शरव्यं कृताः। इदं शरासनं तेषु विकृष्यताम्। सतां सुहृज्जने प्रसादसौम्यानि चक्षुंषि पतन्ति, दारुणाः शराः न। (વંશસ્થવિલ)

शरव्यम्––લક્ષ્ય. शरासनं–ધનુષ્ય. प्रसाद०—પ્રસાદથી સૌમ્ય. इदम्–– તમારું ધનુષ્ય ખેંચેલું છે. ઉપર બાણ પણ સાંધેલું છે. હવે ફક્ત ખેંચવાનું અને તાકવાનું જ બાકી છે. એ બંને કામ ભલે રાક્ષસો ઉપર થાય મારા ઉપર નહિ થાય.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



इष्टिपशुमारम्—णमुल्ल 'इष्टिपशु' (ઉપમાન) સાથે વપરાયું છે. कर्मकर्त्रोर्णमुलि...કાવ્યપ્રકાશ ૧૦ इष्टिपशुरिव मारितः। कालनेमि–હિરણ્યકશિપુ રાક્ષસનો પુત્ર. તેને સો હાથ અને સો માથાં હતાં. તેમની માતાના 'દનુ' નામ ઉપરથી આ દાનવો કહેવાયા. " नारद–નારદ ઋષિ. તે દેવોના સંદેશવાહક કહેવાય છે.

શ્લોક ૩૦ અન્વય—सः (दानवगणः) किल ते सख्युःशतक्रतोः अजय्यः। त्वं तस्य रणशिरसि निहन्ता स्मृतः। यत् नैशं तिमिरं उच्छेत्तुं सप्तसप्तिः न प्रभवति तत् चन्द्रः अपाकरोति। (પ્રહર્ષિણી)

अजय्यः—અજેય. शतक्रतुः–ઈન્દ્ર. જેણે સો યજ્ઞો કર્યા હતા. તેટલા યજ્ઞો કોઈએ ન કર્યા હોવાથી તે શતક્રતુ કહેવાય છે. જુઓ रघु० ३–तथा विदुर्मां मुनयः शतक्रतुं द्वितीयगामी न हि शब्द एष नः। रणशिरसि—યુદ્ધને મોખરે. આ અંકમાં પણ કાલિદાસ દુષ્યન્તને ઉદાત્ત અને મહાનુભાવ જ બતાવે છે. દાનવોને સંહારવા જેને સ્વયં ઈન્દ્ર આવકારે છે એ રાજર્ષિના કોઈ કામમાં જો આપણને દોષ દેખાય તો તે આપણી ભૂલ છે. એણે જે કાંઇ કર્યું એ કેવળ વિધિથી પ્રેરાઈને જ કર્યું છે. किंचिन्निमित्तं—કંઈ કારણથી.

શ્લોક ૩૧ (આર્યા)–चलिते—હલાવાયેલા બળતણથી. चलितं इन्धनं यस्य सः। विप्रकृतः–ચીડાવાયેલો. फणा कुरुते–ફેણ ઊંચી કરે છે.

परिगतार्थं कृत्वा—આમાં માહિતી આપીને.

શ્લોક ૩૨ (અનુષ્ટુભ)–केवला–કેવળ. એકલી મારા ધનુષ્ય વગર. व्यापृतम्–રોકાયેલું. રાજાના ધનુષ્ય અને પ્રધાનની બુદ્ધિથી રાજ્ય ચાલતું. આજે દુષ્યન્તનું ધનુષ્ય રોકાયેલું છે તેથી કેવળ પ્રધાને એની મતિથી જ રાજ્ય જોવું એમ તે કહેવરાવે છે. જુઓ किरात० १–सदानुकूलेषु हि कुर्वते रतिं नृपेष्वमात्येषु च सर्वसंपदः।

आयुष्मान्—ઈન્દ્રનો સારથિ પણ દુષ્યન્તને आयुष्मान्। સિવાય સંબોધતો નથી. દુષ્યન્ત કેટલો મહાન હતો તે અહીં સ્પષ્ટ સમજાય છે.

## અંક ૭

### દૃશ્ય ૧

[ આકાશમાર્ગે માતલિ અને દુષ્યન્ત નીચે ઊતરે છે. મેઘ, પવન વગેરે માર્ગ વટાવી તેઓ મારીચ ઋષિના આશ્રમમાં ઊતરે છે. ]

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



आकाशयान--આકાશમાર્ગ. યાન–વાહન પણ અર્થ થાય.

" આ અંક એક દૃષ્ટિથી ઘણો ઊંચો છે. જેમ કવિએ આગલા અંકોમાં અને મુખ્યત્વે ચોથામાં મનુષ્યના હૃદયકમલનાં પત્ર છૂટેછૂટાં કરી અપૂર્વ પ્રતિભા શક્તિથી આપણને અતિ ઉચ્ચ જીવનનું દર્શન કરાવ્યું તેમ આ અંકમાં સૃષ્ટિની મનોહર રચનામાં રહેલી પ્રભુતાની સાથે નિસર્ગની પવિત્રતાનું એવું જ ઉચ્ચ દર્શન તે કરાવે છે. અવાન્તરે પ્રસંગાનુસાર મનુષ્ય જીવનની ઉચ્ચ રેખાઓ ખેંચાતી જ જાય છે પરંતુ સૃષ્ટિની વિશાળતાનું ગૌરવ આ અંકમાં પ્રાધાન્ય લે છે. શરૂઆતમાં બહુ વિનયભરી મર્યાદામાં ઇન્દ્ર અને રાજાની પ્રશંસા કરવામાં આવી છે. આવું સૌજન્ય પણ આપણને બહુ બોધક છે. નાટકની શરૂઆત અને તેનો અંત સંયમશીલ ધર્મચર્યા કરવાવાળા તપસ્વીઓના સંગમાં વિરમે છે એ પણ કાલિદાસના આત્માની ઉત્તમતા સિદ્ધ કરે છે. આ જ સૂત્રથી આખા નાટકનું જીવન સંકળાયું છે એ જયારે આપણી દૃષ્ટિએ ચઢે છે ત્યારે નાટક વાંચી આપણે ધન્ય થઈએ છીએ. આ જ દૃષ્ટિથી પ્રેરાયેલું નાટક એ જ દૃષ્ટિથી વંચાવાની જરૂર છે. એમ થતાં શૃંગાર ઉપર અજ્ઞાત પુરુષોએ કરેલા અત્યાચારથી આપણે બચીએ છીએ અને કાલિદાસના હૃદયની કૂંચી આપણે હાથ લાગે છે."

[ મ. ચ. પટેલ ]

આ અંકમાં પહેલેથી તે છેલ્લે સુધી દુષ્યન્તને ધર્મરત રાખી એને ઉદાર અને ઉદાત્ત જ બતાવ્યો છે: આજે દેવોને એણે વિજય અપાવ્યો છે. ઇન્દ્રનું અનહદ સન્માન પામીને આજે એ પૃથ્વી તરફ આવી રહ્યો છે. સ્વર્ગવાસીઓ આજે એનું ચારિત્ર્ય લખે છે. दिवौकसस्त्वच्चरितं लिखन्ति ।

આ દુષ્યન્તને આજે શકુન્તલાનો મેળાપ અચાનક થાય છે. રાજા પોતે સમજી શકતો નથી કે એ શકુન્તલાને શેં વીસરી ગયો. આજે એ શકુન્તલાની માફી માગી પોતાની નિર્દોષતા જાહેર કરે છે. આખા અંકમાં કવિ બતાવે છે કે આ દોષ દુષ્યન્ત કે શકુન્તલાનો વ્યક્તિગત દોષ છે જ નહિ. કેવળ વિધિ જ એનું કારણ છે. ત્રીજા અંકમાં આપેલું વચન દુષ્યન્ત આજે પાળે છે. રાજર્ષિ દુષ્યન્તને કવિ આમ અભિનવલોલુપત્વના આરોપમાંથી બચાવે છે. શકુન્તલાનો પણ કોઈ દોષ નથી એમ કવિ સ્પષ્ટ કરે છે. વાંક કેવળ વિધિનો છે. એ આપણે ટિપ્પણમાં જોઈશું.

दिष्ट्या शकुन्तला साध्वी, सदपत्यं इदं भवान् ।
श्रद्धा वित्तं विधिश्चैव त्रितयं तत् समागतम् ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अनुष्ठित०—अनुष्ठितः (પાળ્યો છે) निदेशः—(હુકમ) येन सः सत्क्रियाविशेषात्– અસાધારણ માનને. अनुपयुक्त–ઉપયોગ વગરનો. उभयमपि–રાજાને એમ લાગે છે કે આટલા બધા માનના પ્રમાણમાં તેણે કંઈ જ કર્યું નથી; જ્યારે ઈન્દ્રને એમ લાગે છે કે રાજાની સેવા આગળ તેણે તેને (દુષ્યન્તને) આપેલું માન બહુ નજીવું છે.

શ્લોક ૧ અન્વય—भवान् मरुत्वतः प्रतिपत्त्या प्रथमोपकृतं लघु मन्यते। सोऽपि भवतः अवदानविस्मितः सत्क्रियागुणान् न गणयति। (વૈતાલીય) प्रतिपत्त्या—માનને લીધે. अवदान—ઝળકતી ફતેહ. सत्क्रियागुणान् ને બદલે इमाम् પાઠફેર છે. गुणान्નો ખાસ અર્થ નથી. જ્યારે इमाम् હજી હમણાં જ ખાસ થયેલી સત્ક્રિયા બતાવે છે. मनोरथानामभूमिः—મનોરથની પણ બહાર છે. રાજાને એમ કે પોતે કરેલા કામ બદલ કંઈક સત્કાર મળશે. પણ આ તો ધાર્યા કરતાં અનેક ઘણું માન તેને મળ્યું. ઈન્દ્ર તેને આટલું માન આપશે એ તો તેના મનમાં પણ તેણે ધાર્યું ન હતું.

अभूमिः—પહોંચી ન શકે તેવું. विसर्जन—વિદાય. अर्धासनोपवेशित०–અર્ધા આસન ઉપર બેસાડીને. આ જેવું તેવું માન ન કહેવાય. જુઓ रघु० अर्द्धासनं गोत्रभिदोऽधितिष्ठौ।

શ્લોક ૨ અન્વય—अन्तिकस्थं अन्तर्गतप्रार्थनं जयन्तमुद्वीक्ष्य कृतस्मितेन हरिणा आमृष्ट...क्षा मन्दारमाला पिनद्धा। (ઉપજાતિ)

अन्तिकस्थं—પાસે બેઠેલો. अन्तर्गत०.(મનની) અંદરની ઇચ્છા રાખતા. आमृष्ट–ભૂંસાયેલા. हरि०—પીળા ચંદનના ડાઘવાળી पिनद्धा—પહેરાવી. उद्वीक्ष्य—દુષ્યન્ત ઇન્દ્રની જોડાજોડ બેઠો હતો જ્યારે જયન્ત ઊભો હતો તેથી उद्वीक्ष्य કહ્યું. ઈન્દ્રના પુત્ર જયન્તને ઊંડે ઊંડે એમ હશે કે દુષ્યન્તને આપે છે તેવું માન ઈન્દ્ર પોતાને આપે તો સારું. ઈન્દ્ર આ જાણી ગયો અને તેથી તેણે જયન્તને ઉદ્દેશીને સ્મિત કર્યું.

શ્લોક ૩ અન્વય–सुखपरस्य हरेः त्रिदिवम् उभयैः उद्धृतदानवकण्टकं कृतम्, अधुना नतपर्वभिः तव शरैः पुरा च पुरुषकेसरिणः नखैः। (દ્રુતવિલંબિત)

सुखपरस्य—सुरसखस्य

सुखपरस्य—એટલે તે ખરાબ હતો એમ નહિ પણ "પોતે જાતે આ કામ ન કરી શકે તેવો ન હતો પણ તકલીફ વેઠવાનો તેનો સ્વભાવ ન હોવાથી તેને તેના મિત્રોની સહાય લેવી પડે છે."[1]

[1] રાય પૃષ્ટ–૬૬૦

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



सुरसखस्य--દેવોના મિત્ર—આ પાઠ પણ સારો છે.

उभयैः—આ શબ્દ ઘણુંખરું એ. વ. માં વપરાય છે પણ અહીં વિશિષ્ટ પ્રયોગ છે. उद्धृत० દાનવો રૂપી કાંટા કાઢી નાખ્યા છે તે. नतपर्वभिः—નરમ સાંધાવાળા—ઢીલા સાંધાવાળા. पुरुषकेसरिणः—અહીં વિષ્ણુના નૃસિંહ અવતારનો ઉલ્લેખ છે. અહીં રાજાને આ નૃસિંહ અવતાર સાથે સરખાવ્યો છે. બન્નેએ સ્વર્ગને દાનવોના ભયમાંથી મુક્ત કર્યું હતુ. 'નરસિંહે' નખથી પ્રહ્લાદના પિતા હિરણ્યકશિપુને માર્યો હતો. દુષ્યન્તનાં તીર આ નખ સાથે સરખાવ્યાં છે. અહીં ઉપમા અલંકાર છે.

શ્લોક ૪ અન્વય--यत् नियोज्याः महत्सु अपि कर्मसु सिद्ध्यन्ति तम् ईश्वराणां संभावनागुणं अवेहि । अरुणः तमसां विमेत्ता अभविष्यद् वा किम् सहस्रकिरणः तं धुरि नाकरिष्यत् चेत् ? ( વસન્તતિલકા )

नियोज्याः--નિયુક્ત કરેલાને. महत्सु—મોટાં-ભલભલાં. संभावनागुणम्—(માલિકોએ કરેલા) આદરની અસર धुरि--ધુંસરી ઉપર. અમુક માણસ પોતાનું કામ કરી જ શકશે એવો આત્મવિશ્વાસ. મોટા લોકોમાં રહેલી આ સંભાવના જેને નિયુક્ત કરવામાં આવ્યો હોય તેને અસાધારણ બળ આપે છે. આથી તે એનું કામ કરી શકે છે. દુષ્યન્ત કહેવા માગે છે કે હું સફળ થયો તે કેવળ ઈન્દ્રને જ લીધે ઈન્દ્રે વિચાર કર્યો કે મને સફળતા મળશે જ જોઈએ. अत्र खलु शतक्रतोरेव महिमा स्तुत्यः । અરુણ પોતાની મેળે અંધકાર દૂર કરવાનું કામ ન કરી શક્યો હોત. પરંતુ સૂર્ય તેને તે કામે નીમ્યો અને તેની એ મહત્તાથી અરુણ એ કામ કરી શક્યો. પ્રથમાર્ધના સામાન્ય વાક્યને દ્વિતીયાર્ધના વિશેષ વાક્યથી સમર્થન આપે છે તેથી અર્થાન્તરન્યાસ અલંકાર થયો. જુઓ. विक्रमो०—ननु वज्रिण एव वीर्यमेतद्विजयन्ते द्विषतो यदस्य पक्ष्याः । नाकपृष्ठ०--સ્વર્ગની ભૂમિ ઉપર દૃઢતાથી જમાવેલી.

શ્લોક ૫ અન્વય—अमी दिवौकसः गीतक्षमम् अर्थजातं विचिन्त्य सुरसुन्दरीणां विच्छित्तिशेषैः वर्णैः कल्पलतांशुकेषु त्वच्चरितं लिखन्ति । (ઉપજાતિ)

दिवौकसः—દેવો. સ્વર્ગમાં રહેનારા. द्यौः औकः येषां ते ।

विच्छित्तिशेषः--શણગારથી બાકી રહેલા. कल्पलतांशुकेषु કલ્પલતાના કપડા ઉપર गीतक्षमम्--ગાવા લાયક. अर्थजातं પદરચના.

તમારા ઉપર એટલો આદર છે કે સુરાંગનાઓના શરીર રંગવાના રંગે તમારાં યશોગાન લખાય છે. विच्छित्तिशेषैः सुरसुन्दरीणां એ અહીં ખાસ



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સૂચક છે. આ દેવાંગનાઓના વિલાસ સાથે તમારું નામ અમર રહેશે. કારણ તમે જ એમના વૈરી દાનવ ગણોને નિર્મૂળ કર્યા છે અને તેથી તમે જ એમના આનંદ ભોગના નિમિત્ત થયા છો. એમના વૈરી નિર્મૂળ થયા હોવાથી જ તે હવે ઉપભોગ ભોગવવા સમર્થ થઈ છે. આથી જ દેવાંગનાઓના ભોગ સાથે તમારું નામસ્મરણ ચિરસ્થાયી છે.

'રંગો વધ્યા દેવી સુહાવંતાં જે
તેનાથી, કલ્પદ્રુમપ્રાપ્તચીરે,
ગવાય એવી રચના વિચારી
ચરિત્ર દેવો લખતા તમારું.'

पूर्वेद्युः—તે દિવસે. मरुत्तांपथि—પવનને રસ્તે.

'હિન્દુ પુરાણ શાસ્ત્ર પ્રમાણે આકાશમાર્ગને સાત રસ્તામાં વહેંચ્યો છે. દરેકનો એક વાયુ હોય છે. પહેલો વાયુમાર્ગ ભુવર્લોક બરાબર છે. તેના વાયુનું નામ 'આવહ' છે. બીજા છ માર્ગમાં સ્વર્ગલોક આવી જાય છે. બીજો માર્ગ સૂર્યનો છે અને તેના વાયુનું નામ 'પ્રવહ' છે. તે સૂર્યને ફેરવે છે. ત્રીજો માર્ગ ચંદ્રનો છે અને તેના વાયુનું નામ 'સંવાહ' છે. તે ચંદ્રને ફેરવે છે. ચોથો નક્ષત્રોનો માર્ગ છે. પાંચમો ગ્રહનો માર્ગ છે. તે વાયુનું નામ 'વિવહ' છે. તે ગ્રહોને ફેરવે છે. છઠ્ઠો સપ્તર્ષિઓનો માર્ગ છે. તે વાયુનું નામ 'પરિવહ' છે સાતમો ધ્રુવનો રસ્તો છે. આનો વાયુ 'પરવાહ' અથવા પરવહ છે."

શ્લોક ૬ અન્વય—यः गगनप्रतिष्ठां त्रिस्रोतसं वहति, ज्योतींषि च प्रविभक्तरश्मि वर्तयति, तस्य व्यपेतरजसः प्रवहस्य वायोः एषः द्वितीयहरिविक्रमपूत मार्गः। (વસન્તતિલકા)

त्रिस्रोतसं—ત્રણ પ્રવાહવાળી. त्रीणि स्रोतांसि यस्याः सा त्रिस्रोता। 'गङ्गा त्रिपथगां नदीम्' (૧) આકાશમાં વહેતી મંદાકિની. (૨) પૃથ્વી ઉપર વહેતી ભાગીરથી (૩) પાતાળમાં વહેતી ભોગાવતી गगन०—આકાશમાં રહેલી. प्रविभक्त० —प्रविभक्ताः यथाभागं व्यवस्थापिता रश्मयो यस्मिन् कर्मणि यत् यथा तथा वर्तयति-કિરણો ફેલાય તે રીતે. અહીં શ્લેષ છે. લગામ ખેંચીને જેમ કોઈ ઘોડાને ગોળ ગોળ ફેરવે તેમ પ્રવહવાયુ આકાશના પદાર્થને ફેરવે છે यत्र ज्योतींषि-તારાઓને. द्वितीय०-विक्रम=પગલું પૂત—પવિત્ર થયેલો. અહીં વામનાવતારનો ઉલ્લેખ છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બલિ નામનો રાક્ષસ બહુ શક્તિવાળો હતો. તે ત્રણ ભુવનમાં રાજ્ય કરતો હતો. ઈન્દ્રને તેના ત્રાસમાંથી બચાવવા વિષ્ણુભગવાન વામન સ્વરૂપે તેની પાસે ગયા. બલિ યજ્ઞ કરતો હતો. તેણે ગમે તે માગવાની ઘોષણા કરી. ત્યાં જઈને તેમણે ત્રણ ડગલાં પૃથ્વી માગી. બલિ રાજાએ તે કબૂલ્યું. પણ વામને વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. એક પગલામાં તેમણે પૃથ્વી ઘેરી લીધી અને બીજામાં આકાશ લઈ લીધું. ત્રીજું પગલું ક્યાં મૂકવું એમ તેમણે બલિને પૂછ્યું. બલિ ભગવાનને ઓળખી ગયો. તેણે ત્રીજું પગલું પોતાના માથા ઉપર મૂકવા કહ્યું. વિષ્ણુએ તેમ કરી તેને પાતાળમાં મોકલી દીધો. પાતાળનું રાજ્ય તેમણે બલિને આપ્યું અને પોતે 'વામન' રૂપે તેના દ્વારપાળ તરીકે રહ્યા.

પાઠાન્તર—

કેટલાક અહીં પરિવહ વાયુનો રસ્તો માને છે, તેઓના મત પ્રમાણે ત્રીજી ચોથી લીટીઓ આવી છે—

यस्य द्वितीयहरिविक्रमनिस्तमस्कं
वायोरिमं परिवहस्य वदन्ति मार्गम् ।।

અર્થ—"વિષ્ણુનું બીજું પગલું હોવાથી જે બધા અંધકારથી મુક્ત છે તેવા આ રસ્તાને તેઓ પરિવહ વાયુનો માર્ગ કહે છે.

આ પછી તરત અહીં मेघपदवी નો ઉલ્લેખ છે. આ मेघपदवी 'भूवायु' નો માર્ગ છે, આથી અહીં આ ભૂવાયુ ઉપરના જ રસ્તાનો ઉલ્લેખ હશે. એટલે કે प्रवह વાયુ પરિવહ નહિ. अन्तरात्मा प्रसीदति અને मेघपदवीमवतीर्णौ स्वः—આ બે વાક્યમાં પણ આમ પ્રવહવાયુ, પરિવહ નહિ. વાંચો—भूवायुरावहः प्रवहस्तदर्ध्वः ।

सबाह्यान्तःकरणः—બહારની અને અંદરની ઈન્દ્રિયો સાથે. સાંખ્ય મત પ્રમાણે બહારની અને અંદરની ઈન્દ્રિયો હોય છે. બાહ્યેન્દ્રિયના જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એમ બે ભાગ છે, દરેકના પાંચ વિભાગ છે. મન, બુદ્ધિ અને અહંકાર એ ત્રણ આંતર ઈન્દ્રિયો છે. કેટલીક વાર આમાં ચિત્તનો પણ સમાવેશ કરવામાં આવે છે.

જુઓ विक्रमो०४—त्वद्दर्शनादेव प्रसन्नबाह्यान्तःकरणोऽन्तरात्मा । मेघपदवी —મેઘનો રસ્તો. રાજા સહેજ પ્રસન્નતા વ્યક્ત કરે છે ત્યાં તો આ રસ્તે

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



તેઓ આવી પહોંચે છે. આથી ઉપર કહ્યું તેમ પ્રવહવાયુ લેવો વધુ ઠીક લાગે છે.

શ્લોક ૭ અન્વય—अयं ते शीकरक्लिन्ननेमिः रथः अरविवरेभ्यः निष्पतद्भिः चातकैः अचिरभासां तेजसा अनुलिप्तैः हरिभिश्च वारिगर्भोदराणां घनानामुपरिगतं विज्ञापयति । (માલિની)

शीकर—છાંટકાવથી क्लिन्न—ભીની. नेमि—પૈડાનો પાટો. પુઠિયાં अरविवर—આરાના ગાળામાંથી. अचिर०—अचिरा भा यासां ताः ।—વિજળી. વિજળીના ચમકારથી ઘોડા ચળકતા હતા. अनुलिप्तैः—લેપાયેલા वारि०—वारिगर्भाणि उदराणि येषां ते वारिगर्भोदराः ।

स्वाधिकारभूमौ—પોતાના રાજ્યની ભૂમિ ઉપર. પૃથ્વી ઉપર દુષ્યન્તનો અધિકાર; જ્યારે તેથી ઉપર ઇન્દ્રનો અધિકાર કહ્યો છે.

શ્લોક ૮ અન્વય—मेदिनी उन्मज्जतां शैलानां शिखरात् अवरोहतीव । पादपाः स्कन्धोदयात् पर्णाभ्यन्तरलीनतां विजहति । तनुभावनष्टसलिलाः आपगाः सन्तानात् व्यक्तिं भजन्ति । पश्य उत्क्षिपता केनापि भुवनम् मत्पार्श्वमानीयते इव । (શાર્દૂલવિક્રીડિત)

પૃથ્વીની કેવી ઉદ્દારમણીયતા ! ઊંચેથી જોવાતું આ પૃથ્વીનું સુંદર દૃશ્ય છે. उन्मज्जताम्—ઊપસી આવતા, अवरोहति—નીચે ઊતરે છે. ઉપરથી એમ લાગતું હતું કે પૃથ્વી અને પર્વત એક સપાટી પર છે પણ નીચે ઊતરતાં રાજાને એમ લાગે છે કે પૃથ્વી જાણે પર્વત ઉપરથી નીચે જાય છે. स्कन्धो०—થડ (स्कन्ध) દેખાવંમાં આવવાથી (उदयात्) पर्णाभ्यन्तरलीनता—પાંદડાંની અંદર ઢંકાયેલાં રહેવાની સ્થિતિ. ઉપરથી જોતાં વૃક્ષો પાંદડાં નીચે ઢંકાયેલાં જ લાગે. सन्तानात्—મોટી થવાથી. व्यक्ति०—વ્યક્ત થાય છે. उत्क्षिपता—ઊંચે ફેંકતા. પહેલા અંકમાં પૃથ્વી ઉપર જ રથમાંથી તે કેવી લાગે છે તેનું વર્ણન હતું. અહીં આકાશમાંથી ઉતરતાં રથમાંથી પૃથ્વી કેવી લાગે છે તેનું વર્ણન છે તેથી સ્વભાવોક્તિ અલંકાર છે.

पूर्वापरसमुद्रा०...પૂર્વ, પશ્ચિમ સમુદ્રમાં ડૂબેલી. જુઓ कुमार० १—पूर्वापरौ तोयनिधी वगाह्य स्थितः पृथिव्या इव मानदण्डः ॥ सान्ध्य—સંધ્યાનું. संध्यायां भवः–परिघः—આગળો. हेमकूट—કૈલાસની પાસે આવેલો પર્વત. તેના ઉપર કિંપુરુષો રહે છે. કિંપુરુષોને શરીર મનુષ્યનું પણ માથું ઘોડાનું હોય છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૯ (અનુષ્ટુભ)—स्वायम्भुवात्—સ્વયંભૂના પુત્રથી. કશ્યપ. મરીચિનો પુત્ર અને બ્રહ્માનો પૌત્ર છે તેને પ્રજાપતિ કહેવામાં આવે છે પણ તે મનુએ ગણાવેલા સાત પ્રજાપતિમાંનો નથી. તે દક્ષની તેર પુત્રીઓને પરણ્યો હતો. પણ તેમાંની સહુથી મોટી અદિતિ તેની ખાસ માનીતી હતી. अनतिक्रमणीयानि श्रेयांसि—શ્રેય ઉલ્લંઘાય નહિ. અંક ૧ માં પણ તે કહે છે–पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे। અહીં પણ વિધિ જ તેને હેમકૂટ ઉપર મારીચના આશ્રમમાં લઈ જાય છે. प्रथमः कल्पः સરસ વિચાર.

શ્લોક ૧૦ અન્વય—रथाङ्गनेमयः उपोढशब्दाः न। रजः प्रवर्तमानं न दृश्यते। अभूतलस्पर्शतया निरुद्घतिः तव रथः अवतीर्णः अपि न दृश्यते। (વંશસ્થવિલ)

रथाङ्ग—પૈડું. उपोढ०—કર્યો. प्रवर्तमानं—ઊડતી. निरुद्धत ને સ્થાને બંગાળી વાચના निरुद्घतिः પાઠ રાખે છે. निर्गता उद्घतिः प्रतिघातजः क्षोभः यस्मात् तथाविधः। આંચકા વગરનો. निरुद्धत પાઠફેર છે, निरुद्धतः ને तव સાથે પણ લેવાય, निरुद्धतः तव–'લગામ ખેંચનારા તમારો' એમ અર્થ થાય. વિદ્યાસાગર निरुन्नतः तव વાંચે છે. રાઘવ નીચે પ્રમાણે વાંચે છે–अभूतल स्पर्शतया निरुद्धतः–અને નીચે મુજબ વિગ્રહ કરે છે–अभूतलं स्पर्शतया अनिरुद्धतः अरोघात् પણ બંગાળી વાચનાનો પાઠ વધારે સારો છે. રાય પણ તે જ પસંદ કરે છે प्रवर्तमानं०—ઉપરના શ્લોકમાં કહ્યો તેટલો ઇન્દ્રમાં અને રાજામાં તફાવત છે.

શ્લોક ૧૧ અન્વય—वल्मीकार्धनिमग्न मूर्तिः, संदष्टसर्पत्वचा उरसा (उपलक्षितः), जीर्णलताप्रतानवलयेन कण्ठे अत्यर्थसंपीडितः, अंसव्यापि शकुन्तनीडनिचितं जटामण्डलं बिभ्रत् असौ मुनिः यत्र स्थाणुः इव अचलः अभ्यर्कबिम्बं स्थितः। (શાર્દૂલવિક્રીડિત)

स्थाणुः વૃક્ષ. वल्मीक—કીડિયારું. संदष्ट—દબાયેલો. प्रतान—ડાળી. वलय—ગૂંચળાં. अत्यर्थ—અત્યંત દબાયેલાં. अंसव्यापि—ખભા ઢાંકી દેતી. शकुन्त—પક્ષી. नीड—માળા, निचित—પાટું ભરેલું.

રક્ષક સ્વભાવવાળા રાજાનું હૃદય બહુ કોમળ છે. મુનિની કઠણ તપશ્ચર્યા જોઈ તે મુનિનો ભાવ ભૂલી જાય છે. એ પોતાના જ સ્વભાવથી મુનિને જુએ છે તેથી તે કહે છે–આ લતાના જૂથથી એમને ગળે પીડા થતી હશે. જુઓ ને ? જટામાં પંખીઓએ માળા કર્યા છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



कष्टतपसे—દારુણ તપવાળાને.

કણ્વાશ્રમમાં આશ્રમબાળાઓ વૃક્ષની કાળજી લેતી હતી. અહીં અદિતિ પોતે વૃક્ષો ઉછેરે છે.

भवान्–તું કેવી રીતે (ભિતરીશ)? તારું હવે શું?

શ્લોક ૧૨ અન્વય—सत्कल्पवृक्षे वने उचिता प्राणानां वृत्तिः अनिलेन ; काञ्चनपद्मरेणुकपिशे तोये धर्माभिषेकक्रिया । रत्नशिलातलेषु ध्यानम् । विबुधस्त्री-संनिधौ संयमः । यद् अन्यमुनयः तपोभिः काङ्क्षन्ति तस्मिन् अमी तपस्यन्ति । (શાર્દૂલવિક્રીડિત)

सत्०—કલ્પવૃક્ષો છે તે. उचिता—ઉચિત. वृत्ति—પોષણ. रेणु—રજ. अभिषेक—સ્નાનની ક્રિયા. विबुध–દેવોની. उत्सर्पिणी—મોટી. दाक्षायणी—દક્ષની પુત્રી અદિતિ.

प्रतिपाल्या—વિષય એવો છે કે તક માટે વાટ જોવી પડે. પતિવ્રતા ધર્મનો વિષય જરા વખત માગી લે છે. દુષ્યન્તના આગમન વખતે મારીચ, પતિવ્રતા ધર્મનો બોધ આપતા હોય તે સૂચક છે. अन्तरा०—તક જોવા રહું. માતલિને એ તક જોવાના નિમિત્તે કવિ વિદાય કરે છે જેથી દુષ્યન્ત એના પુત્રને એકલો મળી શકે. अशोक શબ્દ સૂચક છે–દુષ્યન્ત પણ અશોક–શોક-રહિત થશે એમ અહીં સૂચન છે.

દૃશ્ય ૨

[ અહીં પણ રાજાનો જમણો હાથ ફરકે છે અને શુભ સૂચન થાય છે. એક અબાલસત્ત્વ બાળક સિંહના બચ્ચાને કનડતો હોય છે. બે તાપસીઓ એને બચ્ચાને છોડી દેવા સમજાવે છે. પણ બાળક માનતો નથી. એક તાપસી માટીનો મોર લેવા જાય છે. દરમિયાન બીજી તાપસી સિંહના બચ્ચાને છોડાવવા રાજાની મદદ માગે છે. દરમિયાન તાપસી રાજાની અને બાળકના એક આકૃતિ જોઈ વિસ્મય પામે છે. તાપસી સાથેની વાતચીત દરમિયાન રાજાને શકુન્તલા મળશે તેવી આશા બંધાય છે. પણ તે ધીરજ રાખે છે. બીજી તાપસી મોર લઈને આવે છે. 'શકુન્તલાવણ્ય' શબ્દથી બાળક છેતરાય છે. તેની માતાનું નામ શકુન્તલા છે એમ પણ દુષ્યન્તને ખાતરી થાય છે. છતાં તે નિશ્ચય કરી શકતો નથી. રમતમાં પડી ગયેલું બાળકનું રક્ષા માદળિયું રાજા બાળકને હાથે બાંધી દે છે. તેનાં માબાપ અને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



બાળક સિવાય જો કોઈ તેને અડકે તો તે વનસ્પતિ તેને સાપ થઈને કરડે એવો તેનો પ્રભાવ હોય છે. દુષ્યન્તને કંઈ થયું નહિ તેથી તે બધાને ખાતરી થાય છે કે આ દુષ્યન્ત જ હશે. આ શુભ સમાચાર કહેવા તાપસીઓ જાય છે. શકુન્તલા આવે છે. શકુન્તલા અને દુષ્યન્ત ફરી મળે છે. માતલિ અભિનંદન આપે છે. બાળક અને શકુન્તલાને લઈને દુષ્યન્ત મારીચ પાસે જાય છે. ]

શ્લોક ૧૩ (અનુષ્ટુભ) – पूर्वा०––પહેલાં અવગણેલું. दुःखं हि परिवर्तते—(૧) દુઃખ મારી આજુબાજુ છે. (૨) ( પહેલાં અવગણેલું શ્રેય ) દુઃખમાં પરિણમે છે. પહેલા અંકમાં પણ રાજાનો હાથ આ પ્રમાણે જ ફરક્યો હતો. અહીં પણ તે જ વિધિ શુભ સૂચન કરે છે. અહીં પ્રતીતિ થાય છે કે દુષ્યન્ત અભિનવલોલુપ નથી. આજે જ્યારે બીજી વખત હાથ ફરકે છે ત્યારે તેને નિરાશા થાય છે. તે કહે છે–' મનોરથની કોઈ આશા નથી. તો હાથ શાને ફરકે છે. ' એને શકુન્તલાને મેળવવા સિવાય બીજો કોઈ મનોરથ નથી. એની તો એને આશા જ નથી. તેથી હાથ ફરકવો ફોગટ છે. જો તે અભિનવલોલુપ હોત તો તો અહીં પણ તે ખુશ થાત કે ચાલો કંઈક લાભ થશે. પણ એનું શ્રેય તો એણે હાથે જ દૂર કર્યું છે. હવે રહ્યું છે કેવળ દુઃખ.

શ્લોક ૧૪ ( અનુષ્ટુભ )—आमर्द—ગમે તેમ પકડવાથી क्लिष्ट—અસ્તવ્યસ્ત થઈ ગયેલી. अपत्य०—આપણાં સંતાનોથી જુદાં નહિ તેવાં. औरस—મનુએ ગણાવેલા ૧૨ જાતના પુત્રોમાંનો એક. उरसः जातः औरसः। अनपत्यता०––જેમને સંતાન નથી હોતાં તે તેમને માટે ખૂબ ઇચ્છા રાખે છે. આથી બીજાના સંતાનો ઉપર પણ તેઓ ખૂબ વહાલ બતાવે છે. પોતાની સંતાન ભૂખ આ રીતે આ લોકો સંતોષવા મથે છે. દુષ્યન્ત કહે છે, " મને પણ આને લીધે જ આ બાળક પ્રત્યે આટલો સ્નેહ થઈ આવતો હશે. अधरं दर्शयति–––બાળકના માનસનું અહીં સરસ નિરૂપણ છે.

શ્લોક ૧૫ ( અનુષ્ટુભ ) एधापेक्षः––બળતણની અપેક્ષા રાખતો. महतः तेजसः–––મોટા તેજનું. બાળક માત્ર વચનથી છેતરાય એવો નથી. તે તો વસ્તુ લેવા હાથ જ લાંબો કરે છે. આથી દુષ્યન્ત કહે છે કે આ બાળક જરૂર કોઈ મહાન વ્યક્તિ થશે. અહીં ઉપમા છે.

શ્લોક ૧૬ અન્વય––( अस्य ) प्रलोभ्यवस्तुप्रणयप्रसारितः जालग्रथिताङ्गुलिः करः इद्धरागया नवोषसा भिन्नम् अलक्ष्यपत्रान्तरम् एकपंकजम् इव विभाति। ( વંશસ્થવિલ )

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रलोभ्य--ઇચ્છિત. प्रणय—લેવા માટે. प्रसारित—લાંબો કરેલો. जाल०—જાળની માફક—(जाल) ગૂંથાયેલી ग्रथीत આંગળીઓવાળો, अलक्ष्य पत्रान्तरम्०—જેની પાંખડીઓ વચ્ચેનો ગાળો દેખાતો નથી. इद्धरागया—જેણે લાલાશ વધારી છે. હાથ પણ લાલ હતા અને કમળ લાલ હોય. एकपङ्कजम्—એકલું કમળ. જુઓ—उपवनलतासु चक्षुर्न बध्नाति धृतिं तद्गुणालोकदुर्ललितम्—અહીં સરસ ઉપમા છે. करः—ઉપમેય, कमलम्—ઉપમાન.

આવો ચક્રવર્તી લક્ષણવાળો પુત્ર થશે એવા આશીર્વાદ દુષ્યન્તને પહેલા જ અંકમાં મળ્યા છે. સામુદ્રશાસ્ત્રમાં એ લક્ષણો નીચે પ્રમાણે ગણાવ્યાં છે—

अतिरक्तो करो यस्य ग्रथितांगुलिको मृदुः ।
चापांकुशांकितः सोऽपि चक्रवर्ती भवेद्ध्रुवम् ॥

આ પ્રસંગે દુષ્યન્ત દૂરથી સર્વદમનનો હાથ જુએ છે. તેમાં તે ઉપરનું એક જ પહેલું લક્ષણ જુએ છે કે તે લાલ છે અને તેની આંગળીઓ જાળની માફક ગૂંથાઈ છે. અહીં પણ કાલિદાસની કલા દેખાય છે. દૂરથી જોનારને એક જ ચિહ્ન દેખાઈ આવે. અહીં બીજા કોઈ કવિએ કંઈ બીજું વિધાન કર્યું હોત. કાં તો તેણે બધાયે લક્ષણો સાથે ગણાવ્યાં હોત અથવા તો દુષ્યન્ત છેક પાસે આવત ત્યાં સુધી વાટ જોત. બંને રીતે કલા દોષિત થાત. પણ કાલિદાસ તેવી કોઈ ભૂલ કરતા નથી.

આ શ્લોકમાં इद्धरागया ઉપરની રાયની ટીકા નોંધવા જેવી છે. બધા ટીકાકારો राग ને उषस् સાથે લે છે. આથી उषस् અત્યન્ત લાલ છે એમ કહ્યું. પણ અતિશય લાલ હાથ માટે સાચું ઉપમાન કમળ છે તેથી તે જ અતિશય લાલ જોઈએ. આથી તે इद्ध માં कर्मणि क्त લેવાનું સૂચવે છે. આથી તે નીચે પ્રમાણે સમજાવે છે—इद्धः दीपितः रागः पङ्कजलौहित्यं यया—જેણે કમળનો લાલ રંગ વધાર્યો છે તેની—આમ राग કમળ સાથે જાય.

શ્લોક ૧૭ અન્વય—अनिमित्तहासैः आलक्ष्यदन्तमुकुलान्, अव्यक्तवर्णरमणीयवचः प्रवृत्तीन् अङ्काश्रयप्रणयिनः तनयान् वहन्तः धन्याः तदङ्गरजसा मलिनीभवन्ति । (વસન્તતિલકા)

मुकुल કળી. अनिमित्त—કારણ વગરના. अविद्यमानं निमित्तं येषां ते अनिमित्ताः । तादृशाः हासाः अव्यक्त—સમજાય નહિ તેવા. वर्ण—શબ્દ. वचःप्रवृत्तीम् બોલવાનો પ્રયાસ. – रजसा—રેતીથી. दुर्मोच०—જેના હાથની પકડ છોડાવાય નહિ તેવા. दुःखेन मोचतुं शक्यः दुर्मोचः ( અથવા दुर्मोकः ) दुर्मोचः हस्तग्रहः यस्य, तेन ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૧૮ અન્વય—आश्रमविरुद्धवृत्तिना त्वया सत्त्वसंश्रयसुखोऽपि संयमः कृष्णसर्पशिशुना चन्दनः इव, किमिति जन्मनः एवं दूष्यते। (રથોદ્ધતા)

સત્ત્વ૰—પ્રાણીઓના (सत्त्व) સુખ (संश्रय) માટે સારો. (सुखः) कृष्णसर्प—કાળો સાપ. जन्मनः—જન્મથી. અહીં जन्मदः (પિતાનો) પાઠ ફેર છે. કેટલાક: जन्मनः એટલે પિતા અર્થ કરે છે. (जायते अस्मात् इति) તેઓનું કહેવું એમ છે કે બાળક મોટો થઈને તેવું કરે તો ઠીક પણ અત્યારથી આવું કરે તે સારું નહિ. પણ એ દલીલ નકામી છે. जन्मनः એટલે જન્મથી લેવું વધારે સારું છે. કારણ દુષ્યન્ત બહુ સહજ ભાવે બોલે છે. આશ્રમનો છોકરો તો જન્મથી જ સંયમી હોય તો પછી આ બાળક એવો કેમ નથી? દુષ્યન્તના મનમાં ચક્રવર્તી લક્ષણ જોયા પછી આશા પ્રગટી છે કે એ પુત્ર મારો તો ન હોય! આથી जन्मनः એટલે 'પિતા' એ અર્થ કાલિદાસને અભિપ્રેત નહિ હોય. અહીં બાળક અને સંયમને અનુક્રમે સાપ અને ચંદનવૃક્ષ સાથે સરખાવ્યા છે. તેથી અહીં ઉપમા અલંકાર છે. સંયમ અને સાપ બંને सत्त्वगुणसंश्रय છે. બંને દોષિત થયા છે. બંનેથી દૂર રહેવામાં આવે છે. બંને નાના છે અને બંને પોતાને સુખકારક વસ્તુને જ દૂષિત કરે છે.

બાળકને જોયા પછીનું દુષ્યન્તનું માનસ નોંધપાત્ર છે. તેને તેના તરફ પોતાના પુત્ર જેટલું હેત થઈ આવે છે. પણ તે સીધી રીતે કહેતાં ખચકાય છે.

શ્લોક ૧૯ અન્વય—कस्यापि कुलाङ्कुरेण अनेन स्पृष्टस्य मम गात्रेषु एवं सुखम्। अयं अस्य कृतिनः अङ्गात् प्ररूढः तस्य चेतसि कां निर्वृतिं कुर्यात्। (ઉપજાતિ)

कस्यापि—કોઈના પણ. अङ्कुरेण—અંકુરથી. कृतिनः—ભાગ્યશાળીના. प्ररूढः—ઉત્પન્ન થયો છે. निर्वृति—આનંદ. અહીં અર્થાપત્તિ અલંકાર છે.

જુઓ। रघु॰ ३—तमङ्कमारोप्य शरीरयोगजैः सुखं निषिञ्चन्तमिवामृतं त्वचि; न वाससां न रामाणां नापां स्पर्शस्तथाविधः। शिरोरालिङ्ग्यमानस्य स्पर्शः सूनोर्यथा सुखः॥ पुत्रस्पर्शात् सुखतरः स्पर्शो लोके न विद्यते। रूपसंवादिनी॰—દેખાવને મળતી. પાઠાન્તર—अस्य बालकरूपस्य तेऽपि संवादिनी आकृतिः। अस्य बालकस्य तेऽपि संवादिनी आकृतिः। अप्रतिलोमः॰—સામો થતો નથી. व्यपदेशः—વંશ-

अस्त्येतत् ॰—બાળક પુરુવંશનો છે તેમ સાંભળતાં રાજાને આશ્ચર્ય થાય

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



છે. તે કહે છે–કદાચ કોઈ વાનપ્રસ્થાશ્રમી રાજાનો આ પુત્ર હશે. પણ મનુષ્યનો સંચાર અહીં ક્યાંથી ?

શ્લોક ૨૦ અન્વય-પૂર્વં रसाधिकेषु भवनेषु क्षितिरक्षार्थं निवासं उशन्ति,पश्चात् तेषां नियतैकयतिव्रतानि तरुमूलानि गृहीभवन्ति । (ઔપચ્છન્દસિક)

रसाधिकेषु–આનંદથી ઊભરાતા. उशन्ति–ઇચ્છે છે. नियत—પળાય છે. व्रतानि–પ્રતિજ્ઞા. नियतं एक यतिव्रतं येषु જુઓ–रघु० ૧–૮, ૩ ૭૦ आत्मगत्या–પોતાની ગતિથી. विषयः–પ્રદેશ. કોઈ મનુષ્ય પોતાની મેળે અહીં રહેવા આવી શકે નહિ. તેથી આ પ્રશ્ન જરૂરી જણાયો છે. अनार्यः परदारव्यवहारः –એક કુળ, અપ્સરાનો સંબંધ વગેરે જાણીને રાજાને તે બાળકની માતાનું નામ પૂછવાનું મન થાય છે પણ તેનો વિનય અને શુદ્ધ ચારિત્ર્ય તેને તેમ કરતાં રોકે છે. જુઓ–अनिर्वर्णनीयं परकलत्रम् । આમ દુષ્યન્તને કવિ છેક સુધી શુદ્ધચરિત જ બતાવે છે.

सउन्दलावण्णम्–આની છાયા નીચે મુજબ છે–शकुन्तलावण्यं ( પક્ષીનું લાવણ્ય ) અને शकुन्तलावर्णम् ( શકુન્તલાનો વર્ણ ) તાપસી પહેલા અર્થમાં ઉચ્ચારે છે જ્યારે સર્વદમન બીજો અર્થ કરે છે.

અહીં પણ વિગત જાણવાનો દુષ્યન્તે કદી પ્રયાસ કર્યો નથી. પરદારા વિશે આ શુદ્ધચરિત રાજા કદી પ્રશ્ન કરતો નથી. અહીં અકસ્માત જ સર્વદમન આ અર્થ કરે છે. તાપસી પણ અજાણતાં જ सउन्द શબ્દ વાપરે છે. વિધિની કેવી ઘટના ! જો આ ઘટના ન બની હોત તો દુષ્યન્તે આગળ જાણવા પ્રયત્ન કર્યો જ ન હોત: તે એમને એમ જ પાછો વળ્યો હોત પણ વિધિ એમ ઇચ્છતું નથી.

**नाममात्रप्रस्तावः कल्पते । — नायमत्र प्रस्ताव...कल्पेत ।**

नायमत्रप्रस्तावः—શું આ પ્રસ્તાવ અહીં મૃગજળની માફક મારા વિષાદમાં પરિણમશે ? नाममात्र०–માત્ર નામનો પ્રસ્તાવ. અહીં મૃગજળની માફક મને વિષાદમાં નાખશે શું ?

આ બન્ને પાઠ સારા છે. હજી હમણાં જ 'सउन्दलावण्णं 'ના પ્રસંગમાં શકુન્તલાના નામની વાત થઈ. તેથી પ્રસ્તુત સંબંધ જોતાં બીજો પાઠ સારો લાગે છે. તેથી હું રાયને અનુસરી તે પાઠ રાખું છું.

નામ જાણ્યા પછી પણ તેને વિશ્વાસ બેસતો નથી કારણ એક સરખાં ઘણાં નામ જોવામાં આવે છે. रक्षाकरण्डकम्–રક્ષાનું માદળિયું. બાળક

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જ્યારે રમકડું લેવા ગયો ત્યારે તાપસીએ આ નોંધ્યું. કેટલી સાધારણ રીતે આ બનાવ બને છે ! તે કાંડા ઉપર પહેરવામાં આવતું હશે. આ પ્રસંગથી બધાને સંપૂર્ણ ખાતરી થાય છે કે આ દુષ્યન્ત જ છે. દુષ્યન્તને પણ સંપૂર્ણ ખાતરી થાય છે કે સર્વદમન પોતાનો જ બાળક છે. જો આ પ્રસંગ ન બન્યો હોત તો દુષ્યન્તે સર્વદમનને મુખે સાંભળેલી તેની માતા શકુન્તલા વિશે કંઈ પણ ન પૂછ્યું હોત. તે એમને એમ ચાલ્યો જાત અને નિરાશામાં દુઃખી દિવસો વિતાવત. આથી વધુ શુદ્ધચરિત બીજે ક્યાં મળશે ? जातकर्म ૧૬ સંસ્કારોમાંનો એક સંસ્કાર છે. બાળકના જન્મ પછીનો આ પહેલો સંસ્કાર હોય છે. નાળ કાપતાં પહેલાં મધ અને ઘી બાળકને ચટાડવામાં આવે તે. विक्किया–विक्रिया. विवाद–'ન' કાર—વિરોધ. તેં વિવાદ કર્યો કે મારા પિતા તમે નહિ પણ દુષ્યન્ત એ જ ખાતરી કરાવે છે કે તું મારો પુત્ર છે. एकवेणी—પતિના વિયોગ દરમિયાન સ્ત્રીઓ વિરહવ્રત પાળતી. મે આશા—દુષ્યન્ત સાથે ફરી મિલનની શકુન્તલાએ કોઈ પ્રકારે આશા રાખી ન હતી. રક્ષાકરણ્ડકના ચમત્કારથી પણ તેનું મન આ વાત માનવા ના પડે છે. જે બની ગયું તે વિધિને લીધે જ બન્યું એમ કવિ પહેલેથી કહેતા આવ્યા છે અને કહે છે. અહીં પણ શકુન્તલા કહે છે કે એક વખત જેણે એનો અસ્વીકાર કર્યો તે સ્વામી ફરી મળશે એવી એને આશા નહોતી. એવા એના ભાગ્યમાં એને શ્રદ્ધા નહોતી. प्रकृति–કુદરતી. અથવા यथा०—રાજાનું મન ફર્યું છે વગેરે હકીકત સાનુમતીએ કહી હશે

શ્લોક ૨૧ અન્વય—परिधूसरे वसने वसाना, नियमक्षाममुखी धृतैकवेणिः शुद्धशीला, अतिनिष्करुणस्य मम दीर्घं विरहव्रतं बिभर्ति । (ઔપચ્છન્દસિક)

परिधूसरे—મેલાં. क्षाम—ફિક્કા. દુષ્યન્તને શુદ્ધચરિત બતાવ્યો, રાજર્ષિ બતાવ્યો. તો સાથે શકુન્તલા પણ તેની પત્ની થવાને યોગ્ય જ છે. આ દિવસ દરમિયાન તે એક વિરહિણી તરીકે પવિત્ર જીવન ગાળે છે અને વ્રત પાળે છે. તે પણ સામાન્ય નારી નથી પણ દેવી જ છે.

न खलु०—રાજા શકુન્તલાને કેટલો ચાહતો હતો તે અહીં દેખાય છે. શકુન્તલા કૃશ થયા છતાં ઓળખાય તેવી તો રહી છે. પણ દુષ્યન્ત તો આ દુઃખમાં સાવ બદલાઈ ગયો છે. શકુન્તલા પણ તેને ઓળખી શકતી નથી.

प्रिये०—રાજા માને છે કે શકુન્તલાએ તેને ઓળખ્યો છે તેથી તે તેની આગળ અપરાધીની જેમ ઊભો રહે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



अनुकूल०—અનુકૂળ પરિણામવાળું. શકુન્તલા પણ આ વાત એકદમ માની શકતી નથી. એક તો તેને આવા ભાગ્યની ખાતરી ન હતી. અને બીજું એ કે રાજા પોતે પશ્ચાત્તાપથી સાવ બદલાઈ ગયો હતો. આથી કંઈ પણ માનતાં પહેલાં તે વિચાર કરે છે.

परित्यक्त०—હવે શકુન્તલાને ખાતરી થાય છે કે આ દુષ્યન્ત જ છે. પણ આ કોને લીધે? વિધિને લીધે. શકુન્તલા પોતે જ કહે છે કે આ દૈવને લીધે જ થયું. નહિ તો એને તો કોઈ આશા હતી જ નહિ.

શ્લોક ૨૨ (આર્યા)—मोहतमसः—અંધકારરૂપી મોહ.

स्मृति०—मोहः एव तमः मोहतमः। स्मृत्वा भिन्नं मोहतमः यस्य तस्य-સ્મૃતિથી જેનો અંધકાર રૂપી મોહ નષ્ટ થયો છે. उपराग-ગ્રહણ. रोहिणी-દક્ષની પુત્રી અને ચંદ્રની પ્રિયતમા પત્ની. प्रमुखे-આગળ, સમક્ષ. प्रगतं मुखम् प्रमुखं ( प्रादि तत० )

રાજા સ્પષ્ટતા કરે છે કે પોતાને કંઇક મોહ થઈ ગયો હતો તેથી તે એને ભૂલી ગયો હતો પણ હવે સ્મૃતિ થવાથી એનો મોહ નષ્ટ થયો છે.

અહીં પ્રથમાર્ધના વિશેષ વાક્યનું દ્વિતીયાર્ધના વિશેષ વાક્યથી સમર્થન થયું છે તેથી દૃષ્ટાન્ત અલંકાર છે. રાય અહીં પ્રતિવસ્તૂપમા અલંકાર લે છે.

શ્લોક ૨૩ (અનુષ્ટુભ)—जयशब्द 'जयतु' શબ્દ શકુન્તલા બોલતી હતી તે. असंस्कारं—સંસ્કાર વગરનું. पाटलो०—આછા લાલા હોઠવાળું.

वत्स०—શકુન્તલા સીધો જવાબ આપવાને બદલે બાળકને તેના ભાગ્યને પૂછવાનું કહે છે. અહીં કરુણની પરાકાષ્ટા આવે છે. હવે રાજા રોકાઈ શકતો નથી. શબ્દોથી માફી માગવી તેને ઉચિત લાગતી નથી તેથી તે સીધો શકુન્તલાને પગે પડે છે. અહીં પણ કવિ સૂચવે છે કે જે કંઈ બન્યું છે તે વિધિને લીધે જ બન્યું છે. આથી જ તે બાળકને કહે છે કે તારા ભાગ્યને પૂછ કે આ તારા કોણ થાય?

શ્લોક ૨૪ અન્વય—हे सुतनु, प्रत्यादेशव्यलीकं ते हृदयात् अपैतु। तदा मे मनसः बलवान् संमोहः किमपि अभूत्। प्रबलतमसां हि शुभेषु एवंप्राया वृत्तयः भवन्ति। अन्धः शिरसि क्षिप्तां स्रजमपि अहिशङ्कया धुनोति। (હરિણી)

व्यलीकम्—દુઃખ. प्रबलतमसाम्—તમસ પ્રબળ હોય તેના एवंप्रायाः—प्रायेण एवम् ( सुपसुप् )—ઘણું ખરું.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



धुनोति—ફેંકી દે છે. "શકુન્તલા બાળકને જવાબ આપવાને બદલે રડે છે. તેના મનમાં શું થાય છે તે રાજા સમજી જાય છે. તેથી તેને આ રીતે આશ્વાસન આપે છે."[1] રાજા કહે છે, "હજી તારા મનમાં પ્રત્યાદેશનું દુઃખ છે અને તેથી જ તું બાળકને જવાબ નથી આપતી."[2] દુષ્યન્ત તદ્દન નિર્દોષ છે. પોતાની જ વર્તણૂંક તે સમજી શકતો નથી. તેથી તે માફી માગે છે.

प्रबलतमसां...ઈ. માં અહીં અર્થાન્તરન્યાસ અલંકાર છે.

पादयोः पतति—કેટલાક ટીકાકારો એમ કહે છે કે રાજા પગે પડયા પછી આ શ્લોક બોલે છે. પણ શકુન્તલા જેવી સ્ત્રી તેટલો બધો વખત પતિને પગે પડેલો જોઈ શકે તે વિચિત્ર લાગે છે. તેથી આ બરાબર નથી. सुचरित०—સત્કૃત્યોને અવરોધતું. परिणाम०—ફળની નજીક. શકુન્તલા હિંદુ સ્ત્રી છે અને તેથી તે તેના ભાગ્યનો વાંક કાઢે છે. આમ જે કંઈ બન્યું છે તે કેવળ ભાગ્યને લીધે જ બન્યું છે એમ કવિ અહીં પણ સૂચવે છે.

આમ દુષ્યન્ત કે શકુન્તલામાં ક્યાંય દોષ નથી. કેવળ વિધિએ સઘળું શુભ અશુભ કર્યું છે. શાપ પણ પ્રતિકૂળ દૈવની જ લીલા છે. એને માટે કોઈ યોગ્ય નથી. જ્યારે કવિ જ વિધિ ઉપર ઢોળે છે તો આપણે વ્યક્તિગત દોષ શા માટે જોવા?

શ્લોક ૨૫ અન્વય—(हे) सुतनु, अधरं परिबाधमानः यः बाष्पबिन्दुः मोहात् मया पूर्वम् उपेक्षितः तम् आकुटिलपक्ष्मविलग्नम् अद्य तावत प्रमृज्य, हे कान्ते विगतानुशयो भवेयम् (વસન્તતિલકા)

पूर्वम्—પહેલાં. आकुटिल--સહેજ વળેલી. अनुशय—પશ્ચાત્તાપ. बाष्पबिन्दुम्--આંસુનું ટીપું.

પહેલાં પાંચમા અંકમાં રાજાએ શકુન્તલાનો પ્રત્યાદેશ કર્યો ત્યારે શકુન્તલાની આંખમાંથી કેટલાયે આંસુ પડ્યાં હતા. તે દુષ્યન્તે અવગણ્યાં હતાં. આજે દુષ્યન્તને પોતાનું એ ક્રૂર વર્તન યાદ આવે છે. તેથી આજે શકુન્તલાની આંખમાં આંસુ જોતાં તે પહેલું કામ એનાં આંસુ લૂછવાનું કરે છે. પણ આવા નાના પ્રસંગની પણ નાટ્ય અગત્ય છે. એક તો રાજાનો પશ્ચાત્તાપ ઓછો થાય અને બીજું કે એ નિમિત્તે રાજાની આંગળી ઉપર રહેલી વીંટી શકુન્તલાને દેખાય. આથી વાત એની મેળે નીકળે.

विषमं कृतम्०--અહીં વીંટીની અગત્ય સ્પષ્ટ થાય છે. तेन हि०—

---

૧–૨ રાય—પૃ.—૭૧૨.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



વીંટીનું યોગ્ય સ્થાન શકુન્તલાની આંગળી છે એમ રાજાને લાગે છે. તેથી તે પૂછે છે કે વીંટી ત્યાંજ રહે ऋतु=રાજા--વસંત; समवायचिह्नम्--ફૂલ, વીંટી लता=શકુન્તલા—લતા. અહીં આ પ્રસ્તુતપ્રશંસા અલંકાર છે. ઋતુના સમાગમના ચિહ્ન તરીકે લતા પુષ્પ ધારણ કરે છે. તેમ શકુન્તલા પણ દુષ્યન્ત સાથેના સમાગમના ચિહ્ન તરીકે આ વીંટી ભલે ધારણ કરે. नास्य०--કેટલું આસહજ વર્તન! શકુન્તલાને તો વીંટી મળી ગઈ હતી. તેને હવે આ વીંટીમાં વિશ્વાસ બેસતો નથી. માનવભાવનું કેટલું સચોટ આલેખન! દૂધથી દાઝેલો છાશ ફૂંકી ફૂંકીને પીએ.

દૃશ્ય ૩

[ મારીચ અદિતિને દુષ્યન્તની ઓળખાણ કરાવે છે. દુષ્યન્ત વગેરે તે બંનેને પ્રણામ કરે છે. મારીચ અને અદિતિ બધાંને આશીર્વાદ આપે છે. શકુન્તલાને તે ભૂલી કેમ ગયો અને વીંટી જોતાં તે તેને યાદ કેમ આવી વગેરે રાજા મારીચને પૂછે છે. મારીચ શાપની વાત કરે છે. આમ રાજા દોષમુક્ત થાય છે. સ્વામી પ્રત્યે રોષ ન રાખવા મારીચ શકુન્તલાને કહે છે. શકુન્તલાને પણ બધું સમજાય છે. કણ્વને ખબર આપવામાં આવે છે. ઇન્દ્રના રથમાં બેસીને જ દુષ્યન્ત–શકુન્તલા અને સર્વદમન પોતાના રાજ્ય તરફ વિદાય થાય છે. ભરતવાક્ય સાથે નાટકનો અંત આવે છે. ]

दिष्ट्या०—જે દેવે આગળથી જ આ મિલન નિર્ધાર્યું હતું તે આજે આ દંપતિને વધાવે છે.

जिह्नेमि०--સ્ત્રી સ્વભાવનું કેટલું તાદૃશ ચિત્ર! दाक्षायणि०—દક્ષની પુત્રી, અદિતિ.

શ્લોક ૨૬ અન્વય--अयं ते पुत्रस्य रणशिरसि अग्रयायी, दुष्यन्त इति अभिहितः, भुवनस्य भर्ता, यस्य चापेन विनिवर्तितकर्म ( सत् ) तत् कोटिमत् कुलिशं मघोनः आभरणं जातम् । ( વસંતતિલકા )

विनिवर्तित—થઈ જવાથી. कोटिमत् कुलिशं—તીક્ષ્ણ વજ્ર. દુષ્યન્તના ધનુષ્યથી બધું કામ થઈ ગયું છે તેથી ઇન્દ્રનું વજ્ર માત્ર ઘરેણા જેવું જ બની ગયું છે. તેનો કંઈ ઉપયોગ રહ્યો નથી.

વાંચો આ શ્લોકનું સમશ્લોકી—

'અગ્રે ત્વદીય સુતના રણમોખરે આ,
દુષ્યન્ત નામક ધરાતલ પાળનાર,

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



જેના ધનુષ્યથી પત્યે સહુ કાર્ય, વજ્ર
તે ધારદાર બન્યું ભૂષણ ઇન્દ્ર કેરું.'

મારીચ અદિતિને રાજર્ષિ દુષ્યન્તની ઓળખાણ કરાવે છે. તે કહે છે–(૧) તને એનામાં રસ હોવો જોઈએ કારણ તે સમરાંગણમાં તારા પુત્રનો અગ્રયાયી છે. (૨) તેના ધનુષ્યથી બધું કામ પતી ગયું છે તેથી ઈન્દ્રનું પેલું (तत्) વજ્ર કે જેણે ભૂતકાળમાં કેટલીયે મુસીબતોમાં કામ સાધી આપ્યું હતું–તે ઈન્દ્રનું વજ્ર આજે કેવળ આભૂષણ જ બની રહ્યું છે કારણ તેનો ઉપયોગ કરવાનો અવસર આવતો જ નથી.

આમ છેક સુધી દુષ્યન્તની ઉદાત્તતા કવિ બતાવે છે જ.

ખરે ! અદિતિ સાચું જ કહે છે—એની આકૃતિ ઉપરથી જ એનું દાનવોને જીતવાનું સામર્થ્ય સમજાઈ જાય છે. અદિતિ કહે છે, "આની આકૃતિ જ એનો પ્રભાવ કહી આપે છે." संभावनीया०–संभावनीयः अनुभावः यस्याः तादृशी

શ્લોક ૨૭—અન્વય--इदं तत् दक्षमरीचिसंभवं स्रष्टुः एकान्तरं द्वन्द्वं (किम्) यत् मुनयः द्वादशधा स्थितस्य तेजसः कारणम् आहुः यद् भुवनत्रयस्य भर्तारं यज्ञभागेश्वरं सुषुवे, यस्मिन् आत्मभुवः परः अपि पुरुषः भवाय आस्पदं चक्रे। (શાર્દૂલવિક્રીડિત)

एकान्तरम्–એક (પેઢી) થી જે જુદું છે. બ્રહ્મા પછી દક્ષમરીચિ અને પછી મારીચ અને અદિતિ द्वादशधा०—કહે છે કે ૧૨ મહિનાના આદિત્યો હોય છે. તે અદિતિ અને કાશ્યપના પુત્રો કહેવાય છે. વિષ્ણુ અને ઇન્દ્રને પણ તેમના પુત્રો ગણ્યા છે. ટીકાકારના મત પ્રમાણે - ર્યની બાર કળા બતાવે છે.

यज्ञभागेश्वरम् यज्ञभागाः (દેવો કે જેમનો યજ્ઞમાં ભાગ હોય છે.) तेषाम् ईश्वरः—તેમનો શ્વર–ઇન્દ્ર

**आत्मभुवः परः–आत्मभवः परः**

आत्मभुवः परः—બ્રહ્માથી પણ ઉપરનો. आत्मभुवः=ब्रह्मा। 'રાય'ના મત પ્રમાણે आत्मभवः परः વધારે સારું છે કારણ તે 'भवाय' સાથે સારો વિરોધ બતાવે છે. पुरुषः–पुरि शेते असौ। नियोज्यः–અનુચર. वासवः—ઈન્દ્ર. રાજા પોતે ઈન્દ્રનો માત્ર કિંકર જ છે એમ બતાવે છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



શ્લોક ૨૮ ( અનુષ્ટુભ )—पौलोमी-शची-ईन्द्राणी. નાટકને અંતે મારીચ અને અદિતિ દ્વારા છેલ્લે પણ કવિ એ જ સૂચવે છે કે દુષ્યન્ત અને શકુન્તલા એકમેકને યોગ્ય જ છે. મારીચ દુષ્યન્તને આશિષ આપે છે કે पृथिवीं पालय। અદિતિ પણ તેને તેમ જ કહે છે—अप्रतिरथो भव। તો શકુન્તલાને પણ તેવા જ આશિષ મળે છે. જો દુષ્યન્ત આખણ્ડલ જેવો છે તો શકુન્તલા પણ પૌલોમી જેવી જ છે समानयंस्तुल्यगुणं वधूवरं चिरस्य वाच्यं न गतः प्रजापतिः। મારીચ શકુન્તલાને આમ અવૈધવ્યના આશિષ આપે છે તો અદિતિ એને પતિની बहुमता થવાના આશિષ આપે છે. તેના મતથી પતિનું બહુમાન એ અવૈધવ્ય કરતાં પણ મહાન છે. बहुमता—"દાક્ષાયણિ અવૈધવ્ય કરતાં પણ પતિનું માન વધારે લેખે છે. શકુન્તલા પતિની માનીતી થાય અને ફરીથી વિયોગ ન આવે તેમ તે ઇચ્છે છે."[1]

શ્લોક ૨૯ ( અનુષ્ટુભ )--श्रद्धा—શ્રદ્ધા. वित्तम् વિત્ત. अपत्यम्—બાળક. विधि વિધિ. श्रद्धा=શકુન્તલા. विधि—દુષ્યન્ત. કર્મકાંડમાં શ્રદ્ધા વિત્ત અને વિધિ એ ત્રિતયનું ખૂબ મહત્ત્વ છે. શ્રદ્ધા વિત્ત અને વિધિ આ ત્રણ સાથે હોય ત્યારે જ જગત્ કલ્યાણકારી ઉત્તમ યજ્ઞ થાય છે. તેવી જ રીતે મનુષ્ય જીવનનો યજ્ઞ સાધ્વી સ્ત્રી અને સદ્પુત્ર હોય તો જ સફળ થાય.

અહીં યોગ્યનો યોગ્ય સાથે સંબંધ છે તેથી સમ અલંકાર છે.

જુઓ રઘુ૦—૨-૧૬-श्रद्धेव साक्षाद्विधिनोपपन्ना॥

શ્લોક ૩૦—( અન્વય )—पूर्वं कुसुमम् उदेति ततः फलं प्राक् घनोदय तदनन्तरं पयः। अयं निमित्तनैमित्तिकयोः क्रमः। संपदः तव प्रसादस्य तु पुरः ( વંશસ્થવિલ )

नैमित्तिक—કાર્ય. પહેલાં કારણ હોવું જોઈએ અને પછી કાર્ય થવું જોઈએ. અહીં ઊંધો ક્રમ છે. તેથી આ કૃપા અપૂર્વ કહી છે. અહીં कार्यकारणयोः पौर्वापर्यविपर्ययः છે. તેથી અતિશયોક્તિ અલંકાર છે.

एवं०--विधातारः—દેવો બ્રહ્મા. નાટકના આરંભે કહ્યું હતું તેમ અંતે પણ કવિ એ જ કહે છે કે આ મિલન દેવોએ ઇચ્છેલું જ હતું. નહિ તો દુષ્યન્તની બાબતમાં એમ કેમ બને કે પહેલાં ફળ મળે અને પછી દેવનાં

1 રાય પૃષ્ઠ-૭૨૪

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



દર્શન થાય. પરંતુ દેવો તો એવી રીતે જ પ્રસન્ન થાય. आज्ञाकरी—આજ્ઞા પાળનારી. आज्ञां करोति इति। આ વિવેક છે. कस्यचित् कालस्य—થોડો વખત પછી. युष्मत्सगोत्रस्य—તમારા ગોત્રના. પોતે શકુન્તલાનો શા માટે અસ્વીકાર કર્યો તે પ્રશ્ન હજી દુષ્યન્તને અકળાવે છે. આખરે તે મારીચને પૂછે છે. રાજા કેટલો બધો નિર્દોષ છે. પોતે શકુન્તલાને શું ભૂલ્યો ? એ મોહ એને ખરેખર થયો હતો વગેરે તે પૂછે છે.

શ્લોક ૩૧ અન્વય—यथा समक्षरूपे गजो न इति, अपक्रामति तस्मिन् संशयः स्यात्, पदानि दृष्ट्वा तु प्रतीतिः भवेत् तथाविधः मे मनसः विकारः (अस्ति)। (ઉપજાતિ)

समक्ष—પ્રત્યક્ષ. सामीप्यमक्ष्णोः इति। अपक्रामति—જાય ત્યારે. प्रतीतिः—ખાતરી.

હાથી પ્રત્યક્ષરૂપે દેખાય તે = શકુન્તલા આવી હતી તે.

તે જાય તે પછી સંશય થાય તે = શકુન્તલાના ગયા પછી રાજાને જે થયું તે.

पदानि = વીંટી

प्रत्यक्ष॰—(૧) જેનું દુઃખ દેખીતું હતું. (૨) જેનું દુઃખ મેનકાએ જાતે જોયું હતું. અહીં શકુન્તલાને પણ તેવી ને તેવી જ મહાન બતાવે છે. अवसानः—અંત. મારીચની આ ઉક્તિમાં શાપની અને વીંટીની અગત્ય સમજાય છે. વીંટી ન હોત તો આખું જીવન કદાચ તેની યાદ આવત નહિ. वचनीय—દોષ, આ પણ શાપની અગત્ય બતાવે છે. દુષ્યન્ત પોતે નિર્દોષ ઠરે છે તેથી એને સંતોષ થાય છે, નહિ તો પોતે दारत्यागी કહેવાત.

શ્લોક ૩૨ અન્વય—शापात् भर्तरि स्मृतिरोधरूक्षे प्रतिहता असि। भर्तरि अपेततमसि तवैव प्रभुता। मलोपहतप्रसादे दर्पणतले छाया न मूर्च्छति। शुद्धे तु (सा) सुलभावकाशा (भवति)। (વસન્તતિલકા)

અત્યાર સુધી શકુન્તલાને એમ હતું કે રાજાએ કોઈ બીજા દુન્યવી કારણથી તેનો ત્યાગ કર્યો હતો. તેનો આ સંશય મારીચની વાત સાંભળી જતો રહે છે. તેના મનમાં પતિ માટે લેશ પણ સંદેહ રહેતો નથી. આમ મિલન સંપૂર્ણ બને છે. આ શાપની અગત્ય છે. દુષ્યન્તને શકુન્તલાની પવિત્રતા વિશેનો જરાક પણ સંદેહ રહ્યો નથી. આમ નાટકને અંતે ઉભયના



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



મનનો ઊંડો ઊંડો સંદેહ પણ જતો રહે છે. અહીં વિશેષ વાક્યનું વિશેષ વાક્ય દ્વારા સમર્થન છે, તેથી દૃષ્ટાન્ત અલંકાર છે.

रूक्ष—ક્રૂર. अपेततमसि—તમસ્ જતાં. प्रभुता—મહત્તા. छाया—પ્રતિબિંબ. न मूर्च्छति—પડતું નથી. જુઓ रघु०–૨–૩૪ न पादपोन्मूलनशक्तिरंहः शिलोच्चये मूर्च्छति मारुतस्य । सुलभावकाशा—તરત અસર થાય છે. તરત પડે છે. જુઓ उ. च.—प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्न मृदां चयः

वंशप्रतिष्ठा—વંશની પ્રતિષ્ઠા.

પહેલાં દુષ્યન્ત નિર્દોષ છે એમ શકુન્તલાને સમજાવી તેનો સંદેહ દૂર કર્યો. ત્યાર પછી શકુન્તલાની પવિત્રતા પણ બતાવી. તે છતાં રાજર્ષિ દુષ્યન્ત હવે શકુન્તલાનો અને તેના પુત્રનો સ્વીકાર કરે છે કે નહિ તે મારીચ દુષ્યન્તને પૂછે છે. આમ આ વાક્યમાં મારીચ ઘણું કહી દે છે કે જેથી કોઈને કંઈ પણ સંદેહ ન રહે.

શ્લોક ૩૩ અન્વય—अनुद्घातस्तिमितगतिना रथेन तीर्णजलधिः अयं सप्तद्वीपां वसुधां पुरा जयति । सत्वानां प्रसभदमनात् इह अयं सर्वदमनः (इति ख्यातः) लोकस्य भरणात् पुनः भरत इति आख्यां यास्यति । (શિખરિણી)

अनुद्घात—આંચકા વગરના. न उद्घातः यस्य सः अनुद्घातः । स्तिमित—સ્થિર. જુઓ—रघु० ૨–૭૨ ययौ अनुद्घातसुखेन । स्तिमिता गतिः यस्य सः स्तिमित गति । अनुद्घातः अतएव स्तिमित गतिः तेन । पुरा जयति—ચોક્કસ જીતશે. 'यावत् पुरा निपातयोर्लट्' (पाणिनि ३–३–४) यावत् અને पुरा જ્યારે વર્તમાનકાળ સાથે વપરાય છે ત્યારે તે ભવિષ્યકાળ બતાવે છે અને તેનો અર્થ नूनं થાય છે. જુઓ मेघ० आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा । सप्तद्वीपाम्—હિંદુ પુરાણ પ્રમાણે પૃથ્વીના સાત ટાપુઓ હતા. भरत બધાનો એક રાજા હતો તેથી તે ભરત કહેવાયો. તે જ ભરત કૌરવ પાંડવોનો આદ્યેનો પૂર્વજ છે. श्रुतिविस्तर०—ખબર કરાવો. तपः प्रभावात्०–કણ્વની યૌગિક શક્તિ બતાવે છે. सापत्य०—अपत्यञ्च दाराश्च अपत्यदारौ । (द्वन्द्व) अपत्यदाराभ्यां सह सापत्य०

શ્લોક ૩૪ અન્વય—बिडौजाः तत्र प्रजासु प्राज्यवृष्टिः भवतु । विततयज्ञः त्वमपि स्वर्गिणःप्रीणयस्व । एवम् उभयलोकानुग्रह श्लाघनीयैः अन्योन्यकृत्यैः युगशत-परिवर्तान् नयथ । (માલિની)

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्राज्यवृष्टिः प्राज्या (પુષ્કળ) वृष्टिः यस्य । वितत०—કરીને. प्रीणयस्व—ખુશી કર. 'प्रीणयालम्' પાઠાંતર છે. परिवर्त०—પરિવર્તન. उभय—બંને લોક. उभौ लोकौ उभयलोकौ ।

જુઓ—रघु० १–२६—देवान् भावयतानेन ते देवा भावयंतु वः । परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ । रघु० ४—प्रजार्थसाधने तौ हि पर्यायोद्यतकार्मुकौ विक्रमो० ५–२०—त्वत्कार्यं वासवः कुर्यात्त्वं च तस्येष्टमाचरेः ।

भरतवाक्यम्—નાટકનો અંતીમ શ્લોક. આમાં બધાને આશિષ હોય. બધા અભિનેતાઓ ભેગા થઈને આ શ્લોક ગાય છે. અત્યારે પણ આવો રિવાજ છે. છેલ્લે વંદેમાતરમ્ ગાય છે એવું કંઈક. वरप्रदानसंप्राप्तिः काव्य संहार इति नटवाक्यम् भरतवाक्यम् । नाटकाभिनयसमाप्तौ सामाजिकेभ्यो नटेनाशीर्दीयते इत्यर्थः ।

શ્લોક ૩૫ અન્વય—पार्थिवः प्रकृतिहिताय प्रवर्तताम् श्रुतमहतां सरस्वती महीयताम् परिगतशक्तिः आत्मभूः नीललोहितः ममापि च पुनर्भवं क्षपयतु । (રુચિરા)

श्रुतमहताम्—વિદ્યામાં બહુ વધેલાની.

सरस्वती—વાણી. महीयताम्—માન આપો. नीललोहितः—શિવનું નામ છે. वामभागे नीलः—दक्षिणभागे लोहितः અથવા—नीलः कण्ठे लोहितश्च केशेषु । ...ઈ. परिगतशक्तिः—જેની શક્તિ બધે વ્યાપ્ત છે. (૧) શક્તિ (૨) શિવની આઠ શક્તિ (૩) પાર્વતી. परिगता प्राप्ता शक्तिः पार्वती येन सः ।

"પુનર્જન્મનો નાશ થાઓ" એ કવિની પ્રાર્થના છે.

"શિવની સ્તુતિથી નાટકનો પ્રારંભ થાય છે અને શિવની સ્તુતિથી તે સમાપ્ત થાય છે."

"પ્રવર્તજો જનહિતકાજ પાર્થિવ,  
સરસ્વતી શ્રુતગુરુની સુપૂજ્ય હો !  
સુનીલરક્ત વિદિતશક્તિ શંભુ જે  
સ્વયંભૂ તે મુજ ફરી જન્મ ટાળજો"

---

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# પરિશિષ્ટ-૧

## નાટ્યશાસ્ત્રના કેટલાક પારિભાષિક શબ્દો

**पूर्वरङ्ग ( અને )**

**नान्दी** —यन्नाट्यवस्तुनः पूर्वं रङ्गविघ्नोपशान्तये ।
कुशीलवाः प्रकुर्वन्ति पूर्वरङ्ग स उच्यते ॥
आशीर्वचनसंयुक्ता स्तुतिर्यस्मात् प्रयुज्यते ।
देवद्विजनृपादीनां तस्मान्नान्दीति संज्ञिता ॥
मङ्गल्यशङ्खचन्द्राब्जकोककैरवशंसिनी ।
पदैर्युक्ता द्वादशभिरष्टाभिर्वा पदैरुत ॥

—साहित्यदर्पण.

**सूत्रधारः** —नाट्योपकरणादीनि सूत्रमित्यभिधीयते ।
सूत्रं धारयतीत्यर्थे सूत्रधारो निगद्यते ॥
आसूत्रयन् गुणान् नेतुः कवेरपि च वस्तुनः ।
रङ्गप्रसाधनप्रौढः सूत्रधार इहोदितः ।
नाट्यस्य यदनुष्ठानं तत् सूत्रं स्यात् सबीजकम् ।
रङ्गदैवतपूजाकृत् सूत्रधार उदीरितः ।
वर्तनीयकथासूत्रं प्रथमं येन सूच्यते ।
रङ्गभूमिं समासाद्य सूत्रधारः स उच्यते ॥

**प्रस्तावना** —नटी विदूषको वापि पारिपार्श्विक एव वा
**અથવા** सूत्रधारेण सहिताः संलापं यत्र कुर्वते ॥
**स्थापना** चित्रैर्वाक्यैः स्वकार्योत्थैः प्रस्तुताक्षेपिभिर्मिथः ।
आमुखं तत् तु विज्ञेयम् नाम्ना प्रस्तावनापि सा ।
प्रस्तावनास्थापनेति द्विधा स्यादिदमामुखम् ॥
सूत्रधारो यत्र नटीविदूषकनटादिभिः ।
संलपन् प्रस्तुतंचार्थमाक्षिपेत् स्थापना हि सा ॥

પ્રસ્તાવના પાંચ પ્રકારની હોય છે:—

उद्घात्यकः कथोद्घातः प्रयोगातिशयस्तथा ।
प्रवर्तकावगलिते पञ्चप्रस्तावनाभिदः ॥

साहित्यदर्पण

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



प्रयोगातिशयः[1]—एषोऽयमित्युपक्षेपात् सूत्रधारप्रयोगतः ।
पात्रप्रवेशो यत्रैव प्रयोगातिशयो मतः ॥

दशरूपक

प्रवेशकः —प्रवेशकोऽनुदात्तोक्त्या नीचपात्रप्रयोजितः ।
अङ्कद्वयान्तर्विज्ञेयः शेषं विष्कम्भके यथा ॥

साहित्यदर्पण

विष्कम्भकः—वृत्तवर्तिष्यमाणानां कथांशानां निदर्शकः ।
संक्षिप्तार्थस्तु विष्कम्भ आदावङ्कस्य दर्शितः ।
मध्येनमध्यमाभ्यां वा पात्राभ्यां संप्रयोजितः ।
शुद्धः स्यात् स तु संकीर्णो नीचमध्यमकल्पितः ॥

साहित्यदर्पण

प्रकाशम् —नाट्यधर्ममपेक्ष्यैतत् पुनर्वस्तु त्रिधेष्यते ।
सर्वेषां नियतस्यैव श्राव्यमश्राव्यमेव च ।

स्वगतम् —सर्वश्राव्यं प्रकाशं स्याद् अश्राव्यं स्वगतं मतम् ।

जनान्तिकम्—त्रिपताकाकरेणान्यानपवार्यान्तरा कथाम्
अन्योन्यामन्त्रणं यत् स्यात् जनान्ते तज्जना-
न्तिकम् । दशरुपक

अपवारितम्—रहस्यं कथ्यतेऽन्यस्य परावृत्त्यापवारितम् ।

दशरूपक

आकाशभाषितम्—किं ब्रवीषीत्येवमादि विना पात्रं ब्रवीति यत् ।
श्रुत्वेवानुक्तमप्येकस्तत् स्यादाकाशभाषितम् ॥

दशरूपक

---

૧. શાકુન્તલની પ્રસ્તાવના 'પ્રયોગાતિશય' પ્રકારની છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# પરિશિષ્ટ–૨

## છંદ

### કેટલાક નિયમો

ગદ્ય અને પદ્ય એમ બન્નેમાં કાવ્ય હોઈ શકે. काव्यं गद्यं च पद्यं च तत् द्विधैव व्यवस्थितम् એમ દંડિન કહે છે. છંદ બે પ્રકારના છે. વૈદિક અને લૌકિક. આપણે અહીં ખાસ કરીને લૌકિક છંદ જોવાના છે.

સંસ્કૃત પદ્ય એટલે શ્લોક. તે ચાર પંક્તિના હોય છે. દરેક પંક્તિને 'પાદ' અથવા 'ચરણ' કહેવામાં આવે છે. આ પંક્તિમાં અમુક અક્ષરો અથવા માત્રાઓ હોય.

એક વ્યંજન સાથેનો સ્વર અથવા એકલો સ્વર અક્ષર કહેવાય.

લઘુ–ગુરુ લઘુ એટલે નાનું અને ગુરુ એટલે મોટું. લઘુ સ્વર બોલતાં જે સમય લાગે તેને માત્રા કહે છે. કોઈ પણ અક્ષર લઘુ અથવા ગુરુ છે તે તેના હ્રસ્વ અથવા દીર્ઘ સ્વરથી કહી શકાય. હ્રસ્વ સ્વરો अ, इ, उ, ऋ, લઘુ કહેવાય છે. બાકીના દીર્ઘસ્વરો આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અઃ વગેરે ગુરુ કહેવાય છે. જે વ્યંજન સાથે હ્રસ્વ સ્વર હોય તે વ્યંજન લઘુ કહેવાય છે. અને જે વ્યજન સાથે દીર્ઘસ્વર હોય તે ગુરુ કહેવાય છે. દા. ત. ક, કિ, કુ, કૃ લઘુ કહેવાય જ્યારે કા, કી, કે, કો...ઈ ગુરુ કહેવાય.

જ્યારે લઘુ સ્વર સાથે અનુસ્વાર અને વિસર્ગ આવે ત્યારે તે લઘુ પણ ગુરુ જ ગણાય. વળી લઘુ સ્વર પછી જો જોડાક્ષર આવે તો પણ તે લઘુ દીર્ઘ ગણાય. દા. ત. रामं, रामस्य, रामः અહીં म સાથે અનુસ્વાર અને વિસર્ગ હોવાથી તે ગુરુ જ ગણાય. 'रामस्य' માં 'म' પછી જોડાક્ષર છે તેથી તે લઘુ નહિ પણ ગુરુ જ ગણાય––

सानुस्वारश्च दीर्घश्च विसर्गी च गुरुर्भवेत् ।
वर्णः संयोगपूर्वश्च तथा पादान्तगोऽपि वा ॥

પંક્તિને અંતે આવેલો લઘુ પણ મોટે ભાગે ગુરુ ગણાય છે.

વૃત્ત અને જાતિ–જેમાં અક્ષરોની સંખ્યા અને સ્થાન નક્કી થયું હોય તેને વૃત્ત કહેવાય છે. જેમાં દરેક ચરણમાં અમુક માત્રા નક્કી થઈ હોય તેને જાતિ કહે છે. વૃત્તના ત્રણ પ્રકાર છે–(अ) સમવૃત્ત–જેમાં ચારે ચરણ સરખાં હોય છે. (ब) અર્ધસમવૃત્ત–જેમાં એકી ચરણો (૧–૩) અને

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



એકી ચરણો(૨–૪) સરખાં હોય તે અર્ધસમવૃત્ત કહેવાય. એટલે કે પહેલું અને ત્રીજું; અને બીજું અને ચોથું એમ 'ચરણો' સરખાં હોય છે (क) વિષમવૃત્ત–આ પ્રકારનાં ચારે ચરણો જુદા જુદા માપનાં હોય.

अंघ्रयो यस्य चत्वारस्तुल्यलक्षणलक्षिताः ।
तच्छन्दःशास्त्रतत्त्वज्ञाः समंवृत्तं प्रचक्षते ॥
प्रथमांघ्रिसमो यस्य तृतीयश्चरणो भवेत् ।
द्वितीयस्तुर्यवद्वृत्तं तदर्धसममुच्यते ॥
यस्य पादचतुष्केऽपि लक्ष्मभिन्न परस्परम् ।
तदाहुर्विषमम् वृत्तं छन्दशास्त्रविशारदाः ॥

જાતિ શ્લોકમાં લઘુની એક અને ગુરુની બે માત્રા હોય છે.

યતિ એટલે એક પ્રકારનો વિરામ. કાવ્યની પંક્તિ બોલતાં આપણે જ્યાં વિરામ લેવા પડે છે તે યતિ કહેવાય.

ग ને ગુરુ અને ल ને લઘુ કહે છે. ⏑ લઘુની અને – ગુરુની નિશાની છે.

ગણ ખ્યાલ

વૃત્ત શ્લોકમાં દરેક ચરણ ત્રણ ત્રણ અક્ષરના સમૂહમાં વહેંચી દેવામાં આવે છે. ત્રણ ત્રણ અક્ષરથી બનેલા એ સમૂહને ગણ કહેવામાં આવે છે. આવા આઠ ગણ છે. નીચેના કોઠા ઉપરથી પણ ગણનો ખ્યાલ આવી જાય—

| | | | | | |
|---|---|---|---|---|---|
| य ग ण | ⏑ – – | | લઘુ | ગુરુ | ગુરુ |
| ग ण | – – – | | ગુરુ | ગુરુ | ગુરુ |
| त ग ण | – – ⏑ | | ગુરુ | ગુરુ | લઘુ |
| र ग ण | – ⏑ – | | ગુરુ | લઘુ | ગુરુ |
| ज ग ण | ⏑ – ⏑ | | લઘુ | ગુરુ | લઘુ |
| भ ग ण | – ⏑ ⏑ | | ગુરુ | લઘુ | લઘુ |
| न ग ण | ⏑ ⏑ ⏑ | | લઘુ | લઘુ | લઘુ |
| स ग ण | ⏑ ⏑ – | | લઘુ | લઘુ | ગુરુ |

ગણમાં લઘુ–ગુરુની ગોઠવણ યાદ રાખવા નીચેનો શ્લોક સહેલો થઈ પડે છે—

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



आदिमध्यावसानेषु यरता यान्ति लाघवम् ।
भजसा गौरवं यान्ति मनौ तु गुरुलाघवम् ॥

એટલે 'य' માં પહેલો લઘુ અને બીજા ગુરુ.
'र' માં મધ્યમાં લઘુ અને બીજા ગુરુ.
'त' માં છેલ્લો લઘુ અને બીજા ગુરુ.

જ્યારે 'भ' 'ज' 'स' માં અનુક્રમે સહુથી પહેલો, વચલો અને છેલ્લો ગુરુ. 'म' માં બધા ગુરુ અને 'न' માં બધા લઘુ. બધા જ ગણને એક સાથે યાદ રાખવા માટે નીચેનું સૂત્ર ખૂબ પ્રચલિત છે અને તે સહેલું પણ થઈ પડે છે.

'યમાતારાજભાનસલગા'

સૂત્રના પહેલા આઠ અક્ષરો આઠ ગણનાં નામ સૂચવે છે. છેલ્લા લ, ગ, લઘુ અને ગુરુ બતાવે છે. જે ગણના લઘુ ગુરુ ગોઠવવા હોય તે ગણના અક્ષર અને પછીના બે અક્ષરો એમ કુલ ત્રણ અક્ષરનો સમૂહ સૂત્રમાંથી લેવો અને તે પ્રમાણે લઘુ ગુરુ ગોઠવવા.

દા. ત. આપણે ય ગણ જોવો છે. તો સૂત્રમાંથી ય અને તેની પછીના બે એટલે યમાતા એમ ત્રણ અક્ષરોનો સમૂહ લેવો. તે પ્રમાણે લઘુ ગુરુ ગોઠવવા. એટલે ય=લ, મા=ગુ, તા=ગુ. આમ ય ગણ=યમાતા =લ ગુ ગુ= ⏑ – –. આવી રીતે ભગણ જોવો હોય તો સૂત્રમાંથી ભાનસ એ ત્રણ અક્ષરનો સમૂહ લેવો. તે પ્રમાણે લઘુ ગુરુ ગોઠવવા ભાનસ=–⏑⏑=ભગણ આવી રીતે ગણ યાદ રાખવા બહુ સરળ થઈ પડે છે.

શાકુન્તલના છંદ

अनुष्टुभू--

पञ्चमं लघु सर्वत्र सप्तमं द्विचतुर्थयोः ।
गुरुषष्ठं च पादानां शेषेष्वनियमो मतः ॥

१—५, ६, ११, १२, २५; २--१३, १६, १७; ३—१, १९, २२; ४—४, ७; ५--१४, २४, २६, २९; ६--१४, २२, २३, २८, ३२; ७—९, १३, १४, १५, २३, २८, २९.

इन्द्रवज्रा--स्यादिन्द्रवज्रा यदि तौ जगौ गः ।
४-२२; ६-४.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



उपेन्द्रवज्रा--उपेन्द्रवज्रा जतजास्ततो गौ ।
उपजाति--अनन्तरोदीरितलक्ष्मभाजौ पादौ यदीयावुपजातयस्ताः ।
२-७; ३-४; ५-५, २०, २५; ६-१०, २४, २६; ७-२, ५, १९, ३१.
रथोद्धता--रान्नराविह रथोद्धता लगौ । ७-१८.
शालिनी--मात्तौ गौ चेच्छालिनी वेदलोकैः । ५-३०.
त्रिष्टुभ्--११ અક્ષરનાં ચાર ચરણ હોય છે. ४-८.
वियोगिनी-- (वैतालीय) विषमे ससजा गुरुः समे सभरालोऽथगुरुर्वियोगिनी ।
२-१८; ६-१, ७-१
अपरवक्त्रम्--अयुजि ननरला गुरुः समे
तदपरवक्त्रमिदं नजौ जरौ ।
४-१०; ५-१
माल्भारिणी--विषमे ससजे नगे नगे
અથવા नाविषमस्थयेण तु माल्भारिणायम् ।
औपच्छन्दसिक ३-२३, २४. ?
वंशस्थविल અથવા वंशस्थ-जतौ तु वंशस्थमुदीरितं जरौ ।'
१-१८, २२; ३-१३; ४-१; ५-१२, १५, १७; ६-१३, १८ २९; ७-१० १६-३०
द्रुतविलम्बितम्—द्रुतविलम्बितमाह न भौ भरौ ।
२-११; ३-१८; ५-२७, ६-८; ७-३.
रुचिरा—जभौ सजौ गिति रुचिरा चतुर्ग्रहैः । ७-३५.
प्रहर्षिणी—म्याशाभिर्मनजरगाः प्रहर्षिणीयम् । ६-२७, ३०
पुष्पिताग्रा—अयुजिनयुगरेफतो यकारो
युजि च नजौ जरगाश्च पुष्पिताग्रा ।
१-३१; २-३; ६-११.
वसन्ततिलका—उक्ता वसंततिलका तभजाजगौगः ।
१-८, २६, ३०; २-९, १२; ३-१०, २०, २६; ४-२, ३, ११, १३, १४, १५, २०; ५-२, ३, ६, २२, २३; ६-१२, १६, २०, २५; ७-३, ६, १७, २५, २६, ३२.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मालिनी—ननमयययुतेयं मालिनी भोगिलोकैः ।
१–१०, १९, २०; २–४, ३–३; ५–७, ८, १९; ७–७, ३४

मन्दाक्रान्ता—मन्दाक्रान्ता जलधिषडगैर्म्भौ नतौ ताद्गुरू चेत् ।
१–१५, ३२, २–१४, १५,

शिखरिणी—रसैरुद्रैश्छिन्ना यमनसभलागः शिखरिणी ।
१–९, २३, २–१०, ३–८, ५–१०, ६–९, ७–३३.

हरिणी—नसमरसला गः षड्वेदैर्हयैर्हरिणा मता ।
३–१२, ४–१९, ७–२४,

शार्दूलविक्रीडितम्—सूर्याश्वैर्यदि मः सजौ सततगाः शार्दूलविक्रीडितम् ।
१–१४, २९, २–२–५, ६, ३–९, २५, ४–५, ६, ९, १७, १८; ५–९; ६–४, ५, ६, १७; ७–८, ११, १२, २७.

स्रग्धरा—म्रभ्नैर्यानां त्रयेण त्रिमुनि यतियुता स्रग्धरा कीर्तितेयम् ।
१–१, ७.

आर्या-यस्याः पादे प्रथमे द्वादशमात्रास्तथा तृतीयेपि ।
अष्टादश द्वितीये चतुर्थके पञ्चदश सार्या ॥
१–२, ३, ४, १३, १६, १७, २१, २४, २७, २८, ३३; २–१, ८; ३–२, ५, ६, ७, ११, १४, १६, १७, २१; ४–१२, १६, २१; ५–११, १३, १६, १८, २१, २८, ३१; ६–२, ३, ७, १५, १९, २१, ३१; ७–२२.

गीति—आर्याप्रथमार्धसमं यस्याः परार्धमीरिता गीतिः । ३–१५

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# પરિશિષ્ટ-૩

## અલંકાર[1]

अतिशयोक्तिः—निगीर्याध्यवसानं तु प्रकृतस्य परेण यत् । भेदेऽ-
ध्यभेदः संबन्धेऽसंबन्धस्तद्विपर्ययौ । पौर्वापर्यात्ययः
कार्यहेत्वोः सा पञ्चधा ततः ॥ २-९, ७-२५, ३०,
—साहित्यदर्पण

अनुमानम्—अनुमानं तदुक्तं यत्साध्यसाधनयोर्वचः ३-७

अर्थान्तरन्यासः—सामान्यं वा विशेषो वा तदन्येन समर्थ्यते ।
यत्र सोऽर्थान्तरन्यासः साधर्म्येणेतरेण वा ॥
१-२, १६, २०, २२; २-१, ४-३, १६, १८; ५-१२,
२६; ६-३१; ९-२४.

अर्थापत्तिः—दण्डापूपिकयान्यार्थागमोऽर्थापत्तिरिष्यते। ४-६; ५-२२,
× ७-१९ —साहित्यदर्पण

आक्षेपः—निषेधो वक्तुमिष्टस्य यो विशेषाऽभिधित्सया ।
✓ वक्ष्यमाणोक्तविषयः स आक्षेपः द्विधा मतः ॥
५-७.

उत्प्रेक्षा—संभावनमथोत्प्रेक्षा प्रकृतस्य समेन यत् ।
१-६, ८, ३२ (गम्योत्प्रेक्षा); २-३; ४-२, १२, २२;
५-१०, २३.

उपमा—साधर्म्यमुपमा भेदे ।
१-५, १९, ३१, ३३; २-४, ७, ८, १०, १५, १७, ३-९,
२३; ४-१, ४७, १९; ५-१३, १९, २१; ६-६, ९. १८,
२४, २७; ७-३, ११. १५, १६, १८.

काव्यलिङ्गम्—काव्यलिङ्गं हेतोः वाक्यपदार्थता ।
१-११, २७; ३-३.

---

૧. ઉલ્લેખ કર્યો સિવાયના બધા જ વ્યાખ્યાઓ મમ્મટના કાવ્ય-
પ્રકાશમાંથી લેવામાં આવી છે.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



परिणामः—परिणामः क्रियार्थश्चेद्विषयी विषयात्मना ।
४-१०. कुवलयानन्द

पर्यायोक्तम्—पर्यायोक्तं विना वाच्यवाचकत्वेन यद्वचः ।
१-३०

भाविकम्—प्रत्यक्षा इव यद्भावाः क्रियन्ते भूतभाविनः । २-१२.

दृष्टान्तः—दृष्टान्तः पुनरेतेषां सर्वेषां प्रतिबिम्बनम् ।
३-१३, १६; ५-५, ७, १४; ७-३२.

प्रतिवस्तूपमा—सामान्यस्य द्विरेकस्य यत्र वाक्यद्वये स्थितिः ।
१-२५; ५-४, १२.

विरोधः—विरुद्धमिव भासेत विरोधोऽसौ दशाकृतिः ।
१-२८, ५-४, १२ साहित्यदर्पण

विषमः—गुणौक्रिये वा यत् स्यातां विरुद्धे हेतुकार्ययोः ।
यद्वारब्धस्य वैकल्यमनर्थस्य च संभवः । विरूपयोः
संघटना या च तद्विषमं मतम् ॥ —साहित्यदर्पण
१-१०, २-१८.

विशेषोक्तिः—विशेषोक्तिरखण्डेषु कारणेषु फलावचः । ६-४.

विभावना—क्रियायाः प्रतिषेधेऽपि फलव्यक्तिर्विभावना । ५-१०.

स्वभावोक्तिः—स्वभावोक्तिस्तु डिम्भादे स्वक्रीयारूपवर्णनम् ।
जाति अथवा १-७, ८; २-६; ६-१७; ७-१७.

समम्—समम् योग्यतया योगो यदि संभावितः क्वचित् ।
५-१५; ७-२९.

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# પરિશિષ્ટ ૪—નાટકમાં આવતાં સુભાષિતો.

अकृतार्थेऽपि मनसिजे रतिमुभयप्रार्थना कुरुते ।
अचेतनं नाम गुणं न लक्षयेत् ।
अज्ञातहृदयेष्वेवं वैरीभवति सौहृदम् ।
अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम ।
अतिस्नेहः पापशङ्की ।
अथवा अनार्यः परदारव्यवहारः ।
अथवा भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ।
अनतिक्रमणीयानि श्रेयांसि ।
अनियन्त्रणानुयोगस्तपस्विजनो नाम ।
अनिर्वर्णनीयं परकलत्रम् ।
अपि आचरितव्यमभ्युदयकालेषु ।
अरण्ये मया रुदितमासीत् ।
अर्थो हि कन्या परकीय एव ।
अवश्यंभाव्यचिन्तनीयः समागमो भवति ।
अविश्रमोऽयं लोकतन्त्राधिकारः ।
अस्त्येतदन्यसमाधिभीरुत्वं देवानाम् ।
अहन्यहन्यात्मन एव तावज्ज्ञातुं प्रमादस्खलितं न शक्यम् ।
अहो ईदृशी स्वकार्यपरता । अस्य संतापेन अहं रमे ।
अहो चेष्टाप्रतिरूपिका कामिजनमनोवृत्तिः ।
अहो विघ्नवत्यः प्रार्थितार्थसिद्धयः ।
अहो सर्वास्ववस्थासु रमणीयत्वमाकृतिविशेषाणाम् ।
इदं तत् प्रत्युत्पन्नमति स्त्रैणमिति यदुच्यते ।
इष्टप्रवासजनितान्यबलाजनस्य दुःखानि नूनमतिमात्रसुदुःसहानि ।
ईदृशं नाम सुखोपनतं रूपं दृष्ट्वा कोऽन्यो विचारयति ।
उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी ।
उत्सर्पिणी खलु महतां प्रार्थना ।
उत्सवप्रियाः खलु मनुष्याः ।
एवं भोः सन्ततिच्छेदनिरवलम्बानां कुलानां मूलपुरुषावसाने संपदः-
परमुपतिष्ठन्ते ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


एवमादिभिरात्मकार्यनिर्वर्तिनीनामनृतमयवाङ्मधुभिराकृष्यन्ते विषयिणः ।

एष नामानुग्रहो यच्छूलादवतार्य हस्तिस्कन्धे प्रतिष्ठापितः ।

ओदकान्तं स्निग्धो जनोऽनुगन्तव्यः ।

औत्सुक्यमात्रमवसाययति प्रतिष्ठा ।

क इदानीं सहकारमन्तरेणातिमुक्तलतां पल्लवितां सहते ।

क इदानीं शरीरनिर्वापयित्रीं शारदीं ज्योत्स्नां पटान्तेन वारयति ।

कदापि सत्पुरुषाः शोकपात्रात्मानो न भवन्ति ।

कष्टं खल्वनपत्यता ।

किमत्र चित्रं यदि विशाखे शशाङ्कलेखामनुवर्तेते ।

किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ।

किमीश्वराणां परोक्षम् ।

कुतः किल स्वयमक्षिणी आकुलीकृत्याश्रुकारणं पृच्छसि ।

को नामोष्णोदकेन नवमालिकां सिञ्चति ।

कोऽन्यो हुतवहाद्दग्धुं प्रभवति ।

गण्डस्योपरि पिण्डकः संवृत्तः । गुणवते कन्यका प्रतिपादनीया ।

गुर्वपि विरहदुःखमाशाबन्धः साहयति ।

चूतकलिकां दृष्ट्वोन्मत्ता परभृतिका भवति ।

छाया न मूर्छति मलोपहतप्रसादे शुद्धे तु दर्पणतले सुलभावकाशा ।

ज्वलति चलितेन्धनोऽग्निर्विप्रकृतः पन्नगः फणां कुरुते ।
प्रायः स्वं महिमानं क्षोभात् प्रतिपद्यते हि जनः ॥

तमस्तपति घर्मांशौ कथमाविर्भविष्यति ।

तेन हि ऋतुसमवायचिन्हं प्रतिपद्यतां लता कुसुमम् ।

त्रिशङ्कुरिवान्तराले तिष्ठ ।

धूमाकुलितदृष्टेर्यजमानस्य पावक एवाहुतिः पतिता ।

न खलु मातापितरौ भर्तृवियोगदुःखितां दुहितरं द्रष्टुं पारयतः ।

न खलु धीमतां कश्चिदविषयो नाम ।

न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



ननु गर्भः पित्र्यं रिक्थमर्हति ।

ननु प्रवातेऽपि निष्कम्पा गिरयः ।

न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ।

नन्ववसरोपसर्पणीया राजानः ।

निभृतमिति चिन्तनीयं भवेत् । शीघ्रमिति सुकरम् ।

प्रतिपाल्यावसरः खलु प्रस्तावः ।

प्रबलतमसामेवंप्रायाः शुभेषु हि वृत्तयः । स्रजमपि शिरस्यन्धः क्षिप्तां धुनोत्यहिशङ्कया

बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ।

बहुधनत्वात् बहुपत्नीकेन तत्रभवता भवितव्यम् ।

बहुवल्लभा राजानः श्रूयन्ते ।

भवन्ति नम्रास्तरवः फलागमैर्नवाम्बुभिर्दूरविलम्बिनो घनाः ।

अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभाव एवैष परोपकारिणाम् ॥

भावस्थिराणि जननान्तरसौहृदानि ।

मनोरथा नाम तटप्रपाताः ।

मूर्च्छन्त्यमीविकाराः प्रायेणैश्वर्यमत्तेषु ।

यथा कस्यापि पिण्डखर्जूरैरुद्वेजितस्य तिन्तिण्यामभिलाषो भवेत् ।

यद्वेतसः कुब्जलीलां विडम्बयति तत् किमात्मनः प्रभावेण, ननु नदीवेगस्य

रन्ध्रोपनिपातिनोऽनर्था इति यदुच्यते तदव्यभिचारि वचः ।

राजरक्षितव्यानि तपोवनानि नाम ।

लभेत वा प्रार्थयिता न वा श्रियं श्रिया दुरापः कथमीप्सितो भवेत् ।

विवक्षितं ह्यनुक्तमनुतापं जनयति ।

वशिनां हि परपरिग्रहसंश्लेषपराङ्मुखी वृत्तिः ।

विकारं खलु परमार्थतोऽज्ञात्वानारम्भः प्रतीकारस्य ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


विनीतवेषेण प्रवेष्टव्यानि तपोवनानि नाम ।
सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ।
सतीमपि ज्ञातिकुलैकसंश्रयां जनोऽन्यथा भर्तृमतीं विशङ्कते ।
सर्वः कान्तमात्मीयं पश्यति ।
सर्वं तत् किल मत्परायणमहो कामी स्वतां पश्यति ।

सर्वः प्रार्थितमर्थमधिगम्य सुखी संपद्यते जन्तुः । राज्ञां तु चरितार्थता दुःखोत्तरैव ।
सर्वः सगन्धेषु विश्वसिति ।
सहजं किल यद्विनिन्दितं न खलु तत् कर्म विवर्जनीयम् ।
पशुमारणकर्मदारुणोऽनुकम्पामृदुरेव श्रोत्रियः ॥
सागरमुज्झित्वा कुत्र वा महानद्यवतरति ।
सिध्यन्ति कर्मसु महत्स्वपि यन्नियोज्याः संभावनागुणमवेहि तमीश्वराणाम् ।
स्त्रीणामशिक्षितपटुत्वममानुषीषु संदृश्यते किमुत या प्रतिबोधवत्यः ।
स्निग्धजनसंविभक्तं हि दुःखं सह्यवेदनं भवति ।
स्वाधीनकुशलाः सिद्धिमन्तः ।
हंसो हि क्षीरमादत्ते तन्मिश्रा वर्जयत्यपः ।

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.

# પરિશિષ્ટ ૫

## કાલિદાસનાં વિચારમૌક્તિક

**સૌંદર્ય**

न प्रभातरलं ज्योतिरुदेति वसुधातलात् ।
अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै
रनाविद्धं रत्नं मधुनवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ।
न तादृशा आकृतिविशेषा गुणविरोधिनो भवन्ति ।
अहो सर्वास्ववस्थासु रमणीयत्वं आकृतिविशेषाणाम् ।

**સ્નેહ**

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान्
पर्युत्सुकीभवति यत्सुखितोऽपि जन्तुः ।
तच्चेतसा स्मरति नूनमबोधपूर्वं
भावस्थिराणि जननान्तरसौहृदानि ॥
अतः परीक्ष्य कर्तव्यं विशेषात् संगतं रहः ।
अज्ञातहृदयेष्वेवं वैरीभवति सौहृदम् ॥

**સ્નેહનો આવિર્ભાવ**

कामी स्वतां पश्यति ।
अकृतार्थेऽपि मनसिजे रतिमुभयप्रार्थना कुरुते ।
अहो चेष्टाप्रतिरूपिका कामिजनमनोवृत्तिः ।
अनुयास्यन् मुनितनयां विनयेन वारितप्रसरः ।
स्थानादनुच्चलन्नपि गत्वेव प्रतिनिवृत्तः ॥
अभिमुखे मयि संहृतमीक्षितं ।
हसितमन्यनिमित्तकृतोदयम् ।
विनयवारितवृत्तिरतस्तया
न विवृतो मदनो न च संवृतः ॥
दर्भाङ्कुरेण चरणः क्षत इत्यकाण्डे
तन्वी स्थिता कतिचिदेव पदानि गत्वा ।
आसीद्विवृत्तवदना च विमोचयन्ती
शाखासु वल्कलमसक्तमपि द्रुमाणाम् ॥

**પુત્રની અગત્ય**

एवं भोः संततिच्छेदनिरवलम्बानां कुलानां मूलपुरुषावसाने
संपदः परमुपतिष्ठन्ते ।
अस्मात् परं बत यथाश्रुति संभृतानि

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.


को नः कुले निवपनानि नियच्छतीति ।
नूनं प्रसूतिविकलेन मया प्रसिक्तं
धौताश्रुशेषमुदकं पितरः पिबन्ति ॥
आलक्ष्यदन्तमुकुलाननिमित्तहासै-
रव्यक्तवर्णरमणीयवचः प्रवृत्तीन् ।
अङ्काश्रयप्रणयिनस्तनयान् वहन्तो
धन्यास्तदङ्गरजसा मलिनीभवन्ति ॥

પુત્રી અને સ્રીત્વ

अर्थो हि कन्या परकीय एव
तामद्य संप्रेष्य परिग्रहितुः ।
जातो ममायं विशदः प्रकामं
प्रत्यर्पितन्यास इवान्तरात्मा ॥
गुणवते कन्यका प्रतिपादनीयेति प्रथमः संकल्पः ।
जाते, भर्तुर्बहुमानसूचकं महादेवीशब्दं लभस्व ।
वत्से, वीरप्रसविनी भव ।
वत्से, भर्तुर्बहुमता भव ।
...पतिकुले तव दास्यमपि क्षमम् ।
अभिजनवतो...४
शुश्रूषस्व गुरून् कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मा स्म प्रतीपं गमः ।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यान्त्येवं गृहिणीपदं युवतयो वामा कुलस्याधयः ॥

સંગીત

अहो रागपरिवाहिणी गीतिः ।
विदूषकः—भो वयस्य, संगीतशालान्तरे अवधानं देहि ।
कलविशुद्धायाः गीतेः स्वरसंयोगः श्रूयते ।

સંગીતની માનસિક અસર

रम्याणि वीक्ष्य ... ...૪. ૫-૨

ચિત્રકળા

दर्शनसुखमनुभवतः साक्षादिव तन्मयेन हृदयेन ।
स्मृतिकारिणा त्वया मे पुनरपि चित्रीकृता कान्ता ।

મૃગયા

अनवरत० २-४
मेदच्छेदकृशोदरं० २—५

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



સૌંદર્યના શણગાર

सरसिजमनुविद्धं शवलेनापि रम्यं
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति ।
किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥

વ્યક્તિ અને સમાજ

गर्भः पित्र्यं रिक्थमर्हति ।
सहजं किल यद्विनिन्दितं—६—१
उपपन्ना हि दारेषु प्रभुता सर्वतोमुखी

રાજવી આદર્શ

येन येन वियुज्यन्ते प्रजाः स्निग्धेन बन्धुना ।
स स पापादृते तासां दुष्यन्त इति घुष्यताम् ॥
आर्तत्राणाय वः शस्त्रं न प्रहर्तुमनागसि ।
नीवारषष्टभागमुपहरन्त्विति । तपःषड्भागमक्षय्यं
ददत्यारण्यका हि नः ॥
विनिमयसि विमार्गप्रस्थितानात्तदण्डः
प्रशमयसि विवादं कल्पसे रक्षणाय ।
अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम
त्वयि तु परिसमाप्तं बन्धुकृत्यं प्रजानाम् ।
वर्णाश्रमानां रक्षिता...
भानुः सकृद्युक्ततुरङ्ग एव
रात्रिंदिवं गन्धवहः प्रयाति ।
शेषः सदैवाहितभूमिभारः
षष्ठांशवृत्तेरपि धर्म एष ॥
प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा
निषेवते श्रान्तमनाः विविक्तम् ।
औत्सुक्यमात्रमवसाययति प्रतिष्ठा
क्लिश्नाति लब्धपरिपालनवृत्तिरेव ।
नातिश्रमापनयनाय यथा श्रमाय
राज्यं स्वहस्तधृतदण्डमिवातपत्रम् ॥
स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः
प्रतिदिनमथवा ते वृत्तिरेवंविधैव ।
अनुभवति हि मूर्ध्ना पादपस्तीव्रमुष्णं
शमयति परितापं छायया संश्रितानाम् ॥

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



भूत्वा चिराय०... ४
प्रवर्ततां प्रकृतिहिताय पार्थिवः ।

नीति-નિયમ

अनिर्वर्णनीयं परकलत्रम् ।
अथवानार्यः परदारव्यवहारः ।
विनीतवेशेण प्रवेष्टव्यानि तपोवनानि नाम ।
वशिनां हि परपरिग्रहसंश्लेषपराङ्मुखी वृत्तिः ।

વિધિ

भवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र ।
अथवा भवितव्यता खलु बलवती ।

તપ અને તપનો પ્રભાવ

तपः प्रत्यक्षं सर्वमेव तत्रभवता ।
शमप्रधानेषु० २—७
निमित्तनैमित्तिकयोरयं क्रम—
स्तव प्रसादस्य पुरस्तु संपदः ।
पुण्याश्रमदर्शनेन तावदात्मानं पुनीमहे ।
तेन ह्यनतिक्रमणीयानि श्रेयांसि ।

પરમાત્મા

या सृष्टिः स्रष्टुराद्या० १—१
ममापि च क्षपयतु नीललोहितः
पुनर्भवं परिगतशक्तिरात्मभूः ॥

## પરિશિષ્ટ—૬

### કાલિદાસ વિશે ઉલ્લેખ

(१) निर्गतासु न वा कस्य कालिदासस्य सूक्तिषु ।
प्रीतिर्मधुरसार्द्रासु मञ्जरीष्विव जायते ॥ बाण हर्षचरित ॥

(२) साकूतमधुरकोकिलविलासिनीकण्ठकूजितप्राये ।
शिक्षासमयेऽपि मुदे रतलीला कालिदासोक्तिः ॥
गोवर्धनाचार्य० आर्या सप्तशती

(३) यस्याश्चोरश्चिकुरनिकरः कर्णपूरो मयूरो
भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः ।
हर्षो हर्षो हृदयवसतिः पञ्चबाणस्तु बाणः
केषां नैषा कथय कविताकामिनी कौतुकाय ।
जयदेव० प्रसन्नराघव

(४) भासो रामिलसोमिल्लौ वररुचिः श्रीसाहसाङ्कः कविः

CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.



मेण्ठो भारविकालिदासतरलाः स्कन्धः सुबन्धुश्च यः ।
दण्डी बाणदिवाकरौ गणपतिः कान्तश्च रत्नाकरः
सिद्धा यस्य सरस्वती भगवती के तस्य सर्वेऽपि ते ॥
राजशेखर० शार्ङ्गधरपद्धति

(५) एकोऽपि जीयते हन्त कालिदासो न केनचित् ।
शृङ्गारे ललितोद्गारे कालिदासत्रयी किमु ॥
राजशेखरस्यसूक्तिमुक्तावलि

(६) कालिदासो गिरां सारं कालिदासः सरस्वती ।
चतुर्मुखोऽथवा साक्षात् विदुर्नान्ये तु मादृशाः ॥
मल्लिनाथस्य

(७) धन्वन्तरिः क्षपणकोऽमरसिंहशङ्कु-
वेतालभट्टघटकर्परकालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपते सभायां
रत्नानि वै वररुचिर्नव विक्रमस्य ॥ ज्योतिर्विदाभरण

(८) वाल्मीकेरजनि प्रकाशितगुणा व्यासेन लीलावती
वैदर्भी कविता स्वयं वृतवती श्रीकालिदासं वरम् ।
कस्यापि

(९) उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥ कस्यापि

(१०) काव्येषु नाटकं रम्यं तत्रापि च शकुन्तला ।
तत्रापि च चतुर्थोऽङ्कस्तत्रश्लोकचतुष्टयम् ॥ कस्यापि

(११) पुरा कवीनां गणनाप्रसङ्गे कनिष्ठिकाधिष्ठित कालिदासा ।
अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥
कस्यापि

# પરિશિષ્ટ-૭

## શાકુન્તલના શ્લોકોની સૂચિ



CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.





CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.





CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

Funding: IKS/Tattva Heritage. Digitization: eGangotri.







CC-0. Bhagavad Ramanuja National Research Institute, Melukote Collection.

